શ્રીકૃત્તાપ્રબોધકલ્પદ્રુમાલય ગ્રંથાવલિ.
પુસ્તક નંબર ૮.



કીર્તનાચાર્ય મહારાજશ્રી દત્તાત્રેયબુવા વિરચિત

# શ્રી કૃષ્ણલીલાભાવાર્થદીપિકા.

(ભાગ પહેલો.)

# શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમ.

## (પ્રથમ દ્વિતીય અને તૃતીય સ્કંધમાંના થોડાક વિષયો.)



**પ્રથમ ગુચ્છ–પુષ્પ** ૧. સદ્દગુરૂદ્વારા સચ્છાસ્ત્ર લાભ ૨. સદ્દગુરૂનું લક્ષણ તથા શરણાગતરીતિ. ૩. સંસાર વ્યાધિનાશક સદ્દગુરૂ ધન્વંતરીની આવશ્યકતા. ૪. આત્મારામને વિષે સદ્દગુરૂદ્વારા પ્રવેશ. ૫. સદ્દગુરૂવચનનો વિશ્વાસજ મોક્ષનો ઉપાય. ૬. સદ્દગુરૂ કૃપાંજનથી નિર્મલ દૃષ્ટિ. ૭. જ્ઞાનગંગા સમૂલપાપનાશિકા. ૮. મોક્ષાર્થીને સમતાની આવશ્યકતા. દ્વિતીય ગુચ્છ. ૧ દુઃખનું મૂળ ચિત્તજ. ૨. બંધ મોક્ષનું કારણ મનજ. ૩. મનો નિગ્રહ યુક્તિ. ૪. વૈરાગ્યસ્વરૂપ અને તેના પ્રકાર ૫ અભ્યાસ સ્વરૂપ ૬. મલિન વાસનાના સ્વરૂપ અને ભેદ ૭. શુભ વાસના સ્વરૂપ અને પ્રકાર. ૮ વિષય વિચાર. **દ્વિતીયસ્કંધ–પ્રથમ ગુચ્છ પુષ્પ** ૧ ભેદશૂન્ય ભક્તિદ્વારા યોગ અને જ્ઞાન સિદ્ધિ. ૨. ભક્તિમાં વિક્ષેપ ૩. ભક્તિવગર કાંતિપાંડિત્યાદિ ગુણ વ્યર્થ છે. ૪. ભજનરહિત મનુષ્યની શવતુલ્યતા. ૫. સગુણ અને નિર્ગુણ ભક્ત લક્ષણ અને તેના પ્રકાર. ૬. ભક્તિશૂન્ય જ્ઞાન શ્રમદાયક છે. ૭. સર્વ સાધનોમાં ભક્તિનું પ્રાધાન્ય. ૮. ભક્તિના ઉત્પાદક નવ સાધન દ્વિતીય ગુચ્છ. ૧. શ્રદ્ધાયુક્ત શ્રવણ અને તેમાં વિઘ્ન કથન. ૨. હરિકથા શ્રવણથી જ્ઞાનલાભ અને સંકટ વિમોચન. ૩. કેવા પ્રકારનું શ્રવણ ફલદાયી થાય છે. ૪. ભગવદ્દર્શનારનું મુખ્ય પ્રયોજન. ૫. ભગવત્કીર્તનથી જીહ્વાની શુદ્ધિ. ૬. ભગવન્નામરહિત વાણી અમંગળ છે. ૭. જીહ્વાનો સ્વભાવ. ૮. પાપને લીધે ભજનમાં અપ્રવૃત્તિ. **તૃતીયસ્કંધ. પ્રથમ ગુચ્છ પુષ્પ.** ૧. નામ માહાત્મ્ય અને કલિપ્રભાવ વર્ણન. ૨. નામજ મુખ્ય પ્રાયશ્ચિત અને તેના ગ્રહણનો વિધિ. ૩. નામબ્રહ્મની ઉપાસના કરનારાને યાત્રાદિકોની ફલ પ્રાપ્તિ ૪. જપ તપ યજ્ઞનું સ્વરૂપ તથા ન્હાનતા. ૫. હરિસ્મરણથી અવિદ્યાદિ ક્લેશોનો નાશ. ૬ સાકાર સ્મરણ પછી નિરાકારને વિષે મનનો પ્રવેશ. ૭. નારાયણ સ્મરણવડે તેનો સાક્ષાત્કાર. ૮. શ્રીરામ અને કૃષ્ણનો ઐક્ય ભાવ. દ્વિતીય ગુચ્છ. ૧. રામ એ તત્ત્વમસિ મહાવાક્ય સર્વને સુલભ તથા સુખપ્રદ છે. ૨. શ્રી રામ કરતાંયે ત્હેમના નામની શ્રેષ્ઠતા. ૩. હરિહર અભેદ. ૪. શંકરનું અલૌકિક દતૃત્વ. ૫. અદ્વૈત શિવ વિષ્ણુને વિષે માયા ગુણકૃત દ્વૈતાભાસ. ૬. શ્રી ભગવતી જગદંબા બ્રહ્મરૂપ છે. ૭ જગન્માતાનું ભક્તવાત્સલ્ય. ૮. જગન્માતાનું સ્મરણ અખિલ પાપનાશક છે (પ્રથમ અને દ્વિતીય સ્કંધની કિં. ૪-૦-૦ તથા તૃતીય સ્કંધની કિં. ૨-૦-૦ ટ. ખ. જુદો.)





કર્તા અને પ્રકાશક

કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેયબુવા તાંબે સાતારકર.

(સર્વ પ્રકારના હક્ક પ્રકાશકે સ્વાધીન રાખ્યા છે)



સુરત.

મિતિ માઘ શુક્લ ૫ સંવત્ ૧૯૮૪ સન ૧૯૨૮.

કિંમત રૂ. ૨॥ અઢી.

ॐ

तत्सत्परमात्मने नमः

(શ્રીમદ્ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધમાંની)

# શ્રીકૃષ્ણલીલાભાવાર્થદીપિકા

## (ભાગ પહેલો.)


કર્તા અને પ્રકાશક

કીર્તનાચાર્ય મહારાજ શ્રી દત્તાત્રેયબુવા તાંબે સાતારકર.





સુરત.

મિતિ માઘ શુક્લ ૫ સંવત ૧૯૮૪ સન ૧૯૨૮.

કિંમત રૂ. ૨।। અઢી.

**વિશેષ સુચના:—**

અમારા કાર્યાલયદ્વારા પ્રગટ થએલાં પુસ્તકોમાંથી કેટલાક લોકો અમોને પૂછ્યા વગર કેટલાક ઉતારા લઇ પોતાના પુસ્તકો છાપે છે. માટે આ સૂચનાથી તેઓને અને બીજાઓને પણ ખબર આપવામાં આવે છે કે અમારી રજા સિવાય કોઇએ કંઇપણ ભાગ છાપવો નહિ.

---

આ પહેલો ભાગ સુરત બાલાજીરોડ ઉપર આવેલા "ન્યુ સોદાગર" પ્રેસમાં શા૦ ચુનીલાલ ભાઈદાસે છાપ્યો.

---



# અર્પણ પત્રિકા.



શ્રીમંત સકલગુણાલંકરણ અખંડિત રાજશ્રિયા વિરાજીત
ગોબ્રાહ્મણપ્રતિપાલક ક્ષાત્રકુલાવતંસ નામદાર
મહારાણાશ્રી દોલતસિંહજી સાહેબ બહાદુર
કે. સી. આઈ. ઈ. રાજ્યસ્થાન લિંમડીના
ઠાકોર સાહેબ એમને, તેમની ધર્મ-
નિષ્ઠતા તથા ઔદાર્ય અને ભક્તિ-
જ્ઞાનાદિ સદ્વિદ્યાની અભિરૂચી
જોઇને ગ્રંથકર્તાએ આ પુસ્તક
પરમ આદરપૂર્વક પ્રીતિ-
યુક્ત અંતઃકરણથી
અર્પણ કરેલું
છે.

ગ્રંથકર્તા

દત્તાત્રેયબુવા.

**H. H The Maharaja Daulatsinhjee** K. C. I. E.
**Thakore Saheb of Limbdi.**




મહારાજા દૌલતસિંહજી ઠાકોર સાહેબ કે. સી. આઇ. ઇ.
રાજ્યસ્થાન–લિમડી.

Lakshmi Art, Bombay, 8.

# નામદાર મહારાણાશ્રી દૌલતસિંહજી સાહેબ બહાદુર. કે. સી. આઈ. ઈ. રાજ્યસ્થાન લીંબડીના ઠાકોર સાહેબના જીવનની સંક્ષિપ્ત રૂપરેખા.



**सदानुरक्तप्रकृतिः प्रजापालनतत्परः ।**
**विनीतात्मा हि नृपतिर्भूयसीं श्रियमश्नुते ॥**

પ્રજાપાલનમાં તત્પર અને અતએવ જેના ઉપર પ્રજા નિરંતર સંતુષ્ટ રહે છે, તથા નિરંતર જેનો સ્વભાવ પરમાત્માની નિષ્ઠાવાળો હોય છે અને જેની બુદ્ધિ વિદ્યાવિનયાદિ ઉત્તમ ગુણોવડે શિક્ષિત છે, તે રાજા ચિરકાલ પૂર્ણ રાજ્યલક્ષ્મીનો ઉપભોગ કરે છે.

ભાઇઓ ! આ જગતમાં કેટલાક પુરૂષો મહત્તા લઇને જન્મે છે, કેટલાક સ્વબળ અને પુરૂષાર્થથી તે પ્રાપ્ત કરે છે, અન કેટલાકની સાથે તે બળાત્કારે જોડવામાં આવે છે. લીંબડી નરેશ **મહારાણા શ્રી દૌલતસિંહજી,** આ ત્રણ કોટી પૈકી બીજી કોટીમાં બીરાજે છે. લીંબડી રાજ્યના એક નાના ભાયાત તરીકે સામાન્ય પરિસ્થિતિમાં જન્મ ગ્રહણ કરી બુદ્ધિ અને હૃદયના અસાધારણ ગુણોના પ્રભાવથી, તેઓ શ્રી એક વિશાળ રાજ્ય લક્ષ્મીના અધીશ્વર થયા છે. '**गुणलुब्धाः स्वयमेव संपदः**' આ ભારવી કવીના વચનાનુસાર રાજ્ય લક્ષ્મીએ મહારાણાશ્રીના ગુણોપર આસકત થઇને તેમને કેમ વર્યા ન હોય ? એમ લાગે છે. ગુણજ સર્વત્ર પૂજ્ય હોય છે, વંશ નિરર્થક છે. એનું ઉદાહરણ એ છે કે, વસુદેવને છોડીને ભગવાનશ્રી વાસુદેવનેજ લોકો નમસ્કાર કરે છે. બીજું પણ જુઓ ! રેશમની ઉત્પત્તિ કૃમિઓથી થાય છે પરંતુ તે પીતાંબર થઇને પરમાત્માના શરીરપર નિવાસ કરે છે. સોનું, પાષાણ તથા રેતી, માટીમાંથી નીકળે છે પરંતુ તે દેવ તથા રાજાઓના મુગુટ રૂપથી તેમના મસ્તકપર વિરાજે છે. નીલકમલ ગોમયથી અને રકત કમલ કાદવથી ઉત્પન્ન થાય છે પરંતુ તે કેવું સુંદર હોય છે ? તથા જે પૂજામાં દેવના મસ્તકપર સમર્પણ કરાય છે. **जलधी** એટલે સમુદ્ર તે **जड-धी** જ હોય છે. સંસ્કૃતમાં **ड** અને **ल** નો ભેદ નથી. માટે **जलधी** તથા **जडधी** એકજ સમજવો. જડબુદ્ધીવાળો જેમ નીચે નીચે ગમન કરે છે તેમ જલનો સ્વભાવ પણ નીચે ગમન કરવાવાળો હોય છે; એક કદી ઉંચે સ્થાન પર ચઢતા નથી. એવા **जडधी** (સમુદ્ર)થી ચંદ્રની ઉત્પત્તિ થઇ છે પણ તેને શંકર માથે ધરે છે. જડ કાષ્ઠમાંથી અગ્નિની ઉત્પત્તિ પરંતુ સર્વત્ર તેની

પૂજા થાય છે. ગાયોના રોમથી દુર્વાની ઉત્પત્તિ, પરંતુ ગણપતિ તેમને પ્રીતિથી પોતાના માથાપર ધારણ કરે છે. સારાંશ, **'प्राकाश्यं स्वगुणोदयेन गुणिनो यास्यंति किं जन्मना'** અસાધારણ ગુણોવાળા પોતાના ગુણો વડેજ જગતમાં પ્રકાશિત થાય છે; નહિ કે કેવલ જન્મથી. કૃમિઓની ઉત્પત્તિ કયાં સુગંધી પુષ્પોમાં હોતી નથી ? કહેવાની મતલબ એ છે કે, શિલાઓના સમૂહ વચ્ચે દબાઈ ગયેલું મહાન્ વૃક્ષનું બીજ, પોતાની અંતર્નિહિત શકિતવડે પથ્થરોને ભેદીને પર્વતના શિખર ઉપર પ્રકાંડ વૃક્ષ રૂપે જેમ વિરાજમાન થાય છે, તેમ પ્રતિકુળ સંયોગોના અસંખ્ય થરોને પોતાના આત્મપ્રભાવથી ભેદીને, **મહારાણાશ્રી દોલતસિંહજી** તેઓશ્રીની વર્તમાન મહત્તાનો પ્રકાશ કરી રહેલા છે.

તેઓ નામદારનો જન્મ સંવત ૧૯૨૪ના અશાડ વદી ૬ એટલે તારીખ ૧૧-૭-૧૮૬૮ને શનિવારના રોજ થયો હતો. બાલ્ય કાલથીજ તેઓશ્રીમાં કાંઇક એવું અનિર્દેસ્ય દીવ્ય તત્વ હતું કે જેને લઇ, તેઓ જાણે કે સામાન્ય જનતાથી કાંઇક ઉચ્ચત્તર ભૂમિકા ઉપર હોય તેવો ભાસ થતો હતો. અસાધારણ બુદ્ધિ પ્રકાશને સુચવતું તેમનું વિશાળ ઉન્નત લલાટ, અદમ્ય શકિત, સાહસ અને મહત્વાકાંક્ષાનો પરિચય આપનાર તેમના તેજસ્વી ચક્ષુઓ, સ્થિર, ધીર, ગંભીર મુખાકૃતિ, અને સુદૃઢ બળવાન શરીર, એ સર્વ બાલ્ય કાળથીજ તેઓશ્રીના ભાવિ પદ અને અધિકારની આગાહી આપતા હતા.

તેઓશ્રીએ પોતાના જીવનની શરૂઆત જામનગરમાં કરી હતી. તેમની પ્રતિભાએ તે વખતના જામનગર નરેશ **મહારાજા જામસાહેબ શ્રી વિભાજીના** મનનું આકર્ષણ કર્યું, અને તેમને ઇમ્પીરીઅલ સરવીસ ટ્રૅપ્સની વ્યવસ્થા કરવાનું કાર્ય સુપ્રત કરી તે ખાતાના અધિકારી નીમ્યા. તેમની કાર્ય દક્ષતા, રાજદ્વારી કુનેહ, અને નિપુણ વ્યવહાર-બુદ્ધિથી તેઓશ્રી જામ સાહેબની અંત્યત પ્રીતિ સંપાદન કરી શકયા હતા. જામશ્રી વિભાજી સાહેબના સ્વર્ગવાસ પછી સરકારી એડમીનીસ્ટ્રેશનમાં લગભગ દશ વર્ષ સુધી જામનગરની સેવા બજાવી, મહારાજા જામ સાહેબ શ્રી જસાજીના ગાદીનશીન થયા પછી તેઓશ્રી પોરબંદર રાજયના સદ્દગત **મહારાજા શ્રી ભાવસિંહજીના** આગ્રહથી તે રાજયમાં સેનાપતિના પદ ઉપર આવ્યા હતા.

લીંબડીના સદગત્ પ્રાતઃસ્મરણીય **મહારાણા શ્રી જસવંતસિંહજી** સાહેબને કાંઈ સંતાન ન હતું. તેથી લીંબડીના ભાવી રાજ્યકર્તા તરીકે તેમનું અંતઃકરણ ઘણા સમયથી આ પ્રતિભાશાળી ભાયાત-યુવક ઉપર ઠરેલું

હતું. સને ૧૯૦૭ના એપ્રીલ માસની ૧૪મી તારીખે, મહાબળેશ્વરમાં, સદગત્ મહારાણાશ્રીનો સ્વર્ગવાસ થયો તે વખતે તેઓશ્રીએ પોતાની ઘણા કાળની એ ઇચ્છા નામદાર બ્રીટીશ સરકારને જાહેર કરી. તે અનુસાર લીંબડીની પ્રજાના ભાગ્યોદયે, નામદાર સરકારે સને ૧૯૦૮ના એપ્રીલ માસની તા. ૧૪ના રોજ **મહારાણા શ્રી દોલતસિંહજીને** લીંબડીની રાજ્યગાદી સ્વાધીન કરી.

રાજ્યપદ ઉપર આવતા પહેલા તેઓશ્રીએ જગતનો, જગતના કાર્યોનો અને માનવ-સ્વભાવનો, વિશાલ અને મર્મ-ગ્રાહી અનુભવ મેળવેલો હતો, જે અન્ય રાજ્ય-કર્તાઓ સંબંધે ભાગ્યેજ બને છે. રાજા તરીકેની તેઓશ્રીની સવિશેષ સફલતાનું કારણ પણ તેજ છે. રાજ્યપદે આવ્યા પછી તેઓશ્રીએ લીંબડી રાજ્યની અનેક-દેશીય પ્રગતિ અને ઉન્નતિ કરેલી છે, તેમાં ખાસ ઉલ્લેખ કરવા યોગ્ય નીચે પ્રમાણે છે.

૧. લીંબડી અને લખતર રાજ્યની પ્રજા માટે, આખા રાજ્યમાં બધી પ્રકારની કેળવણી તદ્દન મફત આપવામાં આવે છે અને પ્રાથમિક કેળવણી રાજ્યના મોટા ભાગમાં ફરજીઆત કરવામાં આવેલી છે. શીક્ષણ અને જ્ઞાન-વિસ્તાર માટે નામદાર ઠાકોર સાહેબ અસાધારણ પ્રીતિ ધરાવે છે. તેઓશ્રીની એ પ્રત્યેની સવિશેષ અભિરૂચીથી, લીંબડીમાં બે જૈન બોર્ડીંગો, એક બ્રાહ્મણ વિદ્યાર્થી-ભુવન અને એક ગીરાશીઆ બોર્ડીંગ છે. એ ચારે સંસ્થાઓ ઘણા સારા પાયા ઉપર ચાલે છે, અને તેમાં લગભગ ૩૫૦ વિદ્યાર્થીઓ લાભ લે છે. આ સંસ્થાઓના અભ્યુદયમાં નામદારશ્રી અતિ ઉત્કંઠાપૂર્વક રસ લે છે, અને તે બધી તેઓશ્રીની સહાય અને સહાનુભૂતિથીજ ચાલે છે, એમ કહેવામાં લેશ પણ અતિશયોક્તિ નથી.

૨. તેઓશ્રી ગાદીએ આવ્યા ત્યારે લીંબડી એક મોટા ગામડા જેવી સ્થિતિમાં હતું. વાંકા ચુંકા, સાંકડા, હવા પ્રકાશ વીનાના રસ્તા અને શેરીઓમાં અવ્યવસ્થિત રીતે ચણાએલા ઘરોના સમુહનું દરેક સ્થળે દિગ્દર્શન થતું. આજે ૨૦ વર્ષના તેઓશ્રીના અખંડ પ્રયત્નથી, લીંબડીએ એક નવીનજ રૂપ ધારણ કરેલું છે. સુંદર, વિશાળ, મુક્ત હવાવાળા રસ્તાઓ, પાકા પત્થરની રમણીય એક સરખી દુકાનોની હારો, સંખ્યાબંધ મહાલયો, મનોહર ચોગાનો, સ્વર્ગસ્થ મહારાણા શ્રી જસવંતસિંહજીની કળા પૂર્ણ પ્રતિમા, અને જાહેર રસ્તાઓ ઉપર વિજળીક રોશનીથી, આજે લીંબડી શહેર અલંકૃત થયેલું છે. ધીરી ગતિએ થયેલા આ રૂપાંતર અને પુનર્ઘટનાનું એક સૌથી સુંદર પરિણામ એ આવ્યું છે, કે છેલ્લા દશ વર્ષથી

પ્લેગ, કોલેરા કે એવો ચેપી ઉપદ્રવ આ શહેરને સ્પર્શી શકયો નથી.

૩. જળાશયો સુધારવા વધારવા તરફ નામદાર મહારાણા સાહેબ અસાધારણ પ્રેમ ધરાવે છે. છેલ્લા કેટલાક વર્ષોથી આખા કાઠીઆવાડમાં પાણીની તંગીનો મોટો ત્રાસ હતો, તે વખતે લીંબડી શહેરમાં પાણીનો કાંઇ પણ અભાવ અનુભવાયો ન હતો. આંહીના તળાવને સારી રીતે ઉંડું ખોદાવી તેના ફરતી પાકી દીવાલ બંધાવેલી છે, અને આખા શહેરને ત્રણ વરસ સુધી ચાલે તેટલો જળ-સંચય થઇ શકે તેટલા પ્રમાણ વાળું સરોવર તૈયાર કરેલું છે. તે ઉપરાંત ઠેર ઠેર કુવાઓ, પાકી ટાંકીઓ, અને મોટું વોટર વર્કસ છે અને ગામડામાં પણ દર સાલ દરેક ગામના તળાવો સમારવા તરફ નામદાર શ્રી સવિશેષ કાળજી રાખે છે. રાજનીતિમાં કહ્યું છે કેઃ—

**राजास्य जगतो वृध्द्हेतुर्वृध्दाभिसंमतः ।**
**नयनानंदजननः शशांक इव वारिधेः ॥**

**राजा** (ચંદ્ર) જેવી રીતે પોતાના ઉદયથી ગ્રીષ્મઋતુવડે થનારો સંતાપ દૂર કરી લોકોને આનંદિત કરે છે, તથા સમુદ્રના **रस** (જલ)ની વૃદ્ધિનો હેતુ હોય છે તેજ પ્રમાણે, **राजा** (ભૂપતિ) પણ આપણા ઉદયથી યાને રાજ્ય સિંહાસનપર આરૂઢ થયા પછી, દુષ્ટ ચોર વગેરે લોકોથી થનારો તાપ તથા દારિદ્રયદાવાનલથી થનારો સંતાપ દૂર કરી પ્રજાને શાંત કરે છે અને દર્શનથી આનંદ આપે છે. તેમજ જગદ્રૂપી સમુદ્રની **रस** (સુખ) વૃદ્ધિનું કારણ થાય છે; એટલે કલાકૌશલ્યાદિ નાના પ્રકારની વિદ્યા અને ઇષ્ટાપૂર્ત કર્માદિ અભિવૃદ્ધિનો હેતુ હોઇ લોકોને તદ્દ્વારા સુખ આપે છે. આ વાત શાસ્ત્રને તથા જ્ઞાનવૃદ્ધ પુરૂષોને સંમત છે. આ વર્ણન નામદારશ્રીને બરાબર લાગુ પડે છે.

રાજાને શોભાસ્પદ આ સર્વ સદ્‌ગુણો ઉપરાંત તેઓશ્રી એક પરમ ધર્મ-પરાયણ ભકત પુરૂષ છે. તેમની સાદાઈ, સરળતા, પરોપકાર વૃત્તિ, દયાભાવ, ક્ષમા, ઔદાર્ય, આદિ દૈવી ગુણોનો પરિચય, તેઓશ્રીના એકવાર પણ પરિચયમાં આવનાર હરકોઇને થયા વિના રહેતો નથી. રાજ્ય વૈભવની મધ્યમાં રહેવા છતાં તેઓશ્રીની ઇશ્વરપ્રીતિ, કર્તવ્યનિષ્ઠા, આત્મસંયમ અને અનાસકિત, એક યોગી પુરૂષમાંજ હોઇ શકે તેવા જ્વલંત છે. તેઓશ્રી હમેશા રાત્રે અઢી બજે શય્યા ત્યાગ કરીને સવાર સુધી ઇશ્વર-સ્મરણ કરે છે. તે પછી પ્રાતઃકાળમાં શહેરમાં દેવ દર્શનાદિ કરી, પુજામાં જોડાય છે. તેઓશ્રી સત્પુરૂષો અને સાધુઓના સમાગમ માટે બહુ ઉત્કંઠા ધરાવે છે. આ પ્રમાણે તેઓશ્રી પોતાના સમયનો મોટો ભાગ ઇશ્વર-કાર્યમાં વ્યતિત કરે છે. આ

પ્રકારના તેઓશ્રીના સતત્ ઇશ્વર-ભાવયુકત જીવનથી સમસ્ત રાજદરબારનું વાતાવરણ પણ એજ પ્રકારના ઉચ્ચ ભાવોથી રંગાએલું રહે છે. દરેક સ્થળે વિશુદ્ધ, પવિત્ર, નિષ્કલંક આચાર વિચાર અને કર્મ અનુભવાય છે અને નાના મોટા સર્વ પ્રસંગો અને ઘટનાઓ ઉપર નામદાર ઠાકોર સાહેબના દીવ્ય-જીવનની છાપ પડેલી હોય છે.

આર્ય-શાસ્ત્રોએ રાજાને કાલનો સ્રષ્ટા માનેલો છે. કેમકે રાજાની પ્રધાન ભાવનાઓ અનુસાર પ્રજાનું માનસિક બંધારણ સ્વતઃ રચાઇ જાય છે.

**राज्ञि धर्मिणि धर्मिष्ठा पापे पापाः समे समाः ।**
**राजानमनुवर्तते यथा राजा तथा प्रजाः ॥**

રાજા ધર્મશાલી તો પ્રજા પણ ધર્મિષ્ઠ થાય છે અને તે જો પાપકર્મ નિરત હોય તો પ્રજા પણ પાપી નિપજે છે. તેમ સમાનવૃત્તિવાળા હોય તો પ્રજા પણ પુણ્યપાપાત્મકસમાન વૃત્તિવાળી હોય છે. સારાંશ, રાજાના આચાર વિચાર પ્રમાણેજ પ્રજા તેનું અનુકરણ કરે છે. દરેક ઘરની પ્રજા તે ઘરના રાજા (ધણી) મુજબજ ચાલે છે એમ કયાં જોવામાં આવતું નથી? હવે એને પણ અપવાદ નિકળશે એ વાત જુદી. પણ તેથી થોડીજ સામાન્ય નિયમની હાની થવાની છે? અસ્તુ!

એ ઉપર કથિત નિયમને અનુસરીને લીંબડીનું પ્રજા જીવન પણ લીંબડી નરેશની ઉચ્ચ ભાવનાઓને અનુરૂપ બંધાઇ ગયેલું છે. પ્રજાવર્ગમાં પણ પરોપકાર, દાનદયા, સેવાભાવ આદિ ગુણો દૃસ્યમાન થાય છે. શહેરીઓ પોતાના રાજા તરફ અત્યંત ભકિતભાવ રાખે છે, અને લીંબડી નરેશ પ્રજાને પોતાના પુત્રવત્ ગણી તેમના સુખદુખમાં ભાગ લે છે. આવા પ્રકારના પિતા પુત્ર સંબંધથી લીંબડી એક રામરાજય જેવું સ્થળ બનેલું છે. પ્રજાવર્ગનો ગમે તે માણસ, ગમે તે વખતે **નામદાર ઠાકોર સાહેબને** રૂબરૂ મળીને દાદ મેળવી શકે છે. ટુંકામાં લીંબડીનું રાજય, રાજા અને પ્રજા એક ધર્મ-રાજયના આદર્શને સર્વાંશે અનુસરતી સરથ છે. શાસ્ત્રમાં કહ્યું છે કેઃ—

**नृपे नृपत्वं यस्मिन् स्यात्सर्वदेवमयो हि सः ।**
**श्रोतव्यमन्यथा तत्तु केवलं देशतोऽधुना ॥**

જે રાજામાં યથાર્થ **नृपत्व (नृन्पातीति नृपः तस्य भावो नृपत्वं)** હોય. એટલે દર્શાવેલી વ્યુત્પત્તિ મુજબ પ્રજાજનોનું **प्रजा**-(સંતતિ)વત્ પાલન કરવાપણું હોય તો, તે સર્વ દેવમય છે એમ જાણવું. પરંતુ આનાથી વિપ-રીતપણું હોય તો તેને કેવલ દેશનો અધિકારી થયેલો છે માટે રાજા કહે-વાય છે; અને હાલ કલિકાલમાં બાહુલ્યથી આવાજ પ્રકારના જોવામાં આવે છે અને આવવાના. રાજાને યથાર્થ પ્રભુત્વ અને સમદૃષ્ટિપણું '**राजविद्या**'થી

એટલે રાજનીતિજ્ઞાન તથા ગીતામાં કહેલી જે સકલ વિદ્યામાં શ્રેષ્ઠ એવી મહારાણી જે બ્રહ્મવિદ્યા તેના વ્યાસંગથીજ પ્રાપ્ત થાય છે. અને એટલા માટેજ રામરાજ્ય તથા ધર્મ રાજ્યની ઉપમા લીંબડી રાજ્યને શોભે છે. કેમકે, ઉપર દર્શાવેલા ગુણો લીંબડી નરેશમાં વિદ્યમાન છે.

**નામદાર મહારાણાશ્રી દૌલતસિંહજીના** જીવનની ઇમારતનો પાયો ધર્મ અને ઇશ્વર છે. તેઓશ્રીના નાના મોટા સર્વ કાર્યોનો પ્રેરક હેતુ ધર્મ છે. ઇશ્વરની પ્રસન્નતા એજ તેઓશ્રીનું લક્ષ્ય છે. રાજ્ય, વૈભવ અને લક્ષ્મી યથેષ્ટ પ્રમાણમાં હોવા છતાં તેમના હૃદયનો વિરામ તે ઉપર નથી. પરંતુ ધર્મ અને ઇશ્વર એજ તેમના આત્માનો સ્થિર નિવાસ છે. તેઓશ્રીના સંબંધે ખરેખર એમ કહી શકાય કે રાજાના શરીરના ભીતરમાં એક પરમ યોગી અને ઋષિનો આત્મા બીરાજી રહ્યો છે. ગીતોપનિષદમાં કહેલું છે કે:—

**प्राप्य पुण्यकृतां लोकानुषित्वा शाश्वतीः समाः ।**
**शुचीनां श्रीमतां गेहे योगभ्रष्टोऽभिजायते ॥**

યોગભ્રષ્ટ પુરૂષ, અશ્વમેધાદિ પુણ્યકર્મ કરવાવાળાઓને જે લોકની પ્રાપ્તિ થાય છે ત્યાં અનેક સંવત્સર નિવાસ કરી ત્યાંના ભોગો ભોગવ્યા બાદ આ લોકમાં ધર્મરાજા, જનક ઇત્યાદિ સદાચાર સંપન્ન એવા રાજકુલમાં જન્મ ધારણ કરે છે. આ વચનાનુસાર **નામદાર ઠાકોર સાહેબની** સ્થિતિ અવશ્ય હોવી જોઇએ એમ હમે સમજીએ છીએ. કેમકે સન ૧૯૦૫ની સાલમાં આ લેખકની સ્થિતિ લિંબડીમાં દોઢ માસ સુધી હતી; અને તે વખતે, જ્યારે રાજગાદીપર 'મહાદેવના અનન્ય ભક્ત, સંતપ્રેમી, સદાચાર નિરત એવા' કૈલાસવાસી **શ્રી જશવંતસિંહજી** બિરાજતા હતા ત્યારે, તેમની આગળ હમારી નિત્ય કથા ચાલતી હતી. તેથી પ્રત્યક્ષ તેમનો આચાર તથા ઇશભક્તિ જોવામાં આવી હતી. તે મહારાણાશ્રીના કુલમાં તથા ગાદી પર હાલ જે **નામદાર દૌલતસિંહજી** વિરાજે છે, તે ઉપર કથેલા ગુણ યુક્ત હોવાથી યોગભ્રષ્ટ કેમ ન કહી શકાય ?

પરમાત્મા તેમને ચિરકાલ આયુરારોગ્ય વૃદ્ધિંગત કરી સુખી રાખે, કે જેથી તેઓ પ્રજાપાલન કરી સહુને આનંદ આપે, એવી હમે પ્રાર્થના કરીએ છીએ. હવે આખરે તેમને આશીર્વચન આપી તેમનું આ સંક્ષિપ્ત જીવન ચરિત્ર પરિસમાપ્ત કરવામાં આવે છે.

**स्वस्त्यस्तु ते कुशलमस्तु चिरायुरस्तु ।**
**गोवाजिदंति धनधान्यसमृद्धिरस्तु ।**
**ऐश्वर्यमस्तु विजयोऽस्तु रिपुक्षयोऽस्तु ।**
**नित्यं हि दुर्लभतरा हरिभक्तिरस्तु ॥**

**॥ इति शिवम ॥**

# કીર્તનાચાર્ય મહારાજ



શ્રી દત્તાત્રેયબુવા તાંબે સાતારકર.

Lakshmi Art, Bombay, 8.

# પ્રસ્તાવના.

**सदा सेव्या सदा सेव्या श्रीमद्भागवती कथा ।**
**यस्याः श्रवणमात्रेण हरिश्चित्तं समाश्रयेत् ॥ प० पु० ॥**

હે પ્રિય સજ્જનવૃંદ ! આ વાત તો સુપ્રસિધ્દ હોવાથી આપ સર્વને વિદિત હશેજ કે, કોઇપણ વ્યક્તિ, સમાજ અથવા રાષ્ટ્રની ઉન્નતી થવા માટે, અચલ ધર્મશ્રધ્ધા, તત્વનિષ્ઠા, તથા ગમે તેટલી આપત્તિ પ્રાપ્ત થાય તથાપિ નીતીનો ત્યાગ ન કરવો, ઇશ્વિરવિષયક આસ્તિકબુદ્ધિ અને સર્વ પ્રકારના વ્યવહારમાં કુશલત્વ ઇત્યાદિ ગુણો અવશ્ય હોવા જોઇએ; તે વિના ઉત્કર્ષતા પ્રાપ્ત થવાની નથી એમ જ્ઞાની પુરૂષો માને છે અને તે શાસ્ત્રસમંત પણ છે. આપણા સંસ્કૃત ભંડારમાં જે અનેક રત્નો છે તેમાં '**श्रीमन्महाभारत**, **श्रीमद्रामायण**, તથા **श्रीमद्भागवत**' એ ત્રણે અત્યંત શ્રેષ્ઠ છે, કે જેના પરિશીલનથી દરેક મનુષ્યને ઉપરોક્ત ગુણોની પ્રાપ્તિ થઇને તે સિવાય, કાંઇને કાંઇ વિશેષ મહત્વની બાબતનું પણ જ્ઞાન મળે છે. આજકાલ આપણી જે નિકૃષ્ટતા થઇ છે તેનું કારણ, ઉપર દર્શાવેલા મહત્પુણ્ય ગ્રંથોનું પઠણ તથા શ્રવણ મનન ઇત્યાદિ યથાર્થ ન હોવાથી, ઉપરોક્ત ગુણોનો અભાવજ જાણવો. આજકાલ ઘણા લોકો તો, એકવાર જ ભાગવત તથા રામાયણાદિ પુસ્તક, અને તે પણ ભાષાંતર કરેલુંજ, વાંચી અથવા શ્રવણ કરીનેજ આપણને કૃતાર્થ માને છે. એટલુંજ નહીપણ બકે છે ખરા ! કે, 'ભારતમાં શું છે ? રામાયણમાં શું છે ? ભાગવતમાં શું છે ? અમે તો બધું વાંચીને સાંભળી ગયા. આપણે તો નવીન નવીન જોઇએ.' પરંતુ એવા કહેવાવાળાને કદાચ કોઇ પૂછે તો તે ગ્રંથની સાદી અને સરલ કથા પણ કહેતાં આવડતી નથી, તો ખરૂં રહસ્ય ક્યાંથીજ સમજે ? અસ્તુ !

યદ્યપિ રામાયણ, ભારત તથા બીજાપણ અષ્ટાદશપુરાણ, ઉપપુરાણ, કાવ્ય, ઇતિહાસ, માહાત્મ્ય ઇત્યાદિ પુરાણ પ્રબંધ ઉત્તમ પ્રસિદ્ધ છે તથાપિ તેમના શિરપર ચૂડામણી તુલ્ય '**भागवत**' મહાપુરાણ સુશોભિત થઇને રહ્યું છે. જે અનેકવિધ દુઃખાદિકોથી ભરપૂર એવા આ સંસારસમુદ્રને ઉત્તીર્ણ થવાની ઇચ્છા કરનારા પુરૂષોને અચ્છિદ્ર અને દૃઢ નૌકા જેવુંજ છે. તેમજ અખિલ કલ્યાણોનું સ્થાન જે '**तद्विष्णोः परमं पदं**' આ શ્રુતિમાં કહેલું વૈષ્ણવ (બ્રમ્હ) પદ તેનાપર આરૂઢ થવાની ઇચ્છા કરનારાને એ નિસરણીના પગથિયારૂપ આ જગતને વિષે અત્યુચ્ચતાથી વિરાજીત થએલું છે.

**अर्थोऽयं ब्रम्हसूत्राणां भारतार्थविनिर्णयः ।**
**गायत्रीभाष्यरूपाऽसौ वेदार्थपरिबृंहितः ॥**

'**जन्माद्यस्य यतो**' ઇત્યાદિ જે બ્રમ્હસૂત્રો તેમનોજ એ અર્થરૂપ છે. ભારતાર્થનો જેમાં વિશેષ નિર્ણય કરેલો છે. સકલમંત્રોની માતા જે ગાયત્રી તેના ઉપરનું એ ભાષ્યજ છે અને અખિલ વેદાર્થ જેમાં વૃદ્ધિ પામેલો છે તે ભાગવતનું વર્ણન કોણ કરી શકે તેમ છે. ?

સારાંશ, ભાગવત સંબંધી કથા વેદોપનિષદોનું તાત્પર્ય ગ્રહણ કરીને બનેલી છે અને તે તેમનાથી ભિન્ન તથા ફલરૂપ હોવાથી અત્યુત્તમ છે. જેમ ફલમાંનો રસ, વૃક્ષના અખિલ શરીરમાં હોય છે તથાપિ તે સ્વાદ લેવાને માટે યોગ્ય હોતો નથી; પરંતુ તે જ્યારે વૃક્ષથી ભિન્ન થઇને ફલમાં આવે ત્યારે તે સર્વ પ્રાણિયોનો મનોહર લાગે છે. કિંવા ઘૃત, દૂધમાં વ્યક્ત હોય છે તથાપિ ત્યાંજ તેનો સ્વાદ લેવાતો નથી, પરંતુ તે જ્યારે દધીરૂપ થાય અને તેનું મથન કરવામાં આવે ત્યારે તે તેનાથી ભિન્ન થઇને ખાવામાં તથા સ્વાદમાં આનંદદારક હોય છે અથવા સાકર, ઇક્ષુદંડ (શેરડી)માં રસ રૂપથી વ્યાપ્ત થઇને રહે છે તોપણ તે જ્યારે તેનાથી ભિન્ન રૂપથી નિકળે છે ત્યારેજ વિશેષ મિષ્ટ લાગે છે; તદનુસાર વેદોપનિષદ્ બ્રમ્હસૂત્રમાંથી સારભૂત નિકળેલી ફલરૂપ ભાગવતની કથા મધુર લાગે છે. અતએવ અખિલ વેદતુલ્ય ભાગવત નામક મહાપુરાણ, ભકિત, જ્ઞાન, વૈરાગ્ય સ્થાપન કરવાને માટે શ્રી વેદવ્યાસજીએ પ્રગટ કર્યું છે. વેદાંત શાસ્ત્ર તથા વેદમાં પારંગત અને સાક્ષાત્ ભગવદ્ગીતાના કર્તા જે વ્યાસમુની તેઓ જ્યારે દુઃખીત થયા ત્યારે મહર્ષિ નારદજીએ એમને ચતુઃશ્લોકી ભાગવત કહ્યું હતું અને તેનાથી તેમને શાંતી થઇ. મહાત્મા બોપદેવે કહ્યું છે, કે,

**वेदः पुराणं काव्यं च प्रभुर्मित्रं प्रियावचः ।**
**बोधयंतीतिह प्राहुस्त्रिवद्भागवतं पुनः ॥**

વેદ, પુરાણ તથા કાવ્યાદિ ગ્રંથોના વચનો ક્રમથી પ્રભુ, મિત્ર અને સ્ત્રી વચનવત્ છે. પરંતુ આ ભાગવતમાં તો તે ત્રણે ગુણ વિદ્યમાન હોવાથી એ વિશેષ શ્રેષ્ઠતાને પ્રાપ્ત થએલું છે. એટલે વેદ જેમ પ્રભુના ( અધિકાર )થી પ્રાણિયોને હિતોપદેશ કરીને સાવધ કરે છે, તેમ આ પણ પ્રભુત્વથી બોધ કરે છે. તથા પુરાણ સમાન મિત્ર થઇને ઉપદેશ રૂપી સલાહ આપીને કલ્યાણ કરે છે; અને કાવ્ય ગ્રંથ સમાન સ્ત્રી વચનવત્ હોઇને મનને સંતોષ તથા આનંદ દે છે. ધાર્મિક વૃત્તિ, ઇશ્વિરભકિત આસ્તિકબુદ્ધી શ્રીમદ્ભાગવતના શ્રવણ પઠણથી જેવી રીતે ઉત્તમ પ્રકારની જાગૃત રહે છે, તેવી અન્ય કોઇ

પણ પુરાણાદિ અગર વેદાંતાદિ ગ્રંથોના શ્રવણ પઠણાદિથી થતી નથી એમ અમે નિઃસંશય સ્વાનુભવથી કહિયે છીએ. અતએવ પદ્મ પુરાણમાં કહ્યું છે કે, શ્રીમદ્ભાગવતની કથા નિરંતર સેવન કરતા રહેજો કે, જેથી સકલદુઃખહર્તા પરમાત્મા તમારા ચિત્તમાં સદા આનંદરૂપથી સ્થિત થઇ રહેશે. અને પ્રાચીન નારદાદિ જ્ઞાની ભકતો તથા અર્વાચીન નામદેવ, જ્ઞાનદેવ, સુરદાસ, એકનાથ ઇત્યાદિ સંતભકતો આ ભાગવતમાં જેટલા નિરત થતા હતા તેટલા અન્ય ગ્રંથો વિષે નહિં. બાણકવે કહ્યું છે કે જ્ઞાનીઓનો કાલક્ષેપ કેવી રીતે થાય છે? તો, જેવી રીતે મૂઢ વિષયી લોકો દ્યૂતક્રીડા, સ્ત્રીપ્રસંગ અને ચૌર્યકર્મ કરીને કાલ વિનીતકરે છે તેવી રીતેજ મહાત્મા જ્ઞાનીભકત પણ દ્યૂત (દ્યૂતની ક્રીડા જેમાં કથેલી છે તે ભારત શ્રવણ) કરીને, તથા સ્ત્રીનો પ્રસંગ (સ્ત્રીનું-સીતાનું હરણ જેમાં વર્ણન કરેલું છે તે રામાયણનું શ્રવણ, પઠણ) કરીને, અને ચૌર્યકર્મ (ચોરીની કથા જેમાં કહેલી છે તે ભાગવતનું શ્રવણ મનન) કરીને આનંદથી કાલક્રમણ કરે છે કહેવાની મતલબ એ છે કે ભાગવત મહાપુરાણની બરાબરી બીજાથી થઇ શકે તેમ નથી. સ્કંદ પુરાણમાં કહ્યું છે કે;—

> शतशोऽथ सहस्रैश्च किमन्यैः शास्त्रसंग्रहैः ॥
> न तस्य विद्यते गेहे शास्त्रं भागवतं कलौ ॥
> कथं स वैष्णवो ज्ञेयः शास्त्रं भागवतं कलौ ।
> गृहे न तिष्ठते यस्य स विप्रः श्वपचाधमः ॥

શતાવધિ સહસ્રાવધિ અન્ય શાસ્ત્રોનો સંગ્રહ ઘરમાં અગર કાનમાં કરવા છતાં જેના ઘરમાં (કાનમાં) આ કલિકાલમાં ભાગવત ગ્રંથ નથી, ત્હેને ભાગવત તથા વૈષ્ણવ કેવી રીતે જાણવો? તથા જે બ્રાહ્મણના ઘરમાં ભાગવત ન હોય તેને ચાંડાલાદિકોથી પણ અધમ જાણવો. આ વચન પરથી ભાગવતનું માહાત્મ્ય કેવું છે તે સ્પષ્ટ થાય છે.

એ ભાગવતના દશમસ્કન્ધના પૂર્વાર્ધમાં શ્રીકૃષ્ણની બાલલીલા શ્રી શુકદેવજીએ વર્ણવેલી છે. જેના તાત્વિક શ્રવણથી આપણે પણ આ સંસારને વિષે જે બાલ (અજ્ઞવત્) લીલા (ક્રીડા) કરી રહ્યા છીએ, તે સર્વ છુટીને જ્ઞાની પુરૂષની પેઠે આપણી વૃત્તિ પરમાત્મસ્વરૂપમાં સાર્વકાલ લીલા કરતી રહેશે. દશમની લીલાનું નિત્ય શ્રવણ થતાં દશેન્દ્રિય સ્વાધીન થાય છે, અને ત્યાર બાદ એકાદશના શ્રવણથી એકાદશમી (અગીયારમી) ઇન્દ્રિય જે મન છે, તે સાર્વકાલ નિર્ગુણ પરમાત્માને વિષે વિલીન થઇને રહે છે; એજ જીવન્મુકિત જાણવી સગુણના ધ્યાન ભજન પૂજનવડેજ નિર્ગુણને વિષે સુક્ષ-

બતાથી મનનો પ્રવેશ થઇ શકે છે, એવો આશય વેદશાસ્ત્રાદિને સંમત છે. એથી કરીને પ્રત્યેક મનુષ્યે અને તેમાં ખાસ કરીને વૈષ્ણવોએ તો આ બાલલીલાનું શ્રવણ કરવું આવશ્યક છે. અખિલ ભાગવતના શ્રવણ વિષે અભિરૂચી ના થાય, તોપણ ભાગવતના હૃદયસ્થાનીય જે દશમસ્કંધ તેમાંની શ્રીકૃષ્ણની લીલા તો ભાવાર્થ-રહસ્યયુક્ત અને મનનયુક્ત શ્રવણ મનન કરવામાં શ્રદ્ધા ભક્તિ રાખવી અત્યંત ઉચિત છે. કે, જેથી પોતાનો ભાવાર્થ પરમાત્મા સંપૂર્ણ કરશે.

**श्रीकृष्णमाप नियतं दशमस्य पाठात् ।**

ગોકર્ણના પિતા જે આત્મદેવ તે નિત્ય દશમસ્કંધના પાઠથી પરમાત્મા શ્રીકૃષ્ણની સંનિધાનતાને યાને વૈકુંઠલોકવિષે પ્રાપ્ત થયા, એમ પદ્મ પુરાણમા કહ્યું છે.

ગીતામાં જે પ્રકારે અર્જુનને શાબ્દબોધ કરેલો છે, તેજ પ્રમાણે પરમાત્માએ પ્રથમતઃ બાલ્યાવસ્થામાં પ્રત્યક્ષ લીલા કરી બતાવીને એ સાધન દ્વારા લોકોને અનેક પ્રકારનો જ્ઞાનોપદેશ તથા ભકિતનું પ્રાચુર્ય બતાવ્યું છે. પરંતુ એ લીલાનું રહસ્ય હરકોઇ જાણી શકે તેમ નથી. પહેલાં અવતારનો હેતુજ જુઓ !

સત્યજ્ઞાન, અનંતાદિ સ્વરૂપવાન્, અવિદ્યાકલેશ અને કર્માદિ સંબંધ રહિત, બ્રહ્મેંદ્રાદિ દેવોને વંદ્ય, વેદાંતવેદ્ય, જગજ્જન્માદિનો હેતુ જે પરમપુરૂષ પરમાત્મા તે, ભૂભારહરણ કરવા માટે દેવાદિકોની પ્રાર્થનાપરથી યાદવકુલમાં અવતીર્ણ થયા, એ પ્રમાણે તેમના અવતારનું પ્રયોજન સર્વ જગતમાં પ્રસિદ્ધ છે; પરંતુ આ કારણ મુખ્ય હોય એમ લાગતું નથી. કેમકે તેઓશ્રી વરાહ, પૃથુરાજા તથા પરશુરામાદિ અંશાવતાર મુજબ ભૂભારહરણ કરવાને સમર્થ હતા. પૃથ્વી, અંતરિક્ષ, સ્વર્ગ ઇત્યાદિ લોકોની પ્રવૃત્તિ જેમની લીલાથી થાય છે, કાલમૃત્યુ તથા સ્થાવરજંગમાત્મક વિશ્વના જે નિયંતા તે અદ્ભુત પ્રભાવવાળા ઇશ્વરને કેવલ ભારભૂત થયેલા દુષ્ટ અસુરોનો નાશ કરવા માટે અવતીર્ણ થવું પડે એ વાત અસંભવિત લાગે છે. કદાચ કોઈ કહે કે, અક્ષપાદ, (ગૌતમમુનિ જેમણે ષોડશ પદાર્થબોધક ન્યાયસૂત્રો રચેલા છે) કણાદમુની, ( સપ્તપદાર્થબોધક સૂત્રના કર્તા ) તથા સાંખ્યજૈમિન્યાદિ શાસ્ત્રકારો અને હિરણ્યગર્ભ, પાશુપત, સૌર, ગાણપત મતવાદિઓ, એઓએ રચેલા શાસ્ત્રમાં પરતત્વનું ખંડણ કરી અન્યજ વિષયોનું પ્રતિપાદન કરેલું હોવાથી આપણા સત્યસ્વરૂપનું જ્ઞાનરહિત થયેલા જીવોને અવલોકી, પરમાત્માએ તેનો બોધ કરવા માટે અવતાર લીધો. પરંતુ શ્રીકૃષ્ણ દ્વૈપાયન રૂપથી તેમણે

પરતત્વ (બ્રહ્મતત્વ) પ્રકાશક શારીરક મીમાંસાદિ સચ્છાસ્ત્ર નિરૂપણ કરી ઉપરોક્ત મતવાદિયોનું મત નિરાસ કરી દીધું છે; તો તેને માટે અવતાર ધારણ કરેલો હોય એમ પણ લાગતું નથી. તો પછી શા કાજે અવતીર્ણ થયા ? તો સાંભળો.

યદ્યપિ ઉપરોક્તમતાદિનું ખંડણ થયું હતું તથાપિ ભાગવત ધર્મનો અભાવ જોઇને અને ભવસમુદ્રમાં ડુબી ગયેલી જનતાને તેમાંથી નિકળવાને સ્વભક્તિજ અસાધારણ ઉપાય છે એમ જાણી, તથા ચાતકવત્ સ્વદર્શન માટે અતીવ ઉત્કંઠિત થયેલા જે આપણા અનન્ય ભક્ત નંદ, યશોદા, ગોપી, ગોપાલ, ઉદ્ધવ, અક્રુર ઇત્યાદિ તેમને, સકલ લાવણ્યાદિગુણ-નિધિ એવી જે આપણી સુંદર મૂર્તિ તેનું દર્શન કરાવી અને મધુર ભાષણ, તથા કલિપાપનાશક એવી મનોહર અમાનુષ લીલાદિકોથી આનંદ દઈ તેમનો અભિલાષ પૂરણ કરવાને કાજે, ભૂભારઉદ્ધરણનું નિમિત્ત કરીને, વસુદેવ દેવકીના ભક્તિથી વશીભૂત થયેલા પરમાત્મા પૂર્ણાનંદરૂપથી તેમને પેટે પુત્ર રૂપથી અવતીર્ણ થયા, એજ મુખ્ય કારણ સમજવું; અને એને માટે કુંતીનું વચન પણ પ્રમાણભૂત છે.

**भवेऽस्मिन् क्लिश्यमानानामविद्याकामकर्मभिः ।**
**श्रवणस्मरणार्हाणि करिष्यन्निति केचन ॥**

કુંતી પરમાત્મા શ્રીકૃષ્ણજીને કહે છે કે, હે ભગવન્! કેટલાક પુરૂષ તમારા અવતારનું પ્રયોજન આ કહે છે કે, મલયપર્વતની વિખ્યાતિ થવા માટે જેમ ચંદન તેનાપર ઉગે છે તેમ તમે જન્મરહિત છો તથાપિ ધર્મ-રાજા, યદુરાજા એમની કીર્તી વૃદ્ધિંગત કરવા સારૂ યાદવ વંશમાં ઉત્પન્ન થયા છો. બીજા કહે છે કે, વસુદેવે દેવકીએ પૂર્વજન્મમાં તમારી પાસે એવું વરદાન માંગ્યું હતું કે, તમે અમારા પુત્ર થાઓ તે વચન પૂર્ણ કરવા કાજે તથા દેવવિરોધી અસુરનો નાશ કરી જગતનું કલ્યાણ કરવાના હેતુથી તમે અજ છો, તથાપિ દેવકીના પેટે ઉત્પન્ન થયા છો. કેટલાક તો એમજ કહે છે કે, અત્યંત બોજાથી ભરેલી નૌકા જેમ સમુદ્રમાં દબાઇ જાય છે તેમ પૃથ્વી દુષ્ટ પાપીજનોના ભારથી પીડિત થએલી જોઇને બ્રહ્મદેવાદિ દેવોની પ્રાર્થનાપરથી તમે ભૂભાર દૂર કરવા માટે અવતર્યા છો. પરંતુ, જ્ઞાની મહા-ત્મા પુરૂષ તો એમજ કહે છે કે, સ્વરૂપ (આત્મા)ના અજ્ઞાનથી લોકોને દેહાદિપર અહંમમ અભિમાન ઉત્પન્ન થાય છે અને તત્પ્રીત્યર્થ તેઓ કામ્ય-કર્મ કરી આ સંસારમાં કલેશ પામે છે. તે લોકોને શ્રવણ, સ્મરણ અને ધ્યાન કરવા યોગ્ય ઉપયોગી એવી લીલા અને નામ પ્રસિદ્ધ કરી રાખવા

માટે પરમેશ્વરનો (તમારો) અવતાર થયેલો છે. અને એને માટેજ હું પણ એમ કહું છું કે, તમારા ચરિત્રોનું વારંવાર શ્રવણ, ગાયન, કીર્તન તથા સ્મરણ કરવાવાળા જનોને સંસાર સમુદ્રમાંથી કાઢનારા તમારા ચરણકમલનું દર્શન શીઘ્ર થાય છે. એ ઉપરથી જણાશે કે પરમાત્માએ શા માટે અવતાર લીધો. અસ્તુ !

એ ભાગવતના ઉપર ગીતાની પેઠેજ પૂર્વકાલથી અત્યાર લગીમાં અનેક વ્યાખ્યાકાર થઈ ગયા છે. તેમાં કેટલાક ભગવદ્ભક્ત મહાત્મા કવિઓએ તે લીલાનો ભાવ અધિકારીજનોને માટે, મૂળ ગ્રન્થના પ્રતિ અધ્યાયના કેટલાક શ્લોકોપરથી તથા પદ ઉપરથી વ્યક્ત કર્યો છે. ભાવ એટલે અભિપ્રાય, આશય. અંતરનો ભાવ જાણવા અથવા કહેવા સારૂ પાત્રતા (યોગ્યતા)ની અપેક્ષા રહે છે. જે બે મનુષ્યોના અન્તર એક થઈ જાય છે, તેઓજ પરસ્પરનો ભાવ જાણી શકે છે, અગર પરસ્પરને કહે છે પણ ખરા, એવો વ્યવહારમા અનુભવ છે. તેજ પ્રમાણે પરમાત્માનાં અન્તરનો ભાવ પરમાત્મમય બનેલા ભક્તોનેજ પ્રતીત થાય, એ સ્પષ્ટ છે કેમકે, પરમાત્માની સાથે તેઓનાં અન્તર મળી ગએલાં હોવાથી, તેઓને વિષે તદ્ભાવ (પરમાત્માનો ભાવ-અભિપ્રાય) સ્ફુરિત થાય છે.

આ પ્રકારની ભાવાર્થ પ્રકાશક લીલા, થોડાં વર્ષ ઉપર ચાતુર્માસિક કીર્તન વ્યાખ્યાન પ્રસંગે કાઠિયવાડ તથા ગુજરાતના પ્રસિદ્ધ શહેરોમાં વ્યક્ત કરવામાં આવી હતી અને સર્વ શ્રોતૃગણને તે અત્યંત પ્રિય તથા અપૂર્વ થઈ પડી હતી. તે વખતથી અનેક લોકોની એવી ઇચ્છા હતી કે, આવી લીલા જો ભાવસહિત પ્રકાશન કરવામાં આવે, તો અત્યંત ઉત્તમ થઈ પડે અને કેટલાક બાલ (અજ્ઞ) જન પરમાત્માની બાલ લીલા ઉપર જે કાંઈ આક્ષેપ કરે છે, તેનું પણ નિરસન થઇ શકે પરંતુ પ્રકૃતિના અસ્વાસ્થ્યથી અને બીજાં પુસ્તક પ્રકાશન કરવાનું કામ ચાલી રહ્યું હતુ તેથી, એ કાર્ય પાછળ પડી ગયું હતું, તે હાલ પ્રકાશિત કર્યું છે

એની રચના એવી રાખી છે કે, પ્રથમ દશમસ્કંધના પ્રત્યેક અધ્યાયનો સારાંશ આપ્યો છે, અને પછી તેની નીચેજ 'ભાવાર્થ દીપિકા' આપવામાં આવી છે. અધ્યાયના કથાભાગમાં ત્યાંને ત્યાંજ જો કદાચ એ પ્રકાશિત કરવામાં આવી હત, તો વાચકવર્ગને સમજવામાં અડચણ પડત. એટલા માટે પૃથક્ આપેલી છે કે, જેથી અધ્યાય વાંચી રહ્યા બાદ તે કાર્યનો શો ભાવ હતો, તે ઝટ ધ્યાનમાં આવે. શબ્દાલંકાર, અર્થાલંકાર લૈકિક નીતિ અને આધ્યાત્મિકાદિ અનેક ભાવોને ઠેકાણે ઠેકાણે, નહિ અતિ સંક્ષેપથી કે નહિ અતિ

વિસ્તારપણે એવી રીતે, દર્શાવેલા છે. દ્વિઅર્થાત્મિકપદોના અર્થ કૌંસમાં દીધેલા છે તે ધ્યાનમાં રાખવાનો છે. વાંચકે પ્રથમ અધ્યાયનો સારાંશ જે લખેલો છે તે વાંચીને પછી ભાવાર્થ દીપિકા વાંચવી. ભાવાર્થ દીપિકાની શરૂઆતમાં જે વાકય ' ' આ ચિન્હમાં રાખેલું છે, તે અધ્યાયના સારાંશમાંથીજ લઇને રાખેલું છે; કે, જેથી વારેવારે અધ્યાયનો કથાભાગ જોવો ન પડે. પરંતુ પહેલાં વાંચ્યા વગર ભાવાર્થની ખબર ન પડે માટે, તે અવશ્ય વાંચી ધ્યાનમાં રાખવું. યદ્યપિ ભાગવતનું ગુજરાતી ભાષાંતર થએલું છે અને તેમાં દશમસ્કંધમાંની લીલા પણ વાંચવામાં આવી હશે તથાપિ મૂળ ગ્રંથમાં બીજા પણ કેટલાએક વિષય વચમા આવ્યાથી સામાન્ય લોકોને વાંચતા કંટાળો આવી જાય છે. પરતુ આમાં તો દરેક અધ્યાયનો સારાર્થ ગ્રહણ કરેલો હોવાથી સ્ત્રીઓ તથા છોકરાઓને પણ વાંચતા એક સરખો ઉત્સાહ રહેશે. જો કે ભાવાર્થ દીપિકા કેટલાએક સ્થળે કઠણ લાગશે, તથાપિ સાધારણ કથા ભાગમાં તો બિલકુલ કંટાળો કે ન સમજે એવું થવાનું નથી. કોઇપણ કાર્યનું રહસ્ય સમજવું કઠણ જ પડે છે તો, પરમાત્મલીલાનું સૂક્ષ્મ રહસ્ય સમજવામાં કાઠિન્ય લાગે એમાં શી નવાઇ? અસ્તુ!

આ પુસ્તકની રચનામાં ભાગવત, પદ્મપુરાણ, નારદ પુરાણ, ભક્તિરસાયન, હરિવિજય, હરિવંશ, હરિવિલાસ, ભાગવત ચમ્પૂ, બોધસાર ઇત્યાદિ અનેકગ્રન્થોનો આશ્રય લીધેલો છે. એટલા માટે ભાગવતના અધ્યાયના સારમાં ભાગવતની બહારની પણ વાતો આવે, તો તે ઉપરથી સાશંક થવું નહિ કે, આ તો ભાગવતમાં છે નહિ, અને અહિં કેમ આવ્યું! સુંદરતાને ખાતર તથા નૂતન માહિતીને કાજે કેટલાક પ્રસંગ આપેલા છે.

આ પ્રથમ ભાગમાં, પૂર્વાર્ધના ત્રેવીસ અધ્યાયમાંની લીલા વર્ણિત થએલી છે. બીજા ભાગમાં, ગોવર્ધનોદ્ધારથી પૂર્વાર્ધમાંની સંપૂર્ણ લીલા આવશે અને તેમાંજ અત્યુત્તમ બોધવાળી રાસપંચાધ્યાયી પ્રકાશિત થશે. તે ભાગ આ ભાગ કરતાં થોડો મોટો પણ થશે એમ અનુમાન છે. એકંદર લીલા એકજ પુસ્તકમાં પ્રગટ થાત તો અતીવ રમણીય લાગત; પરંતુ તેમ કરવામાં ખર્ચ મોટો લાગવાનો સંભવ હોવાથી, અને પ્રકાશકની તેવી સ્થિતિ ન હોવાને લીધે બે ભાગમાં પ્રગટ કરવાનો નિશ્ચય થયો. નાટક, ચેટક, કાદંબરી ઇત્યાદિ આસુરી સંપત્તી વૃદ્ધી પમાડનારા એટલે વિષયોત્તેજક પુસ્તકોને જેવી રીતે લોકો આશ્રય આપે છે, તેવી રીતે આવા જ્ઞાનોદ્બોધક પુસ્તકોને આપતા નથી એવું કષ્ટથી કહેવું પડે છે. અસ્તુ!

આ પ્રસ્તુત કાર્ય (પ્રથમ ભાગ) છાપવાના કાર્યમાં પણ નામદાર લિંબડી

ઠાકોર સાહેબ 'દોલતસિંહજી બહાદુર' તરફથી મદદ મળી તેથી, પ્રકાશકને અત્યંત આનંદ સાથે આ કૃતિ, જે ત્રણ વરસથી અંધારામાં પડી રહી હતી તેને, પ્રકાશમાં લાવીને પ્રગટ કરવાની સંધી મળી; તે માટે તેમનું અભિનંદન કરી તથા આયુરારોગ્યની વૃદ્ધી કરવા માટે પરમેશ્વરની પ્રાર્થના કરીયે છીએ. તથા વાચક વર્ગને પણ આવા અપૂર્વ ગ્રંથનું વાચન તથા સંગ્રહ કરવાની તક મળી છે તો, તે પણ બરાબર ધ્યાનમાં લેશે એમ ઇચ્છીયે છીએ. આવી લીલા હજી સુધી કોઈ પણ ઠેકાણે પ્રગટ થઇ નથી; જે વાંચ્યાથી જ ખાતરી થશે.

છપામણીમાં તેમજ બીજા પણ જે જે દોષ રહ્યા હોય તેમને, હંસ ક્ષીર ન્યાયથી એટલે **હંસ** પક્ષી જેમ **ક્ષીર** (દુધ)માં મિશ્રિત થએલું **જલ** ભિન્ન કરી કેવલ ક્ષીરનું પાન કરે છે, કિંવા **પરમહંસ** જેવી રીતે **જડ** (સંસાર)માં મિશ્રિત થએલું **ક્ષીર** (શુદ્ધ બ્રમ્હ) ભિન્ન કરીને તદ્રસનું પાન કરે છે તેવી રીતે, દૂર કરી ગુણોનું સેવન કરવું. કદાચ કોઇના તરફથી યોગ્ય સુચના કરવામાં આવશે તો તેનો અનાદર થશે નહિ અને તે મુજબ બીજી આવૃત્તિ તથા બીજા ભાગમાં ફેરફાર કરવામાં આવશે. આખરે એટલુંજ કહી વિરમીએ છીએ કેઃ—

**यदत्र सौष्ठवं किंचित्तद्गुरोरेव मे न हि।**
**यदत्रासौष्ठवं किंचित्तन्ममैव गुरोर्न हि ॥**

આ ગ્રંથમાં જે કંઇ ઉત્તમતા હોય તે શ્રીગુરૂનીજ સમજવી અમારી નથી; અને જે કંઇ ખુરાઇ હોય તે અમારી છે, શ્રીગુરૂની નથી એવું જાણી લેવું.

"**इत्यलं पल्लवितेन**"



મુકામ—સુરત.
મિતિ માઘ શુક્લ ૧૫
રવીવાર શકે ૧૮૪૯
પ્રભવનામસંવત્સરે
સંવત્ ૧૯૮૪

શ્રીગુરૂદત્તાત્રેયપાદપદ્મમિલિંદ

દત્ત'સુવા.



# અનુક્રમણિકા.


| અધ્યાય. | વિષય. | પૃષ્ઠ. |
|---|---|---|
| | મંગલાચરણ. | ૧ |
| ૧. | ક્ષીરસમુદ્રપર દેવતાઓનું આગમન, વસુદેવદેવકીનો લગ્ન સમારંભ અને તેમાં આકાશવાણી શ્રવણ, તેમનો કારાગૃહ નિવાસ તથા ૭ પુત્રોનો નાશ. | ૩ |
| ૨. | રોહિણીના ઉદરમાં માયાવડે દેવકીનો ગર્ભસ્થાપન, દેવકીના ગર્ભમાં વિષ્ણુપ્રવેશ અને ગર્ભસ્તુતિ. | ૧૧ |
| ૩. | શ્રીકૃષ્ણજન્મ અને ગોકુળમાં ગમન તથા માયારૂપી કન્યાને લઇ વસુદેવનું મથુરામાં આગમન. | ૧૮ |
| ૪. | માયારૂપી કન્યાનું મારણ અને આકાશમાં ગમન, વસુદેવની કારાગૃહમાંથી મુક્તતા. | ૩૨ |
| ૫. | નંદગૃહમાં પુત્રનો જન્મોત્સવ, મહાબલભટ્ટની કથા, નંદનું મથુરામાં જવું અને વસુદેવ સાથે મુલાકાત. | ૩૮ |
| ૬. | પૂતનાનું સુંદર સ્ત્રીરૂપથી ગોકુળમાં ગમન અને કૃષ્ણહસ્તે તેનું પ્રાણહરણ. | ૪૯ |
| ૭ | શકટાસુર અને તૃણાવર્તનો નાશ, પરમાત્મા અષ્ટસિદ્ધિયુકત છે એમ વર્ણન | ૬૦ |
| ૮. | ગર્ગમુનિકૃત નામ કરણવિધિ અને શ્રીકૃષ્ણ મુખમાં યશોદાને વિશ્વરૂપ દર્શન, તથા અનેક પ્રકારની યુકિતઓ વડે દહીદુધ ઘૃત નવનીતાદિકોની ચોરી, દાદીવેણીની ગાંઠ, નોળિયાનું વૃત્ત, ગોપિઓની જસોદા પાસે ચોરીની અનેકવિધ ફરિયાદ, જસોદાનું સંકષ્ટીચોથનું વ્રત ઇત્યાદિ. | ૬૯ |
| ૯ | જસોદાકૃત ઉખલ સાથે શ્રીકૃષ્ણનું દોરડાથી બંધન. | ૧૦૧ |
| ૧૦. | કુબેરપુત્રોને નારદનો શાપ અને તેમનો વૃક્ષયોનિમાંથી ઉદ્ધાર. | ૧૧૬ |
| ૧૧. | ગવાક્ષમાર્ગે ગોપાલ બાલકોની સાથે ચોરીને માટે જવું, અનેક પતિના રૂપો દેખાડીને એક ગોપીનું ગર્વ ખંડણ, નંદના પૂજામાંના શાળિગ્રામ ગળી ગયાનું વૃત્ત, વૃંદાવનમાં નિવાસ તથા વત્સાસુર અને બકાસુરનો વધ. | ૧૨૫ |
| ૧૨. | ગોપાલબાલકોની સાથે શ્રીકૃષ્ણનો વનવિહાર તથા ભોજન વગેરે લીલા અને અઘાસુર વધ. | ૧૪૬ |

૧૩. બ્રહ્મદેવકૃત ગોપાલબાળકો અને વત્સોનું હરણ, એક વરસ સુધી તેમના રૂપથી શ્રીકૃષ્ણનો વ્યવહાર ૧૫૭
૧૪. બ્રહ્મસ્તુતિ અને વત્સ તથા વત્સપાલોનું દાન. ૧૬૭
૧૫. ધેનુકાસુર વધ, કાલિયાના વિષથી મરેલા ગોપો અને ગાયોને સંજીવન કરવું. ૧૭૭
૧૬. કાલિયામર્દન, નાગપત્નીસ્તવન અને તેમનુ રમણકદ્વીપમાં ગમન ૧૮૬
૧૭. જમુનામાં કાલિયાના આગમનનું કારણ અને શ્રીકૃષ્ણકૃત દાવાગ્નિ પાન ૨૦૦
૧૮. બલરામકૃત પ્રલંબાસુરનો વધ. ૨૦૯
૧૯. મુંજારણ્યમાં દાવાગ્નીમાંથી ગોપ અને ગાયોનું રક્ષણ. ૨૧૯
૨૦. વૃંદારણ્ય સંબંધી વર્ષા અને શરદ્ઋતુનું વર્ણન ૨૨૮
૨૧. ગોપીઓએ કરેલુ શ્રીકૃષ્ણસ્વરૂપ અને માહાત્મ્યનું વર્ણન. ૨૩૯
૨૨. ગોપિઓએ કરેલું કાત્યાયની દેવીનું વ્રત અને તેમને શ્રીકૃષ્ણથી મનોરથ પૂર્તિને માટે મળેલું વરદાન તથા એક નગ્ન વિરકત સાધુની વાર્તા. ૨૫૦
૨૩. યજ્ઞ પત્નિઓનું શ્રીકૃષ્ણને અન્નપ્રદાન અને ઋષિયોને પશ્ચાત્તાપ, એક ગૃહસ્થનું નાગપંચમીને દિવસે નાગપૂજન કરવાનું વ્રત. ૨૭૦






## શ્રી આદિનથા દત્તાત્રેય.



॥ कर्पूरकांतिदेहाय ब्रह्ममूर्तिधराय च ॥
॥ वेदशास्त्रपरिज्ञाय दत्तात्रेय नमोऽस्तुते ॥

Lakshmi Art, Bombay, 8.

। ॐ तत्सत्परमात्मने नमः ।

(શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધ પૂર્વાર્ધમાંની)

# શ્રીકૃષ્ણલીલાભાવાર્થદીપિકા.



## મંગલાચરણમ્

શ્રીગણેશાયનમઃ । શ્રીસરસ્વત્યૈનમઃ ।
શ્રીકુલદેવતાયૈનમઃ । શ્રીગુરૂભ્યોનમઃ ।

વંશીવિભૂષિતકરાન્નવનીરદાભાત્
પીતાંબરાદરૂણબિંબફલાધરોષ્ઠાત્ ।
પૂર્ણેન્દુસુંદરમુખાદરવિંદનેત્રાત્
કૃષ્ણાત્પરં કિમપિ તત્ત્વમહં ન જાને ॥

**અર્થ**:-વાંસળીથી જેમના હાથ સુશોભિત છે, નૂતન મેઘસમાન જેમની કાંતિ છે, પીતાંબર જેમણે પરિધાન કરેલું છે, તથા લાલ ટીંડોળા જેવા જેમના અધરોષ્ઠ છે, પૂર્ણ ચંદ્રમા સમાન જેમનું મુખ સુંદર છે, અને કમલ સરખાં જેમના નેત્રો છે, એવા ભગવાન શ્રીકૃષ્ણ કરતાં કોઈપણ તત્ત્વ શ્રેષ્ઠ છે એમ હું જાણતો નથી.

અદ્વૈતબોધાબ્જસહસ્રરશ્મિઃ શાન્તેર્લતાયાઃ કિલ કલ્પવૃક્ષઃ ।
સંસારસંતાપવિનાશચન્દ્રઃ કૃષ્ણઃ સદાલ્હાદકરો મમાસ્તુ ॥

**અર્થ**:-અદ્વૈતજ્ઞાનરૂપી કમલના સૂર્ય, શાંતિરૂપ લતાના કલ્પવૃક્ષ, આધ્યાત્મિકાદિ સાંસારિક ત્રિતાપના નાશક ચંદ્ર, એવા જે કૃષ્ણ તે નિરંતર મને આનંદકારક થાઓ.

**પ્રણમ્ય ભકત્યા શ્રીવ્યાસં શુકં દત્તં ચ સદ્‌ગુરૂમ્**
**શ્રીમદ્‌ભાગવતે કૃષ્ણલીલાભાવાર્થદીપિકામ્ ।।**
**પ્રજ્વાલયામિ સદ્‌ભક્તમુક્તિમાર્ગૈકદર્શિકામ્**
**યાં દૃષ્ટ્વા સ્યાત્સદાનંદી રસિકો ભકિતમાન્ નરઃ ।।**

**અર્થ**:-ભગવાન્ શ્રીકૃષ્ણ દ્વૈપાયન વ્યાસ, શ્રીમત્ પરમહંસ શુકાચાર્ય, સદ્‌ગુરૂ દત્તાત્રેય અને નિજગુરૂ શ્રીસહજાનંદસરસ્વતી સ્વામી એમના ચરણ કમલને ભકિતથી નમન કરીને, શ્રીમદ્‌ભાગવત દશમસ્કંધપૂર્વાર્ધમાં શ્રી શુકદેવજીએ વર્ણવેલી બાલકૃષ્ણલીલાની તત્વાર્થરૂપી દીપિકા, જે તેમના સદ્‌ભકતોને મુકિતમાર્ગ દેખાડનારી છે, તે હું ઉત્તમ રીતે પ્રકાશિત કરૂં છું; જેના અવલોકનથી રસિક તથા પ્રેમીજન હરહમેશ આનંદયુક્ત થશે.



# અધ્યાય પહેલો

**तत्र तु प्रथमे कंसः स्वमृत्युं देवकीसुतात् ।**
**श्रुत्वा भीतोऽवधीत्तस्या षड्गर्भानिति वर्ण्यते ॥**

**અર્થઃ**–આ પહેલા અધ્યાયમાં દેવકીના આઠમા ગર્ભથી આપણને મરણ પ્રાપ્ત થશે એવું આકાશવાણીથી સાંભળી કંસ ભયભીત થયો અને ત્હેણે દેવકીના છ પુત્રોને મારી નાખ્યા એવી કથા વર્ણવેલી છે.

શુકાચાર્યના મુખે સોમસૂર્યવંશનો વિસ્તાર તથા તેને વિષે ઉત્પન્ન થએલા રાજાઓનું અદ્‌ભુત ચરિત્ર શ્રવણ કરીને રાજા પરિક્ષિતીએ તેઓશ્રીને 'પરમાત્માએ યદુવંશમાં ઉત્પન્ન થઇને શું શું કર્મ કર્યાં,' તે વિસ્તારપૂર્વક કથન કરવાની પ્રાર્થના કીધી. રાજાનો આ પ્રકારનો પ્રશ્ન સાંભળીને શુકાચાર્ય ત્હેનું સન્માન કરીને કહેવા લાગ્યા કે, હે રાજા ! ત્હારી બુદ્ધિનો ઉત્તમ નિશ્ચય થએલો જણાય છે. તે વિના પરમાત્મકથા શ્રવણને વિષે ત્હને અત્યંત રૂચિ અને દૃઢતા થાય નહિ. ગંગા જે પ્રકારે ત્રણે લોકોને પવિત્ર કરે છે, તેજ પ્રકારે ભગવાનના ચરિત્ર સંબંધી કરેલો પ્રશ્ન પણ પુછનાર અને શ્રવણ કરનાર તથા બોલનાર એ ત્રણેને પાવન કરે છે. અસ્તુ ! હવે પહેલાં ભગવાનને અવતાર ધારણ કરવાનું શું કારણ હતું તે કહું છું.

પૃથ્વીપર મદોન્મત્ત થએલા દૈત્યોના પાપાચરણથી પૃથ્વીનો ભાર ઘણો વધી જવાથી તે અત્યન્ત દુઃખિત થઇ, ત્યારે ત્હેણે ગોરૂપ ધારણ કરી બ્રહ્મદેવની પાસે જઇ, પોતાનું સકલ દુઃખ ત્હેમને નિવેદન કર્યું. એનું ભાષણ શ્રવણ કરીને બ્રહ્મદેવ, સર્વ દેવોને તથા શંકરને સાથે લઇને પૃથ્વી સમેત ક્ષીરસમુદ્રના કિનારાપર આવ્યા અને પરમાત્મા શ્રીવિષ્ણુની પુરૂષસૂકતના મંત્રોવડે સ્તુતિ કરવા લાગ્યા. ત્યારપછી સમાધિમાં બ્રહ્મદેવને આકાશવાણી શ્રવણગોચર થવાથી, ત્હેમણે દેવોને કહ્યું કે, હે દેવો ! પૃથ્વીને જે દુઃખ થયું છે તે પ્રથમથીજ પરમાત્માના જાણવામાં આવ્યું છે, અને એનું એ દુઃખ દૂર કરવાને કાજે પૃથ્વીપર યાદવવંશમાં એઓશ્રી અવતાર ધારણ કરવાના છે. એટલા માટે ત્હમારે અંશાવતાર લઇને પૃથ્વીપર જ્યાં સુધી પરમાત્મા રહે ત્યાં સુધી યાદવોમાં નિવાસ કરવો અને એમને સન્તુષ્ટ કરવા ખાતર દેવલોકની સ્ત્રીઓએ પણ પૃથ્વીપર જન્મ લેવો. પરમેશ્વરની કલા સહસ્રમુખી શેષ પણ એમની અગાઉ ઉત્પન્ન થશે, અને જગન્મોહિની માયા પણ પરમેશ્વરની આજ્ઞાથી યશોદાના ઉદરમાં પોતાના અંશથી જન્મ

ધારણ કરશે. આ પ્રકારે બ્રહ્મદેવે દેવોને કથન કર્યું તથા પૃથ્વીને આશ્વાસન દઇને પોતાના સ્થાનપર સીધાવ્યા.

હે રાજા! એક સમયે યાદવોની રાજધાની મથુરાનગરીમાં વસુદેવ અને દેવકીનો વિવાહ પ્રસંગ ચાલી રહયો હતો, અને તે વખતે ઉગ્રસેનનો પુત્ર દેવકીનો ભાઇ કંસ આનંદભેર ત્હેના રથપર સારથી થઇને બેઠો હતો. એટલામાં આકાશવાણી થઇ કે, 'હે કંસ! ત્હારી બ્હેન દેવકીના આઠમા ગર્ભ વડે ત્હારો નાશ થવાનો છે'. સાંભળતાવારને કંસ ભયભીત થઈ ગયો, અને પોતાનું મૃત્યુ હઠાવવા ખાતર હાથી જે પ્રકારે કેળને પોતાની શુંઢથી આકર્ષે છે, તેજ પ્રમાણે ત્હેણે દેવકીના કેશ ખેંચીને ત્હેને રથમાંથી જમીન પર ગમડાવી દીધી, અને હાથમાં ખડ્ગ લઇને ત્હેનો શિરચ્છેદ કરવા તૈયાર થયો. દૂધમાં સિંધવ પડી જાય અથવા પકવાન્નમાં વિષનું મિશ્રણ થાય, કિંવા મહેલમાં પલંગપર સૂતાંવારને તે કડડ ભૂસ થઇ જાય, અગર દ્રવ્યનો કળશ મળ્યો હોય અને તેમાં હાથ ઘાલતાંવારને સર્પદંશ થાય તેજ પ્રમાણે લગ્નનો સમારંભ ઉજવાઈ રહયો હતો અને સઘળાને જે આનંદ થઇ રહયો હતો, તેમાં કંસની આ કૃતિથી વિરસભાવ ઉત્પન્ન થયો.

વસુદેવે એને સંબોધીને કહ્યું કે, હે કંસ! તું શૂર છે, એથી કરીને એક તો સ્ત્રીનો અને તેમાં ખાસ કરીને બહેનનો ઘાત કરવો અત્યન્ત નિન્દ્ય છે, અને એમ કર્યાથી કુળને કલંક લાગ્યા વિના રહેશે નહિ. મૃત્યુના ભયથી જો એનો વધ કરવા પ્રવૃત્ત થતો હોય તો અખિલ પ્રાણીઓને જન્મતી વખતે દેહની સાથેજ મૃત્યુ ઉત્પન્ન થાય છે, એથી તે કદી કોઇનાથીયે ટાળી શકાતું નથી; પછી ભલે તે આજે અગર સો વર્ષ વીત્યા બાદ પ્રાપ્ત થાય, તેનો કાંઈ નિયમ નથી. જીવને કદાચ બીજો દેહ પ્રાપ્ત થવાનો ન હત તો આવું ભયંકર કૃત્ય કરીને આ દેહનું સંરક્ષણ કરવું ઉચિત ગણાત; પરન્તુ અત્યાર સુધીમાં જીવને અનેક દેહ મળ્યા છે, અને આગળ ઉપર પણ કર્માનુસાર મળવાના છે, માટે તું સ્ત્રીહત્યા કરીશ નહિ. સ્ત્રીવધનું પાપ કેટલું બધું છે, તેનો ખ્યાલ કર! એક રથ ભરીને અલ્પ કૃમિ કીટકાદિ જીવનો વધ થાય, ત્યારે એક બકરાની હત્યાનું પાપ લાગે છે. સો બકરાને માર્યાથી એક બળદની હત્યા જેટલું પાપ થાય છે. સો બળદની બરાબર એક ગૌહત્યા, અને સો ગાય બરાબર એક બ્રહ્મહત્યા છે. એવી સો બ્રહ્મહત્યા કરવાથી જે પાપ થાય છે, તે એક સ્ત્રી વધના સમાન છે, એવું શાસ્ત્રમાં કહ્યું છે. એટલા માટે હે કંસ! ત્હારી મતિ આવા નિન્દ્ય પાપ કર્મમાં પ્રેરાય નહિ તો સારૂં. વસુદેવે આ પ્રમાણે એને બહુ

બહુ ઉપદેશ કર્યો, પરંતુ તેનું પરિણામ તે દુષ્ટના અંતરમાં કાંઇ પણ ન થયું. આખરે ત્હેણે કહ્યું કે, હે કંસ! આકાશવાણીથી એ વાત તો નિશ્ચિત થઇ કે દેવકીને હાથે ત્હારૂં મરણ નથી, પરંતુ એના ગર્ભવડે છે; એથી એના સઘળા ગર્ભ લાવીને ત્હને સ્વાધીન કરવાને હું બંધાઉં છું; તો પછી આનો વિનાકારણ વધ કરી કુળને કલંક લગાડી નકામો પાપ શું કરવા સંગ્રહે છે? વસુદેવનું આવું ભાષણ કંસને માન્ય થઈ પડયું અને ત્હેણે દેવકીને મારી નાંખવાનો નિશ્ચય બંધ રાખ્યો. ત્યારબાદ બધી મંડળી પોતપોતાને સ્થાને ચાલી ગઇ.

આને કેટલાક દિવસ વીત્યા બાદ દેવકી ગર્ભિણી થઇ, અને નવ માસ પછી એને કીર્તિમાન નામનો એક પુત્ર થયો. વસુદેવ અસત્યથી બહુ ડરતા હતા, તેથી કબુલાત પ્રમાણે કંસને જઇને પુત્ર સોંપવાનો એમણે નિશ્ચય કર્યો. પુત્રને લઇને નીકળ્યા ત્યારે ત્હેનું મુખ કર્દમલિપ્ત મોતી સમાન, યા કેતુગ્રસ્ત સૂર્યની પેઠે, કિંવા રાહુથી ઘેરાએલા ચન્દ્રમા જેવું નિસ્તેજ જણાતું હતું. સભામાં આવીને એમણે કંસને કહ્યું કે હે કંસ! મ્હારા વચનને અનુસરીને હું આ પ્રથમ પુત્રને લઇ આવ્યો છું, તો હવે ત્હારે જેમ કરવા ઇચ્છા હોય તેમ કર. એમની આવી દૃઢ સત્યનિષ્ઠા જોઇને કંસ સન્તુષ્ટ થયો અને કહેવા લાગ્યો, હે વસુદેવ! આ પુત્રથી મ્હને કશોય ભય નથી, માટે બેલાશક ત્હમે એને લઈ જાઓ, પરન્તુ આઠમો બાળક મ્હને આપી જજો. તે સાંભળીને વસુદેવ 'બહુસારૂં' એમ કહી પાછા ચાલ્યા ગયા, તોપણ એના ભાષણનો ત્હેમને વિશ્વાસ બેઠો નહિ. કેમકે, દુષ્ટ પુરૂષોનું અન્તઃકરણ કયારે સ્વાધીન હોય છે? અગર જો કે આ દુષ્ટે હમણાં તો પાછા લઇ જવા કહ્યું છે, તેમ છતાં ઘડીભર પછી એ નહિ મારે તેની શી ખાતરી? પાષાણને આર્દ્રતા ઉત્પન્ન થાય, કિંવા કૃપણ સર્વસ્વનું દાન કરે, તેજ પ્રમાણે આ હિંસકને આ પુત્રની દયા ઉત્પન્ન થઇ છે. અસ્તુ! દૈવાનુસાર જે કાંઇ થાય તે ખરૂં.

ત્યારપછી એક વખત નારદને મ્હોંડેથી કંસના જાણવામાં આવ્યું કે, ગોકુળમાં નંદ વગેરે ગોપ અને ત્હેમની સ્ત્રીઓ તથા વસુદેવાદિ યાદવ અને એમની દેવકી આદિ જે સ્ત્રીઓ છે, તે સવ દેવો છે, અને એમણે દૈત્યોનો વધ કરવાનો ઉદ્યમ આરંભ્યો છે. ત્યારે તો એનો એ લોકો પ્રત્યેનો દ્વેષ ઘણોજ વધી ગયો, અને એ નિશ્ચયપૂર્વક સમજી ગયો કે મ્હારો વધ કરવાને વિષ્ણુ દેવકીના પેટે જન્મ ધારણ કરશે. તેથી એણે વસુદેવ દેવકીના હાથ પગમાં બેડી નાંખીને તેમને બન્નેને કારાગૃહમાં પૂરી દીધાં અને

ત્હેમના પ્રથમ પુત્રને અને ત્હેના પછી જેટલા થયા તે સઘળાને એ સર્વ વિષ્ણુજ હશે એવી સમજ અને બ્હીકથી મારી નાંખ્યા. દુષ્ટ અને લોભી પુરૂષ પોતાના સુખને ખાતર માતા, પિતા, ભાઇ, મિત્ર વગેરેનો ઘાતપાત કરતાં કોઇદાડે આચકો ખાય છે? કંસ એ પણ જાણતો હતો કે આગલા જન્મમાં હું કાલનેમિ નામનો દૈત્ય હતો, અને તે વખતે મ્હારો ઘાત વિષ્ણુએજ કર્યો હતો. એણે યાદવાદિકોની સંગાથે ઉત્તરોત્તર વેર વધાર્યું, અને પોતાના પિતા ઉગ્રસેનને રાજ્ય ઉપરથી પદભ્રષ્ટ કરીને પોતે જાતે રાજ્ય કરવા લાગ્યો. સારાંશ, કંસે દેવકીના છ બાળકોને પોતાનું મૃત્યુ અટકાવવા ખાતર મારી નાંખ્યા અને બાલહત્યાનું પાપ સંગ્રહીને પુણ્યનો નાશ કરી નાંખ્યો એટલા માટે કદી કોઇએ આવું ભયંકર નિન્દ્ય કર્મ કરીને પોતાના પુણ્યનો નાશ કરી નાંખવો નહિ અને પોતાનું મોત હાથે કરીને માંગી ના લેવું.

---

# ભાવાર્થ દીપિકા

ક્ષીરસમુદ્રમાંથી ઉત્પન્ન થએલું કલ્પવૃક્ષ અખિલ વિબુધો (દેવો)ને તાપશાન્તિપૂર્વક આનંદ આપે છે; તેજ પ્રમાણે જે વિદ્યામહોદધિથી, દ્વાદશસ્કંધાત્મક તથા ત્રણસો બત્રીશ શાખા (અધ્યાય) ૩૫, અને અઢાર હજાર પર્ણાત્મક, તેમજ આનંદામૃત ફલ આપીને અખિલ વિબુધો (પંડિતો) ને તાપત્રયનું નિર્મૂલન કરી સુખી કરનારૂં એવું ભાગવત નામનું કલ્પવૃક્ષ ઉત્પન્ન થયું છે, તે મહર્ષિ વ્યાસ ભગવાનને હમારા પ્રણામ હજો. તથા ગૃહસ્થાશ્રમીઓને ઘેર એક ગાયને દોહવામાં જેટલો વખત લાગે છે, તેટલો સમયજ જેની નિર્દોષ સ્થિતિ હોય છે, અને એ કારણને લઇને પરમાત્માએ જેને ગોસંદોહ (ઉપનિષદ્રૂપ વેદવાણી સમૂહ)નું નિવાસસ્થાન બનાવ્યું છે, તેજ પ્રમાણે જેના મુખની અમૃતતુલ્ય વાણી એકવાર પણ કાને પડતાં શ્રોતાને મોક્ષાર્પણ કરે છે, અને જેણે જન્મ થતાંવારને પોતાના પિતાને ઘણા વૃક્ષો પાસેથી જવાબ દેવડાવીને અનેક પુત્રસંપન્ન કર્યા હતા, તથા નગ્ન અવસ્થામાં સ્થિત સુંદર સ્વર્ગાંગનાઓને જોઇને ત્હેમને વિષે યત્ કિંચિત્ પણ જેની વૃત્તિ સંલગ્ન થઈ ન હતી, એવા સર્વાંતરમાં સ્થિત વ્યાસ મહર્ષિના પુત્ર મુનિશ્રેષ્ઠ શ્રી શુકાચાર્યને હમે ધ્યાનપૂર્વક પ્રણામ કરીએ છીએ, અને શ્રીકૃષ્ણ પરમાત્માની બાલલીલાનો ભાવ એમના પ્રસાદથી જે વિદિત થયો છે, તે પ્રકાશિત કરીએ છીએ.

જેના નામની શ્રુતિ (શ્રવણ) થાય, તો અત્યંતગૂઢ એવી અખિલ શ્રુતિ (વેદ)ના અર્થનું આકલન થાય છે, તથા જેની સ્મૃતિ (સ્મરણ) કરતાં સકલ સ્મૃતિ (મન્વાદિ ધર્મ શાસ્ત્ર)નું અર્થજ્ઞાન ઉલ્લસિત થાય છે, અને જેનો પૂજનવિધિ નિખિલ વેદવિધિનું ફલ આપવાને સમર્થ છે, તેજ પ્રમાણે જેના સંકલ્પમાં અર્થાત્ વેદપ્રતિપાદ્ય સત્સ્વરૂપની ઉત્તમ કલ્પના–ધ્યાનમાં અખિલ જનોના ત્રિકાલિક સદાચાર નિબદ્ધ થએલા છે, તે પરમાત્માનું ચરિત્ર અભિપ્રાય શૂન્ય કેમ હોઇ શકે ! કેમકે વ્યવહારમાં કોઇ અજ્ઞ પુરૂષ પણ કોઇ જગ્યાએ યત્ કિંચિત ક્ષુદ્ર કાર્ય સરખુંયે હેતુ વગર કરતો નથી એવું જોવામાં આવે છે. તો પછી પરમાત્માની તે શી વાત કરવી ! એમની અખિલ લીલા જે અવ્યક્ત બીજવડે ભરપૂર ભરેલી છે, તે સદ્ગુરૂપ્રસાદદ્વારા ઉલ્લસિત થએલા ચિત્તથી હમે વ્યક્ત કરવા ઇચ્છીએ છીએ. હમને શ્રદ્ધા છે કે એ આલોચનાથી નિખિલ પીડાઓનું પ્રશમન થઇને સકલ મનોરથોની સંપૂર્તિ થશે. એ વિવેચનમાં કેટલીક જગોએ સ્વાભાવિક કેટલેક સ્થળે તર્ક અને કેટલાક સ્થાનપર રૂપકાદિથી બીજને સુવ્યક્ત કરેલું છે એમ સમજવું.

અગર જો કે પરમાત્માનું સકલ ચરિત્ર ગ્રહણ કરવું અશકય છે, એમ સમજીને વચમાંનો કેટલોક ભાગ પડતો મૂકવામાં આવ્યો હોય, તોપણ તેના લેશથી પણ અતુલ અને પૂર્ણ સુખ પ્રાપ્ત થશે. ગંગોત્રીથી સમુદ્ર પર્યન્ત ગંગાનો અખંડ પ્રવાહ વહે છે, તેના સકલ જળને ગ્રહણ કરવાનું સામર્થ્ય ન હોય અને કિંચિત્ પણ લેવામાં આવે, તો તેથી શું પાપ નાશ અને તૃષાશાન્તિસુખ નહિ થાય ? અવશ્ય થશેજ.

પરમાત્માના અખિલ ગુણોનું વર્ણન સહસ્ત્રમુખી શેષ પણ કરી શકે તેમ નથી; ત્હેમના રૂપનું વિવેચન સહસ્ત્રનેત્રયુક્ત ઇન્દ્ર પણ કરવાને સમર્થ નથી; સેવા કરતાં સહસ્ત્ર હાથવાળો અર્જુન પણ થાકી જાય, તો પછી એક મુખયુક્ત તથા દ્વિનેત્ર અને દ્વિબાહુવાળો મનુષ્ય તેમ કરવાની શક્તિ શી રીતે ધરાવી શકે ? એટલા માટે સ્વવાણી તથા હસ્ત પાવન કરવાના હેતુથી પરમાત્માના ચરિત્રનું શકત્યનુસાર વર્ણન અને લેખન કરવાની બુધજનોની પ્રવૃતિ જોવામાં આવે છે અને તેમ કર્યાથી પરમાત્મા પણ સન્તુષ્ટ થાય છે. નાનું બાળક કદી પોતાના પિતાને વક્ર (વાંકું) કહે છે, કદી મધુર હાસ્યયુક્ત બોલે છે અને કદી ક્રોધથી તો કદી સ્પષ્ટ અને કદી બોબડું તેમજ કેટલીકવાર નિન્દાત્મક અને કોઇ કોઈ વાર અર્થયુકત પણ ભાષણ બોલે છે. આ પ્રકારનું અનેક ભાવાત્મક ત્હેનું વચન જેમ પિતાને આનંદનુંજ

કારણ થઇ પડે છે, તેજ પ્રમાણે અમે પણ વિશ્વપિતાની સાથે જે જે ભાષણ કરીશું યા લખીશું તે તે એમના આલ્હાદનોજ હેતુ થશે. કેમકે અમે પણ અલ્પમતિ શિશુ જેવાજ છીએ. હવે રાજા પરિક્ષિતિનું અભિનંદન કરીને, પ્રથમાધ્યાયનો ભાવાર્થ પ્રકાશિત કરવામાં આવે છે.

યુક્ત આહારવિહાર કરનારા તથા જેમની દુર્વાસના સમૂળગી નષ્ટ થએલી છે, અને યોગમાં પણ જેમની નિપુણતા હોય છે, તેમજ વેદાન્તમાં પણ જેમની સર્વદા સ્થિતિ થએલી છે, એવા શાન્તદાન્ત પુરૂષોને સુદ્ધાં પરમાત્માનું દર્શન જે દુર્લભ છે, તે જે રાજાને માતાના ગર્ભમાં થયું હતું, તે વામદેવ મુનિસમો સદાવન્દનીય કેમ ના હોય ? કેમકે, જે સકલ દુઃખ દેવામાં પ્રધાન છે, તથા જે અખિલ કાર્યના આરંભનો નાશ કરનારી છે અને સકલજન જેના નિરન્તર કિંકર છે, એવી જે ક્ષુધા તથા તૃષા તેપણ જેની નિવૃત્ત થઇ હતી, અને જે શુકમુખોદ્‌ગત અમૃતમયી હરિકથાનું શ્રવણ-સુખવડે પાન કરી રહ્યો હતો, ત્હેના ભાગ્યનું વર્ણન કોનાથી થઇ શકે તેમ છે ? તત્વસ્વરૂપથી પણ પરમાત્મા પોતાના અવતાર ચરિત્રવડે સાધુ પુરૂષોને પૂર્ણ કૃતાર્થ કરે છે, એ પ્રમાણે રાજાની બુદ્ધિનો નિશ્ચય થઇ જવાથી ત્હેની સત્ (સાધુ) પદને વિષે વિશેષ રતિ થઇ, અને ત્હેણે વારંવાર કૃષ્ણચરિત્ર સંબંધી શુકાચાર્યને પ્રશ્ન કર્યા.

રાજા કહે છે, હે મુનિવર ! સચ્ચિદાનંદરૂપ તથા જ્ઞાની પુરૂષોને અતનુ (મોક્ષ) સુખ દેનારા, સર્વના અન્તર્યામી અને સ્વરૂપથી ચ્યુત નહિ થનારા એવા પરમાત્માએ મદન કરતાંયે વધારે સુન્દર તનુ ધારણ કરીને અતનુ (પુષ્કળ) લીલા કીધી, એને માટે મ્હને ઘણુંજ આશ્ચર્ય ઉપજે છે. આપ જ્ઞાનસંપન્ન છો અને આપના ભાષણને વિષે મ્હને શ્રધ્ધા છે. એટલા માટે એનું બીજ શું છે તે મ્હને કહો.

રાજાની આવી શંકા સાંભળીને શુકાચાર્ય બોલ્યા, હે રાજા ! ઇચ્છા માત્રથીજ સચ્ચિદાનંદરૂપ ભગવાન્ પૃથ્વીનો ભાર દૂર કરીને, તેને આનંદિત કરવાને સમર્થ છે. તેમ છતાં એમણે લોકરમ્યમૂર્તિ ધારણ કીધી તેનું બીજ એ સમજવું કે, જેમણે પોતાનોજ આશ્રય કર્યો છે, જેમને ઉપનિષદાદિકોનું જ્ઞાન નથી, તથા જેઓ મલિન વાસનાથી ગ્રસ્ત થએલા છે, તે સઘળાઓને પોતાના સ્વરૂપનો લાભ સુલભતાથી થઇ શકે અને એજ કારણને લીધે એમના ચરિત્રનું શ્રવણ કરવામાં ત્હમને અને કથન કરવામાં હમને પોતાને આનંદ થાય છે તે યોગ્ય છે. કેમકે, આપણને બન્નેને ભક્તિ સૌખ્યને વિષે અભિલાષ ઉત્પન્ન થયો છે. અસ્તુ ! હવે લૌકિક, આધ્યાત્મિક, અલંકારિક અર્થ પ્રકારના ભાવોને ક્રમશઃ પ્રખ્યાત કરીશું

'પૃથ્વી ભારાક્રાન્ત થઈ, પોતાના પતિ વિષ્ણુની પાસે ન જતાં બ્રહ્મદેવની પાસે ગઈ' એનો હેતુ એ સમજવો કે, પતિ પોતાના ઉપર અત્યન્ત પ્રેમ કરતો હોય, તથા તે હંમેશાં પોતાને વશીભૂત હોય, શાંત હોય, તોપણ ત્હેની પાસે કશું માંગવું, અગર કાંઈ ગુપ્ત વાત ત્હેને કહેવાની હોય, તો પુત્રદ્વારા તે કાર્ય કરવું, પરન્તુ પોતે જાતે સન્મુખ થઇને નહિ કરવું. આ પ્રકારની સાધ્વી સ્ત્રીની મર્યાદા તથા લક્ષણ પ્રકટ કરી બતાવવા ખાતરજ ત્હેણે પોતાના પુત્ર બ્રહ્મદેવને અગ્રગામી કરીને ત્હેને મુખે પોતાની સ્થિતિ ભગવાનને વાકેફ કરાવી. પૃથ્વી વિષ્ણુની પત્ની તથા બ્રહ્મદેવ પુત્ર હોવાની વાત પ્રસિદ્ધજ છે.

'બ્રહ્મદેવ સત્ય લોકમાંથી ક્ષીરસમુદ્રપર ઇશ્વરદર્શનને કાજે ગયા,' એમાં એવો ભાવ સમજવો ઉચિત છે કે, પરમાત્મા જોકે સર્વ વ્યાપી છે, અને ઘરમાં બેઠા બેઠા પણ ત્હેમનું ધ્યાન ફલદાયી નીવડે છે, તથાપિ ધ્યાન કરનારા પુરૂષે ભગવન્ મન્દિરમાં જઇને ધ્યાન કર્યું હોય, તો તે સત્વરજ ફલપ્રદ થાય છે, અને સાધુ મહાત્માઓની એવીજ રીત છે. એમ જો ન હત તો, એ પોતે જાતે યોગી હોવા છતાં પોતાના સ્થાનપરથી ઉઠીને ભગવાને નિવાસ કરેલા એવા ક્ષીર સમુદ્રઉપર શું કરવા જાત?

'શંકર સહિત બ્રહ્મદેવ ક્ષીર સમુદ્ર પર કેમ ગયા?' એમાં એવો ભાવ સમજવાનો છે કે, ભગવાનની પ્રાપ્તિ કરાવનારા યોગની સિદ્ધિ ત્યારેજ થાય છે કે, જ્યારે રજોગુણ અને તમોગુણ સત્વગુણનું અનુસરણ કરવામાં દક્ષ બને છે. બ્રહ્મદેવ રજોગુણની મૂર્તિ અને શંકર તમોગુણની મૂર્તિ હોવાની વાત પ્રસિદ્ધ છે. જ્યારે એ બન્નેયે સત્વગુણાત્મક વિષ્ણુનો આશ્રય કર્યો ત્યારેજ પરમાત્માનો સાક્ષાત્કાર સુખાત્મક સમાધિ સિદ્ધ થઈ અને સમાધિમાં પૌરૂષ (પરમ પુરૂષની) વાણી તેમના સાંભળવામાં આવી.

'બલરામને પોતાનાં જન્મતા પહેલાં મોકલીને પોતાનો મોટો ભાઇ બનાવ્યો?' એમાં એમ સમજવાનું કે, રાજકુલશ્રેષ્ઠ પુરૂષ યુદ્ધમાં બલ (સૈન્ય) ને અગ્ર ભાગમાં લાવીને શત્રુઓને જીતે છે, એટલા માટે પરમાત્માએ પણ બલ (રામ) ને પોતાના અગ્રગામી કર્યા હતા. કેમકે અહીં પણ શત્રુને જીતવાનો હતો, તો પછી બલને પાછળ કેમ રખાય?

'પરમાત્મા નિર્માયિક યાને માયા (કપટ) રહિત છે, અને શત્રુ સમૂહ ભારે દુષ્ટ કપટી—માયાવી—છે તો, તેઓનો નાશ હરિથી શી રીતે થઇ શકશે!' એવી શંકાને દૂર કરવા સારૂ હરિએ પોતાનિ શક્તિ જે માયા તેને ઉચિત કાર્ય (ગર્ભાકર્ષણ, યશોદાને મોહિત કરવી વગેરે) કરવાનું કહ્યું છે. પરમા-

તમો જો કે માયા–કપટથી અલિપ્ત છે તો પણ, માયાવી કપટીની પાસે તેમની માયા પ્રગટ થાય છે; એથી કરીને માયાવી દાનવોનો નાશ માયારહિત પરમાત્માવડે થાય છેજ એમ સમજવું

'કંસનો બ્હેનને મારવાનો નિશ્ચય જોઇ, વસુદેવ ત્હેને હિતકારક ઉપદેશ કરવા લાગ્યા, પરંતુ ઉદાસીન થઇને બેસી રહ્યા નહિ.' આ ઉપરથી ઉપદેશક પુરૂષે શ્રોતા શ્રવણ કરે યા ન કરે, પરંતુ ત્હેને કલ્યાણનો માર્ગ દેખાડીને પોતે નિર્દોષ થઇ જવું. તથા એ કાર્ય કદી થશેજ નહિ, એમ ધારીને બુદ્ધિમાન પુરૂષે ઉદાસ ન થવું. કારણ કે, પ્રયત્ન કરવામાં આવતા પરમાત્માની કૃપાથી વહેલો મોડો તે સિદ્ધ થાય છેજ; એ વાત વસુદેવના પ્રયત્નથી સ્પષ્ટ થઇ.

'વસુદેવથી પોતાનો પુત્ર કંસને કેમ અપાયો ?' તો તેને માટે સમજવું કે, જે સાધુ હોય છે તે દુસ્સહ વાત પણ સહન કરે છે અને જ્ઞાનિ હોય છે ત્હેનું હૃદય વાસના શૂન્ય હોય છે; તથા સ્વાર્થપરાયણને સર્વ નિન્દ્ય કૃત્ય પણ કરવા યોગ્ય લાગે છે, અને જે પુરૂષે આત્મસંયમન કરીને પરમાત્મસ્વરૂપને વિષે ચિત્ત પરોવ્યું છે, ત્હેને ત્યાગ કરવાને અશક્ય એવી કઇ વસ્તુ છે ? આ નિયમને અનુસરીને વસુદેવે પોતાનો પુત્ર કંસને સોંપ્યો, અને ત્હેની સત્યનિષ્ઠા જોઇને તે દુષ્ટને પણ દયા ઉપજી. જગતમાં સત્ય કોને પ્રિય હોતું નથી ? સઘળાનેજ. પરંતુ વિશેષમાં એટલુંજ કે, જ્યાં સુધી પોતાની જાતના ઉપર પ્રસંગ આવ્યો નથી, ત્યાં સુધી તે પ્રિય હોય છે; પ્રસંગ આવતાં અપ્રિય એવું અસત્ય પણ સત્યપ્રિય મનુષ્ય સુધ્ધાં ઝટ સ્વીકારી લે છે. અસ્તુ ! .

'જેનું દર્શન તત્વજ્ઞાનીને પણ અલભ્ય એવા નારદ દુષ્ટ શિરોમણિ કંસની પાસે આવ્યા એ કેટલું બધું આશ્ચર્ય' ? તો, જન્માન્તરમાં કરેલાં પુણ્ય કર્મના પરિપાકથી ત્હેને આ સત્પુરૂષદર્શનરૂપ ફળ મળ્યું એમ સમજીને આશ્ચર્ય પામવું નહિ.

'કંસની સભામાં આવીને નારદે ત્હેને કહ્યું કે, આ સઘળા યાદવાદિ દેવો છે,' એનો ભાવ આવો સમજવો. જેની સહાયથી શત્રુ બળવાન્ થતો હોય, તેનો નાશ કરવાને બુદ્ધિશાળી પુરૂષોએ પ્રયત્ન કરવો જોઇએ; આ નીતિના જાણકાર હોવાથી દેવકાર્યની સિદ્ધિને કાજે નારદ કંસની પાસે આવ્યા અને યાદવ ગોપાદિ દેવો છે તથા ત્હેમની સ્ત્રીઓ દેવીઓ છે, એવું કથન કરીને એના મનમાં ત્હેમના પ્રત્યે દ્વેષભાવ ઉત્પન્ન કરી દીધો. એથી એ તેઓને અત્યંત દુઃખ દેવા લાગ્યો, અને વસુદેવના છ પુત્રોને એણે

મારી નાંખ્યા. આ પ્રકારે નારદે એના અગણિત પુણ્યસમૂહનો નાશ કરી દીધો, ત્યારે દેવકાર્યની સિદ્ધિ થઈ. કેમકે, કંસ પુણ્યની સહાયથીજ બલાઢ્ય થયો હતો, તેથી એની એ સહાય નષ્ટ કરી નાંખી.

અલૌકિક સુખ ભવિષ્યત્ કાળમાં જેને થવાનું હોય છે, ત્હેના ઉપર અનેક દુઃખના પ્રસંગો આવે છેજ; એ કારણને લીધે ત્હેણે એવા સમયે તે સર્વ સહન કરી લેવાજ ઉચિત છે. તોજ વસુદેવની જેમ પરમાનન્દનો લાભ થશે. કંસે વસુદેવ દેવકીને કારાગૃહમાં શૃંખલા બંધન કરીને રાખ્યાં અને ત્હેમના પુત્રને મારી નાંખ્યા, એમાં આશ્ચર્ય ના કરવું. કેમકે **असु-धर्म** યાને પ્રાણેન્દ્રિયાદિકને તૃપ્ત કરવાં એજ પરમધર્મ છે, એવું સમજનારા **अ-सुधर्म** ઉત્કૃષ્ટ ધર્માચાર તજી નિન્દાચારને વિષે પ્રવૃત્ત થાય છે. અને **अज-न-शंकित** યાને વિષ્ણુની પણ ભીતિ, શંકા ત્હેના મનમા થતી નથી, તો **अ-जन-शंकित** લોકોની ભીતિ તથા શંકા ત્હેનામાં રહેતી નથી એ શું કથન કરવું પડે તેમ છે? એવા દુષ્ટની અપ્રતિહત ગતિ દુરાચારમાં થાય છે.

એ કંસે પોતાના પિતા જે ઉગ્રસેન (ભયંકર સેના જેની પાસે હતી, અને એથી જેનું નામ પણ ઉગ્રસેન હતું) ત્હેને પણ રાજ્યભ્રષ્ટ કીધા; આ ઉપરથી એ સમજી લેવું કે, પૂર્વ પુણ્યફલના કાળમાં કોઈપણ સાધારણ મનુષ્ય મહા બળવાન્ થઇ જાય છે. એથી કરીને ઈશકૃપાથી આપણને પૂર્વ સુકૃતનું ઉત્તમ ફળ મળ્યું હોય, તેવા સમયે કંસની પેઠે માતાપિતાનો દ્વેષ ઘાતપાત, સાધુ ભક્તોનું અપમાન, દેવદ્રોહ વગેરે ન કરવું. કેમકે તેમ તેમ કર્યાથી તરતજ પુણ્યનો નાશ થઇ જઇને કંસના જેવી દુર્ગતિનો લાભ થશે.

॥ इतिशिवम ॥

## અધ્યાય બીજો.

द्वितीये कंसघाताय देवक्या गर्भगो हरिः।
ब्रह्मादिभिः स्तुतः सा च सांत्वितेति निरूप्यते ॥

**અર્થ**:—આ બીજા અધ્યાયમાં, કંસવધ માટે દેવકીના ગર્ભમાં રહેલા શ્રી હરિની બ્રહ્મદેવાદિ દેવોએ સ્તુતિ કરીને દેવકીનું સાંત્વન કીધું, એવી કથા વર્ણવેલી છે.

જરાસંધનો આશ્રય કરનારા કંસે પ્રલંબ, ચાણૂર, તૃણાવર્ત્ત, અઘાસુર, બાણાસુર, ભૌમાસુર ઈત્યાદિ દુષ્ટોની સહાયતાથી યાદવોને અત્યંત પીડા

પહોંચાડવાનો પ્રારંભ કર્યો. ત્યારે તે યાદવ લોકો કુરૂ, પાંચાલ વિદર્ભાદિ દેશોમાં જઇને રહ્યા. કેટલાક જ્ઞાતિ બાન્ધવ ત્હેની આજ્ઞામાં રહીને સેવાધર્મ બજાવવા લાગ્યા.

દેવકીના છ પુત્રોને માર્યા બાદ, સાતમી વખતે વિષ્ણુની કલા જે શેષ, તે દેવકીના ઉદરમાં પ્રાપ્ત થયા. ભગવાન્ પણ યાદવોનું દુ:ખ તથા ભય જાણીને, પોતાની યોગમાયાને કહેવા લાગ્યા કે, હે કલ્યાણકારિણી દેવી ! તું ગોકુળમાં જઇને ત્યાં વસુદેવની સ્ત્રી રોહિણી નિવાસ કરે છે ત્હેના ઉદરમાં દેવકીના ઉદરમાં હાલ જે મારી કલા ધરાવનારો શેષનો ગર્ભ સ્થિત છે, ત્હેને બ્હાર કાઢીને મૂકી દે. ત્યાર પછી હું મ્હારા પરિપૂર્ણ સ્વરૂપથી દેવકીનો પુત્ર થઇને પૃથ્વીપર અવતાર ધારણ કરીશ, અને તું પણ નંદની પત્ની જે યશોદા કરીને છે, ત્હેના ઉદરમાં જન્મ ધારણ કરજે. આ પ્રકારની મ્હારી આજ્ઞાનું જો તું પાલન કરીશ, તો મનુષ્યો પૃથ્વીઉપર ધૂપદીપ નૈવેદ્ય વગેરે ઉપચારો વડે ત્હારૂં પૂજન કરશે, દેવાલય બાંધશે, અને દુર્ગા, ભદ્રકાલી ઇત્યાદિ નામ પણ ત્હારાં પ્રસિદ્ધ કરશે. દેવકીનાં ગર્ભનું તું આકર્ષણ કરીશ તેથી એનું નામ સંકર્ષણ પડશે, અને અતિશય બલવાન્ હોવાથી બલ, તથા લોકોનાં મન રંજન કરવાથી રામ એવી પણ સંજ્ઞા એને પ્રાપ્ત થશે. પરમાત્માની આ પ્રકારની આજ્ઞા ગ્રહણ કરીને, અને ત્હેમની પ્રદક્ષિણા કરીને, એ માયાએ ગોકુલમાં જઇને ત્હેમના કહ્યા મુજબ સર્વ કાંઈ કર્યું.

યોગમાયાએ દેવકીનો ગર્ભ રોહિણીના ઉદરમાં નાંખી દીધા બાદ મથુરાના લોક કહેવા લાગ્યા કે, દેવકીનો ગર્ભ કંસના ભયને લીધે ઉન્મૂલિત થઇ ગયો; તેઓને સત્ય પ્રકારની ખબર પડી નહિ. પછી ભક્તોને અભય આપનારા પરમાત્મા પોતાના આનંદ સ્વરૂપથી વસુદેવના મનમાં પ્રવિષ્ટ થયા. કેમકે, બીજા જીવોની ઉત્પત્તિના જેવી પરમાત્માની વીર્યદ્વારા ઉત્પત્તિ થતી નથી. ત્યાર પછી વસુદેવે તે સ્વરૂપનો દેવકીને ઉપદેશ કર્યો, ત્યારે પૂર્વદિશા જેમ પોતાને વિષે ચન્દ્રબિંબ ધારણ કરે છે, તેજ પ્રમાણે ત્હેણે પણ પરમાત્માનું આનંદ સ્વરૂપ પોતાના હૃદયમાં ધારણ કર્યું, અને જગદાધાર પરમેશ્વરને પણ તે આધારભૂત થઈ. પરમેશ્વરની મૂર્તિ હૃદયમાં ધારણ કર્યાથી, તે બન્નેનું તેજ લોકોને દુ:સહ થઇ પડયું. પછી ત્હેમને પકડવાની યા બ્હીક બતાવવાની તે વાતજ શી કરવી ?

આ પ્રમાણે જ્યારે તે દેવકીની સ્થિતિ નિર્ભય તથા આનંદી થઇ છે એવી દૂતોની મારફત કંસને ખબર પડી ત્યારે તે કારાગૃહમાં આવીને જોવા લાગ્યો. ઇન્દ્રની આગળ રંક, યા સૂર્યની આગળ આગિઓ કિંવા સિંહના

અગ્ર ભાગમાં શિયાળ અથવા શંકરની સામે મદન, વાસુકીની સન્મુખમાં મૂષક અગર અગ્નિની આગળ તૃણ જેમ દેખાય છે અને દીપે છે તેજ પ્રમાણે દેવકીની આગળ કંસ દેખાવા લાગ્યો. દેવકી પરમાત્મારૂપ બની ગઇ હતી. એને દેહનું ભાન ન હતું. નાસિકાગ્ર દૃષ્ટિ રાખીને એ બેઠી હતી; એની સામું નજર માંડીને કંસ જોવા લાગ્યો, તો એને ચતુર્ભુજ શંખ-ચક્રગદાધારી પરમાત્માની મૂર્તિનાં દર્શન થયાં. ત્યારે તો એ ગભરાઇ જઇને કહેવા લાગ્યો કે, મ્હારા પ્રાણનો નાશ કરનારો વિષ્ણુજ એના ઉદ-રમાં આવીને સ્થિત થયો છે. હવે શું કરવું! એને મારૂં તો સ્ત્રી હત્યા લાગે. તેમાં વળી એ મ્હારી બ્હેન છે અને ભારેવઇ છે. સો સ્ત્રીની હત્યા જ્યારે થાય ત્યારે એક ગર્ભિણી સ્ત્રીને માર્યા જેટલું પાપ થાય છે. અને એમ કરવામાં અખિલ યશ, સંપત્તિ, આયુષ્ય એ સર્વનો ક્ષય થશે તથા મરણ પછી રૌરવ નરકવાસ ભોગવવો પડશે. એવા વિચારથી ત્હેણે બ્હેનના વધનો વિચાર છોડી દીધો, પરંતુ વિષ્ણુના જન્મની રાહ જોવા મંડયો. અરે, એટલુંજ શું ? પરન્તુ કંસ ગમે ત્યાં બેઠો હોય, કાંઇ કાર્ય કરતો હોય ઉભો હોય, અથવા ભોજનાદિ કરતો હોય, કિંવા ભૂમીપર કોઇ રથે ભ્રમણ કરતો હોય, તોપણ ત્હેના મનમાં સર્વકાળ વિષ્ણુનુંજ ચિન્તવન થતું હોવાથી અખિલ જગત ત્હેને વિષ્ણુમયજ જણાવવા લાગ્યું

કંસના કારાગૃહમાં જ્યાં દેવકી હતી ત્યાં આગળ એક વખત બ્રહ્મદેવ અને ભવ (શંકર) ઇન્દ્રાદિ દેવ અને ત્હેમના સેવક ગંધર્વાદિ તથા નારદાદિ મુનિઓને સંગાથે લઇને આવ્યા અને તેઓએ મધુર વાણીથી પરમાત્માની સ્તુતિ કીધી, અને છેવટે કહ્યું કે, હે વિભો ! ત્હમે જેમ મચ્છ કૂર્મ વરાહાદિ અવતાર ધારણ કરીને ત્રણે લોકનું રક્ષણ કર્યું હતું, તેજ પ્રમાણે હમણાં પણ પૃથ્વીનો ભાર દૂર કરીને સાધુ સન્તોની રક્ષા કરો; ત્હમને હમારા નમસ્કાર છે. પછી દેવકીને કહ્યું કે હે માતા ! હમે ત્હમને કહીએ છીએ કે, પરમાત્મા દેવતાઓના ઉત્કર્ષને કાજે પોતાના પૂર્ણ સ્વરૂપથી ત્હમારા ઉદરમાં પ્રગટ થયા છે, હવે કંસનો ભય ધારણ કરવાનું ત્હમારે લેશ માત્ર પણ પ્રયોજન નથી. એનું આયુષ્યરૂપી જલ શુષ્ક થઇ ગયું છે, એમજ સમજજો. ત્હમારો પુત્ર યાદવોનો સંરક્ષક થશે. આ પ્રકારે દેવોએ પરમા-ત્માની સ્તુતિ કીધી અને બ્રહ્મદેવ તથા શંકરને આગળ કરીને તેઓ સ્વર્ગમાં ચાલ્યા ગયા. રખેને કદાચ શંકર અને બ્રહ્મદેવ એ બન્ને જણા હમને ફસાવીને ભગવાનની પાસે રહી પડશે તો નહિ ? એમ ધારીને ત્હેમણે એ બન્નેને અગ્રગામી કરીને પોતે પાછળ પાછળ ચાલવા લાગ્યા.

## ભાવાર્થદીપિકા.

'કંસે સ્વજ્ઞાતિ યાદવોને પીડા અને દુષ્ટોની સંગતિ શા માટે કરી'? તો, સાંભળો. પ્રલંબાસુર ધેનુકાસુર જયશાલી છે, તથા ચાણૂર મુષ્ટિકાદિ મલ્લ મ્હારા પ્રત્યે ઘણો પ્રેમ રાખે છે, અને બાણાસુર ભૌમાસુર ઇત્યાદિ મ્હારા પ્રાણને સાખ્ય આપનારા છે, એવી કંસની સમજ હતી; એથી તેહેમનો નિરન્તર સંગ કરીને, સજ્જન યાદવાદિકોને દુઃખ દઇને પિતાને પણ તેહેણે પદભ્રષ્ટ કર્યા હતા. નરકવાસી કૃમિયોને દુર્ગન્ધજ પ્રિય હોય છે; કાગડાને વિષ્ઠાજ મીઠી લાગે છે; દારૂડીયાને તત્વજ્ઞાન, ચોરોને ચન્દ્રમા, ઘુવડને સૂર્ય કદી પ્રિય થઇ પડશે? નહિજ. તેજ પ્રમાણે કંસને પોતાના જેવા દુષ્ટ મનુષ્યો પ્રિય લાગ્યા અને સંત પુરૂષો અપ્રિય થઇ પડયા, એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી. જ્યાં રાજાજ પોતાની પ્રજાને કલેશ આપે ત્યાં અન્યની આશાથી દશ આશા ( દિશા ) માં યાદવોને રખડવું પડયું એ યોગ્યજ હતું. અસ્તુ !

'યોગમાયાને શેષનો ગર્ભ દેવકીના ઉદરમાંથી કાઢી લઇને રોહિણીના ઉદરમાં મૂકવાનું પરમાત્માએ કહ્યું હતું' એનું કારણ એ સમજવું કે, પરમાત્માથી પોતાના ભક્તનો વિયોગ સહન થતો નથી. એમણે વિચાર કર્યો કે, યશોદાના ભાગ્યથી મ્હારો નિવાસ ગોકુળમાં થવાનો છે, એટલા માટે શેષની પણ યોજના રોહિણીના ઉદરમાં કરવામાં આવે તો સર્વદા હમારા બન્નેનો સહવાસ જળવાઇ રહે, અને ક્રીડાના નિમિત્તથી હમે બન્ને જણા અસુરાદિકોને મારી શકીએ. આ ભાવને અન્તરંગમાં ધારણ કરીને યોગમાયાને એ કાર્ય કરવા એમણે કહ્યું હતું. જગતમાં પરમાત્માના જે બીજા અવતાર થયા છે, તે સઘળા અંશરૂપ છે, અને શ્રીકૃષ્ણ પરમાત્મા પૂર્ણાવતાર છે, એ શુકદેવનું વચન 'માયાને આજ્ઞા કરવાથી' સત્ય તથા યુક્ત લાગે છે. 'જે માયાને સ્વાધીન રાખીને વિહાર કરે છે, તેજ આ આત્મા છે,' એ પ્રકારનું વેદવચન પ્રમાણ છે, અને તેજ પ્રકારે એમનું ચરિત્ર પણ અદ્‌ભુત, અનંત તથા આનંદદાયી છે, એ પ્રસિદ્ધ છે.

'રોહિણીના ઉદરમાં ગર્ભ પ્રવિષ્ટ કર્યા પછી પરમાત્મા વસુદેવના મનમાંજ કેમ પ્રવિષ્ટ થયા,' એ ભાવને નીચે પ્રમાણે દર્શાવીએ છીએ. સત્પુરૂષાદિકોએ જ્યાં ત્યાં આ મનને અત્યંત ચચલ તથા દુર્ઘટ અને અખિલ વસ્તુઓમાં સાર્વકાલ સંચાર કરનારૂં એ પ્રમાણે અનેકવાર વર્ણવેલું છે; તે કેવુંક એનું સ્વરૂપ છે તે જાણે જોવાને ખાતરજ પરમાત્મા શીઘ્ર પ્રથમ વસુદેવના મનમાં આવ્યા અથવા, પરમાત્માએ વિચાર કર્યો કે લોકમાં

પ્રસિદ્ધ એવાં જે મ્હારાં બે વાહન અતીવ ગતિમાન્ છે, એક ગરૂડ અને બીજો રથ, તેમનો ઉપયોગ હું કદી ક્રીડાર્થેગમને કરવાનું હોય અગર યુદ્ધ પ્રસંગ હોય તો કરૂં છું. પરન્તુ ભકતનું રક્ષણ કરવાનું હોય તો તે સમયે મનોરથના ઉપરજ હું આરૂઢ થાઉં છું; કેમકે તેના જેવી કોઇની શીઘ્રગતિ થતી નથી. એ પોતાનો મત જગતમાં પ્રસિદ્ધ કરી બતાવવા ખાતરજ પરમાત્મા વસુદેવના મનપર આરૂઢ થયા હોય એમ પ્રતીત થાય છે. કિંવા '**अणोरणीयान्**' પરમાત્મા અણુથી પણ અણુ છે, કેમકે તે અણુનો પણ આત્મા છે. તથા મહાનથી પણ મહાન્ છે, કારણ કે તે મહાન્ આકાશને પણ આધારભૂત છે; એ પ્રમાણે શ્રુતિમાં જે કહ્યું છે, તેનો અર્થ પ્રગટ કરવાની ઇચ્છા કરનારા ભગવાન્ સ્વતઃ વિભુ—સર્વવ્યાપી—હોવા છતાંય તેમણે એ વસુદેવના અણુ પ્રમાણ ચિત્તને વિષે પ્રવેશ કર્યો હતો એમ સમજવું. અથવા, જગતમાં જે જે મનુષ્ય જન્મધારણ કરે છે તે સર્વને સુખાદિનો હેતુ મનજ હોય છે. પરમાત્માને જન્મ ધારણ કરવાની ઇચ્છા થઇ, અને એમને ઉપર કહેલી વાત વિદિત હતી. તેથી મહાત્મા કહે છે કે, એમણે તે મનની સાથે મૈત્રી કરવા સારૂજ ત્યાં પ્રથમ નિવાસ કરેલો હોવો જોઇએ, એમ લાગે છે. મિત્ર સુખજ આપે છે, એ પ્રસિદ્ધ છે. મનની સાથે જે અકૃત્રિમ મૈત્રી કરે છે, તેને ખાતર મન પોતે ઞને મરી પીટે છે અને પોતાના મિત્રને પરમાનંદનો લાભ કરાવી દે છે. અસ્તુ !

અથવા—મ્હારે ભવિષ્ય કાળમાં ગો (ધેનુ) પાલન કરવાનું છે, એટલા માટે ગોવાળીયા (ગોપાલક) ના સહવાસમાં પ્રથમ વાસ કરવો યુક્ત છે. એ હેતુથી પરમાત્માએ ગો સમૂહ (ઇન્દ્રિયગણ) નું રક્ષણ કરનારા ચિત્તની પાસે ગો-પાલનનો અભ્યાસ કરવા સારૂજ નિવાસ કર્યો હોવો જોઇએ, એમ લાગે છે. મન ઇન્દ્રિયોને તાબામાં રાખે છે, એ સ્પષ્ટ છે. તથા જેમાં જેની નિપુણતા હોય, તેની પાસે જઇને વાસ કર્યા વગર તે કળા શીખાતી નથી એ પણ પ્રસિદ્ધ છે. એથી કરીને, આગળ ગો-પાલનનું કામ ઉત્કૃષ્ટ થાય, એ ઇરાદાથી ગોપાલક મનને વિષેજ એ પરમાત્માએ વસ કર્યો તે યુકતજ હતું એમ સમજવું. આંહી 'ગો' શબ્દ ઉપર શ્લેષ સમજવાનો છે; અર્થ ઉપર દર્શાવેલો છેજ. કિંવા—'**यतो वाचो निवर्तन्ते**' એ શ્રુતિમાં પરમાત્મસ્વરૂપને વિષે મનનો કદી પણ પ્રવેશ થતો નથી, એમ કહેલું છે. પરંતુ હું ભકતોનો હિતકર્ત્તા હોવાથી મ્હારામાં જો કે મન પ્રવિષ્ટ થતું નથી, તોપણ હું તેમાં (મનમાં) પ્રવેશ કરૂં છું. એ પ્રમાણે પરમાત્માએ મનઃપ્રવેશ કરીને અદ્ભુધા બોધ કર્યો હતો, એવો ભાવ (આશય) સમજવો.

અથવા, શુદ્ધ માનસમાં (સરોવરમાં) જે પ્રકારે હંસ (પક્ષી) ક્રીડા કરે છે તેજ પ્રમાણે જે માનસ (મન) ને વિષે નિર્મલ ભક્તિરસ (ઉદક) નિવાસ કરે છે અને મ્હારૂં પદકમલ સુશોભિત છે તથા મ્હારા નામરૂપી રત્નોની સ્થિતિ છે, તેમાં હું હંસ સમાન વિહાર કરૂં છું. એ ભાવ તે વાસુદેવના માનસમાં વિહાર કરનારા હંસ (વિષ્ણુ) રૂપી પરમાત્માએ સર્વને દેખાડયો. માનસનું જળ નિર્મળ અને તેમાં કમળોનો વાસ તથા રત્નાદિક પણ હોય છે, એ પ્રસિદ્ધજ છે

'વસુદેવે દેવકીને ઉપદેશ કર્યા બાદ, ત્હેણે (દેવકીએ) એ સ્વરૂપ પોતાના હૃદયને વિષે ધારણ કર્યું, એજ ત્હેની સગર્ભાવસ્થા અને ત્હેના ઉદરમાં પરમાત્માની એજ ગર્ભસ્થિતિ સમજી લેવી.' એમાં પરમાત્માએ એ ભાવ સૂચવ્યો કે, જેની સદા આત્મસ્થિતિ હોય છે, એવો પુરૂપ પરોપકૃતિને કાજે તત્પર થાય, તો ત્હેના મનમાં થનારો વિહાર ભૂષણીભૂત થાય છે, બંધનનો હેતુ થતો નથી. એટલુંજ નહિ પણ કદાચ વિધિના સંયોગને લઇને ત્હેને જઠર સ્થિતિ-ગર્ભાવસ્થા-પ્રાપ્ત થઈ, તોયે તે દુઃખદાયી નીવડતી નથી. આત્મસ્વરૂપરત પરમાત્માએ પરોપકારને ખાતરજ મનમાં નિવાસ કર્યો હતો, અને ત્યાંથી દેવકીના જઠરમાં આવ્યા હતા, પરંતુ એમને ક્યાં ગર્ભ સ્થિતિ દુઃખપ્રદ થઇ હતી અને મનોવિહાર બંધનનું કારણ થઇ પડયો હતો ? નહિજ.

'દેવકીને જોતાંજ કંસને ભય તથા વિષ્ણુરૂપ દર્શન કેમ થયું' ? તો તેમાં એ હેતુ છે કે પરમાત્માનો આવિર્ભાવ જેના હૃદયમાં થાય છે, ત્હેને મારવાને રાજા તથા દુષ્ટ ઘાતકી મનુષ્ય અથવા કોઇપણ જન્તુ પ્રવૃત્ત થતો નથી. એટલુંજ નહિ પરંતુ નિત્ય વિરોધ કરનારો એવો ઉત્તમ વૃત્તિવાળો કોઇ પ્રાણી, તે સત્પુરૂપને કે,'જેના હૃદયમાં હરિનો વાસ છે ત્હેને' જુએ, તો તાત્કાલ ત્હેનાં પ્રભાવથી તે દુરાત્મા નીતિમાન્ થઇ જાય છે; એ વાત કંસનાં ઉપરથી સિદ્ધ થઈ. જ્યારે ત્હેણે કારાગૃહને વિષે આવીને દેવકીને દીઠી, ત્યારે એના (દેવકીના) ઉદરમાં પરમાત્માનો નિવાસ હોવાથી, એ કંસની પૂર્વ દુષ્ટબુદ્ધિ નષ્ટ થઇને, 'આ મ્હારી બ્હેન, તેમાં વળી સગર્ભા. એને માર્યાથી અકીર્તિ થાય' ઇત્યાદિ નીતિયુક્ત વિચાર ત્હેનામાં ઉત્પન્ન થયો અને એનો વધ નહિ કરવાનો એણે નિશ્ચય કર્યો. એ પ્રભાવ કોનો ? તો પરમાત્માના આવિર્ભાવનો. જે કંસે વૈરભાવથી પરમાત્માનું ચિન્તવન કર્યું, અને તેમ કરવાથી નિખિલ પદાર્થ જેને કૃષ્ણરૂપ જણાવા લાગ્યા, તો ત્હેની ભક્તિથી રંજીત થયાં છે અંન્તઃકરણ જેમનાં એવા પુરૂષોને સકલ જગત્ વિષ્ણુમય દેખાશે એને માટે અન્ય પ્રમાણુની શી જરૂર છે ?

'બ્રહ્મદેવે ગર્ભસ્થ પરમાત્માની સ્તુતિ શા માટે કરી' તો. આપણાં ક્લેશ દૂર કરવાને કાજે જેણે આપણી પ્રાર્થનાથી અવતારમતિ ધારણ કીધી હતી, તે દયાશીલ પરમાત્માનું સેવન, સ્તવન જો કોઇ ના કરે, તો ત્હેના કરતાં વિશેષ કૃતઘ્ન તથા ઉન્મત્ત, નિર્લજ્જ, દુરાત્મા પુરૂષ બીજો કોણ આ પૃથ્વીપર હોઈ શકે ? એવો વિચાર કરીને અભીષ્ટ ફલપ્રદ અચ્યુતની સ્તુતિ કરવાની બ્રહ્મદેવને સ્ફુરણા થઇ, અને તે સકલ દેવ મુનિજન સમેત કારાગૃહને વિષે આવી પહોંચ્યા.

'પ્રથમતઃ સત્ય સ્વરૂપથીજ એમની સ્તુતિ શા માટે કીધી ?' એનો ભાવ એવો સમજવો કે, ઈશ્વરને નિન્દ્ય ગર્ભવાસ અને ત્યાંનું દુઃખ જોઇને ત્રાસ ઉત્પન્ન થયો હોય, અને આગળ સંસારમાં એવાંજ અનેક દુઃખો ભોગવવા પડશે, એ ભીતિથી કદાચ તે પોતાની ભૂભાર હરણની પ્રતિજ્ઞા તજી દે, તે ઠીક નહિ. એટલા માટે દેવોએ સ્તુતિના નિમિત્તથી એમને અખંડ સત્ય સ્વરૂપની સ્મૃત્તિ કરાવી દીધી. હે પરમાત્મન્! સમસ્ત ઋગાદિ વેદ જેની સ્તુતિ કરે છે, જેના રોમરંધ્રને વિષે બ્રહ્માંડની સ્થિતિ તથા નાભિકમલોદ્‌ભૂત પદ્મને વિષે હિરણ્યગર્ભની સ્થિતિ, અને જેનું નામ અખિલ પ્રાણીઓનો ગર્ભ (જન્મ) નો નાશ કરવાને સમર્થ છે, એવો તું એક વેંતભર દેવકીના ઉદરમાં ગર્ભભાવ ધારણ કરી રહ્યો છે, એ ઉપરથી ત્હારૂં સદ્‌વાત્સલ્ય તથા દીનતાપનિવારક વ્રત, ભકતવશતા ઇત્યાદિ પ્રગટ થાય છે યોગિ લોકો ઘણા કાળ પર્યન્ત ત્હારૂં ધ્યાન કરે છે, તોપણ અર્ધક્ષણભર પણ તું એમના અંતરમાં વિકાસતો નથી, યા સ્ફુરતો પણ નથી. તે સુખસ્વરૂપ એવો તું દેવકીના ઉદરમાં આનંદથી નિવાસ કરે છે, તો એના ભાગ્યનું વર્ણન કોણ કરી શકે તેમ છે ? હે પ્રભો! જગતમાં ગરોદર સ્રીને '**ससत्त्वा**' (**सत्त्व-गर्भ**-યુકતા) કહે છે, પરંતુ દેવકીને વિષેજ એ નામ સફળ થાય છે કેવી રીતે! તો, સત્વમય પરમેશ્વર વિષ્ણુ જે આપ ત્હેમનો આણે આશ્રય કર્યો છે, એથી એ 'સસત્વા' કહેવાને યોગ્ય છે. જેના ધ્યાન વડે તદ્રુપતા પ્રાપ્ત થાય છે, તે ઘનસ્યામને ગર્ભને વિષે ધારણ કરીને, દેવકી નીલવર્ણની થવાને બદલે ગૌરવર્ણની તેજસ્વી પ્રતીત થવા લાગી, એ કેવું આશ્ચર્ય! પરમાત્માના આવિર્ભાવથી તેજોમયતા કેમ થાય નહિ? તથા જેના જન્મકાળમાં સ્વર્ગમાં દેવોએ દુંદુભિ વગાડી હતી, અને જેની સ્રી પ્રત્યક્ષ પુણ્યની મૂર્તિ, તેમજ જેની બુદ્ધિ તત્વાર્થને જાણવાવાળી હતી, તથા સર્વેશ્વર લક્ષ્મીપતિ જેના પુત્ર હતા, તે વસુદેવનું ત્રૈલોક્યમાં શું શું લોકોત્તર નથી? બધુંજ છે. આ પ્રમાણે દેવમુનિઓએ ગર્ભસ્તુતિ કીધી અને તેઓ અન્તર્ધ્યાન થઈ ગયા.

ગર્ભવાસ જો કે નિન્દ્ય છે, તથાપિ પરમાત્માના આશ્રયથી, તે જગદ્વન્દ્ય એવા બ્રહ્માદિ દેવોને પણ સ્તુત્ય થયો તથા નમન કરવાને યોગ્ય થયો. પરમાત્મા જો ગર્ભભૂત ન હત, તો જીવ અને બ્રહ્મ એવી સ્થિતિ ન બનત અને ગર્ભસ્તુતિ પ્રગટ થાત નહિ. આ સૃષ્ટિને નિર્માણ કરીને તેના ગર્ભમાં એણે જીવરૂપે પ્રવેશ કર્યો, એવું વર્ણન પ્રસિદ્ધ છે **'ईश्वरो जीवकलया प्रविष्ट:' 'ममैवांशो जीवलोके जीवभूतः सनातनः'** ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિ પ્રમાણ પણ છે. આ ઉપરથી મનુષ્યે જો કે દુઃખદ સંસારને વિષે જન્મ ધારણ કર્યો છે, અને એને તેમાં અનંત ક્લેશ થાય છે, તેમ છતાં, તે જો પરમેશ્વરનો આશ્રય કરે, તો એના વિષે આત્માનું આત્મત્વથી સ્ફુરણ તથા વિકાસ થઇને, અખિલ દેવમુનિજનને સ્તવન કરવા યોગ્ય તથા નમસ્કાર કરવા યોગ્ય તે થાય છે, એમ સમજવું.

**॥ इति शिवम् ॥**

---

## અધ્યાય ત્રીજો.

---

**तृतीये निजरूपेण संभूतस्तु हरिः स्वयम् ।**
**पितृभ्यां संस्तुतो नीतः पित्रा भीतेन गोकुलम् ॥**

અર્થ:—આ ત્રીજા અધ્યાયમાં, શ્રીહરિ પોતે પ્રગટ થએથી વસુદેવે તેમની સ્તુતિ કીધી અને કંસથી ભયભીત થએલા વસુદેવે તેમને ગોકુળમાં પહોંચાડયા એવી કથા કહેલી છે.

પરમાત્માના જન્મ સમયે સર્વ યોગ ઉત્તમ હતા. સર્વ નક્ષત્ર, ગ્રહ અને તારકાદિ શાન્ત થઇને અખિલ દિશા પ્રસન્ન થઈ હતી. પૃથ્વીપર જ્યાં ત્યાં શુભ શકુન થવા લાગ્યાં. નદી વગેરેનાં પાણી અત્યંત નિર્મળ થયાં હતાં, જેમને જોઇને જોનારનાં ચિત્તને આનંદ ઉપજતો હતો; તથા તેમના જળમાં કમલાદિ પ્રફુલ્લ થવાથી ઉત્કૃષ્ટ શોભા જણાતી હતી. આરામ બગીચા વગેરેમાં પુષ્પોના ગુચ્છ ઉપર પક્ષીઓ તથા ભ્રમરો મધુર શબ્દ કરતા હતા. શીતલ મન્દ સુગન્ધ પવન વાતો હતો, અને દૈત્ય વિરહિત અખિલ સાત્વિક પ્રાણીઓનાં અન્તઃકરણ સુપ્રસન્ન થયાં હતાં. જન્મનો કાળ અત્યન્ત સમીપ આવ્યો, ત્યારે સ્વર્ગમાં દુંદુભિઓનો ધ્વનિ થવા લાગ્યો, ગન્ધર્વાદિ ગાયન તથા અપ્સરાદિ નર્ત્તન અને સિદ્ધ ચારણાદિ સ્તવન કરવા લાગ્યા. ઋષિ તથા દેવ પુષ્પવૃષ્ટિ અને મેઘ અમૃતવૃષ્ટિ કરવા લાગ્યા. તે દિવસે બુધવાર અને દિનનક્ષત્ર રોહિણી હતું. મધ્ય રાત્રિને સમયે ષોડશ

કલાત્મક ચન્દ્ર સમાન પરમાત્મા દેવકીના અગ્રભાગમાં પૂર્ણબ્રહ્મરૂપથી પ્રગટ થયા. વસુદેવે જોયું તો જેને ચાર હાથ છે, અને શંખચક્રાદિ આયુધ તેમને વિષે વિરાજેલા છે, તથા પીતાંબર પરિધાન કરેલું છે, મસ્તકપર કિરીટ કુંડલ અને ગળામાં વૈજયન્તી માળા છે, અને જેની કાન્તિથી સકલ કારાગૃહ ઉજજ્વલ થયું છે, એવું દૃષ્ટિગોચર થયું. હેની બુદ્ધિનો નિશ્ચય થયો કે, સર્વાન્તર્યામી ભગવાન્ વિષ્ણુજ મ્હારા પુત્રરૂપે અવતર્યા છે. હેને જોતાંવારને એનાં નેત્ર આનંદાશ્રુથી પરિપૂર્ણ થયાં, અને તે વખતે એણે બ્રહ્મણોને દશ હજાર ગાયોનું દાન કરવાનો સંકલ્પ કર્યો. પછી એણે પરમાત્માની સ્તુતિ કીધી કે, હે પરમાત્મન્! હાલ જો કે તું મ્હારા પુત્ર સમાન દેખાય છે, તથાપિ ત્હારૂં સત્ય સ્વરૂપ મ્હેં જાણ્યું છે. તું માયાનો નિયન્તા, સર્વાન્તર્યામી, આનંદરૂપ ઈશ્વર છે. હે દેવ! આ દુષ્ટ કંસે તું મ્હારે ઘેર અવતાર લેવાનો છે એવું સાંભળીને ત્હારા ભાઈઓને મારી નાંખ્યા. એણે કારાગૃહની ચારે બાજુએ પોતાના દૂત રાખી દીધા છે, અને તેઓ હમેશાં ભુજંગ જેમ ચંદનને લપેટાઇને રહે છે, અને તેનું રક્ષણ કરે છે, તે પ્રમાણે હમારૂં રક્ષણ કરે છે. એ લોકો ત્હારા જન્મની વાર્તાનું કંસને કથન કરશે, તો એ હાથમાં શસ્ત્ર લઇને અહીં આવશે દેવકીએ પણ સ્તવન કરીને કહ્યું કે, હે દેવ! તું સર્વેશ્વર અને ભક્તોનું સંકટ દૂર કરનારો છે. હમણાં હમને જે કંસનો ભય લાગે છે, તેને તું દૂર કર અને ધ્યાન દૃષ્ટિથી જોવા યોગ્ય આજે ત્હારૂં રૂપ છે તેને ગુપ્ત કરી દે તું મ્હારોજ પુત્ર છે એવું લોક કહી શકે તેટલા ખાતર બાલભાવ ધારણ કર, અને તું અહીં પ્રગટ થયો છે, એવી કંસને ખબર ન પડવા દઈશ

ભગવાન્ બોલ્યા, હે સાધ્વી! પૂર્વજન્મનું વૃત્તાન્ત હમને સ્મરણ કરાવવા સારૂં મ્હેં આ ચતુર્ભુજ સ્વરૂપ પ્રગટ કર્યું છે. 'હમારા પેટે ત્રણ જન્મ ધારણ કરીશ' એવું જે મ્હેં હમને વરદાન દીધું હતું તે સત્ય કર્યું. હમારા આ જન્મમાં, મ્હારૂં તાત્વિક સ્વરૂપ હમને અવગત (જાણીતું) થઈ ગયું છે. તથા પુત્રત્વના મોહથી હમે વારંવાર મ્હારૂં ચિન્તન કરશો અને તેથી આખરે હમે મ્હારા અત્યુચ્ચપદને પામશો. હે વસુદેવ! હમને જો કંસની ભીતિ લાગતી હોય, તો મ્હને ગોકુળમાં લઈ જાઓ અને યશોદાની પાસે મૂકી આવીને, એને જે કન્યા થઈ છે હેને અહીં લઈ આવો. એટલું કહીને પરમાત્મા જોતજોતામાં તેમની સન્મુખ ગ.આવડે બાલસ્વરૂપ ધારણ કરીને રૂદન કરવા લાગ્યા. ત્યારે વસુદેવને દેવકીએ કહ્યું કે, આ બાળકને સંતાડી દો. વસુદેવ બોલ્યા, સૂર્યને મુઠીમાં અથવા ચન્દ્રમાને કદી

બગલમાં છુપાવી શકાય તેમ છે? પર્ણકુટીમાં ઐરાવતી, અજ્ઞજનોમાં પંડિત અને રંકમાં રાય છુપો કેમ રહી શકે? ચોર કસ્તુરીને છુપાવીને શી રીતે લઈ જઈ શકે? તેજ પ્રમાણે હું આ બાળકને ક્યાં અને કેમ છુપાવું? આટલું બોલીને વસુદેવ, પરમાત્માએ કહ્યા મુજબ બાળકને લઇને ગોકુળમાં લઈ જવા સરૂં નીકળ્યા, તો તેજ વખતે ગોકુળમાં નંદપત્ની યશોદાએ યોગમાયારૂપી કન્યાને જન્મ આપ્યો.

વસુદેવ ઉઠીને જવા લાગ્યા તો ત્હેના પગની બેડી તૂટી ગઈ અને મોટા મોટા ખીલા મારીને મજબુત તૈયાર કરેલાં અને બંધ કરી દીધેલાં કારાગારનાં દ્વાર પણ એકાએક ઉઘડી ગયાં. રક્ષક દૂતોને પણ યોગમાયાએ ગાઢનિદ્રાને વશીભૂત કરી દીધા હતા, તથા નગરવાસી લોકો પણ નિદ્રાર્ણવને વિષે નિમગ્ન થઈ ગયા હતા. સૂર્યોદય થતાંજ અંધકાર દૂર થાય છે, તેજ પ્રમાણે પરમાત્માને લઇને વસુદેવ ગોકુળમાં જવાને નીકળ્યા, ત્યારે માર્ગનાં સકલ વિઘ્ન દૂર થઈ ગયાં. માર્ગમાં મંદમંદ વૃષ્ટિ થતી હતી, પરન્તુ પરમાત્માને ઉદકબિન્દુ સ્પર્શ કરવા ના પામે, એટલા માટે શેષ પોતાની ફેણ છત્રીની માફક ઉપર રાખીને વસુદેવની પાછળ પાછળ જતો હતો. યમુનામાં અપરંપાર પાણી આવ્યું હતું, અને અનેક ઉંચા મોજાં તથા ઘુમરીઓથી તે ભયંકર દેખાતી હતી. પરંતુ પરમાત્માના ચરણસ્પર્શથી યમુના દ્વિભાગ થઇ, અને રામચંદ્રને જેમ સમુદ્રે માર્ગ આપ્યો હતો, તેજ પ્રમાણે વસુદેવને તેણે માર્ગ આપ્યો.

વસુદેવ ગોકુળમાં આવીને જોવા લાગ્યા, તો સકલ ગોપાળ સૂઇ રહેલા નજરે પડયા, તથા નંદના ઘરનું દ્વાર ખુલ્લું છે એવું જોઇ આનંદ પામીને, જ્યાં યશોદા સૂઈ રહી હતી ત્યાં આગળ તે પહોંચ્યા. ત્હેની પાસે એમણે પોતાના પુત્રને મૂકીને, ત્હેની કન્યાને ઉંચકી લીધી, અને જેવા આવ્યા હતા તેવાજ પાછા મથુરામાં કારાગૃહમાં જઇને દેવકીની પાસે ત્હેને મૂકી દીધી. નંદની પત્ની યશોદા પ્રસૂત થઇ, ત્યારે ત્હેને યોગમાયાએ મોહિત કર્યાથી અને પ્રસૂતિકાલની વેદનાથી પીડા પામેલી હોવાથી, પોતાને કન્યાની કે પુત્રની પ્રસૂતિ થઇ છે, તેનો બરાબર ભેદ એના સમજવામાં આવ્યો ન હતો. વસુદેવ કારાગૃહમાં આવ્યા બાદ ફરી પાછી ત્હેમના પગમાં શૃંખલા આપોઆપ જ પડી, અને દરવાજા પણ પહેલાની માફક બંધ થઇ ગયા.



## ભાવાર્થદીપિકા.

કાળ જો કે સર્વ મનુષ્યનું અનિષ્ટ કરનારો છે, તેમ છતાં પરમાત્માના આવિર્ભાવ સમયે તે સર્વગુણ સંપન્ન અને શુભકારક થાય છે. 'સકલ દિશા પ્રસન્ન-નિર્મલ-થઇ હતી,' એનો હેતુ એવો સમજવો કે, પોતાના પતિ ઇન્દ્રાદિ લોકપાલ કંસાદિના ભયના માર્યા પોત પોતાના અધિકાર છોડીને જતા રહ્યા છે તે જલદી પાછા આવશે, અને સત્વર અમને ( દિશાઓને ) તેઓના સમાગમનું સુખ મળશે. કેમકે એ કંસાદિના વધને કાજે પરમાત્માએ અવતાર ધારણ કર્યો છે. એવો દિશાઓના મનમાં વિચાર ઉત્પન્ન થવાંવારને તેમને આનંદ થયો, અને તે એમના મુખપર દેખાવા લાગ્યો એથી કરીને તેઓ પ્રસન્નમુખ થઇ. અથવા, દુષ્ટ ઉન્મત્ત દૈત્યાદિકોથી પ્રાપ્ત થએલી વિપત્તિના નાશને ખાતર પ્રાર્થના કરનારા સજ્જનોનું ભયગ્રસ્ત ત્રાણ કરવા માટે પરમાત્મા દયાયુક્ત થઇને સદા તત્પર રહે છે. એ ભાવ પ્રકટ કરી બતાવવા સારૂજ પરમાત્માના કર્ણરૂપ દિશા નિર્મલતાથી પ્રસન્ન થએલી જણાઇ.

'આકાશની નિર્મલતાનો હેતુ' આવો સમજવો. હરિ (સૂર્ય) ના ઉદયથી ભુવન (જલ) માં પુષ્કરો (કમલો) નો વિકાસ થાય છે, તેજ પ્રમાણે હરિ (કૃષ્ણ) ના ઉદય કાલમાં ભુવન (જગત) માં પુષ્કર (આકાશ) ઉલ્લસિત યાને નિર્મલતાથી પ્રકાશિત થયું તે યોગ્યજ સમજવું. ( હરિ, ભુવન અને પુષ્કરના બબ્બે અર્થ છે. )

'પૃથ્વીપર જ્યાં ત્યાં મંગલ શકુન થવા લાગ્યા, તે ઉપરથી સિદ્ધ થાય છે કે, તેને વિલક્ષણ આનંદ ઉત્પન્ન થએલો હોવો જોઇએ.' તેનો હેતુ શો હોઇ શકે ? તો, યોગીલોક જેનું ધ્યાન કરે છે, આશ્રિતજન જેનું પૂજન કરે છે, દેવર્ષિ પ્રભૃતિ મુનિ જેનું ગાયન કરે છે, સર્વ લક્ષણસંપન્ન લક્ષ્મી જેની સેવા કરે છે, તે પરમાત્માનાં વજ્રાંકુશ ધ્વજાદિ ચિન્હોથી યુકત એવા ચરણકમળ મ્હારા શરીરપર નિત્ય સચાર કરનારાં થશે; એ વિચારથી તે મનમાં આનંદ પામી, અને શુભ શકુનના નિમિત્તથી તેણે મંગલભાવ પ્રગટ કર્યો. અથવા આ પણ ભાવ સમજવો. વામન અવતાર નૈષ્ઠિક બ્રહ્મચારીનો હતો, અને પરશુરામે તો એનું (પૃથ્વીનું) કશ્યપાદિકોને દાનજ કર્યું હતું તથા રામાવતારમાં તો હું ( પૃથ્વી ) સાસુ હતી. ભૂમિકન્યા સીતા રામની પત્ની હોવાથી પૃથ્વીનો સંબંધ (સગપણ) સાસુનો થયો. સારાંશ એ ત્રણે અવતારોમાં ઇશ્વર પાસેથી પોતાને જે સુખ મળ્યું ન હતું, તે આ અવતારમાં મળશે. કેમકે, પરમાત્માએ આ અવતાર પ્રાયઃ ઉત્કૃષ્ટ લીલા કરવાને

કાજેજ લીધો છે. એવા વિચારથી પૃથ્વીના અંતઃકરણને આનંદ થઇને, તેનાં ચિન્હ મંગલ શકુનરૂપથી તેનાપર દેખાવા લાગ્યાં. અથવા આ પણ ઉચિત છે. રામ કૃષ્ણ બન્ને એક રૂપજ છે, એવી પ્રસિદ્ધિ છે. પૃથ્વીને, પોતાની કન્યાનો પતિ ઇશ્વર પોતાને ઘેર ઘણે વર્ષે આવે છે એવી ખબર પડી, ત્યારે તેને ઘણોજ આનંદ થયો. જમાઇ પોતાને ઘેર આવે, તો સાસુને કેટલો બધો આનંદ થાય છે. તે સર્વ કોઇના અનુભવમાં છેજ. તેમાં વળી તે જો વિદ્વાન્ વૈભવસંપન્ન હોય, તો સાસુના આનંદનો પારજ રહે નહિ. ઇશ્વર તો વિદ્યામય તથા લક્ષ્મીસંપન્ન પણ હતા તો પછી એવા જમાઇના આગમનથી પૃથ્વીરૂપી સાસુને આનંદ કેટલો બધો થયો હશે? અત્યંતજ. બસ ! તેજ કારણને લઇને મંગલ શકુન થવા લાગ્યાં આનંદમાંજ પેટની વસ્તુ બહાર પ્રગટ થાય છે.

'દેવ તથા સાધુઓનાં મન પ્રસન્ન થવાનો હેતુ' આવો સમજવો. સકલાનંદકર માધવ ( વસંત ) ના ઉદયથી ઉપવનને વિષે સુમન ( પુષ્પ ) પંક્તિ સામોદ ( સુગંધયુક્ત ) થાય છે, તેજ પ્રમાણે સ્વર્ગસ્થ સુમન (દેવ) પંકિત અને સાધુઓની સુમન ( શોભન અન્તઃકરણ ) પંકિત સામોદ ( હર્ષયુક્ત ) થઇ, તે યોગ્યજ હતું. કેમકે, સુમનસોને ( દેવ તથા સાધુ-ઓને ) સુખપ્રદાન કરવાને કાજે પરમાત્માનો અવતાર થાય છે, તો તેઓનાં સુમન પ્રસન્ન થયાં, અને કંસાદિ અસજ્જનોનાં મન અપ્રસન્ન-સંકુચિત થયાં, એમાં આશ્ચર્ય જેવું શું છે ? આનંદથી હૃત્કમલ પ્રફુલ્લ થાય છે અને વિશેષ શોભાયમાન દેખાય છે.

તેજ પ્રમાણે 'હ્રદ ( અથાંગ પાણીના સમૂહ ) ને આનંદ ઉપજવાથી, તેમને વિષે જે કમલો હતા, તે વિકસિત થઇને, તેમની શોભામાં ઘણો વધારો થયો હતો.' તેમના આનંદનો હેતુ એ હતો કે, પરમાત્મા હમારી જાતિના એક હ્રદમાં (કાલિયાના ડોહમાં) ક્રીડા કરવાના છે અને તેથી હમારી જાતિને એક ભારે માનજ મળવાનું તથા જગતમાં પૂજ્યતા પ્રાપ્ત થવાની જડ જાતિમાં એકાદ મનુષ્યને ભારે માન તથા વૈભવ મળે, તો તેની બધી જાતિને કેટલો આનંદ અને ધન્યતા લાગે છે, તે શું જોવામાં નથી ? તેજ પ્રમાણે હ્રદની જાતિ પણ જડરૂપ-જલરૂપ (સંસ્કૃતમાં ડ તથા લ નો અભેદ છે) હોવાથી તે માંહેના એકાદને માન મળવાથી તેમને સઘળાને આનંદ કેમ ના થાય ? તે આનંદજ જાણે સમજો કે કમલોની પ્રફુલ્લતાથી જણાઇ આવતો હતો.

'ગન્ધર્વોના ગાયનનો હેતુ' આવો સમજવો. જે સંસારમાં પરમાત્મા જન્મ ધારણ કરે છે, તેને સંત મહાત્મા ગંધર્વનગર (મિથ્યા) તુલ્ય કહે છે; એટલા માટે ગંધર્વોને આનંદ થયો કે, હમારૂં નગર ઉત્કૃષ્ટ છે, અને તેઓ હર્ષભેર ગાવા લાગ્યા. આનંદ થાય, ત્યારેજ ગાયન ગવાય છે.

'સિદ્ધોએ સ્તવન કેમ કર્યું? તો, સચ્ચિદાનંદ આત્માનો સાક્ષાત્કાર જેમને થયો છે તે સિદ્ધોની પાસે હેમના ગુણાનુવાદ ગાવા વર્ણવાની દુર્ભિક્ષતા થાય છે, તે સિદ્ધજ છે. આવું ધરીને સિદ્ધોએ ષડ્ગુણ ઐશ્વર્ય સંપન્ન પરમાત્માનું સ્તવન કરવા સારૂ મનમાં ઉત્સુકતા ધારણ કીધી તે યોગ્યજ હતું.

'વિદ્યાધર તથા તેમની સ્ત્રીઓ કેમ ગાવા લાગી?' તો, વિદ્યામય પરમાત્મા વિદ્યા (જ્ઞાન) દાન કરવાને કાજે અવતાર ધારણ કરે છે, એવું જાણીને વિદ્યાધર તથા હેમની સ્ત્રી આનંદભેર ગાયન નર્તન કેમ ના કરે? તથા સદ્રૂપનું મનન કરનારા મુની અને સત્પ્રભાયુકત, વિમાન વિહારી દેવ વગેરેને અનાયાસે ભગવત્ સ્વરૂપનો લાભ થવાનો સમય આવતાં તેઓએ અન્ય કામકાજ છોડીને સુમનસ (પુષ્પ) વૃષ્ટિ કીધી, તે યોગ્યજ કર્યું એમ સમજવું.

'ચન્દ્રવંશમાં અવતારનો હેતુ' એ છે કે, સોમ અને સૂર્ય એ બે પરમાત્માની દૃષ્ટિ છે. તેમાં એક દૃષ્ટિ (સૂર્યવંશ) પહેલાં તેજસ્વી બનાવી અને હવે બીજીને ઉજ્જવલ કરવા ખાતર પરમાત્માએ સોમવંશનો આશ્રય કર્યો તથા એ બન્ને વંશના આશ્રયવડે વેદોક્ત બન્ને માર્ગજ મ્હને સંમત છે એવો એમણે પ્રગટ કર્યો છે. એક સૌરમાર્ગ અને બીજો ચાંદ્રમાર્ગ, જેને દેવયાન અથવા ઉત્તર માર્ગ અને પિતૃયાન કિંવા દક્ષિણ માર્ગ કહે છે. કિંવા વરાહ નરસિંહ અત્યંત ક્રૂર થઈ ગયા, અને હંસાદિ અવતાર અત્યંત શાન્ત થઈ ગયા. પરંતુ એ અવતાર શત્રુને ક્રૂર અને સજ્જનોને સૌમ્ય થઈ પડનારો હોવાથી પરમાત્માએ સોમ વંશનું અવલંબન કર્યું હોય, એમ લાગે છે.

'દેવકીને વિષે પ્રગટ થવાનો હેતુ?' મ્હારે ખાતર જે બહુજ દુઃખી થાય છે, કલેશ રૂદન કરે છે, તે સત્વર મ્હારા અનુગ્રહને પાત્ર થશે. એ પોતાનો આશય સ્પષ્ટ કરી બતાવવા માટે તથા સ્વજન રક્ષા કરવાને કાજે કૃપાલુ પરમાત્માએ કલેશિત થએલી દેવકીને વિષે પોતાનું પ્રાકટ્ય કીધું.

'શ્રાવણમાં પોતે અવતીર્ણ થઈને' પ્રાયઃ એ બોધ કર્યો કે, '**મન્નામશ્રાવણાસક્તિઃ**' યાને મ્હારા ગુણ તથા નામ સંબંધી શ્રવણની આસક્તિ જેને થાય છે, હેને મ્હારૂં દર્શન સુલભ નીવડે છે.

'અષ્ટમીમાં પ્રગટ થઇને' એ સૂચવ્યું કે, નિત્ય આનંદ અને ઇષ્ટ કારિણી એવી અષ્ટમી ભૂમિકાજ છે. કૃષ્ણાવતાર આઠમો છે; એ ભૂમિકા પર ચઢનારો નિત્ય આનંદ સ્વરૂપ થાય છે.

'બુધવારનો આવો ભાવ સમજવો'. કુલ શ્રેષ્ઠ ચંદ્રમા તથા મંગલ જેના અગ્રભાગમાં ચાલે છે, અને દેવગુરૂ બૃહસ્પતિ તથા દૈત્યગુરૂ શુક્રાચાર્ય જેના પૃષ્ઠ પ્રદેશને શોભિત કરે છે, એવો જે બુધ, તે મ્હારા વંશની વૃદ્ધિનો પ્રધાન હેતુ છે, એથી કરીને ત્હેને ભૂષણીભૂત કરવા સારૂ બુધવારને દિવસે પરમાત્માએ પોતાનો ઉદય કીધો. ચંદ્રવંશ બુધથીજ વિસ્તૃત થયો છે, અને વંશની વૃદ્ધિ કરનાર પુરૂષ જગતને વિષે પૂજ્ય, વન્દ્ય થઇ પડે છે, એ પણ પ્રસિધ્ધજ છે.

'વર્ષાઋતુ તથા નિશાને વિષે પ્રાકટ્યનો હેતુ.' બ્રહ્મવેત્તાઓના ઉપર બ્રહ્માનંદનો વર્ષાવ કરનારાનો જન્મ વર્ષાઋતુમાં થાય એ યથાર્થજ છે.

'નિશાને વિષે જે જાગે છે, તે પરમાત્માને જુએ છે.' એ પ્રમાણે શ્રુતિમાં જે કહ્યું છે, તે વ્યક્ત કરી બતાવવા સારૂ સર્વેશ્વર પરમાત્મા નિશા (રાત્રિ) ને વિષે પ્રગટ થયા. નિશા યાને અત્યંત સુખરૂપ એવી બ્રહ્મવિદ્યા. તેને વિષે સઘળા લોકો સૂએ છે અને બ્રહ્મવેત્તા યોગી જાગે છે. એમ શબ્દોથી ગીતામાં વર્ણન કરેલું છે પરંતુ અંહી તો પરમાત્માએ પ્રત્યક્ષ પ્રગટતા કરીનેજ સર્વને સ્પષ્ટ બતાવી આપ્યું છે.

'મધ્ય રાત્રીનો હેતુ.' વિષ્ણુનું તથા ચન્દ્રનું નામ વિધુ છે. વિધુએ કૃષ્ણપક્ષની અષ્ટમીની મધ્ય રાત્રીમાંજ પ્રગટ થવું એવો શાસ્ત્રવિધિ છે; તેની રક્ષા કરવાને ખાતરજ એ વિધુ (વિષ્ણુ) એ કૃષ્ણ અસ્ટમીની મધ્યરાત્રી ઉદિત થવાને માટે અંગીકાર કરી હોય એમ લાગે છે.

'રોહિણી ઉપર અવતારનો હેતુ.' પુત્રજન્મનું નક્ષત્ર રોહિણી સ્વજન્મને વિષે ગ્રહણ કરનારા પરમાત્માએ '**आत्मा वै पुत्र**' ઇત્યાદિ શ્રુતિનો અર્થ પ્રકાશિત કર્યો કે, જે આત્મા તેજ પુત્ર છે રોહિણી નક્ષત્રના દેવતા બ્રહ્મદેવ છે અને તે વિષ્ણુનો પુત્ર છે એ પ્રસિદ્ધ છે કિંવા શેષને મ્હે જો કે મ્હારો મોટો ભાઇ બનાવ્યો છે, તોપણ વખતે કદાચ એના મનમાં બન્નેની માતા ભિન્ન ભિન્ન હોવાથી ખેદ તો નહિ ઉપજે? તેમ થવા પામે નહિ એ હેતુથી અન્ય નક્ષત્રનો પરિત્યાગ કરીને રોહિણી નક્ષત્રમાંજ પરમાત્માએ કારાગૃહને વિષે પોતાનો ઉદય કર્યો. વસુદેવની પત્ની રોહિણી અને તેને વિષે બળરામનો જન્મ થયાનું પ્રસિદ્ધ છે. પરમાત્માના પક્ષમાં રોહિણી નક્ષત્ર કહીને બન્નેનું નામૈક્ય બતાવ્યું છે અથવા—સ્વાતિ (નક્ષત્ર) મુક્તો

(મોતી) ની જનની છે; એટલે, સ્વાતિના ઉદકથી છીપમાં મોતીની ઉત્પત્તિ થાય છે, તેથી મોતીની માતા સ્વાતિ છે. તથા સ્વાતિ વડે મુક્તો (જીવન્મુક્ત પુરૂષો) ની ઉત્પત્તિ થાય છે. અર્થાત્ જીવન્મુક્તપણું, સર્વ એષણાના પરિત્યાગ પૂર્વક એક સ્વ-આત્માને વિષે આતિ-અત્યંત રતિ થવાથીજ થાય છે. ચન્દ્રની પત્ની રોહિણીએ વિચાર કીધો કે, મ્હારી સપત્ની સ્વાતિ મુક્ત (મોતી) ને પ્રસવે છે, તેથી રખેને કદાચ મ્હારા પતિની મ્હારા પર અપ્રીતિ તો નહિ થાય? તેથી તેણે સાપત્ન મત્સર ભાવથી એવું રત્ન નિર્માણ કર્યું કે, મુક્ત પણ જેના પગની ધૂળ શોધતા રહે. જીવન્મુક્ત શુકનારદાદિ ભગવદ્રૂપી રત્નની ચરણ ધૂલીનું વંદન કરે છે, તે પ્રસિદ્ધજ છે. હવે કદાચ કોઈ એમ કહે કે, સ્વાતિએ પણ એવું રત્ન (નૃસિંહ નામક) ઉત્પન્ન કર્યું છે, તો રોહિણીએ એમાં વિશેષ શું કર્યું? તો ખ્યાલ કરો. સ્વાતિ નક્ષત્ર ઉપર નરસિંહાવતાર થયો છે. સ્વાતિએ જો કે નરસિંહ રત્ન પ્રગટ કર્યું, તો પણ તે મનુષ્ય અને પશુમય હોવાથી ભયંકર બન્યું. પરંતુ રોહિણીએ તો સૌમ્ય રત્ન નિર્માણ કર્યું, એ તફાવત સમજવાનો છે. નરસિંહને જોઇને કોઇપણ સુખી થાય નહિ અને તે, સોમ (ચંદ્ર) જે સ્વાતિનો પતિ ત્હેને અનુરૂપ પણ નથી, વિપરીત છે. પરંતુ કૃષ્ણ રત્ન તો સોમપતિને અનુરૂપ છે, કે જેને વિષે પશુ આકૃતિ નથી, અને જેને જોઇને મનુષ્ય શાન્ત થઇ જાય તેમ છે. અને એજ કારણને લીધે, વિરૂપ પુત્રને ઉત્પન્ન કરનારી સ્વાતિના ઉપર મ્હારાં કરતાં અધિક પ્રેમ થાય નહિ, એ વિચારથી રોહિણીએ કૃષ્ણનો ઉદય કર્યો.

અથવા એમ પણ સમજવું કે, અશ્વિની વગેરે ઇતર સ્રીઓના કરતાં રોહિણીના ઉપર ચન્દ્રનો અતિશય પ્રેમ હતો, અને તેટલા ખાતર ચન્દ્રને દક્ષનો 'તું ક્ષયી થશે' એવો શાપ પણ મળ્યો હતો, એ વાત પ્રસિદ્ધ છે. પતિનો પ્રેમ પોતાના ઉપર થવાથી, રોહિણી પોતાનું ભાગ્ય વિશેષ સમજતી હતી, અને તે યોગ્યજ હતું. ત્હેણે વિચાર કર્યો કે, જો કદાચ પરમાત્મા અવતાર લેતી વખતે મ્હારો સ્વીકાર કરે, તો પછી મ્હારા માહાત્મ્યનું વર્ણન કોનાથી થઇ શકે તેમ છે? તેટલા ખાતર તે બ્રહ્મ (બ્રહ્મદેવ) ની ભક્તિ કરવા લાગી. રોહિણી નક્ષત્રના દેવતા બ્રહ્મદેવ છે, અને જેના જે દેવતા હોય, ત્હેની તે ભક્તિ કરે છે, તે પણ જાણીતું છે. ભક્તિ ન કરે તો તે ત્હેનો દેવતા શી રીતે કહેવાય! સારાંશ, બ્રહ્મદેવની ભક્તિ કરીને જ્યારે ત્હેણે પોતાનો હેતુ ત્હેમને સમજાવ્યો, ત્યારે બ્રહ્મદેવે પરમાત્માની પ્રાર્થના કરીને રોહિણીનો અંગિકાર કરવાનું કહ્યું. અને પુત્રના વચનને અનુસરીને ભગવાન્ કૃષ્ણ ત્હેનો સત્કાર કરીને ત્હેના વિષે પ્રગટ થયા. આપણી બુદ્ધિ પણ રોહિણી તુલ્ય

નિર્મલ તેજસ્વી થઇને બ્રહ્મભક્ત બનશે, ત્યારે પરમાત્માનો તેને વિષે આનંદરૂપથી આવિર્ભાવ થશે. સકલ નક્ષત્રોમાં રોહિણી અત્યંત સૌન્દર્ય ધરાવે છે, અને એજ કારણને લઇને ચન્દ્રનો ત્હેનાપર અત્યંત પ્રેમ હતો. નિર્મલતામાં સૌન્દર્ય હોય છે, પરંતુ સુન્દરતાને વિષે નિર્મલભાવ હોવોજ જોઇએ, એવો કાંઈ નિયમ ના કહી શકાય. એથી કરીને બુદ્ધિનો નિર્મલભાવ થવો આવશ્યક છે.

'વસુદેવે તે વખતે ગાયોનું દાન કર્યું.' એમાં શું સમજવું ? તો, દૈવયોગથી પરમાત્મા દૃષ્ટિગોચર થાય, તો પોતાના કલ્યાણની ઇચ્છા કરનારા પુરૂષે વિવિધભાવનો પરિત્યાગ કરીને, અત્યંત આનંદથી તે સમયે ત્હેમને ગોસમૂહ–સકલ ઇન્દ્રિયો–નું પ્રદાન કરવું જોઇએ; એ ભાવ પરમાત્માને કારાગૃહને વિષે દેખતાંવારને તાત્કાલ દશહજારં ગૌ (ધેનુ) પ્રદાન કરીને વસુદેવે પ્રગટ કર્યો હતો, એમ સમજવું. ગો શબ્દ ઇન્દ્રિય તેમજ ગાયનો વાચક છે, તથા સકલજનોની સ્થિતિ સંસારકારાગૃહને વિષે છે, એ પણ પ્રસિધ્ધજ છે. નિરાકાર પરમાત્માની સાકાર મૂર્તિ દૃષ્ટિગોચર થઈ, તો તે કારા (બંદીખાના) રાકા–પૌર્ણિમા–તુલ્ય ઉજ્જવલ થઈ, એમાં તે શું આશ્ચર્ય ?

'બાલરૂપ ધારણ કરવાનું દેવકીએ કહ્યું'. એમાં એ ભાવ સમજવો કે પરમાત્મા જો એ પ્રમાણે ચતુર્ભુજ સ્વરૂપથી જગતમાં વિચરે, તો જપ તપ યોગયાગ ઇત્યાદિ વેદોક્તવિધાન ઉચ્છિન્ન થઇ જાય; તથા દુષ્ટ જન અને સજ્જન ભક્ત એ બન્નેમાં પછી ન્યૂનાધિક ભાવ શો રહે ? એટલા માટે દેવકીએ કહ્યું, હે પ્રભો ! લક્ષ્મીએ દારિદ્રય પ્રાપ્તિ સારૂ, અને સૂર્યે અંધકાર તથા ગંગાએ પાપને જોવાને માટે ગમે તેટલો પ્રયત્ન કર્યો હોય, તોપણ તેઓ તેમને જોઇ શકતાં નથી. તેજ પ્રમાણે આ સ્વરૂપ વડે તું પણ શત્રુને દેખી શકીશ નહિ, એથી કરીને તું લઘુરૂપ ધારણ કર અને કંસાદિ ખલોનો નાશ કર.

તે સાંભળીને પરમાત્માએ બાલભાવ ધારણ કર્યો. એમાં એ હેતુ સમજવો કે, જ્યાં લગી જગન્મોહિની માયા ગોકુળ (દેહેન્દ્રિયાદિ સમૂહ) ને વિષે સંચાર કરનારી થતી નથી, ત્યાં લગી સજ્જન મ્હારૂં ચતુર્ભુજ સ્વરૂપ સુલભતાથી જોઈ શકે છે. પરંતુ માયાએ પોતાના ઉત્કૃષ્ટ સ્વરૂપનો આવિર્ભાવ કરતાંવારને, હું મ્હારૂં પોતાનુ સ્વરૂપ તાત્કાલ ગુપ્ત કરી દઉં છું. એ ભાવાર્થને પ્રગટ કરતાં પરમાત્માએ અર્ભકત્વનો અંગિકાર કર્યો હતો. એજ સમયે ગોકુળ ગ્રામમાં યોગમાયા યશોદાને પેટે પ્રગટ થઈ હતી, અને તે ઉપરથી ઉપરોક્ત ભાવ દર્શાવ્યો છે. '**यशोदयाऽलंकृत**' એવા ગોકુળને

વિષે પરમાત્માનો આવિર્ભાવ થાય છે; એ વાત વસુદેવને પરમાત્માએ પોતાને ગોકુળમાં લઈ જવાને માટે કહ્યું હતું, તે પરથી સમજી લેવી. કેમકે એ ગોકુળ (ગ્રામ) **यशोदया**-નંદ પત્ની યશોદાથી **अलंकृत**-સુશોભિત હતું. તેવીજ રીતે **यशोदयादि** શુભ ગુણો વડે સુશોભિત થએલા ગોકુલ (દેહેન્દ્રિયાદિ સંઘાત) ને વિષે મ્હારો પ્રાદુર્ભાવ તથા નિવાસ થાય છે, એ કથન પણ યુક્ત જ છે.

'પરમાત્માને લઇને વસુદેવ નીકળ્યા, ત્યારે ત્હેમના પગમાંહેની શૃંખલા તૂટી ગઈ.' કેમ ના તૂટે ? જે પરમાત્માનાં નામ ગુણ શ્રવણને વિષે અન્તઃકરણ રાખનારા પુરૂષોનાં અનંત જન્માર્જીત કર્મોનાં બન્ધન છુટી જાય છે, તે પરમાત્માને પોતાના વક્ષઃસ્થળને વિષે અલંકૃત કરનારા વસુદેવના પગની જીર્ણ લોખંડની બેડી તૂટી ગઇ, એમાં તે શું આશ્ચર્ય ?

'કારાગારનાં દ્વાર ઉઘડી ગયા' એમાં શી નવાઇ ? યોગની કળાથી હૃદયગ્રન્થિ કપાટ ખુલી જાય છે, તો પ્રત્યક્ષ ભગવત્સ્વરૂપકલાનો યોગ (સંબંધ) કરનારા વસુદેવનાં કારાગૃહનાં સામાન્ય લોખંડનાં કપાટ (દ્વાર) ઉઘડી ગયાં, તે યોગ્યજ સમજવું. શરીરમાં મૂલાધારાદિ ષટ્પદ્મ કિંવા ચક્ર છે, તે સઘળાનું ક્રમાનુક્રમે ભેદન કરીને, યોગીલોક બ્રહ્મરન્ધ્રકમલને વિષે પ્રાણવાયુને લઈ જઇને ત્યાં સ્થિત થાય છે, એવું વર્ણન જે યોગશાસ્ત્રમાં છે, તે ત્યાંજ જોઇ લેવું.

'રક્ષક દૂતો ગાઢ નિદ્રામાં હતા.' મહાન્ બુદ્ધિશાલી પુરૂષો પણ માયા-વડે મોહિત થઇ જાય છે, અને ત્હેમની સકલ ઇન્દ્રિયોનુ જ્ઞાન નષ્ટ થઈ જાય છે, તો ક્ષુદ્ર એવા કંસના રક્ષકોની તો શી વાત કરવી ? માયાએ ત્હેમનો પૂર્ણ ગ્રાસ કર્યો હતો, અને તેથી તેઓ નિશ્ચેષ્ટ થઇને પડયા હતા તે યોગ્યજ હતું.

'મેઘ મંદમંદ વૃષ્ટિ કરતા હતા, અને તેનાથી પરમાત્માનું શરીર ન ભીંજે એટલા માટે શેષે પોતાની ફેણ છત્રીના જેવી કરીને તેના ઉપર વૃષ્ટિનું ઉદક ધારણ કર્યું.' એમાં એમ સમજવું કે, પરમાત્માએ જો કે દયા લાવીને શેષને પોતાનો મોટો ભાઇ બનાવ્યો હતો, તોપણ એણે પોતાનો મુખ્ય ધર્મ જે સેવાધર્મ તે છોડયો ન હતો. વૃષ્ટિનું નિવારણ કરવાને ઝટ ત્હેણે આવીને પોતાનું શિર છત્રીની પેઠે આગળ કર્યું. કિંવા, જડબુદ્ધિ પુરૂષ વિષ્ણુપદ ઉપરથી ભ્રષ્ટ થાય છે, અને પંક (પાપ)ની ઉત્પત્તિ કરે છે. તેજ પ્રમાણે એ જડ (જલ) રૂપ મેઘ વિષ્ણુપદ (આકાશ)માંથી ચ્યુત થઇને પંક (કાદવ કીચડ) ઉત્પન્ન કરે છે. વૃષ્ટિથી કર્દમ (કાદવ) થાય છે, અને

લોકોની ગતિ નિરૂદ્ધ થાય છે, તે જાણીતું છે. જડનો તથા જલનો અધો-ભાગને વિષે ગમન કરવાનો સ્વભાવ પણ હોય છે. જડ મૂઢજન પાપકર્મથી નીચ યોનિમાં, અને જલ ઉત્તરોત્તર નીચી ભૂમીમાં ગમન કરે છે, તે પણ અનુભવમાં છેજ. શેષ નીતિવિશારદ તથા મહાબુદ્ધિવાન હતે. ત્હેણે વિષ્ણુપદમાંથી ભ્રષ્ટ થએલા જલને પાછી પરમાત્માના પદની પ્રાપ્તિ ના થાય, તેટલા માટે અધોગામી એવા તે જડ (જલ) સમૂહનું પોતાની ફેણુ-વડે નિવારણ કર્યું, એવો પણ આશય સમજવો. અથવા, ઉચ્ચ એવા વિષ્ણુપદ (આકાશ)ને વિષે સ્થિત થવા છતાંય, જેઓ કેવળ પરોપકારને ખાતર પોતાનો અધઃપાત થએલો પણ સહન કરે છે, એવા જલબિન્દુ બલિરાજાની માફક અત્યંત વન્દ્ય કેમ ના થઇ શકે? આ વિચાર-થીજ જાણે સમજો કે શેષે તેમને પોતાના મસ્તકઉપર ધારણ કર્યાં હોય એમ પ્રતીત થાય છે. સ્વર્ગપદને વિષે રહેનારા બલિએ વામનના ઉપર ઉપકાર કરવાને ખાતરજ પોતાનો અધઃપાત (પાતાળ ગમન) સ્વીકાર્યો હતો, તે પ્રસિદ્ધ જ છે. અથવા શ્રીપતિની પેઠે ત્હેના સેવકોને વિષે પણ જડ સમૂહનું ઉદ્ધરણ કરવાનું સામર્થ્ય હોય છે. એ ભાવ શેષે પોતાની ફેણ ઉપર ઉંચે જલસમૂહને ધારણ કરીને લોકોને સૂચવ્યો છે, તેમને નીચે નહિ પડવા દીધા. (**ड** અને **ल** નો સંસ્કૃતમાં ભેદ નહિ હોવાથી '**जल**' અને **जड** એકજ સમજવાં)

'યમુનાપર વસુદેવ આવી પહોંચ્યા, તે વખતે યમુના અપરંપાર ભરાએલી નજરે પડી,' તે યુક્તજ હતું. જેના પદકમલની ધૂલી સત્પુરૂષોના મનમાં સુશોભિત થાય છે, તે પ્રભુ પોતે જાતે મ્હારા કિનારાપર આવ્યા છે; એવું જોઇને સૂર્યકન્યા યમુના અત્યંત આનંદિત થઇ, અને તેનાં હર્ષા-શ્રુની લહરીથી તે અપાર ભરાએલી જણાવા લાગી. કિંવા, યમ જે પ્રમાણે ભુવન—જગત—નો ક્ષય કરે છે, તેજ પ્રમાણે ત્હેની બહેન પણ કરતી હશે. એવી પરમાત્મા પોતાને માટે શંકા ધારણ ના કરે, તેટલા માટે એણે (યમુનાએ) તે વખતે ભુવન (જલ) ની વૃદ્ધિ કરીને યમની વિરૂદ્ધ પોતાનો ધર્મ પ્રગટ કર્યો, ત્યારે પરમાત્માએ તેને ચરણ સ્પર્શ કર્યો. અત્યંત પવિત્ર એવા ભગવાનના ચરણના સ્પર્શથી પવિત્ર થઇને યમુનાએ સન્માર્ગ આપ્યો, એ યોગ્યજ કર્યું. પોતે જાતેજ અપવિત્ર તે બીજાને શું સારો માર્ગ આપે અગર બતાવે?

'યમુનાના જલનાં બે ભાગ થઇને તેણે ગોકુલમાં જવાનો વસુદેવને માર્ગ આપ્યો.' તેનો આશય નીચે દર્શાવ્યા મુજબ સમજવો. દુઃખી મનુ-

ષ્યની દયાળુ પુરૂષની સાથે મુલાકાત થાય છે, ત્યારે તે પોતાનું અંતર્ગત દુઃખ હેને વ્યક્ત કરીને બતાવે છે, એ જાણીતું છે. એ નિયમને અનુસરીને દયાંબુધિ પરમાત્માની ભેટ થતાંવારને, યમુનાએ પોતાને કાલિયાના વિષથી થઈ રહેલું દુઃખ હેમને પોતાનું અન્તઃકરણ જાણે વિદારીને બતાવ્યું હોય એમ લાગે છે. કિંવા યમુનાના મનમાં એવો વિચાર આવ્યો કે, આ પરમાત્મા પહેલાં સૂર્યવંશમાં રામ થયા હતા, અને લંકા જતી વખતે ચંદ્રના બાપ સમુદ્રે હેમને જલદી માર્ગ આપ્યો નહિ, તેથી હેમણે તેનું બંધન (તેના ઉપર સેતુબંધન) કર્યું હતું. હાલ એમણે ચંદ્રવંશમાં અવતાર લીધો છે, અને હું છું સૂર્ય કન્યા. જો હું એમને માર્ગ આપીશ નહિ, તો મ્હને પણ સમુદ્રની જેમ બાંધવામાં એ કદી પાછી પાની નહિ કરે. એવા ભયથી તે દ્વિભાગ થઈ અને માર્ગ આપ્યો. અથવા—પરમાત્માના સ્વરૂપનો અખંડાનંદૈકરસ એક પ્રકારનોજ છે, એવું જો કે શ્રુતિમાં પ્રતિપાદન કરેલું છે, તોપણ તે ગોકુલવાસી (દેહેંદ્રિયસમૂહ નિવાસી, અહંકારી) જનોની સંમતિથી બે પ્રકારનો થાય છે એવી દ્વૈતાદ્વૈત સ્થિતિ, ગોકુળમાં નિવાસ કરનારા કૃષ્ણને દેખાડનારી સૂર્યકન્યા યમુના તે સમયે દ્વિભાગ થઇ એમ સમજવું પણ યુક્ત છે. અગર—કૃષ્ણમાર્ગ એટલે અગ્નિ. અગ્નિનો રસ્તો કાળો હોય છે; જે માર્ગપર અગ્નિ ચાલે છે, તે કૃષ્ણવર્ણનો હોય છે, એ પ્રસિદ્ધજ છે. સર્વના ઉદરમાં જો કૃષ્ણમાર્ગ (અગ્નિ) સિદ્ધ છે, તો યમુનાના ઉદરમાં કૃષ્ણમાર્ગ-ભગવાન કૃષ્ણનો માર્ગ-હોય એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઇ નથી.

ઉપરોકત સર્વ કથનથી એ સિદ્ધ થયું કે, જે મનુષ્ય પ્રેમથી મ્હને હૃદયને વિષે ધારણ કરે છે, હેના સકલ કર્મોના બંધની ચ્યુતિ થાય છે, અને મુક્તિદ્વારનાં કપાટ ઉઘડી જાય છે; હેને નિરોધ કરનારા શત્રુઓ લીન થઈ જાય છે તથા જ્ઞાનામૃતની વૃષ્ટિ કરનારા મેઘનો ઉદય થાય છે અને સંસાર નદીનો ભંગ થઇ જાય છે, ગોકુલની (દેહાભિમાની) વૃત્તિ લુપ્ત થઇ જાય છે અને તત્રસ્થ માયા પણ હાથમાં રહે છે. એ પ્રકારે ગોકુલમાં ગમન કરનારા પોતાના તાતને નિમિત્તભૂત કરીને, સકલ જગતને પરમાત્માએ પોતાનો આશય વ્યકત કરી બતાવ્યો છે. એ પ્રમાણે વ્યાસજીએ કથેલું રહસ્ય ગુરૂમુખવડે જાણનારા મનુષ્યો પણ વારંવાર સંસારને વિષે ભ્રમણ કરે છે, એ કેટલું બધું આશ્ચર્ય ! ! અસ્તુ.

'વસુદેવે પોતાના પુત્રને ગોકુલમાં જઇને યશોદાની પાસે મૂકી દીધો, અને માયારૂપી કન્યાને ઉંચકી લીધી;' એ કામ કેવું થયું? તો, હીરો આપીને

કાચમણી લેવો, અગર સ્પર્શમણી તજીને જડ પત્થરને ઉઠાવી લેવો, કિંવા કામધેનુને બદલે બકરીને ખરીદવી, અથવા હંસને છોડી કાગડો પાળવો, અગર અમૃત આપીને કાંજી લેવી, તેજ પ્રમાણે વસુદેવે દેવ તજીને માયા લીધી. અગર જો કે માયા અદ્દભુત ચરિત્રવાળી છે, તોપણ તે પોતાનું સ્વરૂપ સંત, મુનીવર, ભકતજન વગેરેની સમક્ષ પ્રગટ કરતી નથી. પરંતુ ઉલટી શાંત સ્વરૂપ થઇને તેઓને વશ થઇ જાય છે. એને સારૂ ઉદાહરણ વસુદેવનુંજ સમજી લેવું. એમણે માયાને ઉઠાવી લીધી, તોપણ એ નિઃશબ્દતાથી ત્હેમને સ્વાધીન થઇ.

'પુત્રને તજવામાં' એ ભાવ સમજવો યોગ્ય છે. જગતમાં ગુણીપુત્ર પિતાને અત્યંત પ્રિય હોય છે, નહિ કે ગુણરહિત પુત્ર. એ નિયમાનુસાર વસુદેવે નિર્ગુણી (સત્વરજસ્તમાદિ ત્રિગુણશૂન્ય બ્રહ્મરૂપ) પુત્રને તજી દીધો અને યશોદાની માયારૂપ કન્યા ગુણવતી (ત્રિગુણાત્મિકા) હોવાથી ત્હેને ઉઠાવી લીધી. આ ઉપરથી જગતમાં ગુણજ પૂજ્ય અને પ્રિય થઇ પડે છે. અથવા, સંસારરૂપી અટવીનું ઉલ્લંઘન કરીને તથા વિષયરૂપી અગાધ નદી ઉત્તીર્ણ થઇને, જો પછી મનુષ્યની વૃત્તિ ગોકુલ (દેહેન્દ્રિયાદિ સંઘાત)ને વિષે થશે તો તે માયાવડે આવૃત થાય, એ ઉચિતજ છે. વસુદેવની એવી સ્થિતિ થવાથી તે માયાવડે યુકત થયા. સન્ત મહાત્મા કહે છે કે, હે ભાઇ! ભકિત કરો અને માયાનો પ્રયત્નપૂર્વક ત્યાગ કરીને પરમાત્માનો લાભ કરી લ્યો. પરન્તુ આંહી તો વસુદેવને વિષે ઉલટું ફળ થએલું પ્રતીત થાય છે. જેણે ભકિત કરીને ભગવાનનો ત્યાગ અને માયાનો લાભ સંપાદન કર્યો, તો તેનો હેતુ દૈવ સમજવું યા દેવતા જાણવા તે કશું સમજાતું નથી.

'માયાને લઇને વસુદેવ, જેવા ગયા હતા તેવાજ પાછા કારાગૃહને વિષે આવીને ઉભા રહ્યા, એટલે પહેલાંની પેઠે ત્હેમના પગમાં શ્રૃંખલા પડી.' એમાં આશ્ચર્ય નહિ સમજવું. જેના એકાદ અંશનાઅંશનો સ્પર્શ થતાંય કામાદિ શત્રુ વેષ્ટન કરે છે, અને પગમાં સંસારની બેડી પડે છે, તે પ્રત્યક્ષ માયાને વસુદેવે હૃદયમાં વળગાડીને પોતાને ઘેર આણી, તો ત્હેમને કેદીના જેવી સ્થિતિ કેમ ના પ્રાપ્ત થાય? તથાપિ ફરક આટલો છે, જેને ઇશ દર્શનના સુખનો લાભ થયો છે, તે જો કે દૈવયોગે માયાવડે આવૃત થાય, તોપણ તે દુઃખી થશે નહિ. એ નિયમને અનુસરીને વસુદેવ દેવકી માયારૂપી કન્યાથી આવૃત થયા હતા, તોપણ ઇશ્વરનું તેઓને દર્શન થયું હતુ, તેથી તેઓ બન્ને જણા અન્તરમાં અત્યંત આનંદયુકત હતા; નહિ કે ભગવાનનાં દર્શના પહેલાના સમય જેવાં દુઃખી.

'યશોદા પ્રસૂત થઇ, પરંતુ ત્હેને કશો લિંગભેદ (પુત્રકન્યા ઇત્યાદિ) 'પ્રતીત ન થયો,' એમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. નિદ્રાના આધક્ષણમાં ઉત્પન્ન થનારા બોધની માફક, માયા દુર થાય તે સમયમાં ઉત્પન્ન થનારૂં આત્મજ્ઞાન જાણવાને માટે યોગ્ય હોતું નથી. વિદિતવેદવેદાંગ એવા યોગીશ્રેષ્ઠોથી પણ જ્ઞાત થતું નથી, ત્યાં યશોદાની તે શી વાત કરવી?

'ગોકુલમાં આવવાનો હેતુ.' જેનાથી સૌખ્ય અત્યંત થાય છે, જ્યાંનો વિહાર સાધુવૃન્દના રક્ષણની ક્રીડાનો હેતુ થાય છે, જેના આશ્રયથી અનંત ચમત્કૃતિયુકત ચરિત્ર થઇને, તેને સારૂ સર્વત્ર ખ્યાતિ થાય છે, તે સ્થાન લોકદૃષ્ટિથી ક્ષુદ્ર તથા અત્યંત લઘુ હોય, તોપણ બુદ્ધિમાન્ પુરૂષે તેનોજ આદરયુકત આશ્રય કરવો. એ વાત પરમાત્માએ પોતે જાતે ગોકુલસ્થાનને પ્રાપ્ત થઇને સ્પષ્ટ કરી બતાવી. અગર જો કે ગોકુલ (ધેનુવૃંદ) સ્થાન રહેવાને માટે ઉત્કૃષ્ટ નથી, પરંતુ ઉપર કથેલાં કારણોને લીધે, પરમાત્માએ તેનો આશ્રય કીધો. તેજ પ્રમાણે, ગોકુલ ( દેહેન્દ્રિયાદિ સંઘાત )ને વિષે સ્થિતિ ઉત્કૃષ્ટ નથી, તેમ છતાં ઉપરોકત કારણને ખાતર કરવી ઉચિત છે; અન્યથા ત્યાજ્ય સમજવી. ગોપજાતિ સ્વાભાવિક રીતે મૂઢ હોય છે, તે પ્રસિદ્ધજ છે; તથા ગોકુલમાં અનંત વિષયો હોય છે, અને તે સ્ત્રીઓને વિશેષ પ્રિય હોય છે, અથવા જ્યાં સ્ત્રીઓ વિશેષ પ્રિય હોય છે, એવું હોવા છતાંય શુકાદિ બ્રહ્મર્ષિને હર્ષ દેનારા હરિ ત્યાં આગળ ક્રીડા કરવાની ઇચ્છાથી આવ્યા. એમાં પોતાના ભક્તનું રક્ષણ કરવા સિવાય બીજો કશો હેતુ હતો નહિ.

કેટલાક એમ કહે છે કે કંસના ભયથી ત્યાં આવ્યા, કેટલાક કહે છે કે માતા પિતાના મોહ.-અવિવેક-થી આગમન થયું બીજાઓ કહે છે કે, નંદ યશોદાના પુણ્યથી અને કોઇ તો વળી કહે છે કે, ગોપીઓના દૈવાનુકૂલ્યથી. પરંતુ તાત્વિક દૃષ્ટિથી મહાત્માનું કથન એવું થાય છે કે, હે પરમાત્મન્! સજ્જનવૃન્દના રક્ષણરૂપ ક્રીડાનો અભ્યાસ કરવો, અને અનન્ય ભકતોને પોતાની પ્રાપ્તિનો યોગ સુલભ કરી આપવો, એ હેતુથીજ ગોકુલ સ્થાનને વિષે ત્હમારૂ આગમન થયું છે. '**अनन्यचेताः सततं**' ઇત્યાદિ ગીતોક્ત વચન પ્રમાણ પણ સમજવું. પોતે જાતે અને આ સકલ જગત્ પરમેશ્વરથી અન્ય-ભિન્ન-નથી, પરંતુ પોતાની જાત સહિત દૃશ્ય વિશ્વ ભગવદ્રૂપ છે. એવા અનુભવ જ્ઞાનરૂપી યોગ, પોતાના ઉપાસકોને પરમાત્મા સુલભતાથી પ્રાપ્ત કરાવી દે છે. અને તેટલાજ માટેજ એમનું ગોકુળમાં આગમન થયું, એમ કહેવું યુક્ત છે. પરમાત્મા પ્રત્યે અખિલ

ગોપ ગોપીસમૂહ કેવી અનન્ય ભક્તિ કરી રહ્યા હતા, તે મૂળ (ભાગવત) જોવાથી વિદિત થશે, અને પ્રસંગોપાત્ત અગ્રિમ કોઈ અધ્યાયમાં તથા ભાવાર્થદીપિકામાં પણ પ્રગટ કરવામાં આવશે.

સારાંશ, 'पल्लीला-पद्-लीला' યાને મ્હારા પદનો આશ્રય કરીને જે બુદ્ધિમાન્ પુરૂષો સંસારમાં રહીને વ્યવહાર કરે છે, તેઓને જેવો હું સુલભ થાઉં છું, તેવો તો વિદ્વાન પુરૂષોને પણ થતો નથી. આ પ્રકારના પોતાના આશયને સ્પષ્ટ દર્શાવી આપવાને કાજે પરમાત્માએ 'पल्लीला-पल्ली-इला' ગોકુળ ભૂમિને વિષે પોતાનું આગમન કર્યું હોવું જોઇએ, એવું હમારૂં માનવું છે. કારણ કે, પૃથ્વીપર કયાં થોડાં ગામ તથા નગર સુંદર છે! ઘણાંયે. પરંતુ ગોકુલની બરાબરી કોનાથી થઈ શકે તેમ છે? કોઈથી પણ નહિ, કેમકે, એ ગોકુલ પરમાત્માના पद्-लीला પદની લીલાંથી અલંકૃત થએલું હોવાથી અત્યંત સુશોભિત થયું છે; અને ત્યાંના નિવાસીઓએ તે લીલાનો આશ્રય કરીને સાંસારિક વ્યવહાર કર્યો હતો, તેથી તેઓને પરમાત્માનો લાભ સુલભતાથી થયો; કે જે નાના પ્રકારનાં સાધનોથી યા વિદ્વત્તાથી કદી પણ થઈ શકે તેમ નથી. એટલા માટે આપણે પણ તે લીલાનું અવલંબન કરીને ગોકુલમાં રહીને સંસાર વ્યવહાર કરવો, જેથી તેમની જેમ આપણને પણ પરમાત્મા સુલભ થાય.

॥ इति शिवम् ॥

---

## અધ્યાય ચોથો.

---

**चतुर्थे चंडिकावाक्यमाकर्ण्यातिभयाकुलः ।**
**दुर्मन्त्रिभिर्हितं मेने कंसो बालादिहिंसनम् ॥**

**અર્થ**:—આ ચોથા અધ્યાયમાં, યોગમાયાનું ભાષણ સાંભળીને કંસ ભયભીત થયો અને ત્હેણે દુષ્ટ પ્રધાનો સાથે વિચાર કરીને બાળકોનો વધ કરવો એજ શ્રેયસ્કર છે એમ માન્યું, એવી કથા વર્ણવેલી છે.

વસુદેવની પૂર્વવત્ કેદી જેવી સ્થિતિ થઈ ગયા બાદ કન્યા રોવા લાગી અને તેનો શબ્દ સાંભળીને કંસના રક્ષક દૂત જાગૃત થયા. ત્હેમણે ઝટ પોતાના રાજા કંસને 'દેવકી આઠમી વખત પ્રસૂત થઇ' એવા સમાચાર કહ્યા, ત્યારે તે 'આ મ્હારો કાળ પ્રગટ થયો' એવો નિશ્ચય કરીને શય્યા પરથી ઉઠીને કારાગૃહને વિષે ચાલ્યો આવ્યો. દેવગૃહમાં શ્વાનનો પ્રવેશ,

કિંવા મૂષકના દરમાં સર્પનું આગમન અથવા હોમશાળામાં દુષ્ટ અન્ત્યજ, કિંવા હરિણબાળકને લઇ જવાને માટે વાઘ, અગર ગાયના વાછરડાને મારી નાંખવાને વરૂ આવે, તે પ્રમાણે એ કંસનું ત્યાં આગમન અને દર્શન થયું. એને જોઇને દેવકીએ દીન વાણીથી પ્રાર્થના કીધી કે, હે ભાઇ! આજ સુધી ત્હેં મ્હારા ઘણા પુત્રો માર્યા છે, પરંતુ હવે આ એક કન્યાને તો મ્હારી પાસે રહેવા દે! એટલી કૃપા કર. ત્હને પુત્ર થાય ત્હેને એ કન્યા દેવાનો મ્હારો અત્યારથી નિશ્ચય થયો છે. એવું કહ્યું તે છતાં એ દુષ્ટ કંસે ત્હેના હાથમાંથી કન્યા ખેચી લીધી, અને તેના પગ પકડીને શિલા ઉપર ત્હેને પટકવાને હાથ લંબાવતાં તે કન્યા એના હાથમાંથી છટકી ગઇ, અને આકાશને વિષે અષ્ટભુજાત્મક દેવીનું સ્વરૂપ ત્હેણે ધારણ કર્યું. ત્યાં સિદ્ધ, ચારણ, ગન્ધર્વ અપ્સરા ઇત્યાદિ ત્હેની પૂજા તથા સ્તુતિ કરવા લાગ્યા. ત્હેણે કંસને ગર્જના કરીને કહ્યું કે, હે મૂર્ખ! મ્હને માર્યાથી ત્હારૂં શું વળશે? ત્હારો પૂર્વ શત્રુ ત્હને મારવાને કાજે પૃથ્વીપર કોઇક સ્થળે ઉત્પન્ન થયો છે, એમ તું નિશ્ચયપૂર્વક સમજજે, અને નાહક ગરીબોને સંહાર કરીશ નહિ.

દેવીનું ભાષણ સાંભળીને કંસને વિસ્મય થયું, અને ત્હેણે એકદમ વસુદેવ દેવકીને બંધનયુક્ત કર્યાં તથા નમ્રતાપૂર્વક ત્હેમને કહેવા લાગ્યો. હે વસુદેવ! હે બ્હેન દેવકી! ત્હમારા પુત્ર મ્હારા પુત્ર સમાનજ હોવા છતાં મ્હેં ત્હેમને મનુષ્યઘાતક રાક્ષસોની પેઠે મારી નાંખ્યા, તે ખાતર હવે મ્હને બહુ દુઃખ થાય છે. આજ સુધી મ્હારી એવી સમજ હતી કે, મનુષ્યજ જૂઠું બોલે છે, પરંતુ દેવો પણ અસત્ય બોલે છે. કેમકે, મ્હેં દેવવાણી ઉપર વિશ્વાસ રાખીને, ત્હમારા પુત્રોને મારી નાંખ્યા. અસ્તુ! હવે મ્હને ક્ષમા કરો. પ્રાણીઓને પોતે કરેલાં કર્મનું ફળ ભોગવવુંજ પડે છે, એ નિયમાનુસાર ત્હમારા પુત્રોને જન્માન્તરનાં કરેલાં કર્મોનું ફળ ભોગવવું પડયું, એમ સમજીને ત્હમારે સમાધાન માનવું. એમ કહીને કંસે રૂદન કરતાં કરતાં તે બન્નેનાં ચરણપર પોતાનું મસ્તક મૂકયું. કેમકે, દેવીના ભાષણથી એ બન્ને નિરપરાધી છે, અને પોતાનો વાસ્તવિક શત્રુનો અન્યત્ર ઉત્પન્ન થયો છે, એવો ત્હેનો નિશ્ચય થઈ ચુકયો હતો; એથી ત્હેણે નમન કરીને ત્હેમની પાસે પોતાના અપરાધની ક્ષમા માંગી.

કંસને પશ્ચાતાપ થયો છે, એવું જોઇને વસુદેવે કહ્યું, હે કંસ! મનુષ્યને અજ્ઞાનથી શરીર ઉપર અહંબુદ્ધિ ઉત્પન્ન થાય છે, અને ત્યાર બાદ ત્હેના મનમાં 'આ મ્હારૂં આ બીજાનું' એવી ભેદ દૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

ભેદભાવનાથીજ હર્ષ શોક, ભય દ્વેષ, લોભ મોહ ઇત્યાદિ વિકાર ઉત્પન્ન થાય છે, અને તેને લીધે તે ઘાતપાતાદિ કર્મ કરવાને પ્રવૃત્ત થઇ જાય છે. અસ્તુ! હવે તું જા. હમારા કર્મનુંજ ફળ હમારે સહન કરવું પડયું એવું સમજીને હમે સમાધાનમાં રહીએ છીએ; તું નિમિત્ત માત્ર થયો. એવું કહ્યા બાદ કંસ પોતાના સ્થાનપર ચાલ્યો ગયો, અને વસુદેવ દેવકી કારાગૃહમાંથી નિર્મુક્ત થયાં.

બીજે દિવસ પ્રાતઃકાળમાં કંસે પોતાની પ્રધાન મંડળીને બોલાવીને, દેવીએ કહેલી સર્વ હકીકત ત્હેમને કહી સંભળાવી. ત્યારે તે દુષ્ટો કહેવા લાગ્યા કે, હે ભોજરાજ! એવું હોય તો નગરમાં ગોકુળમાં અને અન્યત્ર પણ જે જે બાળક દશ દિવસની અંદર ઉત્પન્ન થયાં હોય, ત્હેમને મારી નંખાવવાં. એમ કરવાથી આપણો શત્રુ પણ તેમના ભેગો સ્વાભાવિક રીતે માર્યો જશે. આ કાર્યમાં દેવ પણ આપને પ્રતિબંધ નહિ કરી શકશે. વિષ્ણુ એકાન્તમાં નિવાસ કરનારા છે, શંકર વનમાં શ્મશાનમાં રહેનારા તથા બ્રહ્મદેવ તપસ્વી અને ઇન્દ્રની શક્તિ પણ અલ્પ છે. આ પ્રમાણે જો કે તેઓ નિર્બલ છે, તોપણ તેઓની ઉપેક્ષા કરવી જોઇતી નથી. રોગ ઉત્પન્ન થતાં વારને તેનું નિર્મૂલન કરી નાંખવું, નહિ તો તે દૃઢમૂળ થઇને આપણો ઘાત કરી દે છે. તેમજ ઇન્દ્રિયોને નિયમિત નહિ રાખ્યાથી, તેઓ બળવાન્ થઇને આપણો નાશ કરી નાંખે છે, તેજ પ્રમાણે શત્રુની ઉપેક્ષા કર્યાથી, તે બળવાન્ થઇને ઘાત કરે છે. હે કંસ! સર્વ દેવોના આધાર વિષ્ણુ છે. અને તેઓ જ્યાં ધર્મ ચાલતો હોય છે, ત્યાં રહે છે. તે ધર્મ બ્રાહ્મણોની પાસે વાસ કરે છે, તેટલા માટે આપણે પ્રયત્નપૂર્વક વેદજ્ઞ અને યજ્ઞયાગ કરનારા બ્રાહ્મણો, દૂધ દહીં ઘૃત ઇત્યાદિ હોમ દ્રવ્ય અને ગાય વગેરેને મારી નાંખીએ છીએ. ગો, બ્રાહ્મણ, વેદ, તપશ્ચર્યા, યજ્ઞ, શાન્તિ, શ્રદ્ધા ઇત્યાદિ વિષ્ણુનાં શરીરભૂત છે, એમ કહેલું છે. અર્થાત્ એમને માર્યાથી એ વિષ્ણુ પણ મરી ગયા જેવુંજ સમજવું.

મન્ત્રી મંડળના આવા વિચારથી કંસને ફરી પાછી દુષ્ટબુદ્ધિ ઉપજી, અને ત્હેણે બ્રાહ્મણાદિકોનો વધ કરવો એજ હિતકારક છે, એવો નિશ્ચય કર્યો. દૈત્યોને હિંસા કરવાની અભિરૂચિ હતી, અને ઇચ્છાનુરૂપ સ્વરૂપ તેઓને ધારણ કરતાં આવડતું હતું. કંસે તેઓને દશે દિશામાં સંચરીને સત્પુરૂષ, ગોબ્રાહ્મણ ઇત્યાદિકોને મારી નાંખવાની આજ્ઞા ફરમાવી, અને પોતે પોતાના સ્થાનપર ચાલ્યો ગયો. કંસના અનુયાયી દૈત્યોનાં અન્તઃકરણને મોહ ઉત્પન્ન થયો, અને તેઓનું મૃત્યુ સમીપમાં આવી પહોંચેલું હોવાથી ત્હેમણે સાધુ

પુરૂષોની છલના કરવાનો પ્રારંભ કર્યો. ગોબ્રાહ્મણ, સત્પુરૂષ, વગેરેની છલના (સતાવણી), અવજ્ઞા, પ્રાણઘાત વગેરે દુષ્ટાચરણ કર્યાથી આયુષ્ય, સંપત્તિ, ધર્મ, કીર્તિ, ઉત્તમ લોક ઇત્યાદિ અનેક કલ્યાણોનો નાશ થાય છે, એથી કરીને કદીપણ કોઇએ એવા નિન્દ્ય કર્મને વિષે પ્રવૃત્તિ કરવી નહિ.



## ભાવાર્થદીપિકા



'વસુદેવ કારાગૃહને વિષે આવીને બેઠા બાદ, માયાએ પોતાની જાતની શકિત તથા પોતાને વિષે નિવાસ કરી રહેલી પરમાત્મશકિત દેખાડી દીધી;' એટલે અંદરના તેમજ બહારનાં દ્વાર બંધ કરીને દ્વારપાલોની નિદ્રા દૂર કરી દીધી અને પોતે રૂદન કરવા લાગી. એ વખતે માયા કન્યારૂપ હોવાથી, તથા બાલકની શકિત રૂદનજ છે એવું વર્ણન હોવાથી, ત્હેણે પોતાની શકિત એટલે રડવાનું શરૂ કરી દીધું તે યોગ્યજ હતું.

કંસ આવ્યા બાદ, દેવકીએ 'કન્યાને મારશો નહિ' એ પ્રમાણે ત્હેની દીનતાથી પ્રાર્થના કીધી તેનો ભાવ આવો છે. દેવકીને જો કે એ કન્યા યશોદાની છે એવી ખબર હતી, તોપણ સજ્જનોની એવી રીત હોય છે કે પોતાની જાતનાં અપત્યના કરતાંયે પોતાના ઇષ્ટમિત્રનાં અપત્યનું તેઓ વધારે કાળજીપૂર્વક રક્ષણ કરે છે. એ નિયમને અનુસરીને ત્હેણે એ કન્યાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કીધો. વસ્તુતઃ તેમાં દીનભાવ ન હતો, પરંતુ બહારથી ત્હેણે દેખાવ કર્યો હતો. એ પ્રમાણે ત્હેણે ન કર્યું હત, તો સ્વકાર્ય સાધક અને પરકાર્ય વિધ્વંસક પુરૂષના જેવો ત્હેના પ્રત્યે કૃતઘ્નતાનો દોષ આવત. એથી ત્હેણે યશોદાની કન્યાનું રક્ષણ કરવાનો પ્રયત્ન કર્યો તે ઉચિતજ હતું.

પરમાત્માનું સ્વરૂપ અવલોકીને પણ માયાનો આશ્રય કરનારી દેવકીના હૃદયને વિષે તે સમયે કન્યાને માટે મમતા ઉત્પન્ન થઇ, તે યોગ્યજ હતું. પરંતુ અત્યંત અવિવેકી અને માયાનું સદા અવલંબન કરનારા તથા તત્વ-સ્વરૂપ જેને વિદિત નથી એવાં કંસના મનમાં યત્કિંચિત્ પણ મમતા તે કન્યાને માટે ન ઉપજી એ મોટા આશ્ચર્યની વાત છે! કેમકે સદા માયા-જાળમાં ફસાએલાને વિષે મમતા વિશેષ હોય છે, એવો અનુભવ છે, પરંતુ કંસને વિષે એ મમતાનો અભાવ આશ્ચર્યજનક છે.

'કંસે દેવકીના હાથમાંથી કન્યાને ખેંચી લીધી, અને તે પણ ગઈ;'

એમાં આ ભાવ સમજવો. જે લોકો પરમાત્માનું ધ્યાન નિરન્તર કરે છે, તેઓને માયા તજી દે છે, અને ભગવાનના ભક્તોના જે વેરી હોય છે, તેઓને એ વરે છે, તથા આપણી શક્તિ દેખાડે છે. તેથી એ અત્યંત આશ્ચર્યકારિણી પ્રકૃતિ દેવકીને છોડીને ત્હેના શત્રુ કંસના હાથમાં ગઇ. વસુદેવ ગોકુલમાં જઇને એને લઈ આવ્યા હતા તેમ છતાં એ બન્ને પાસે શાંતપણેજ તે અલ્પકાળ સુધી રહી, અને છેવટે કંસની પાસે જઇને ત્હેણે હાથ ઉંચો કરતાંજ પ્રચંડ ગડગડાટ તથા ઉગ્રસ્વરૂપ ધારણ કરીને ત્હેને પોતાનો પ્રભાવ બતાવ્યો, એ યોગ્યજ કર્યું સમજવું. (દૃષ્ટાન્ત વગેરે એક દેશીય હોય છે, તેથી જેટલા અંશમાં આપવામાં આવ્યાં હોય, તેટલોજ અંશ જોવો.) અસ્તુ !

'આકાશમાં ગયા બાદ ત્હેણે પોતાનું સત્યરૂપ પ્રગટ કરીને' એ ભાવ બતાવ્યો કે, સ્વસ્વરૂપ પ્રાપ્તિને કાજે વિષ્ણુપદનો આશ્રયજ મુખ્ય હેતુ સમજવો. કેમકે, વિષ્ણુપદમાં (આકાશમાં) ગયા બાદજ તે સંસાર નિર્મુક્ત થઇને, પોતાના પૂર્વ યથાર્થરૂપને પ્રાપ્ત થઈ. બલિરાજાનું દમન કરવાને માટે વામને વિરાટ સ્વરૂપ ધારણ કર્યું હતું અને એક પગવડે આકાશાદિ ઉપરના સર્વલોક વ્યાપ્ત કરી દીધા હતા; ત્યારથી આકાશનું નામ વિષ્ણુપદ પડયું છે.

'તે માયાએ ત્હારો શત્રુ પૃથ્વીપર ઉત્પન્ન થયો છે એમ કંસને શા માટે કહ્યું ?' તો તેણીએ વિચાર કીધો કે, હું જો કદાચ પરમાત્માનો જન્મ અન્યત્ર થયો છે, એમ નહિ ખુલાસો કરી દંઉ, તો આ દુષ્ટ એમની માતા તથા પિતાને બંધમુક્ત કરશે નહિ, અને અધર્માચરણથી પાપસંગ્રહ કરશે નહિ. એથી કરીને એણે જે ભાષણ કર્યું હતું તે સૌખ્યદ હોઇ યુક્તજ હતું.

'કંસે વસુદેવ દેવકીની ક્ષમા માંગી,' એ ઉપરથી સમજવું યુક્ત છે કે, માયા જેની પાસેથી દૂર જતી રહે છે, તે પછી ગમે તેવો હોય, તોપણ ત્હેને વિવેકવડે નિર્મલ બુદ્ધિ ઉત્પન્ન થાય છે. એમ જો ના હોય, તો એ દુષ્ટ, નિર્દય કંસ આખી રાત લગી એમનું સાન્ત્વન શું કામ કરત અને જ્ઞાનોપદેશ કરવાને શું કરવા પ્રવૃત્ત થાત ? સારાંશ, શત્રુત્વ યા મિત્રત્વ પરમાત્માની માયાજ ઉત્પન્ન કરે છે. જે માયાએ વસુદેવ દેવકીને મારવાને ખાતર કંસની યોજના કીધી હતી, તેણેજ ફરી ત્હેમની સ્તુતિ કરવાની યોજના કીધી.

'વસુદેવે પણ હસતા હસતા ત્હેને ઉપદેશ કરીને ત્હેનું સમાધાન કીધું.' એમાં એ ભાવ સમજવો કે, મનુષ્યના અંતરમાં અવિનાશી એવી આત્મસુખની સ્થિતિની ઇચ્છા હોય તો ત્હેણે દુર્જનપર તથા અપરાધી એવા

પોતાના શત્રુના ઉપર પણ ક્રોધશૂન્ય થઇને અનુગ્રહ કરવો. આ પ્રકારની નીતિ વસુદેવને વિદિત હોવાથી ત્હેમણે શાન્તતાથી અને પ્રસન્નવદને શત્રુભૂત કંસને ઉપદેશ કર્યો અને જવા સારૂ કહ્યું તે યોગ્યજ કર્યું.

'કંસને ફરી પાછી દુષ્ટબુદ્ધિ કેમ ઉપજી' તો, તેનું કારણ એ છે કે, માયારૂપી કાળનિશામાં વિશાળ વિષયરૂપી અંધારૂં નિવાસ કરે છે; તેનો નાશ કરનારો વિવેકરૂપી દીપ પ્રારબ્ધ કર્મથી જો દેહેન્દ્રિય સંઘાતને વિષે પ્રગટ થયો હોય, તો બુધ્ધિમાન પુરૂષે અત્યન્ત પ્રયત્ન કરીને તેનું રક્ષણ કરવું જોઇએ. નહિ તો દુષ્ટ સંગતિરૂપ પવનનો સ્પર્શ થતાં ક્ષણમાત્રમાં તે હોલવાઈ જશે, અને અનિષ્ટ ફળનીજ ઉત્પત્તિ થશે; એ સર્વભાવ કંસના આચરણથી સ્પષ્ટ થાય છે. ત્હેને વિવેક બુધ્ધિવડે જ્ઞાન ઉત્પન્ન થયું હતું અને પશ્ચાત્તાપ પણ થયો હતો, પરંતુ તે લાંબો વખત સુધી ટકયો નહિ. દુષ્ટ પ્રધાન વગેરેની સંગતિથી ફરી પાછી ત્હેણે દુરાચાર કરવાની શરૂઆત કરી દીધી. સત્પુરૂષોના ઉપદેશ વચનથી દુષ્ટ મનુષ્યની બુધ્ધિ જો કે દુરાચાર માર્ગમાંથી પરાવૃત થઈ હોય, તોપણ તે લાંબી મુદત સુધી તેની રહેતી નથી. ફરી પાછો તે દુર્જન દુષ્ટ કર્માચરણમાંજ પ્રવૃત્ત થાય છે. દેવીએ કંસને કહ્યું હતું કે, 'દીન દુઃખીને મારવાં નહિ' અને તે ઉપરથી ત્હેને પશ્ચાતાપ ઉપજીને, ત્હેણે વસુદેવની ક્ષમા સુધ્ધાં માંગી હતી; પરંતુ થોડીજવારમાં ત્હેની બુદ્ધિ દયારહિત થઇ ગઈ અને ત્હેણે અનન્વિત નિન્ઘ-કર્મ કરવાનો પ્રારંભ કરી દીધો. ગોબ્રાહ્મણ, સજ્જન, મુનીશ્વર ઇત્યાદિ આર્ય પુરૂષોને હેરાન કરીને, મારફાડ કરીને, અગર ત્હેમના પ્રત્યે નિરન્તર દ્વેષ રાખીને દુષ્ટ પુરૂષો પોતાનુંજ અનિષ્ટ સંપાદન કરી લે છે.

સત્પુરૂષોની રક્ષા કરવાને કાજે પરમાત્મા સર્વથા સર્વ કાલ જાગૃતજ રહે છે, ભકતોને અભયદાન દેવું એ ત્હેમનું વ્રત છે, એથી કરીને તેઓ (ભકતો)નો એક વાળ સરખો પણ વાંકો કરવાનું દુષ્ટ દુરાત્મા પુરૂષમાં સામર્થ્ય હોતું નથી, એમ નિશ્ચયાત્મક સમજવું. અને કદાચ કંસના જેવી દુષ્ટ બુદ્ધિ ઉપજતી હોય, તો તજી દેવી. કેમકે તેનાથી એવી દુષ્ટ બુધ્ધિ-વાળો મનુષ્ય પોતે જાતેજ નાશ પામે છે, એ પ્રકારે વ્યાસવાણીનો આશય છે. દુર્જન ભલે સત્પુરૂષોનો વિદ્વેષ કરે ! તેનાથી તેઓને બીલકુલ ભય થવાનું નથી. તેનું કારણ એ છે કે, ત્હેમના ગો-કુળ (દેહેન્દ્રિયાદિ)ને વિષે હરિની સર્વદા જાગરૂક સ્થિતિ હોય છે. '**हरतीति हरिः**' સર્વ અનિષ્ટનો નાશ કરનારા હોવાથી એમનું નામ હરિ છે. તાત્પર્ય, આપણા ગોકુળમાં હરિની સદા સ્થિતિ, આવિર્ભાવ હોય, તો આપણા પણ અંતર્બાહ્ય શત્રુ આપણને

કોઇપણ પ્રકારની પીડા યા સંસારભાવનો ભય પહોંચાડી શકે નહિ. એ નિશ્ચયાત્મક સમજીને, હરિના નિવાસને માટે આપણાં અંતઃકરણની જાગૃતિ રાખ્યાથી, હરિપણ ત્યાં સદૈવ જાગરૂક રહેશે, ઇત્યાદિ ભાવ સમજી લેવો.

॥ इतिशिवम् ॥

## અધ્યાય પાંચમો.

**पंचमे जातकं नंदः सूनोः कृत्वा महोत्सवं ।**
**गत्वाऽथ मथुरां प्राप वसुदेवागमोत्सवम् ॥**

અર્થઃ—આ પાંચમાં અધ્યાયમાં, નંદ મોટા ઉત્સાહથી પુત્રનો જાતકર્મસંસ્કાર કરીને કરભાર દેવા માટે મથુરામાં ગયો અને ત્યાં વસુદેવની મુલાકાતથી તેને ઘણો આનંદ થયો, એવી કથા છે.

નન્દને પુત્રજન્મ વૃત્ત શ્રવણમાં આવતાંવારને અત્યન્ત આનંદ ઉપજ્યો. ત્હેણે ઝટ સ્નાન કરીને જ્યોતિષી બ્રાહ્મણોને બોલાવીને, પુણ્યાહવાચન, જાત કર્મ તથા દેવપિતરોની પૂજા ત્હેમની પાસે કરાવરાવી. નંદનું મન ઉદાર હતું, તેથી ત્હેણે બ્રાહ્મણોને અનંત ગાયોનું અલંકાર સહિત દાન, તથા તિલારાશી અને સુવર્ણ વસ્ત્રાદિનું દાન કરીને સન્માન કર્યું. શરીર સ્નાનથી, પાત્ર સાજવાથી, ગર્ભ સંસ્કારવડે, ઇન્દ્રિયાદિ તપશ્ચર્યા દ્વારા, અન્તઃકરણ સન્તોષથી, આત્મા સ્વરૂપના જ્ઞાનવડે, બ્રાહ્મણ યજ્ઞ કરવાથી જે પ્રકારે પવિત્ર થાય છે તેજ પ્રમાણે, દ્રવ્ય દાન કર્યાથી શુદ્ધ થાય છે. ગોકુળમાં સઘળાજ લોકોએ પોતપોતાનાં ઘર સ્વચ્છ કરીને તેમના ઉપર ધ્વજા પતાકા તથા તોરણ, વસ્ત્રપલ્લવ વગેરે બાંધીને સુશોભિત કરી દીધાં. બ્રાહ્મણો સ્વસ્તિવાચન કરવા લાગ્યા, સૂત માગધ બંદીજન શુભ આશીર્વાદ, ગાયક ગાયન અને વાદક દુંદુભિ નોબત આદિ વાદ્યોના આનંદપ્રદ સ્વર વગાડવા લાગ્યા. ગાય, બળદ, વાછરડાં વગેરેને તેલ, હળદ વગેરે લગાડીને ગોપાળોએ તેમને શણગારીને પોતે પણ અમૂલ્ય વસ્ત્રાલંકાર ધારણ કીધાં અને નાના પ્રકારનાં ઉપાયન (નજરાણાં, ભેટ) હાથમાં લઇને, નંદને ઘેર તેઓ સઘળા આવી પહોંચ્યા.

ગોપ સ્ત્રીઓને જ્યારે ખબર પડી કે, યશોદાને પુત્ર થયો છે, ત્યારે તેઓ સર્વ આનંદિત થઈ, ઉત્તમ વસ્ત્રાલંકાર શરીરપર ધારણ કરીને ઉપાયન લઇને યશોદાને મંદિર આવી પહોંચી. ત્હેમણે તે બાળકને આશીર્વાદ આપ્યો કે, ગોકુળનો રાજા થઇને તું પ્રજાઓનું ચિરકાલ સંરક્ષણ કરજે;

તથા લોકોના ઉપર હળદ, તેલ, જળ વગેરેનું સિંચન કરીને ગાયન પણ કરવા લાગી. ગોપાળોએ પણ આનંદપૂર્વક પરસ્પરના ઉપર દૂધ, ઘી, પાણી વગેરેનું સિંચન કર્યું તથા માખણ લગાડીને દહીની વૃષ્ટિ કીધી. નંદે ઉદારતાથી ગોપાલ, સૂત માગધ, બંદીજન તથા બીજા પણ જેજે આવ્યા હતા તે સર્વને વસ્ત્રાલંકાર, ધેનુ, દ્રવ્ય ઇત્યાદિનું દાન કરીને સંતુષ્ટ કીધા.

મહાભાગ્યવતી રોહિણીનો પણ ત્હેણે સત્કાર કરીને ત્હેને વસ્ત્રાલંકાર સમર્પણ કીધાં અને કહ્યું કે હે રોહિણી ! ત્હારૂં નામ સફલ (અર્થ સૂચક) થયું છે, એમ હું સમજું છું. '**रोहयति व्रजसुखम्**' ગોકુળને વિષે સુખ ઉત્પન્ન કરવાનું શીલ જેનું છે, તે રોહિણી. ત્હારા મંગલ આગમનથીજ મ્હને આ પુત્ર થયો અને વ્રજના સુખની વૃધ્ધિ થઈ. અર્થાન્તરમાં સમજવું કે, યોગશાસ્ત્રમાં કહેલી રોહિણી નામની એક પ્રકારની વૃત્તિ હોય છે, અને તે ગો-કુલ (દેહેન્દ્રિયાદિ સંઘાત)ને વિષે સુખ ઉત્પન્ન કરે છે. અસ્તુ ! વસુદેવની બીજી પત્ની તથા દેવકી એ સઘળાના કરતાં રોહિણીનું ભાગ્ય શ્રેષ્ઠ સમજવું. કેમકે ત્હેને બળરામ નામનો પુત્ર થયો, અને યશોદાને આ પુત્ર થયો, જેથી તેઓની બાળલીલાના આનંદનો લાભ થયો. ત્હેનો સત્કાર નંદે કર્યા બાદ તે આનંદભેર ઉત્સાહને ઉચિત નાના કાર્યને વિષે વિચરવા લાગી. નંદના એકલાના ઘરમાં પરમાત્માનો આવિર્ભાવ થયો હતો, પરંતુ ગોકુળનાં સઘળાંજ ઘર લક્ષ્મીએ પોતાનાં ક્રીડા મંદિર કર્યાં હતાં. પછી તેમની શોભાની તે વાત શી કરવી? સારાંશ, પરમાત્માની સ્થિતિ ગોકુળમાં થવાથી, ત્યાં સર્વ ગુણોની સંપન્નતા થઇ, અને એ ગોકુળ સર્વને અત્યન્ત પ્રિય થઈ પડયું.

ત્યાં મથુરામાં પરમાત્માના આવિર્ભાવથી કંસને સર્વકાલ અસ્વસ્થતા ઉત્પન્ન થઈ અને જ્યાં ત્યાં તેને અપશુકન થવા લાગ્યા. તેણે સ્વપ્નમાં પોતાને માથે તેલ અને સિંદુર ચોપડેલું છે એમ જોયું. અને દિવસે રાજદ્વારમાં ઘુવડ પક્ષિઓના શબ્દ તે સાંભળવા લાગ્યો. તેની સ્ત્રીએ પોતાના કંઠનું મંગળસૂત્ર કાલપુરૂષે તોડયું છે અને સૌભાગ્યસૂચક કુંકુમતિલક વિધવા સ્ત્રીએ પોતાંના હાથથી લુછી નાંખ્યું છે એવું સ્વપ્નામાં જોયું. એવી રીતે નાના પ્રકારના દુષ્ટ શુકનો તથા ઉત્પાતોને જોઇ કંસ પ્રધાનને કહેવા લાગ્યો કે મારો શત્રુ પૃથ્વીઉપર કોઇ પણ ઠેકાણે પ્રગટ થઇ ચુકયો છે. તેની જો કોઈ શોધ કરી લાવે તો તેની જે કામના હોય તે હું પુરી કરૂં. સર્પ નાનો છે એમ સમજી ઉદાસીન ન થવું. મકાન શરીરપર ટૂટી પડયા પહેલાજ તેમાંથી બહાર નિકળી જવું, અથવા શસ્ત્રનો પ્રહાર શરીર-

પર થયા પહેલાજ તેના નિવારણને માટે ઢાલ આગળ ધરવી તોજ પ્રાણ બચી શકે છે. તેવીજ રીતે મારો શત્રુ જ્યાં હશે ત્યાં કોઈ જાદુને યુકતીથી તેને શોધીને તેનો નાશ કરે તોજ ઠીક છે એમ હું સમજું છું.

પ્રધાને કહ્યું કે લોકવાયકા એવી છે કે તમારો શત્રુ ગોકુળમાં ઉત્પન્ન થયો છે. ત્યાં કોઈ કપટવિશારદ, ધૂર્ત, તાર્કિક દૈત્યને મોકલવામાં આવે તો તે આપનો શત્રુ ગોકુળમાં કોને ઘેર ઉત્પન્ન થયો છે તે નિશ્ચિત જાણી શકે. કેમકે ત્યાં ઘણી ગોવાળણો પ્રસૂત થઇ છે. એટલું સાંભળીને મહાબળ નામે દૈત્ય કંસને કહેવા લાગ્યો કે હે રાજન્, હું વિપ્રસ્વરૂપ ધારણ કરી ત્યાં જાઉં છું અને આપનો શત્રુ કયાં છે તે જોઇ આવું છું; આપે ચિંતા કરવી નહિ. ત્યારે તો કંસને અત્યંત આનંદ થયો અને તેણે તેને વસ્ત્રાલંકાર વગેરે અર્પણ કરીને સન્માનિત કર્યો.

દોહાઃ—**વિપ્ર વેષ લિય અસુર ચલે શુભ્રવસન પહિરાય ।**
**અંતર બહુ કાપટય વસૈ જપત નામ હરિ જાય ॥**
**ટીલા ટોપી ધર માલા કંઠ હાથ પંચાંગ ।**
**ભવ્ય રૂપ જન દેખકે ભક્તિ નમત સાષ્ટાંગ ॥**

કંસની આજ્ઞા લઇને અસુરે ગોકુલમાં જવા માટે બ્રાહ્મણનો વેષ ધારણ કર્યો. તેણે સ્વચ્છ ધોતીયું પહેરીને કંઠમાં યજ્ઞોપવિત તથા માલા અને કપાળ ઉપર ભસ્મ, કુંકુમતિલક તથા માથે ટોપી ધારણ કરી; હાથમાં પંચાંગ પોથી લીધી અને મુખથી હરિ નામ જપવા લાગ્યો અને પોતાને માટે લોકોને ભક્તિભાવ ઉત્પન્ન કરવા લાગ્યો. તેણે વિચાર કર્યો કે ગણિકા (વેશ્યા) જેવી રીતે પોતાના પંચાંગ ( મુખ નેત્રાદિ પાંચ અવયવ ) લોકોને બતાવીને તેઓના મન હરણ કરે છે તેવી રીતે ગણક (જયોતિષી) પણ પંચાંગથી ( ટીપણાથી ) લોકોને મોહિત કરે છે, માટે હું પણ જ્યોતિષી બ્રાહ્મણ બનીને ગોકુળમાં રહેલા લોકોને ફસાવું. સારાંશ, તેણે ઉપરથી એવો ભવ્ય વેષ બનાવ્યો કે લોકો તેને ભક્તિથી નમસ્કાર કરવા લાગ્યા. વૃંદાવન ફળ ઉપરથી સુંદર પરંતુ તેના અંદર કટુતા હોય છે. અથવા બકનું શુષ્ક ધ્યાન અથવા કૃપણનું તત્ત્વજ્ઞાન, દાંભિકનું ભજન, સ્ત્રીલંપટની વિરકતતા, વિશ્વાસઘાતીનું મધુર ભાષણ વ્યર્થ હોય છે; કારણકે તેની ઉપરથીજ સુંદરતા હોય છે. તેવીજ રીતે મહાબલ ભટ્ટનો બ્રાહ્મણનો વેષ અને શાંતિ સુશીલતાદિ ગુણ જોવામાં ઉત્તમ, પરંતુ અંદર કાલકૂટ સમાન કપટ ભરેલું હોવાથી તે સર્વ વ્યર્થ સમજવું.

એવી રીતે મહાબલભટ્ટે ગોકુલમાં પ્રવેશ કર્યો, તો ત્યાં ગોકુલના રાજા

નંદને પુત્ર થઇ રહ્યો હતો તેથી જયાં ત્યાં આનંદ થઇ રહેલો એના જોવામાં આવ્યો. લોકોને તેણે પૂછ્યું કે અહિં આ શેનો સમારંભ થઈ રહ્યો છે? લોકોએ કહ્યું કે નંદને પુત્ર થયો છે, વાસ્તે સર્વે લોક આનંદ ઉત્સવ કરી રહ્યા છે. લોકોએ કહ્યું, આપ કોણ છો અને કયાંથી આવો છો તે કહો. મહાબલ ભટ્ટે કહ્યું કે હું જ્યોતિષી છું તથા સામુદ્રિક ચિન્હોને પણ જાણું છું. દેશાંતરથી ફરતો ફરતો હું અહિં આવ્યો છું. લોકોએ તેને બ્રાહ્મણ જાણીને નમસ્કાર કર્યા અને કહ્યું કે, એમ હોય તો આપ નંદને ઘેર ચાલો અને પુત્રને જોઇ સર્વ સામુદ્રિક ચિન્હ તથા શુભ ગ્રહાદિ કહો. નંદ પણ આપનો વસ્ત્રાલંકારાદિથી સત્કાર કરશે, કારણ કે તે ઘણા ઉદાર છે.

મહાબલ ભટ્ટને તો એજ જોઇતું હતું. તેણે કહ્યું, એમ હોય તો મને ત્યાં તેડી જાવ. ગોપાલજન તેને લઇને નંદને ઘેર આવ્યા અને તેને કહેવા લાગ્યા કે હે નંદ, આજ તમારૂં મહદ્ભાગ્ય ઉદય પામ્યું છે જેથી તમારે ઘેર આ વિદ્વાન્ બ્રાહ્મણ જયોતિષ અને સામુદ્રિક ચિન્હ જાણવાવાળા આવ્યા છે. નંદે સાંભળ્યું અને આગળ આવીને તેને નમસ્કાર કરીને આસન આપ્યું તથા બેસવા કહ્યું. અનંતર તેણે અર્ઘ્યપાદ્યાદિકથી તેનું પૂજન કરી ક્ષેમકુશળ વૃત્તાંત પૂછ્યું. યશોદા રોહિણી અને બીજી પણ ગોપસ્ત્રી આવીને તેને નમન કરીને બેઠી. નંદે કહ્યું, મહારાજ, આપ જ્યોતિષવિદ્યા અને સામુદ્રિક લક્ષણ જાણો છો તો મને વૃદ્ધાવસ્થામાં થએલા બાળકનાં શુભાશુભ ગ્રહ તથા દશા ઇત્યાદિ સર્વ વિસ્તારથી કહો.

મહાબલ ભટ્ટે કહ્યું, હે નંદ, તમારા વંશની વૃદ્ધિ થઈ અને તમે અત્યંત આનંદથી ઉત્સાહ કરી રહ્યા છો, એ સાંભળતાંજ પ્રથમ હું તમને તથા તમારા પુત્રને જોવા માટે અહિં આવ્યો છું. તિથી, વાર, નક્ષત્ર, યોગ કરણ ઇત્યાદિના ફળના સ્પષ્ટીકરણ માટે હજારો મનુષ્યો મ્હારી પાસે આવે છે અને હું કહું છું તેવો તે લોકોને અનુભવ પણ આવે છે. હવે તમારા પુત્રને અહિં લઇ આવો તો તેને જોઇને તેના સર્વ લક્ષણ તથા શુભાશુભ દશા કથન કરીશ. એ પ્રમાણે સાંભળતાંજ યશોદાને આનંદ થયો અને પુત્રને બહાર લાવીને તેને દેખડાવ્યો. આસમંતાત્ ભાગમાં ગોપી ગોપાલ સ્થિત થયા હતા કે આ બ્રાહ્મણ શું શું કહે છે તે સાંભળીશું.

પુત્રને જોઇ બ્રાહ્મણે પંચાંગ કાઢ્યું અને તિથી વાર નક્ષત્ર વિગેરેને જોઈ શાસ્ત્રાર્થ કહેવા લાગ્યો. હે નંદ, આ તમારો પુત્ર તમારા સકલ કુળનું નિર્મૂલન કરવા માટે ઉત્પન્ન થયો છે. આ ઘણો કપટી તથા ચોરી કરવાવાળો વ્યભિચારી એવો થશે. અષ્ટમી તિથી તથા રોહિણી નક્ષત્ર અને બુધવાર

એનો યોગ મૂળ નક્ષત્રના સમાનજ વિઘાતક જાણવો. એનો વર્ણ શ્યામ છે તેથી એનાથી આ કુળ કલંકિત થશે; એનું મુખ તમારે કદીપણ જોવું જોઇએ નહિ. જો તમે પોતાનું કલ્યાણ ચાહતા હો, તો એને જીવતાંજ ખાડામાં દાટી દો, અથવા ગંગામાં છોડી દો; પરંતુ મોહ મમતાથી ત્યાગ ન કરો તો અલ્પકાળમાં આ ગોકુળ નાશ પામશે. મેં બરોબર ગણિત કરીને જે યથાર્થ ફળ માલમ પડયું તે તમને કહ્યું છે. નહિ કે બીજાના સમાન દ્રવ્યલોભથી તમને પ્રિય લાગે એવું જુઠું કહ્યું છે.

આ પ્રકારે તે મહાબળ ભટ્ટનું ભાષણ જે ચાલી રહ્યું હતું તે વિષના સમાન વિષમ લાગ્યું અને નંદ ઘણા વિચારમાં પડયા. કારણ કે એવા સુપુત્રનો પરિત્યાગ કેમ કરૂં ? અને કદાચિત્ ઘરમાં રાખું તો આ બ્રાહ્મણે અશુભ ફળ કથન કર્યું છે; હવે શું કરવું ? એ પ્રકારની ચિંતામાં જ્યારે પોતાના પિતાને પડેલા જોયા ત્યારે માયાચક્રચાલક પરમાત્માએ સકલ સ્થાવર પદાર્થોને આજ્ઞા કરી કે, આ બ્રાહ્મણને ખૂબ મારો.

આજ્ઞા થતાંજ શીંકાની ઉપર જે દહીંનું માંટલું હતુ તે ત્યાંથી ઉડીને મહાબલ ભટના કપાળપર એકદમ જોરથી આવી પડયું અને ફુટીને તેનો કાંઠો તેના ગળામાં ભેરવાઇ ગયો. એટલામાં વેલણ ઉડીને તેના મુખમાં પ્રવિષ્ટ થયું અને અમંગલ વાણી બંધ કરી દાધો. પાટલા તડાતડ ઉડીને ફડાફડ અંગ ઉપર પડવા લાગ્યા. મુસળ, કોદળી, કુહાર, પાવડા, નરાજ, વગેરે આવીને મસ્તક ઉપર પડવા લાગ્યા. એવું જોઇને બ્રાહ્મણ ઉઠીને નાશવા લાગો ત્યારે પલંગ રસ્તામાં આડો પડયો અને એને જવા દીધો નહિ. કાષ્ટ, પાષાણ, છાણા વિગેરેના પણ પુષ્કળ પ્રહાર થવા લાગ્યા. જે દિશા તરફ નાશવાનો વિચાર કરે તે દિશા તરફથી અનેક વસ્તુ શરીરપર જોરથી આવીને પડવા લાગી, ત્યારે તો ઘણોજ કાયર થઇને નંદની પ્રાર્થના કરવા લાગ્યો કે, હે નંદ ! હું મરી જાઉં છું, મારૂં રક્ષણ કરો નહીં તો બ્રાહ્મણની હત્યાનું પાપ તમને લાગશે. સકળ ગોપ ગોપી તથા યશોદા રોહિણી વિગેરે વિસ્મિત થઇ ગયા તથા હસવા પણ લાગ્યા. મહાબળ ભટની જનોઈ તુટી ગઈ, પંચાંગ ફાટી ગયું, માલા તુટી ગઈ, ધોતી પણ છૂટી ગઇ, કંઠમાં ફૂટેલું માટલું પણ અટકી ગયું, અને સર્વ શરીર રૂધીરથી આરક્ત થયું. એ પ્રકારે તેની સ્થિતિ જોઈ નંદને દયા ઉપજી. અન્ય ગોપાળ કહેવા લાગ્યા, હે દુષ્ટ તું આ ગોકુળમાં આવીને જુઠુંજ બોલ્યો તેનું ફળ તને પરમાત્માએ તાત્કાળ આપ્યું. અહીંના દૈવત અત્યંત ઉગ્ર છે, માટે જા, નાસી જા !! તું બ્રાહ્મણ નથી એમ અમને લાગે છે. સાંભળીને મહાબળ

ભટ્ટ દીન વાણીથી કહેવા લાગ્યો કે મને જીવદાન આપો. વ્યાઘ્રના મુખમાં હરિણ જઈ પડવું એવી મારી અવસ્થા થઇ છે. જુઓ, સર્વ હાડકાં તુટી ગયા જેવા થયાં છે, સકલ શરીર રકતમય થયું છે; વાસ્તે કૃપા કરીને અહીંથી મુકત કરો.

બ્રાહ્મણની દીનવાણી તથા રૂદન સાંભળીને નંદે પરમાત્માની પ્રાર્થના કરી કે, હે પ્રભુ! પોપટ જેવી રીતે પોતાના શબ્દોથીજ બંધનમાં પડે છે તદનુસાર આ બ્રાહ્મણ અસત્ય ભાષણથી દુ:ખી થયો છે, પરંતુ હવે આ મારપીટ બંધ કરો. આ બ્રાહ્મણ બુદ્ધિભ્રષ્ટ થયો છે અતએવ એણે એવી મિથ્યા ફલશ્રુતિ કહીને પુત્રનો પરિત્યાગ કરવાનું કહ્યું. એના હાથથી અપરાધ થયો છે પરંતુ તમે કઠોર ચિત્ત ન ધારણ કરો. જો આ બ્રાહ્મણ નહીં હતે તો હું એને માટે તમારી પ્રાર્થના કદી કરતે નહી. એ પ્રકારે નંદે પ્રાર્થના કરતાંજ સર્વ પદાર્થો પૂર્વવત પોતપોતાને સ્થાને સ્થિત થયા અને તેમનો માર પણ બંધ પડયો, ત્યારે મહાબલ ભટ ગોકુળથી ઘણા વેગે નાસી ગયો. ગોપ તથા ગોપીઓ ગદ્દગદ્ બોલવા લાગ્યા કે અપવિત્ર બોલવાવાળા પાપીને પરમાત્માએ ખૂબ માર માર્યો તે ઠીક થયું! એવી સમજવું જોઇએ કે,

**असु-र** યાને પ્રાણેંદ્રિયાદિકોની તૃપ્તિ કરવામાં સર્વદા જે રમમાણ થાય છે, તેને ઢોંગ, અસત્ય ઇત્યાદિ આસુરી સંપત્તિનો આશ્રય કરવો પડે છે, એવું જગતમાં દેખાઈ આવે છે. પછી તેઓ ભલે શરીરાદિથી પૂર્વકાલીન અસુરાદિકોની સમાન ન હોય. યુગમાનથી આયુષ્ય ઘટે છે તો આકાર કેમ ન ઘટે? સબબ કલિકાલીન અસુર શરીરથી ઓળખવામાં આવે નહી. મહાબલ ભટ્ટે ખૂબ કાપટય કીધું હતું તથાપિ પરમાત્માએ પણ તેને પોતાની કપટી માયાશક્તિનું સામર્થ્ય દર્શાવ્યું; અને તેથી કરીને '**बहिरंतश्च भूतानाम-चरंचरमेवच**' એ વાકયાનુસાર સ્થાવરજંગમાત્મક વિશ્વ મારૂં સ્વરૂપ છે, સકલ વસ્તુઓની અંતર બાહ્ય હુંજ છું, ઇત્યાદિ સાર્વાત્મભાવ જગતમાં વ્યકત કરી બતાવ્યો. પરમાત્મા અપરાધી ઉપર પણ દયા કરે છે, તેનો સકલ અપરાધ ક્ષમા કરે છે, આ વાત નંદે પ્રાર્થના કરતાંજ મારપીટ બંધ કરી દીધી એ ઉપરથી સ્પષ્ટ વ્યકત થઇ. સબબ કદી કોઇએ આસુરભાવ ધારણ કરીને હું મહા બળવાન્ છું આવું અભિમાન ધારણ કરવું નહી, અને અસત્ય ભાષણથી પરમાત્માની નિંદા તથા તેના ભકતોનો બુદ્ધિભ્રંશ ન કરવો. કરવાથી મહાબલ ભટ્ટની સમાન દુર્દશા થશે. ત્યાં મથુરામાં મહાબલ ભટ્ટ કંસની પાસે જઇને કહેવા લાગ્યો કે, હે કંસરાજ! તમારો વૈરી ગોકુળમાં પ્રગટ થયો છે, અને તે સકલ પૃથ્વી નિર્વીર કરશે એમ લાગે છે. કારણ

કે બ્રાહ્મણનો વેષ લઇને હું ત્યાં ગયો હતો તો, મને એટલો બધો માર પડયો છે કે ન પૂછો! સ્થાવર પદાર્થો ચેતન થઇને તે પટાપટ મારા શરીર ઉપર પડવા લાગ્યા. એપરથી હું જાણું છું કે, તે નંદનો પુત્ર મનુષ્ય નહીં પરંતુ વિષ્ણુજ અવતીર્ણ થયો છે. સિંહનું પરાક્રમ સુણીને હાથી જેમ થરથર કંપે છે; કિંવા ગરૂડનું સ્તવન સુણીને સર્પ દુઃખી થાય છે, અથવા ભાગ્યવાનનું વર્ણન કર્યું હોય તો અભાગી, દુર્જન, પાપીજન ચિત્તમાં વ્યાકુળ થાય છે, યદ્વા વેદાંતશ્રુતિના શ્રવણથી મતાભિમાની વાદી ભયભીત થાય છે, તદનુસાર હરિનો પ્રતાપ મહાબલ ભટ્ટના મુખે શ્રવણ કરીને કંસ ઘણો ભયભીત થયો અને પોતાનું મરણ નજીક આવ્યું છે એમ સમજવા લાગ્યો. તેણે સર્વેને કહ્યું કે, હવે મારા વૈરીને કોણ અને કેમ મારશે! જો આ કામ કોઇ કરે તો તેને હું અગણિત સંપત્તિ આપીશ.

એટલામાં પૂતના નામક રાક્ષસી કંસ પ્રત્યે કહેવા લાગી કે, હે રાજન્! આપે ચિંતા કરવી નહીં. હું કાપટયકલા સારી રીતે જાણું છું, માટે ગમે તે રીતે તમારા શત્રુને, જ્યાં હશે ત્યાંથી ખોળી કાઢી ક્ષણ માત્રમાં મારી નાંખીશ. કંસે તેને ગોકુલના તથા અન્યત્ર સ્થાનના નાના બાળકોનો નાશ કરવાને માટે આજ્ઞા આપી, અને સત્કાર કરીને જવાનું કહ્યું. તેની આજ્ઞા થતાંજ પૂતનાને એવો આનંદ થયો કે, જેમ એકાદ દુરાચારી વ્યભિચારી મનુષ્યને સ્ત્રી રાજ્યમાં કારભારી બનાવવાથી થાય. અથવા મદ્યપી મનુષ્યને તાડનું વન જોવાથી કિંવા શ્વાનને વમન જોતાં અથવા કાગડાને ક્ષત જોવાથી જેમ આનંદ થાય છે, તદનુસાર પૂતનાને બાળકોને મારવાની રાજાજ્ઞા થતાંજ અતીવ આનંદ થયો. ચોરને રાત્રીની અનુકૂળતા હોય અથવા બીભત્સ ભાષણ બોલવાની મનમાં ઇચ્છા થતાંજ ફાગણ માસની સંનિધાનતા આવી પહોંચે, તો આનંદમાં શું કમતરતા? અસ્તુ!

ત્યાર પછી એક દિવસ નંદ બીજા ગોપાળોને ગોકુળનું રક્ષણ કરવાનું કહીને, પોતે જાતે કંસને પ્રતિવાર્ષિક કર આપવા માટે મથુરામાં ગયા. ત્યારે લોકોને મ્હોંડેથી વસુદેવને ખબર પડી કે મ્હારો મિત્ર નંદ મથુરામાં રાજાને ખંડણી આપવાને આવ્યો છે. એણે ત્હેમની મુલાકાત લેવાનો વિચાર કર્યો, અને જે ઠેકાણે નંદ ઉતર્યા હતા, તે સ્થાનપર પોતે આવી પહોંચ્યા. વસુદેવને જોઇને નંદને ભારે આનંદ થયો, અને ત્હેણે ઉભા થઇને એમને પ્રેમપૂર્વક આલિંગન દીધું તથા સુખાસનપર બેસાડયા. વસુદેવે પ્રથમ સઘળી મંડળીના કુશળ સમાચાર પૂછયા, અને ત્યારબાદ ત્હેમને આ પ્રમાણે કહ્યું. હે ભાઈ

નંદ! આપે તો સંતતિની બધી આશા છોડી દીધી હતી, પરંતુ દૈવની અનુકૂળતા થઈ, અને પરમાત્માની કૃપાથી આવી ઉત્તર અવસ્થામાં આપને પુત્ર થયો એ મોટા આનંદની વાત છે; આજે આપનાં દર્શનથી મ્હને બહુ આનંદ થયો. પ્રિયજનોનો સમાગમ અત્યન્ત દુર્મિલ છે. પાણીના પ્રવાહને વિષે ઘસડાઈ રહેલાં કાષ્ટ જેમ એકજ સ્થાનમાં રહેતાં નથી, તેજ પ્રમાણે આ સંસાર ચક્રને વિષે પડેલા મિત્રોનો સમાગમ પ્રિય હોવા છતાં, ભાગ્યેજ થઇ શકે છે. મ્હારો પુત્ર બલરામ જે પોતાની માતા સહિત આપના ગોકુળમાં રહે છે, તથા આપનેજ પિતા સમજે છે, તે સુખરૂપ તો છે ને? એના વિયોગથી મ્હને બહુ દુઃખ થાય છે. પ્રાપંચિક સકલ કાર્ય હું કરૂં છું, પરંતુ કયાંઈ મ્હને ચહેન પડતું નથી. મનુષ્ય ધર્મ અર્થ કામ ઇત્યાદિ ત્રણે પુરૂષાર્થ સાધતો હોય, પરન્તુ ઇષ્ટ મિત્રાદિકોને જો દુઃખ થતું હોય, તો ત્હેના પુરૂષાર્થ સાધનનો કશોય ઉપયોગ નથી, એમ કહેલું છે.

ત્યાર પછી નંદે કહ્યું, હે વસુદેવ! ત્હમારાપર અનેક દુઃખના પ્રસંગ આવ્યા! કંસે ત્હમારા ઘણા પુત્રોને મારી નાંખ્યા, તથા એક કન્યા રહી હતી, તે પણ સ્વર્ગમાં ચાલી ગઇ. મનુષ્યને સુખ દુઃખ થવાનું કારણ એક માત્ર દૈવજ છે. પુત્રસુખ દૈવમાં નહીં સર્જાએલું હોય તો પુત્ર થઇને પણ નાશ પામે છે; અને સુખ થવાનું દૈવમાં હશે, તો પુત્રનો વિયોગ થયો હોય, તો પણ ફરી પાછા તેઓ આવી મળે છે. એ વાત આપ સમજો છો, તેથી અજ્ઞ મનુષ્યોની પેઠે મોહ પામીને સંતાપ કરવો નહિ. તે સાંભળીને, વસુદેવ દુઃખરહિત થયા, અને ત્હેમણે નંદને કહ્યું કે, રાજાને ખંડણી ભરવાનું કામ આપનું ખલાસ થઇ ગયું છે, તેથી હવે અહીં બહુ દિવસ રહેશો નહિ. ગોકુળમાં ઉત્પાત થઈ રહ્યો છે, માટે આપ જલદી ત્યાં જાઓ. વસુદેવનું ભાષણ સાંભળીને, નંદ ગાડું જોડીને પોતાની સાથે આવેલા ગોપાળોને લઇને ગોકુળ ચાલ્યા ગયા.



## ભાવાર્થદીપિકા



'પરમાત્માના આવિર્ભાવ તિરોભાવથી આનંદ અને બંધન પ્રાપ્ત થાય છે'. એને માટે નંદ અને વસુદેવને જુઓ! નંદને પુત્રભાવ ધારણ કરનારા પરમાત્માનાં દર્શન થવાથી અત્યંત આનંદ થયો, અને તેજ પરમાત્મા દૃષ્ટિથી દૂર થતાં, વસુદેવને બંધન પ્રાપ્ત થયું, તે યોગ્યજ હતું. યશોદાને દૈવાનુકૂલથી પુત્રનો લાભ કેમ થયો? તો, કોઈ એકાદ મનુષ્ય ચિંતામણીને

ગોકુળમાં મુકીને ફેંકી દે, અને તે અકસ્માત્ આપણા ઘરનાં આંગણામાં આવીને પડે, એ પ્રમાણે થયો. કિંવા જડશિલા આપીને સ્પર્શમણિ લેવો, અગર ભૂસું આપીને કલ્પવૃક્ષ ખરીદી લેવું, અથવા અજ (બકરી) આપીને હરિ (સિંહ) ને લેવો, તેજ પ્રમાણે ખરેખર અજ (જન્મ રહિત માયા) ના ત્યાગપૂર્વક હરિ (પરમાત્મા) ની પ્રાપ્તિ એને થઇ; માયાથી આવૃત થએલી નંદ પત્નીને સુખ ઉપજ્યું, અને દેવકી પ્રભુનું તત્ત્વ જાણતી હોવા છતાં, એને પરમાનંદનો લાભ ન થયો, એ કેટલું બધું આશ્ચર્ય ?

લોકોને જો કે ભલે એમ લાગે કે નંદ યશોદાને આ લાભ પ્રયત્ન વગર અકસ્માત્ થઇ ગયો, પરંતુ પરમાત્માનું પ્રાકટ્ય થવાને માટે ભાવનાની આવશ્યકતા રહે છે. ધ્રુવ વગેરે ભક્તોના મનમાં પ્રથમ જ્યારે પરમાત્માનો આવિર્ભાવ થયો, ત્યારેજ ત્હેને બહાર દર્શન થયું. આ ઉપરથી સતત પરમાત્માના રૂપને વિષે મન રાખીને ભક્તિ કર્યા વગર ત્હેમનું મનને વિષે તેમજ બહાર પ્રગટ થવું અસંભવિત સમજવું. 'भक्तिरेवैनं नयति,' 'भक्तिरेवैनं दर्शयति.' પરમાત્માની પાસે ભક્તને ભક્તિજ લઇ જઇ શકે છે, તથા ત્હેમના દર્શન કરાવે છે. એ પ્રમાણે શ્રુતિમાં કહેલું છે. તથા 'भक्त्याहमेकया ग्राह्यः' 'ये यथा मां प्रपद्यन्ते' વગેરે સ્મૃતિ ઉપરથી પણ સિદ્ધ થાય છે કે, નંદ યશોદાએ જો પરમાત્માની અખંડ ભક્તિ ન કરી હત, તો ત્હેમને પરમાત્માનો પુત્રત્વથી લાભ કદી પણ નહિ થઇ શકત. એજ કારણને લીધે શુદ્ધ પ્રેમપૂર્વક ત્હેમના ઉપર પરમાત્માની વત્સલતા થઇ, અને વસુદેવ દેવકીના કરતાંયે અધિક સૌભાગ્ય ત્હેમનું જગતમાં વ્યક્ત થયું, એમ સમજવું યુક્ત છે. અસ્તુ !

સર્વ સંગનો પરિત્યાગ કરનારા પરમહંસ યોગી પુરૂષ પણ જેને પોતાના હૃદય વિષે ધ્યાન કરીને આલિંગે છે, અને જેની અનુપમ લીલાને વિષે લોલુપ થઇ જાય છે, તે પરમાત્માને પ્રત્યક્ષ શરીરવડે આલિંગન આપીને તથા ત્હેમનાં દર્શન કરીને યશોદા અને નંદ આનંદિત થયાં એમાં તે શું આશ્ચર્ય ?

'નંદ ઉદાર હોવાથી એમણે ખુબ દાનધર્માદિ ઉત્સવ કર્યો એમ કહ્યું.' પરંતુ એમાં પણ કાંઇ વિશેષ નથી. અતનુ (પુષ્કળ કિંવા મોક્ષ) ફળનું દાન કરવામાં શ્રેષ્ઠ એવા હરિની પ્રાપ્તિ થયા પછી નંદે વિપુલ દાન કર્યું એમાં આશ્ચર્ય જેવું શું છે ? કેમકે, જેના અંતરમાં હરિની પ્રાપ્તિ મ્હને થાઓ એવી ઇચ્છા ઉત્પન્ન થાય છે, તે પણ ઉદારતાથી નંદના કરતાંયે અધિક દાન ધર્મ કરે છે, એવું જગતમાં જોવામાં આવે છે, તો પછી

ત્હેમની (પરમાત્માની) પ્રાપ્તિ થયા બાદ દાનધર્મ કરવામાં નંદની શી ઉદારતા અને તેનું વર્ણન શું કરવું જોઇએ?

પરમાત્માના આવિર્ભાવથી ગોકુળનો વૈભવ ઉત્તરોત્તર વૃદ્ધિંગત થયો હતો, એ ઉપરથી કેટલાક સાધુ મહાત્માઓએ જે વર્ણન કર્યું છે કે, 'જેને પરમાત્માની પ્રાપ્તિ થાય છે, તે અર્થહીન (દરિદ્રી) થાય છે,' તે મિથ્યા અને વ્યર્થભ્રાંતિદાયક છે એમ જાણવું. એ ગોકુળમાં જો સર્વ સંપત્તિની સમૃદ્ધિ થઇ, તો આ ગોકુળ (દેહેન્દ્રિયાદિ સંઘાત)ને વિષે પરમાત્માના આવિર્ભાવથી સંપત્તિરાહિત્ય કેમ સંભવી શકે? નહિજ. પરંતુ જ્ઞાનદષ્ટિ વિના આ ગોકુળની પરમાર્થ સમૃદ્ધિનું દર્શન થવું કઠીણ છે; કેમકે એની સ્થિતિ આંતરીય છે.

'નંદને પ્રતિવાર્ષિક ખંડણી ભરવાની ઇચ્છા થઇ,' એ ઉપરથી એમ સમજવું કે, દૈવવશાત્ જો કે કોઇને ઇશ્વરની પ્રાપ્તિ થઇ હોય, તો પણ પૂર્વવાસનાનું નિરસન થવું કઠીણ છે. એમ ના હોય, તો પોતાને ઘેર ભગવાન્ વાસુદેવ અવતીર્ણ થઇને તેને સુશોભિત કરી રહ્યા છે, એવા સમયે નંદને કંસની પાસે જવાની ઇચ્છા કેમ થઈ? અથવા, બુદ્ધિમાન્ પુરૂષે શ્રીપતિનું દર્શન થયું હોય, તો પણ પૂર્વવૃત્તિપર નિર્વાહ કરનારા જીવને ઇષ્ટ પદાર્થ એકવાર સમર્પણ કરીને તેનો પૂર્વવત્ ખુબ સત્કાર કરવો જોઇએ. ત્યારબાદ ત્હેણે શુદ્ધ થઇને અસુરોની દુષ્ટવૃત્તિનો અંગિકાર કરી આપણને અનેક ઉપદ્રવ કરવા માંડયો, તો પણ તેનાથી યત્કિંચિત્ પણ બાધા આપણને થશે નહિ. એ વેદપ્રતિપાદિત રહસ્ય સજ્જનોને વિદિત થાય, એ હેતુથી મહર્ષિ વ્યાસજીએ 'નંદે વાર્ષિક ખંડણી એકવાર સમર્પણ કીધી' એ પ્રકારના કથનથી તે વ્યકત કીધું છે, એમ સમજવું. કિંવા, એમ પણ સમજવું ઉચિત છે કે, રાજાની આજ્ઞા પૂર્ણ આનંદનો તિરસ્કાર કરનારી હોય છે. એમ જો ના હત, તો કંસનો ભયના માર્યા નંદ પૂર્ણ પરમાત્માના જન્મ સંબંધી આનંદોત્સવનો તિરસ્કાર કરીને મથુરામાં શું કરવા જાત? પુત્ર થતા પહેલાં નંદને દ્રવ્યાદિના ઉપર મમત્વ નહિ હોવાથી, દરિદ્રીની જેમ ત્હેમને કંસનો ભય લાગતો ન હતો. પરંતુ હવે તો પુત્ર થવાથી એમને સર્વ પ્રકારની શંકા ઉત્પન્ન થઇ અને તેની રક્ષાને કાજે દુષ્ટ કંસનું આશ્વાસન કરવાના હેતુથી નંદ પોતે મથુરા ગયા તે યોગ્યજ હતું.

'મથુરામાં નંદ આવ્યા છે એવી વસુદેવને ખબર પડી ત્યારે ત્હેમને મળવા સારૂ, જ્યાં તે ઉતર્યા હતા ત્યાં વસુદેવ આવ્યા, પરંતુ પોતાને ઘેર નંદને લઇ ગયા નહિ' એનું કારણ આવું સમજવું યુકત છે. વસુદેવ

વ્યવહાર ચતુર હોવાથી, ત્હેમણે વિચાર કીધો કે, મ્હેં મ્હારી અત્યંત પ્રિય વસ્તુ (પુત્ર) નંદની પાસે રાખી છે. તે કોઇના જાણવામાં ના આવે તેટલા ખાતર એમની સાથે વિશેષ બાહ્ય સંબંધ નહિ રખાય તો ઠીક થઈ પડે. કેમકે સંબંધ રાખવાથી લોકોને સંશય ઉપજે, અને કંસને પણ કદાચ ખબર પડી જાય. કંસનો ભય વસુદેવને વિશેષ હોવાથી, ત્હેમણે પોતાના મિત્ર નંદને પોતાને ઘેર આણ્યા નહિ, પરંતુ ત્હેમના સ્થાનપર જઇને મુલાકાત લીધી. અથવા વસુદેવે વિચાર કર્યો કે, મ્હારૂં મન ગંભીર છે, તેથી પરમાત્માનું ગૂઢ ચરિત્ર હું નંદને મ્હોડે નહિ કહી દઉં; પરંતુ સ્ત્રીના પેટમાં તથા મુખમાં કોઇપણ વાત છાની રહી શકતી નથી. નંદને હું મારે ઘેર લઇ આવું, અથવા દેવકીને એમને ઘેર લઇ જાઉં અને સ્ત્રી સ્વભાવને અનુસરીને તે જો પરમાત્માનું સર્વ ચરિત્ર એમને કહી દે, તો તેથી કાંઇને કાંઇ નુકશાનજ થાય; એટલા માટે તે એકલાજ નંદને મળવા સારૂ ત્હેમના સ્થાનપર ગયા, એ ભાવ સમજી લેવો.

'નંદને કુશલ સમાચાર પૂછવાનું કારણ'. યદ્યપિ વસુદેવ તત્વદૃષ્ટિથી પોતાનો પુત્ર જગત્પતિ છે તથા ખલનાશક છે, લક્ષ્મીપતિ છે ઇત્યાદિ જાણતા હતા, તેમ છતાં એમણે સર્વને માટે આદરપૂર્વક કુશલ પ્રશ્ન પુછ્યા. કેમકે, એમનું મન સર્વથા પુત્રપર હતું. એ ઉપરથી મમત્વમાર્ગનું ઉલ્લંઘન કરવું આ લોકમાં કેટલું બધું કઠીણ છે, તે સમજી લેવું.

'વસુદેવે નંદને ગોકુળમાં જલદી જવાનું કેમ કહ્યું?' તો સકલ સત્કર્મમાં પ્રાયઃ વિઘ્ન ઉત્પન્ન થાય છે, તોપણ દશ સાક્ષાત્કારનું ફળ આપનારા યોગમાં તો ખાસ કરીને વિશેષ અને નિશ્ચયપૂર્વક થાય છે; એજ હેતુને લઇને ગોકુળની રક્ષાને કાજે ત્હેમણે નંદને શીઘ્રગમન કરવાનું કહ્યું હતું.

નંદના ઉપદેશનું રહસ્ય એવું સમજવું કે, સુજ્ઞ તથા નયજ્ઞ (નીતિ વિશ.૨૬) મનુષ્યે દૈવયોગથી પ્રાપ્ત થનારૂં દુઃખ સહન કરવું જોઇએ. કેમકે તે શીઘ્ર નાશ પામે છે, અને તેનાથી આગળ સ્થિર તથા લોકોત્તર સુખ મળે છે. એજ ઉપદેશ નંદે વસુદેવને કર્યો છે, અને તેથી એમના મનનું સમાધાન પણ થયું હતું. એ લક્ષમાં રાખીને આપણે પણ ગોકુલસ્થ પરમાત્મા પ્રત્યે દૃષ્ટિ તથા મન રાખીને પ્રારબ્ધ સંયોગથી આવનારા દુઃખાદિ આઘાતને સહન કરીશું, તો ભવિષ્યકાળમાં સ્થિર સુખનો લાભ થશે.

॥ इति शिवम ॥

# અધ્યાય છઠ્ઠો.

**षष्ठे सख्युर्गिरा नंदो व्रजं गच्छन्मृतां पथि ।**
**दृष्ट्वा तु राक्षसीं तस्या मृत्युं श्रुत्वाऽथ विस्मितः ॥**

**અર્થ**:—આ છઠ્ઠા અધ્યાયમાં, વસુદેવના કહેવાપરથી નંદ ગોકુળમાં જતાં માર્ગમાં મરણ પામેલી રાક્ષસીને જોઇને તથા તેનું મરણ સાંભળીને વિસ્મિત થયો એવી કથા વર્ણવેલી છે.

નંદ મથુરાથી ગોકુળ જતી વખતે વારંવાર વસુદેવના ભાષણનું મનમાં ચિન્તવન કરતા હતા કે, એમણે કહેલી વાત (ગોકુળમાં ઉત્પાત થાય છે તે) મિથ્યા નહિ હોય; અને એથી તે ભયભીત થઇને સકલ દુઃખહર્તા પ્રભુને શરણ થઇને પ્રાર્થના કરવા લાગ્યા કે, હે પરમાત્મન્! જો કયાંઇપણ સંકટ ઉપસ્થિત થયું હોય, તો તેમાંથી તું ગોકુળની રક્ષા કરજે.

આણી તરફ કંસાસુરે નાનાં નાનાં બાળકોનો વધ કરવાને મોકલેલી પૂતના નામની રાક્ષસી, નગર ગ્રામ વ્રજ વગેરે સ્થાનોને વિષે બાળકોનો નાશ કરતી ધુમી રહી હતી. ત્હેણે માયાવડે સુંદર સ્ત્રીવેષ ધારણ કર્યો અને આકાશ માર્ગે નંદના ગોકુળમાં પ્રવેશ કીધો. પરમાત્માની લીલા શ્રવણ કીર્તન કર્યાથી રાક્ષસોની બાધા દૂર થાય છે, તો ત્હેનેજ પૂતનાથી શો ભય ઉત્પન્ન થવાનો હતો? જે સ્થળે પ્રભુનું શ્રવણ કીર્તન થતું નથી, તેજ સ્થાનપર રાક્ષસાદિકોનો પ્રભાવ ચાલે છે. અસ્તુ! ત્હેણે એવો તો ઉત્કૃષ્ટ સ્ત્રીવેષ ધારણ કર્યો કે એને જોનારને ગોપીઓને એવોજ ભાસ થયો કે સાક્ષાત્ લક્ષ્મીજ વખતે પોતાના પતિને જોવાને તો અહિં નહિ આવી હોય? તેથી કોઇએ પણ ત્હેને ઘરમાં પ્રવેશ કરતી વખતે પ્રતિબંધ કર્યો નહિ. આ પ્રમાણે તે દુષ્ટ રાક્ષસી નંદના ઘરના મધ્યભાગમાં પ્રવિષ્ટ થઈ, તો ત્યાં આગળ એક જગ્યાએ પારણું આવી રહ્યું હતું અને તેમાં એક બાળક સૂતું હતું તે ત્હેની નજરે પડયું. તે બાળક દુર્જનોનો સંહાર કરનારૂં હતું, પરંતુ ભસ્મમાંહેના અગ્નિની પેઠે ત્હેણે પોતાનું જાજ્વલ્ય તેજ ગુપ્ત રાખ્યું હતું, અને સામાન્ય બાળકની જેમ પોતાના ચરણનો અંગુઠો મુખમાં રાખીને તેને ચૂસ્યાં કરતું હતું તથા મંદમંદ હસ્યાં કરતું હતું. પરમાત્મા અખિલ પ્રાણીઓના અન્તર્યામી હોવાથી, તેઓશ્રી સમજી ગયા કે આ દુષ્ટ પૂતના બાળકોને મારી નાંખવાને એક નૂતન ગ્રહજ ઉત્પન્ન થયો હોય એમ પ્રતીત થાય છે. એ ઉપરથી સુંદર દેખાય છે ખરી, તોપણ એનું અંતર મલિન છે, એમ સમજીને ત્હેણે પોતાનાં નેત્ર ઢાંકી દીધાં.

પુતના કૃષ્ણ પરમાત્માના સ્વરૂપને ઓળખી ન હતી, તેથી ત્હેણે, જેમ કોઈ મૂઢ પુરૂષ સર્પને દોરી જાણીને તેને ઉંચકી લે છે, તેજ પ્રમાણે ત્હેને આ એક નાનું બાળક છે, એમ સમજીને પારણામાંથી બહાર કાઢીને પોતાના ખોળામાં લીધું. તરવાર જેમ ઉગ્ર હોય છે, પરંતુ મ્યાનમાં રહેલી હોવાથી ઉપરથી સૌમ્ય લાગે છે, તેજ પ્રમાણે પૂતનાનું અંતઃકરણ ઘણુંજ કઠોર હતું, પરંતુ બાહ્ય સૌમ્યભાવ ધારણ કરીને પ્રત્યક્ષ માતાની માફક તે પ્રેમ દેખાડતી હતી. એજ કારણને લીધે યશોદા રોહિણી ત્હેને 'આ છોકરાને ત્હમે કેમ ઉંચક્યો!' ઇત્યાદિ કાંઈપણ કહ્યા વગર તટસ્થ ઉભાં થઇ રહ્યાં હતાં. ત્હેના તેજથી એ બન્ને જણીઓ છક થઇ ગઇ હતી, તેથી કાંઇપણ બોલવાનું ત્હેમનામાં ધૈર્ય રહ્યું ન હતું પૂતનાએ કૃષ્ણને ખોળામાં લઇને ત્હેના મુખમાં વિષથી ભરેલું પોતાનું સ્તન આપ્યું, ત્યારે કૃષ્ણ એનો હેતુ ચેતી ગયા કે મ્હને મારી નાંખવનો એનો વિચાર છે. એમણે પોતાના બન્ને હાથવડે ત્હેના સ્તનને દૃઢ ઝાલીને તેનું પાન કરવા માંડયું, અને આખરે ત્હેના પ્રાણવાયુનું રહ્યાં પાન કરી ગયા. સમુદ્રનું પાન કરનારા અગરિતને વાવ કૂવા ઇત્યાદિ અલ્પ જલાશયનું પાન કરવું શું મુશ્કેલ લાગશે કે? તેજ પ્રમાણે જેણે અત્યંત બલાઢ્ય અને પાપી એવા દૈત્યોને મારી નાંખ્યા હતા. ત્હેને **अ–बला** (અલ્પબલવાળી) પૂતનાના પ્રાણવાયુનું પાન કરવું શું કઠીણ થઈ પડવાનું હતું? અસ્તુ!

જ્યારે અખિલ મર્મસ્થાનને વિષે અતિશય પિડા થવા લાગી, ત્યારે તો એ બરાડા પાડીને કહેવા લાગી, છોડ! છોડ! બસ થયું! ત્હેના શરીરપર ખુબ પરસેવો તથા કંપારી છુટયાં અને વારંવાર તે ઘણા જોરથી હાથ પગ પછાડવા લાગી તથા આંખ્યો ફાટારીને રડવા લાગી. ત્હેના આક્રોશથી લોક ભયભીત થઇને, આકાશમાંથી વજ્રપાત થયો કે શું એમ સમજીને પૃથ્વીપર ગબડી પડ્યા આ પ્રમાણે સ્તનના મર્દનથી વ્યથિત થએલી એ પૂતનાએ 'મરતી વખતે તો કપટ નહિ કરવું જોઇએ' એવા અભિપ્રાયથી પોતાનું સત્ય સ્વરૂપ પ્રગટ કીધું, અને પહેલાં જેમ વૃત્રાસુર ઇન્દ્રના વજ્રાઘાતથી હણાયો હતો, તેજ પ્રમાણે એ મ્હોઢું પહોળું કરીને તથા વાળ, હાથ, પગ પ્રસારીને જમીનપર ઢળી પડી. એના વિશાળ શરીરને લીધે છ કોસ સુધી જમીનપર આવી રહેલાં વૃક્ષ તૂટી પડયાં. એનું આવું ભયંકર રૂપ જોઇને ગોપાળો તથા ગોપીઓને ભય તેમજ કંપ ઉત્પન્ન થયો. ત્હેમણે કૃષ્ણને એનાં વક્ષઃસ્થળના ઉપર નિર્ભયપણે રમતા જોઇને ગભરાઇને ત્હેમને ઝટ ત્યાંથી ઉંચકી લીધા યશોદા, ગોપી અને રોહિણી વગેરેએ

કૃષ્ણના અંગપર ગાયનું પૂછડું ફેરવ્યું તથા ત્હેમને ગોમૂત્રનું સ્નાન કરાવ્યું અને લલાટાદિ બારે સ્થાનપર કેશવનારાયણ ઈત્યાદિ નામનો ઉચ્ચાર કરીને ગાયના પગની ધૂળ તથા ગોમયથી તિલક કરીને રક્ષાબંધન કર્યું. પછી યશોદાએ ત્હેમને સ્તનપાન કરાવીને સૂવાડ્યા.

આણી તરફ નંદ વગેરે ગોપાળ મથુરાથી ગોકુળ તરફ આવી રહ્યા હતા, ત્હેમને એ પૂતનાનું વિસ્તીર્ણ અને ભયંકર શરીર જોતાંવારને વિસ્મય થયું. ત્હેમને એમજ લાગ્યું કે, વસુદેવ મહાજ્ઞાની, તપસ્વી હોવા જોઇએ. તે વિના અંહી જે ઉત્પાત દેખાય છે તે જોયા વગર, એમને ખબર શી રીતે પડી ? અસ્તુ ! ચાલો, જલદી ચાલો, એમ કહેતા કહેતા તેઓ સઘળા ગોકુળની પાસે આવી પહોંચ્યા.

ગોકુળના લોકોએ કુહાડાથી પેલી પૂતનાના શરીરના ટુકડે ટુકડા કરી નાંખ્યા, અને તેમને દૂર લઇ જઇને કાષ્ઠ વગેરેથી બાળીને ભસ્મ કરી દીધા. તે શરીર સળગ્યું તે વખતે તેમાંથી ચંદનના જેવો સુગંધીદાર ધુમાડો નીકળ્યા કરતો હતો. શ્રીકૃષ્ણે સ્તનપાન કરેલું હોવાથી તે શરીરનું પાપ નષ્ટ થયું હતું, તેથી સુવાસિક ધૂપ નીકળતો હતો, એમાં આશ્ચર્ય સરખું કાંઈ નથી. પૂતના રકતપાન કરનારી, બાળકોને મારનારી રાક્ષસી હતી, અને ત્હેણે વધ કરવાના હેતુથી કૃષ્ણને સ્તનપાન કરાવેલું હોવા છતાં ત્હેને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થઇ. આ ઉપરથી પ્રીતિથી, અગર ભક્તિથી તથા વિશ્વાસપૂર્વક પોતાની પ્રિય વસ્તુ ભગવાનને અર્પણ કરનારા ભક્તને સદ્ગતિ પ્રાપ્ત થશેજ, એ કહેવાની શી અગત્ય રહે છે ? પરમાત્માના ચરણના માહાત્મ્યનું તે શું વર્ણન કરવું ? તે ચરણનો સ્પર્શ પૂતનાના શરીરને થયો હતો, અને તેઓ શ્રીએ સ્તપાન કરેલું હોવાથી એને માતાસમાન ગતિ મળી. તો પછી કૃષ્ણ પરમાત્મા જેમનું નિત્ય દુગ્ધપાન કરતા હતા, એવી ગાયોને તથા માતાને ઉત્તમ ગતિની પ્રાપ્તિ થાય એમાં તે શો સન્દેહ અગર આશ્ચર્ય. !! હે રાજા ! તે સર્વને અજ્ઞાનથી ઉત્પન્ન થનારા આ સંસારને વિષે ફરી કદી જન્મ ધારણ કરવો નહિ પડે, એમ ત્હારે નિઃસંશય સમજવું.

પૂતનાનું શરીર બળતું હતું અને તેમાંથી સુગન્ધિદાર ધુમાડો નીકળતો હતો ત્યારે તેની સુગન્ધ નાકને સ્પર્શતાંવારને નંદાદિ અખિલ ગોપાલોને આશ્ચર્ય ઉપજ્યું કે આ શું છે ? આ શું છે ? કયાંથી આવે છે ? એમ બોલતા બોલતા તેઓ ગોકુળમાં આવી પહોંચ્યા. ત્યારે ગોપાળાદિ લોકોએ નંદને, પૂતનાના આગમનથી આરંભ કરીને મરણપર્યન્તનો સર્વ વૃત્તાન્ત નિવેદન કર્યો અને બાળકની સુખરૂપતા જણાવી, ત્યારે તો ત્હેમને અત્યંત આશ્ચર્ય

લાગ્યું. નંદને તો એમજ થયું કે, સમુદ્રમાં ડુબતું હતું તે જહાજ કીનારે લાગ્યું, અગર મરણ કાળમાં અમૃતનો લાભ થઈ જાય તે પ્રકારે પોતાના પુત્રનું અનિષ્ટ દૂર થઇને ત્હેનો નવો અવતારજ થયો. ત્હેણે ઝટ જઇને છોકરાને ઉંચકી લીધો, અને ત્હેનું મસ્તક સુંઘીને મુખ ચુંબન કીધું ત્યારે ત્હેને આનંદ થયો. પરમાત્માનીજ કૃપા થઇ અને વિઘ્ન નષ્ટ થયું, એમ સમજીને ત્હેમની પ્રાર્થના કરવા લાગ્યા. આ પ્રમાણે બાળલીલામાંહેના આ પૂતના મોક્ષ નામના અદ્દભુત ચરિત્રને જે મનુષ્ય ભક્તિપૂર્વક શ્રવણ કરશે, ત્હેને પરમાત્મા પ્રત્યે અત્યંત પ્રેમ ઉપજશે અને પિશાચ, બાલગ્રહ ઇત્યાદિકોની પીડા ત્હેને કદી થશે નહિ.

---

## ભાવાર્થ દીપિકા.

ગોકુળમાં પૂતનાના આગમન તથા નાશથી શો બોધ સૂચવાય છે, તે પ્રથમતઃ સંક્ષેપમાં દર્શાવીશું. આ જગતમાં જ્યારે કોઇ મનુષ્યની પરમાત્મભક્તિને વિષે પ્રવૃત્તિ થાય છે, ત્યારે તે પોતાનું **ગો–કુલ** (દેહેન્દ્રિયાદિ સમૂહ) ત્હેમની સેવામાં અનુરક્ત કરે છે; પરંતુ તેમાં સુંદર સ્ત્રીરૂપી વિઘ્ન પ્રકટ થાય છે. તેમ છતાં જો ત્હેની પરમાત્મવિષયક નિષ્ઠા અંતરમાં દૃઢ થશે, તો પરમાત્મા અતુલ દયાવાન્ હોવાથી, એ વિઘ્નનો નાશ કરી દેશે. એ બોધ પૂતનાના આગમન તથા નાશ ઉપરથી સમજી લેવો. કેમકે, એ **ગોકુલ** (ગ્રામ) પરમાત્માને વિષે અનુરક્ત હતું, અને ત્યાં આગળ સુંદર સ્ત્રીરૂપી વિઘ્ન ઉત્પન્ન થયું હતું. તેમ છતાં પરમાત્માએ ત્હેની નિષ્ઠા જોઇને એનો નાશ કર્યો, એ યુક્તજ હતું. આચાર્ય કહે છે હે રાજા! મંત્રસમૂહ રાક્ષસોનો નાશ કરવાને સમર્થ નીવડે છે, એ વાત શ્રુતિ સ્મૃતિમાં તથા અનુભવમાં પણ પ્રસિદ્ધ છે. તેનું કારણ એ છે કે, એ મંત્રસમૂહને વિષે પરમાત્માના નામથી સુશોભિત એવાં પદ હોય છે. તો પછી, વિચાર કરો કે જ્યાં અલક્ષ્મીના નાશ કરનારા લક્ષ્મીપતિ પ્રત્યક્ષ સ્થિત છે, તે **ગોકુલ** નિર્ભય હોય, એમાં તે શો સંદેહ હોઈ શકે.?

પૂતનાએ વિચાર કર્યો કે, હું ખેચરી (આકાશમાં સંચાર કરનારી) છું, તો ગોકુળમાં પ્રવેશ કર્યાથી મ્હને શી હાનિ થવાની હતી? તથા ત્હેણે ધાર્યું કે નંદાદિ ગોપાળ મથુરા ગયા છે, અને ગોકુળ અખિલ અબલાવર્ગથી યુક્ત છે, તો આ સમયે આપણું કાર્ય સરશે. પરંતુ એ વાતનું ત્હેને ભાન રહ્યું નહિ કે, આ ગોકુલ અચ્યુતના બળથી સુશોભિત થયું છે,

તો ત્યાં જવાથી મ્હારી શી દશા થશે? તથા ગોકુળમાં (દેહેન્દ્રિયાદિ સંઘાતમાં) પ્રવેશ કરનાર સ્ત્રી હોય યા પુરૂષ હોય, આકાશ, સ્વર્ગ, ભૂમી, કે પાતાળમાં સંચાર કરનારો હોય, તોપણ ત્હેનો નાશ થયા વગર રહેશે નહિ. દેહેન્દ્રિયના ઉપર અહંમમભાવ રાખવો, એજ પ્રવેશ સમજવો, અને તે હાનિકારક છે તે પણ પ્રસિદ્ધ છે. એટલા માટે, ગો-કુલાતીત (દેહેંદ્રિયાદિથીપર) પરમાત્માને વિષે જ્ઞાનીઓની સ્થિતિ હોય છે.

'પૂતનાએ સુંદર સ્ત્રી વેષ ધારણ કર્યો;' તેનો ભાવ. આ જગતમાં ગોકુળ (ઇન્દ્રિયાદિકો)ને વિશેષ મોહિત કરવામાં બેજ હેતુ જણાય છે. એક સુવર્ણ અને બીજી અંગના. એ બન્નેથી મોહિત નહિ થનારા પુરૂષને સાક્ષાત્ મહેશ્વરજ કહ્યો છે. પૂતનાએ એવોજ વિચાર કરીને પોતે જાતે ગોકુળને વશીભૂત કરવાને કાજે અંગનાનું રૂપ ધારણ કર્યું. અર્થાત્ સ્ત્રીરૂપ અને તે પણ સુવર્ણ (ઉત્તમ સોનાસમાન રંગ) યુક્ત; પછી પૂછવાનું શું રહ્યું? બન્ને વસ્તુ એકત્ર હોવાથી ગોકુલ નિઃસંશય મોહ પામતાં મ્હારૂ કાર્ય સિદ્ધ થશે એવો ત્હેનો દૃઢ નિશ્ચય થયો.

'પરમાત્માની પાસે તે કેમ આવી?' તો, અનંગસંગ (કામયુક્ત સમાગમ)ને વિષે સંતોષ છે જેને એવી સ્ત્રી, જે પ્રકારે પતિસંનિધ પ્રાપ્ત થાય છે, તેજ પ્રમાણે પૂતના પણ અન્-અંગ-સંગ (શરીર સંબંધી સંતોષથી રહિત) થવાથી વિશ્વપતિની પાસે આવી પહોંચી.અનંગ (કામ) વાસના પતિથી પૂર્ણ થાય છે, તેજ પ્રમાણે અન્-અંગ (વિદેહમોક્ષ)ની વાસના વિશ્વપતિ વિના બીજું કોણ પૂર્ણ કરી શકશે? એ ભાવ, પરમાત્માએ ત્હેને અનંગ (દેહરાહિત્ય, મરણ) ફલ પ્રાપ્ત કરાવી દીધાપરથી જાણી લેવો.

'પૂતનાને ગોકુલમાં કોઇએ નિષેધ એટલે પ્રતિબંધ કર્યો નહિ,' તેનો ભાવ આવો જાણવો. વિધિ (દૈવ)ને આગળ કરીને નંદના ઘરમાં પ્રવિષ્ટ થએલી પૂતનાના શ્રવણમાં કોઇપણ નિષેધભાષણ (પ્રતિબંધક વચન) આવ્યું નહિ, તે ઉચિતજ સમજવું. કેમકે, ત્હેને દૈવયોગે મરવાનું હતું. તો ત્હેને નિષેધ કરવાની બુદ્ધિ કોને કેવી રીતે થઇ શકે? અર્થાન્તરથી સમજવું કે, જે કોઇ વિધિ (વેદનાં કર્ત્તવ્યબોધક વચન)ને અગ્રભાગમાં રાખીને, એટલે તેને જોઇને તે પ્રમાણે કર્મ કરે છે, અને ગોકુળ (દેહેન્દ્રિયાદિ સંઘાત)ને વિષે સ્થિત થાય છે, ત્હેના સાંભળવામાં નિષેધાત્મક (વેદનું અકર્તવ્ય બોધરૂપ) વચન આવતું નથી, તે યોગ્યજ છે. વિધિને અનુસરીને ચાલનરાને નિષેધ (નિન્દા) વચન કોણ કહેવાનું હતું? કોઇપણ નહિ. તથા કહ્યા વગર સાંભળશે પણ કોણ? કોઈ નહિ.

'પારણામાં પરમાત્મા પડ્યા પડ્યા પગનો અંગુઠો મ્હોંડામાં ઘાલીને ચૂસતા હતા અને હસતા હતા;' તેનો ભાવ આવો સમજવો. પિતાએ બાળકને જો કે આમ્રફલ (કેરી) આણી આપ્યું હોય છે, તેમ છતાં એને તેની મધુરતાનું ભાન નથી હોતું, અને એ તે ફલને મ્હોડામાં અડકાડતો સુદ્ધાં નથી, એવું જોવામાં આવે છે. પરંતુ તેજ ફળ જો પિતા ખાય, ચુસે તો તે બાળક ત્હેના હાથમાંથી ખેંચીને લઇ લે છે અને ખાય છે. તેજ પ્રમાણે એ પરમાત્મા જગતના પિતા હોવાથી, પ્રથમતઃ પોતાના ચરણના માધુર્યનો પોતે સ્વાદ ચાખે છે, અને સર્વ સાધારણને તેની મધુરતા વ્યકત કરી બતાવે છે; અને એજ કારણને લીધે સદ્ભકત, યોગી, સંન્યાસી વગેરે ત્હેમના ચરણને વિષે આસકત થાય છે.

કોઇપણ મનુષ્ય આનંદથી હસે છે, નહિ કે દુઃખને લીધે. પરમાત્માને એવો તે શો આનંદ થયો હશે, કે જેથી તેઓશ્રી હસતા હસતા પડી રહ્યા હતા? તો સાંભળો. જે પરમાત્મા યોગિઓના અણુ પરિમાણ ચિત્તરૂપી પારણાને વિષે સ્થિત થઇને આનંદિત થાય છે, ત્હેમને અહિંયાં અતિ વિસ્તૃત પારણું રમવાને મળ્યું, તો તેથી તેઓશ્રી હર્ષિત થઇને કેમ નહિ હસે? યોગિલોક વૃત્તિઓનો નિરોધ કરીને પરમાત્માને બળાત્કારે ચિત્તને વિષે સ્થિર કરી રાખે છે, અને અહીં તો સ્વેચ્છાથી મોટા પારણામાં આવીને સૂઈ રહ્યા હતા; તો સંકુચિત જગ્યાના કરતાં વિશાલ જગ્યાની સ્થિતિ આનંદપ્રદ હોય, એમાં તે શું આશ્ચર્ય? વળી વિશેષમાં આ વાતનો પણ ખ્યાલ કરો! યોગીઓનું ચિત્તરૂપી પારણું ગુણ (સત્વરજસ્તમાદિ) રહિત હોય છે, પરંતુ નંદના ઘરનું પારણું ગુણ (ખેંચવાની દોરી)થી યુકત છે; તથા ચિત્ત પારણું આગળ પાછળ જતું (હાલતું) નથી, પરંતુ અચલ ઉભું રહે છે; અને નંદના ઘરનું પારણું તો ચલાયમાન (હલાવે તો આગળ પાછળ આવજા કરનારૂં) છે; યોગીઓનું ચિત્ત જેમ અસત્ યાને નીચ ભાવના ધારણ કરતું નથી, તેજ પ્રમાણે નંદના ઘરનું પારણું પણ સદ્ભાવના (ઉત્તમ રંગ અને રત્નાદિથી) રચિત હોવાથી ઉત્તમ પ્રકારે સુશોભિત થએલું હતું, તો ત્યાંની ત્હેમની સ્થિતિ સુખાવહ અને હાસ્યયુકત કેમ ના હોઈ શકે?

'પરમાત્માને અગ્નીની ઉપમા કેમ આપી' તો, અત્યંત તાપ દેનારો, ચાહે તેવા હોમેલા પદાર્થને ભસ્મ કરનારો, ગમે તેટલું ખાધા છતાં અતૃપ્ત, એવો પ્રભાયુકત જે અગ્નિ છે, ત્હેની આગળ વિષની અગર બીજા દુષ્ટ વિષયોની (પદાર્થોની) શી યોગ્યતા? કાંઇપણ નહિ. આજ હેતુને લઇને શ્રી શુકદેવે પરમાત્માને જે અગ્નિની ઉપમા આપી તે હેતુનેજ સમજવી.

'પૂતના પાસે આવી, ત્યારે પરમાત્માએ ત્હેનો હેતુ સમજીને પોતાની આંખ્યો મીચી દીધી,' તેનો ભાવ દર્શાવીએ છીએ. દુષ્ટજનોની પાપકારિણી એવી સ્વેચ્છાપ્રવૃત્તિ હું પરમાત્મા જ્યારે સુઇ ન્હેલા જેવો થાઉં છું ત્યારેજ થાય છે, નહિ કે જાગૃતિમાં. આ પ્રકારની સ્થિતિ (નિદ્રા) પરમાત્માએ પૂતનાના સ્વૈર વિહાર કાળમાં ધારણ કરીને લોકોને બોધ કર્યો એમ સમજવું. અથવા બીજું કારણ આમ પણ હોઇ શકે. એ પૂતનાથી કેવળ પોતાની જાતનુંજ રક્ષણ કરવું, કિંવા ત્રિકાળને વિષે ઉત્પન્ન થએલાં એવાં ત્રિલોકીનાં અખિલ બાળકોનું પાલન કરવું? એ પ્રમાણે અંતર્દૃષ્ટિથી જાણી લેવાને ખાતરજ અતુલ દયાવાન, દીનરક્ષણ-તત્પર બાળકોનું કલ્યાણ કરવામાં જેમની દૃષ્ટિ છે, તથા દુષ્ટ નાશની દીક્ષા ગ્રહણકરનારા એવા પરમાત્માએ તે સમયે પોતાની આંખ્યો મીચી દીધેલી હોવી જોઇએ, એમ પ્રતીત થાય છે. કેમકે, કાંઇ વિચાર કરવો હોય ત્યારે માણસ પોતાની આંખ્યો મીચી દે છે, એવો વ્યવહારમાં અનુભવ છે, તેથી એ હેતુ યુકત જાણવો. કિંવા પૂતનાએ આ જન્મમાં તો સદ્ગતિ સંપાદન કરવા સારૂ અલ્પસ્વલ્પ પણ સાધન ભેગું કર્યું હોય એમ જણાતું નથી; પરંતુ આગલા જન્મમાંયે કાંઇક પુણ્યકર્મ એણે કર્યું છે કે નહિ? તેનો વિચાર કરવા ખાતરજ પરમાત્માએ આંખ્યો બંધ કરી દીધી હશે, એમ લાગે છે.

અથવા, પરમાત્માના ઉદરને વિષે અનંત બ્રહ્માંડ રહે છે; ત્યાંના લોકોને એવો ભય ઉપજ્યો કે, આ પૂતના સ્તનના દુગ્ધના નિમિત્તથી કૃષ્ણને વિષપાન કરાવવાનો ઉદ્યમ કરે છે, પરંતુ કૃષ્ણ પરમાત્મા જો વિષપાન કરશે, તો હમારી શી વલે થશે? પોતાના ઉદરસ્થ લોકોની આ પ્રકારની વ્યાકુળતા જોઇને, પરમાત્માએ તેઓને અભયપ્રદ વચન કહેવાના હેતુથીજ આંખ્યો બંધ કરી દીધી હોય, એમ લાગે છે. કિંવા, જે સ્ત્રી બહારથી કોમળતા દેખાડીને તથા લોકોના ઉપર માતાસમાન પ્રેમભાવ પ્રદર્શિત કરીને અંતરમાં વિષવત્ કઠોર ઘાતકી હોય છે, ત્હેનું મુખ પણ અવલોકવું નહિ. એ ભાવ લોકોને સમજાવવા સારૂજ પરમાત્માએ પોતાની આંખ્યો આચ્છાદિત કરી દીધી. અથવા પરમાત્માએ વિચાર કીધો કે, આ પૂતનાના તરફ જો હું કરૂણા દૃષ્ટિથી જોઇશ, તો એ પાપ રહિત થઇ જશે અને ઉગ્ર દૃષ્ટિથી અવલોકન કરીશ, તો એ ભસ્મીભૂત થશે; પરંતુ એ બન્ને રીત્યે એની હૃદયસ્થ વાસના અવશિષ્ટ રહે છે, અને તેનાથી એને ફરી જન્મની પ્રાપ્તિ તો થવાનીજ. પરંતુ તે નહિ થવી જોઇએ, એ હેતુથી

પરમાત્માએ તે સમયે ચક્ષુને સંમીલિત કરી દીધી, એમ જાણવું.

અથવા, વળી આ બાબતને પણ ખ્યાલ કરો! ચંદ્ર અને સૂર્ય પરમાત્માનાં ચક્ષુ છે, એમ વેદશાસ્ત્ર પુરાણાદિમાં વર્ણવેલું છે. ત્હેમણે વિચાર કીધો કે, આ પૂતના જો કે દુષ્ટબુદ્ધિ અને શત્રુનું હિત કરવામાં તત્પર છે, તો પણ પરમાત્મા સર્વતંત્ર સ્વતંત્ર હોવાથી એને ઉચ્ચ નીચ ચાહે તે ગતિ આપવાને સમર્થ છે. ભલે આપે! પરંતુ મુની, સજ્જન, યોગી ઇત્યાદિકોને યોગ્ય અને સ્તુત એવા મ્હારાં 'શરીરને ભેદન કરીને જવાનો' માર્ગ હું એને કદીપણ આપીશ નહિ. એજ હેતુથી પરમેશ્વરના નેત્રવડે વિરાજીત થનારા ચંદ્ર સૂર્યે પક્ષ્મ ( પાંપણ ) રૂપી દ્વાર બંધ કરીને તે માર્ગનું રક્ષણ કરીને પૂતનાનું નિવારણ કર્યું એમ સમજવું. કિંવા, જો કોઇ મનુષ્ય હિંસક લોકો પાસેથી વસ્ત્રાલંકાર દ્રવ્ય વગેરે સંપાદન કરીને પોતાની શોભામાં વૃદ્ધિ કરીને ઠાઠમાઠથી ફરે, તો તેવો પુરૂષ ભલે પોતાનો સજાતીય કયાં નહિ હોય, તો પણ પુણ્યવાન્ પુરૂષે ત્હેના મુખનું કદીપણ અવલોકન કરવું નહિ, એવી સજ્જનોની રીતિ છે. તે નિયમને અનુસરીને ઘાતકી પુતનાના કરતાંયે જેની શોભા ઉત્કૃષ્ટ જણાઈ આવે છે, એવાં જે ત્હેનાં નેત્રયુગ્મ ( બન્ને ચક્ષુ ) તેનું દર્શન કરવું નહિ, એજ હેતુથી પરમેશ્વરનાં નેત્રયુગ્મ તે સમયે બંધ થયાં, તે ઉચિતજ સમજવું. પુતનાએ કપટથી સ્ત્રીરૂપ લીધું હતું, તેથી નેત્રોની સુંદરતા થઈ હતી, પરંતુ વસ્તુતઃ ત્હેનાં નેત્ર ભયંકર હતાં. એથી જો કે તેઓ સજાતિય હતાં, તેમ છતાં ઈશ નેત્રે તેમનો તિરસ્કાર કર્યો, અને લોકોને એ બોધ કર્યો.

'ભગવાને પોતાના હાથવતી પ્રથમ પૂતનાનાં સ્તન મર્દન કરીને પછી તેનું પાન કર્યું,' તેનો હેતુ આવો સમજવો. વિષ, શત્રુ. અગ્નિ, ઋણ, રોગ ઇત્યાદિકોનો કિંચિત્ પણ અવશેષ રહે, તો તેનાથી મોટી હાનિ થાય છે; એમ જે શાસ્ત્રાદિમાં તથા લૌકિકમાં કહે છે તેમ ના થવા પામે એટલા માટે જો હું મર્દનપૂર્વક પાન કરૂં, તો સ્તનમાં લેશમાત્ર પણ તેનો અંશ રહેશે નહિ; એ હેતુથી એમણે એ પ્રમાણે કર્યું. અને એ વાત આપણા અનુભવમાં પણ આવે છે કે, હાથવડે મસળીને ખાધેલી કેરીમાં બીલકુલ રસ રહેતો નથી. અથવા, સકલ જગતના જીવનનો હેતુ એવો જે આ સ્તન તે દુષ્ટની સંગતિથી વિષદાન કરવાને ઉધુકત થયો છે, એવું જોઇને પરમાત્માએ દયારહિત થઇને તેનું મર્દન કર્યું, તે યોગ્યજ સમજવું.

'હવે પ્રાણ સહિત સ્તન પાન કરવાનો હેતુ' કહીશું. પૂતનાના જે પ્રાણો કાલકૂટ વિષના મારકવીર્ય (સામર્થ્ય)ને નિર્વીર્ય કરીને પોતે તેના

હૃદયમાં નિરૂપદ્રવ સ્થિતિથી રહ્યા છે, તેમનો જો હું સંગ્રહ કરૂં, તો મ્હને વિષની બાધા થશે નહિ. એમ વિચારીને પ્રાણસહિત તે વિષનું પાન કર્યું. શરીરમાં કિંચિત્ પણ વિષ પ્રવિષ્ટ થતાં પ્રાણનો નાશ થાય છે; પરંતુ પૂતનાના પ્રાણોનો, વિષસામર્થ્ય નષ્ટ કરવાનો ગુણ જોઇને પરમાત્માએ તેમનું અવલંબન કર્યું તે યુકતજ હતું. કિંવા શ્રી શુકદેવજીની ઉકિત એવી છે કે, 'પરમાત્માએ રોષયુકત થઇને ત્હેનું પ્રાણસહિત સ્તનપાન કર્યું.' એમાં એમ સમજવું ઉચિત છે કે, ક્રોધે સકલ પ્રાણોનું પાન કર્યું અને ભગવાને જાતે પયઃપાન કર્યું. પરમાત્મા ક્રોધ સંયુકત કેમ થયા ? તો એ પૂતનાના સ્તનમાં જો કે વિષ છે, તોપણ એણે માતૃસ્વભાવ ધારણ કર્યો છે, તેથી એ (સ્તન) અમૃતમય હશે એમ ધારીને મ્હારે પણ નિઃશંક પાન કરવું. કેમકે હાલ હું એના પુત્રભાવને પ્રાપ્ત થયો છું; પરંતુ એમ સ્તનપાન કર્યાથી માતૃહત્યા કરવી એ યોગ્ય કામ થશે નહિ. એવો વિચાર કરીને ભગવાન્ કૃષ્ણ ત્હેના પ્રાણ હરી લેવા માટેજ, તે વખતે ક્રોધયુકત થયા, તે યથાર્થજ જાણવું. કેમકે, ક્રોધનું પરાક્રમ કેવું છે, તે એમને વિદિત હતું. જગતમાં મનુષ્ય જે પોતાના અગર બીજાના પ્રાણની હાનિ કરે છે, તે બધો ક્રોધનોજ પ્રભાવ સમજવો. વળી બીજો આ પણ ચમત્કાર જુઓ! ચક્રી યાને સર્પ અને વિષ્ણુ. સર્પ ચક્રાકાર શરીર વેષ્ટન કરીને બેસે છે તેથી ચક્રી થયો, અને પરમાત્મા ચક્ર ધારણ કરે છે, માટે ચક્રી છે. તથા સુ-પર્ણ યાને વૃક્ષનું ઉત્તમ પત્ર અને ગરૂડ. એની સુવર્ણમય પાંખ હોવાથી, ગરૂડનું નામ સુ-પર્ણ છે. (એ પ્રમાણે ચક્રી તથા સુપર્ણ શબ્દના બબ્બે અર્થ કહેલા છે તે પરથી નીચેના અર્થની સુલભતા થશે) વાયુનું પાન ચક્રી (સર્પ) કરે છે, તે ઉપરથી પૂતનાના પ્રાણવાયુનો આહાર કરનારા ચક્રીજ થયા, એમ સમજવું. અને વસ્તુતઃ એ ચક્રી (વિષ્ણુ)જ હતા. પરંતુ એ ચક્રીમાં જે સુપર્ણ પ્રિયતા છે, તે માત્ર આશ્ચર્યાવહ ખરી!! ચક્રી (સર્પ) ને વિષે સુ-પર્ણ (વૃક્ષ પત્ર અને ગરૂડ)ને સારૂ પ્રેમ હોય, તો તે અદૃષ્ટશ્રુત આશ્ચર્યતા કેમ નહિ હોઈ શકે ? એના પરિહારમાં સમજવું જોઇએ કે, ચક્રી (વિષ્ણુ) ને વિષે સુ-પર્ણ (ગરૂડ) પ્રિયતા સ્વભાવિકજ છે, અને તે શ્રુતિ પુરાણાદિમાં પ્રસિદ્ધ પણ છે.

તથા જગત્પ્રાણ શબ્દના બે અર્થ થાય છે. એક જગત્‌ના (લોકોના) પ્રાણ અને બીજો વાયુ. લોકોનું જીવન વાયુ ઉપરજ અવલંબન કરે છે. અસ્તુ! પૂતના જગત્પ્રાણનો (લોકોના જીવનનો) નો નાશ કરતી હતી, અને કૃષ્ણે પણ જગત્પ્રાણ (પૂતનાના પ્રાણવાયુ)નો નાશ કીધો; એથી બન્નેનાં

કર્મ, અપરાધ સમાન થયા. તેમ છતાં મરૂતને કૃષ્ણ હિતકારી થયા, અને પૂતના શત્રુરૂપ થઈ એ આશ્ચર્યભર્યું છે! મરૂતના 'દેવ અને વાયુ' એવા બે અર્થ થાય છે. પરિહારમાં એમ સમજવાનું કે, કૃષ્ણે જગત્-પ્રાણ (વાયુ)નું પાન કરનારી પૂતનાને મારી નાંખી, તેથી મરૂત ( વાયુ ) ને આનંદ થયો, અને જગતનાં લોકોનો પ્રાણ નાશ કરતી હતી, તેથી એના મરવાથી મરૂતો (દેવો) ને તેઓશ્રી પ્રિય તથા હિતકારી થઈ પડયા, એમાં અચંબો પણ શાનો ? તથા પૂતના, મરૂત (દેવ અને વાયુ) ને અપ્રિય અને શત્રુરૂપ થઇ હતી, અને ત્હેના મરણથી ત્હેમને આનંદ થયો, એ ઉચિતજ છે. એમાં પણ વિસ્મય પામવા સરખું કાંઇ નથી. ઉપરોકત કથનમાં 'ચક્રી સુપર્ણ' તથા 'જગત્પ્રાણ મરૂત' એ શબ્દોની ચમત્કૃતિ છે, તે રસિક અને સુસંસ્કૃત વાંચકોને નિવેદન કરી છે. સામાન્ય જનતાને કઠીણતા લાગે એ સ્વભાવિક છે, તેમ છતાં અર્થાન્તર સુ-વ્યકત કરી બતાવવામાં આવ્યા છે.

પહેલાં ભગવાન શંકરે સમુદ્રના વિષનું પાન કર્યું હતું, તેજ પ્રમાણે યદુપતિએ પણ પૂતનાનું વિષપાન કર્યું; પરંતુ ત્હેને અતિ સંતોષપૂર્વક અમૃત ( મોક્ષ, સુધા ) આપીને, પરમાત્માએ પોતાના ઔદાર્ય અને દયાનો પ્રભાવ, શંકર કરતાંયે વિશેષ અખિલ લોકોને બતાવ્યો. શંકરે સમુદ્રનું વિષ પાન તો કર્યું હતું, પરંતુ તેને કાંઇ થોડુંજ અમૃત આપ્યું હતું ? નહિજ !

'પરમાત્માએ પૂતનાને મોક્ષ આપીને આ વાત સ્પષ્ટ કરી બતાવી કે, પ્રાણી દુર્માર્ગે ગમન કરતો હોય અથવા વિષમ સ્વભાવવાળો હોય, પરંતુ જો તે ચાહે તે બુદ્ધિથી યાને પ્રેમ દ્વેષભાવથી મ્હને અંતરને વિષે ધારણ કરવાવાળો હશે, તો હું ત્હેને તાત્કાળ ભવબંધનમાંથી મુકત કરૂં છું. અથવા, દુર્જન પ્રાણઘાત પર્યન્ત અપકાર કરવાની ઇચ્છાથી આપણા ઉપર કયાં નહિ આવી પડે, તોપણ જે પ્રમાણે ચંદન પોતાના કાપનારાને સુગંધ આપે છે, તેજ પ્રમાણે મનુષ્યે ત્હેનાપર ઉપકારજ કરતા રહેવું. આ પ્રકારનો પોતાનો ભાવ સત્પુરૂષોને સમજાવવા ખાતરજ પરમાત્માએ તે દુષ્ટ પૂતના ઉપર ઉપકાર કીધો અને ત્હેને ઉત્તમ ગતિ આપી, એ સિવાય બીજું શું કારણ હોઇ શકે ?

પરમાત્માએ ત્હેને જેવી વિષરહિત કીધી હતી, તેવીજ વિષયવાસના રહિત પણ કરી હતી. તથાપિ ત્હેનો દેહ જે અતિવિસ્તૃત વિષયમાં (છ કોસ પર્યન્ત દેશમાં) સ્થિત થયો, તેનો હેતુ પુર્વ સંસ્કાર સમજવા. જીવ-ન્મુક્ત પુરૂષોની વિષયવાસના નષ્ટ થતી હોવા છતાં, જયાંસુધી પૂર્વ સંસ્કાર રહેલા હોય છે, ત્યાંસુધી ત્હેમના દેહની સ્થિતિ વિષયપ્રદેશમાંજ રહે છે.

જગતમાં એવો કયો પ્રદેશ કઈ જગોએ છે, કે જ્યાં આગળ બીલકુલ વિષય નથી, જેથી જીવન્મુક્ત પુરૂષો ત્યાં આગળ નિવાસ કરી શકે? એ ભાવ પૂતનાનો દેહ વિષય (દેશ) માં સ્થિત હતો, તે ઉપરથી શ્લિષ્ટપદદ્વારા કહ્યો છે.

'પૂતનાનો દેહ ષટ્કોશપર્યન્ત પડયો', તેમાં આ ભાવ સમજી લેવો. આત્મા દેહથી ભિન્ન નથી, પરંતુ દેહરૂપજ છે, ઇત્યાદિ ભ્રમિત બુદ્ધિ મનુષ્યોના છ પ્રકારના મત છે. એ દુષ્ટ મતરૂપી તરૂનો ઉચ્છેદ કરવા ખાતરજ પૂતનાના દેહે પૂર્વ સ્વરૂપ ધારણ કરીને અટવીનાં છ કોસ પર્યન્તનાં વૃક્ષોનો ભંગ કર્યો હોય, એમ પ્રતીત થાય છે. કેમકે, એના દેહે પરમાત્માનાં પ્રત્યક્ષ દર્શન કર્યાં હતાં. સાક્ષાત્કારના અનુભવ વગર બીજાના મત, પછી ભલે તે દુર્મત હોય, તોપણ તેમનો ઉચ્છેદ કેવી રીત્યે થઈ શકે?

'પરમાત્માના નામ વડે ગોપીઓએ રક્ષાબંધન કર્યું; તેથી એમ સમજવું કે, પરમાત્મા જો કે ત્રૈલોક્યનું રક્ષણ કરનારા છે, તોપણ ત્હેમના નામથી ગોકુળમાં ત્હેમની રક્ષા થઇ. આ ઉપરથી એમ લાગે છે કે પરમેશ્વર કરતાંયે ત્હેમના નામમાં શક્તિ અધિક છે. વ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે પ્રત્યક્ષ રાજાના કરતાં તેના નામનો પ્રભાવ વિશેષ હોય છે. સૈનિક લોક રાજાના નામથી શત્રુને જીતે છે, પરતુ ત્યાં રાજા પ્રત્યક્ષ આવીને ઉભો હોય, તો તે કામ ત્હેનાથી થતું નથી.

'પૂતનાની દેહ સળગતી હતી, તેમાંથી સુગન્ધીદાર ધુમાડો નીકળ્યો, ત્યારે લોકોને ભારે વિસ્મય થયું.' પરંતુ જે દેહને પરમાત્માએ પોતાના હાથે સ્પર્શી હતી, તથા દૂધના નિમિત્તથી તે માંહેનો સકલ મલ હરી લઇને, તેને નિષ્પાપ કીધી હતી, તે દેહમાંહેથી કિંવા તત્સંબંધી કાષ્ઠમાંથી સુગન્ધીદાર ધૂમાડો નીકળે તેમાં શંકા કે આશ્ચર્ય શાનું? અથવા સાંભળનારાઓને વિસ્મય થવાનું પણ શું કારણ? પરન્તુ ઉપરોક્ત ભાવ નહિ સમજનારાઓને નાના પ્રકારની વિ-ભાવના ઉત્પન્ન થાય, તે પણ યથાર્થજ છે! સારાંશ, પૂતના જેવી દુષ્ટબુદ્ધિની આદિમભૂમિકા હતી, તેજ પ્રમાણે પરમાત્માએ ત્હેનો ઉધ્ધાર કરીને પોતાની કૃપાની અમર્યાદભૂમિ લોકોને પ્રદર્શિત કીધી.

॥ इति शिवम् ॥



## અધ્યાય સાતમો.

---

**उत्क्षिपन् शकटं व्योम्नि तृणावर्तमधिक्षिपन् ।**
**दर्शयन् विश्वमास्येच कृष्णः क्रीडति सप्तमे ॥**

અર્થ:—આ સાતમાં અધ્યાયમાં, શ્રીકૃષ્ણે શકટાસુરને ઉંચે ઉડાવી દીધો અને તૃણાવર્તને નીચે ગબડાવી પાડયો તથા માતાને મુખમાં જગત દેખાડી લીલા કરી એવી કથા કહેલી છે.

પરમાત્મા અનેક અવતાર ધારણ કરીને તેમાં જે જે લીલા કરે છે, તેનું શ્રવણ કાનને મધુર અને મનને આનંદદાયી થઇ પડે છે. તેના શ્રવણથી ઉદાસીનતા અને તેનાં મૂળ કારણરૂપ નાના પ્રકારની તૃષ્ણા નષ્ટ થઇને અન્તઃકરણ શુદ્ધ થાય છે. ત્યાર બાદ ઇશ્વિરના પ્રત્યે અચલભક્તિ ઉત્પન્ન થાય છે, અને ત્હેમના ભક્તની સાથે મિત્રતા બંધાય છે. હે મુનીશ્વર! અત્યારસુધીમાં આપે કહ્યું કે, પરમાત્માએ કૃષ્ણરૂપ લઇ મૃત્યુલોકને વિષે આવીને ત્હેમણે મનુષ્યજાતિને અનુરૂપ એવું પોતાનું વર્તન રાખ્યું હતું તથા એમના ચરિત્રનું પણ કાંઇક કથન કર્યું; પરંતુ હવે એમની બીજી અદ્‌ભુત બાલલીલા પણ વર્ણવો. કેમકે, મ્હારી જીજ્ઞાસા તૃપ્ત કરવાને આપ પૂર્ણ સમર્થ છો. મ્હારા ઉપર આપ કૃપા કરવા ઇચ્છતા હો, તો હરિની લીલાનુંજ કથન કરો.

આ પ્રમાણે પરીક્ષિત્ રાજાનો પ્રશ્ન શ્રવણ કરીને શુકાચાર્ય કહેવા લાગ્યા, હે રાજા! ત્રણ માસ પછી કૃષ્ણ ઉંધા થવા લાગ્યા, અને તે દિવસે એમનું જન્મ નક્ષત્ર હોવાથી, એમને મંગલસ્નાન કરાવવાનો વિચાર હતો. યશોદાએ ગોકુલની સ્ત્રીઓને બોલાવીને મહાન્ આનંદપૂર્વક ત્હેમના સમૂહમાં કૃષ્ણને તૈલાભ્યંગ સ્નાન કરાવ્યું. તે સમયે મંગલવાદ્ય વાગતાં હતાં, ગાયન પણ ચાલી રહ્યું હતું, તથા બ્રાહ્મણ સમુદાય મંત્રભણી રહ્યા હતા. સ્નાન કરાવ્યા બાદ ત્હેમની આંખ્યો આંજવામાં આવી, તથા શરીરે ગંધ વિલેપન કર્યું, અને ત્યાર પછી બ્રાહ્મણોએ સ્વસ્તિવાચનપૂર્વક ત્હેમને મંગલ આશીર્વાદ આપ્યો. બ્રાહ્મણોને નંદે અન્ન, વસ્ત્ર, માળા તથા ગોપ્રદાન વગેરે આપીને તેઓની સંભાવના કીધી. એટલામાં કૃષ્ણની આંખમાં નિદ્રા આવી જવાથી, યશોદાએ ગાડાની નીચે રાખવામાં આવેલા એક પારણામાં ત્હેમને સૂવાડી દીધા.

એ આનંદોત્સવના કાર્યમાં યશોદા તલ્લીન થઈ હતી અને પોતાને ઘેર આવેલા સર્વ સ્ત્રી પુરૂષોનાં માન સન્માન કરવામાં રોકાયલી હતી, તેથી આણી તરફ કૃષ્ણ રૂદન કરી રહ્યા હતા, તે એના સાંભળવામાં આવ્યું

નહિ. તે છોકરો સ્તનપાનની ઇચ્છાથી રડવા લાગ્યો અને રોતાં રોતાં પોતાના પગ ઉંચા કરીને નચાવવા લાગ્યો. એટલામાં ત્હેના પગના પ્રહારથી, જેની તળે તે સૂતો હતો, તે ગાડું ઉથલી ગયું, અને તેમાં અનેક પ્રકારના રસથી ભરેલા તાંબા પિત્તળ કાંસાનાં જે વાસણો હતાં તે સઘળાં નીચે ગબડી પડયાં, અને પૈડાં, ધૂસરી તથા જોતર ભાંગી ગયાં. ત્યાં સમારંભને સારૂં ભેગી થએલી ગોકુળની સ્ત્રીઓ તથા નંદાદિગોપ મંડળી વગેરે બધા માણુસો તે ગાડાંને ઉંધું વળી ગએલું જોઇને ગભરાઇ ગયા. તેઓ સઘળા માંહોમાંહે કહેવા લાગ્યા કે, આ ગાડું પોતાની મેળેજ શી રીત્યે એકાએક ઉંધું વળી ગયું ? કેટલાક જણ તર્ક કરીને કાંઇક કાંઈક કારણ કહેવા લાગ્યા, પરંતુ નિશ્ચયાત્મક ખાતરી નહિ થવાથી બધાજ સંશયમાં પડી ગયા અને ચારે બાજુએથી લોક ગાડાની આસપાસ વીંટળાઇ વળ્યા. ગાડું ઉંધું વળી ગયું તે વખતે કેટલાક છોકરાઓ ત્યાં આગળ નજીકમાંજ ઉભા હતા, ત્હેમણે ગોપાળોને તથા ગોપીઓને કહ્યું કે, આણે (કૃષ્ણે) જ રોતાં રોતાં પગ વડે ગાડું ગબડાવી પાડયું. પરંતુ ગોપાળોને એ વાત ખરી લાગી નહિ. તેઓ કહેવા લાગ્યા કે, આવા નાના બાળકના પગથી ગાડું ઉથલી પડે, એ સંભવતું નથી. તેઓને કયાં ખબર હતી કે એ અસાધારણ બાળક છે અને એનામાં અપરિમિત શકિત છે ?

યશોદાના મનમાં પિશાચ બાધાની કલ્પના ઉત્પન્ન થઇ. ત્હેણે ઝટ એમને ઉંચકી લઇને સ્તનપાન કરાવ્યું. બ્રાહ્મણોને પણ એમની અગાધ શક્તિ વિદિત નહિ હોવાથી, ત્હેમણે રાક્ષસઘાતક સૂત્રો વડે એમનું સ્વસ્તિવાચન કર્યું. ગોપાળોએ એમને પહેલાંની માફક સ્થાન પર બેસાડીને એમની ચોમેર અષ્ટ દિશામાં બલિસ્થાપન કરી દીધા તથા બ્રાહ્મણોએ પણ હોમહવન કરીને એમના મસ્તક ઉપર દંહી, અક્ષત, કુશોદક ઇત્યાદિ મંગળ પદાર્થ રાખી દીધા. બ્રાહ્મણ વગેરેમાં અસૂયા, અસત્ય, દંભ, હિંસા, ગર્વાદિ દોષ હોતા નથી, એવી નંદની નિશ્ચયાત્મક ખાતરી હોવાથી, તેઓના આશીર્વાદ સફલ થશે, એ હેતુથી ત્હેમની પાસે ઋગાદિ વેદોકત મંત્રો વડે અભિમંત્રિત એવા પવિત્ર ઔષધિયુકત ઉદકથી એમના પર અભિષેક કરાવ્યો તથા પુણ્યાહવાચન કરીને ત્હેમને ઉત્તમ અન્નદાનાદિથી સંતૃપ્ત કીધા; તેમજ વસ્ત્રાલંકાર ગોપ્રદાન વગેરેથી પણ તેઓનું સન્માન કર્યું. પછી બ્રાહ્મણોએ આશીર્વાદ દીધા. યોગજ્ઞ અને વેદજ્ઞ બ્રાહ્મણોએ આપેલાં આશીર્વચન કદી નિષ્ફળ નીવડતાં નથી. સારાંશ, પરમાત્માનું અનિષ્ટ ચિન્તન કરવાથી અધઃપાત થાય છે અને દુર્ગતિની પ્રાપ્તિ થાય છે, એ વાત શકટાસુરપરથી

વ્યક્ત થઇ. અસ્તુ !

એક વખત યશોદા પોતાના છોકરાને ખોળામાં બેસાડીને રમાડતી હતી, તેવામાં એકાએક તે છોકરો પર્વતના શિખર સમો ભારે લાગવા માંડયો, અને ત્હેનો બોજો એને દુઃસહ થઇ પડયો. ભારથી અત્યંત પીડિત થતાં, ત્હેણે એ છોકરાને જમીન પર મૂકી દીધો. પોતાનો પુત્ર સ્વયમ્ પરમેશ્વર હોવાથી, ત્હેના ઉદરમાં અનંત બ્રહ્માંડ નિવાસ કરે છે, એ વાતની યશોદાને ખબર ન હતી, તેથી એ આટલો બધો ભારભૂત કેમ થઇ ગયો, તેને માટે એને આશ્ચર્ય ઉપજ્યું તે યોગ્યજ હતું. અથવા એ કાંઇ અરિષ્ટ સૂચક ચિન્હ તો નથી ? એ કલ્પનાથી ત્હેણે પરમેશ્વરનું ધ્યાન અને પ્રાર્થના કીધી અને પોતે ગૃહ કાર્ય કરવા લાગી.

આણી તરફથી કંસે પોતાના સેવક તૃણાવર્ત્ત દૈત્યને એ છોકરાને મારવા સારૂ મોકલી આપ્યો હતો, તે આ વખત ગોકુળમાં આવી પહોંચ્યો હતો. ત્હેણે પ્રથમ એવી તો ધૂળ ઉરાડી કે, તેનાથી સકલ ગોકુળ આચ્છાદિત થઇ ગયું, અને કોઇને કશું પણ સૂઝતા લાગ્યું નહિ. ત્હેણે અષ્ટ દિશાને ગર્જના કરીને વ્યાપ્ત કરી દીધી, અને પોતે ચક્રાકાર વાયુ સ્વરૂપે આવીને જમીન પર ઉભો રહ્યો અને કૃષ્ણને ત્હેણે ઉંચકી લીધા. થોડાક વખત સુધી આખું ગોકુળ ધૂળ અને અંધકારથી આવૃત થઇ ગયું હતું. તૃણાવર્તે પત્થર, કાંકરા વગેરે ચારે તરફથી ફેંકવાનું શરૂ કર્યું હતું તેથી સઘળાજ ગભરાઇ ગયા હતા અને કોઇને પોતાનું તથા બીજાનું શરીર પણ દેખાતું નહિ. થોડીવાર પછી યશોદા પોતાના છોકરાને જ્યાં આગળ મૂકયો હતો ત્યાં આગળ જોવા લાગી, પરંતુ ક્યાંઇ નજરે નહિ પડવાથી તે એના ગુણનું સ્મરણ કરતી રડતી રડતી જમીન પર પડી રહી. ગાય પોતાનાં વાછરડાંનું મરણ થતાં જે પ્રમાણે આક્રોશ કરે છે, તેજ પ્રમાણે યશોદા વિલાપરવ કરવા લાગી. ત્હેનું રૂદન સાંભળીને ગોપીઓ ત્યાં આવી પહોંચી, અને નંદનો પુત્ર નથી જડતો, એવા સમાચાર સાંભળીને સઘળી દુઃખિત થઇ.

ચક્રાકાર વાયુનું રૂપ લેનારા તૃણાવર્તનો વેગ, કૃષ્ણને ઉપાડતાંની સાથેજ કમી થઇ ગયો હતો, તેમ છતાં મહા કષ્ટાવટે તે એમને લઇને આકાશમાં ગયો. કૃષ્ણના ભારથી ત્હેને એમજ લાગ્યું કે, મ્હેં શું આ પર્વતની પ્રચંડ શિલા તો નથી ઉપાડી ? એમના ભારથી પીડિત થતાં ત્હેણે એમને છોડી દેવાનો વિચાર કર્યો, પરંતુ કૃષ્ણે એને ગાળમાંથી પકડેલો હોવાથી, છોડવાનું પણ મુસ્કેલ થઈ પડયું. ગળામાંથી મજબુત પકડી રાખેલો

હોવાથી, એની સઘળી હીલચાલ બંધ થઈ ગઇ, આંખ્યો બહાર નીકળી પડી, અને પ્રાણ નિર્ગત થઇને તે છોકરા (કૃષ્ણ) સહિત ગોકુળમાં આવીને પડયો. પહેલાં ત્રિપુરાસુર જેમ મહાદેવના બાણથી છિન્નભિન્ન થઇને નીચે પડયો હતો, તેજ પ્રમાણે એ દુષ્ટ દૈત્ય આકાશમાંથી નીચે, જ્યાં સર્વ સ્ત્રીઓ રૂદન કરતી બેઠી હતી, ત્યાં આગળ આવીને પડયો, અને તેઓની નજરે પડયો. તેઓએ એની છાતીપર જ્યારે કૃષ્ણને જોયા, ત્યારે ત્હેમને ઝટ ઉંચકી લીધા, અને લાવીને યશોદાની પાસે મૂકી દીધા. આકાશ માર્ગે રાક્ષસ જેને ઉપાડી ગયો હતો, તે છોકરો સુખરૂપ પાછો આવ્યો, એ વાત મૃત્યુના મુખમાંથી છુટીને આવ્યા બરાબરજ થઈ, એમ સઘળા બોલવા લાગ્યા. નંદાદિ ગોપાળ અને યશોદાદિ ગોપિકાઓ અત્યંત આનંદિત થઇને પરમાત્માનો ઉપકાર માનવા લાગી.

કેટલાક કહેવા લાગ્યા, ભાઈ! એ દુષ્ટ ઘાતકી દૈત્ય પોતાના પાપેજ મરણ પામ્યો. સત્પુરૂષની દૃષ્ટિ સર્વત્ર સમ હોવાથી, તેઓ સંકટમાંથી નિર્મુકત થાય છે; એમાં અમને તો કશુંય આશ્ચર્ય સરખું લાગતું નથી. એમજ થવાનું!! કેટલાક બોલવા લાગ્યા કે, હમે જન્માન્તરમાં એવું તે શું તપ કર્યું હશે! અથવા ઇશ્વિરપૂજન, ઇષ્ટાપૂર્ત કર્મ વગેરે શું શું પુણ્યકર્મ કર્યાં હશે કે જેના પ્રભાવથી આ છોકરો મૃત્યુના મુખમાંથી છુટીને પોતાનાં ઇષ્ટમિત્ર, જ્ઞાતિજન વગેરેને આનંદ આપવા સારૂ પાછો આવ્યો? આવાં અનિષ્ટ જ્યારે વારંવાર નંદની નજરે પડવા લાગ્યાં, ત્યારે વસુદેવનાં ભાપણને માટે એમને અધિક આશ્ચર્ય તથા મહત્વ પ્રતીત થવા લાગ્યું. શુકાચાર્ય કહે છે કે, હે રાજા! તૃણાવર્ત આવ્યો, ત્યારે પોતે કેવા અને કેટલા ભારે થયા હતા, તે યશોદાને દેખાડવા સારૂ કૃષ્ણે એક ચમત્કાર બનાવ્યો.

એક વખત યશોદાએ પોતાના બાળકને ખોળામાં બેસાડયો હતો, અને પ્રીતિપૂર્વક તે એને સ્તનપાન કરાવી રહી હતી. ધાવી રહ્યા બાદ, કૃષ્ણ માતાના ખોળામાંજ હસતા રમતા પડી રહ્યા હતા, અને યશોદા ત્હેમનું હાસ્યયુકત મુખ જોઈ રહી હતી, એટલામાં કૃષ્ણને જૃંભા, (બગાસું) આવ્યું, અને ત્હેના મુખમાં અખિલ વિશ્વ એને પ્રતીત થયું. આકાશ, પૃથ્વી, સ્વર્ગ, નક્ષત્ર,ચક્ર, સૂર્ય, ચન્દ્રાગ્નિ, સમુદ્ર, દ્વીપ, પર્વત, નદીઓ, અરણ્ય ઇત્યાદિ સર્વ સ્થાવરજંગમ વિશ્વ ત્યાં એણે દીઠું. તે જોતાંજ એને ભારે આશ્ચર્ય ઉપજ્યું, તથા એના શરીરપરનાં રોમાંચ ખડાં થયાં અને તે પોતાની આંખ્યો મીચીને સ્વસ્થ બેસી રહી.

## ભાવાર્થદીપિકા.



પરમાત્માનું અખિલ ચરિત્ર પાપનાશક છે, તો પણ તેમાં જે શૃંગાર અદ્દભુતાદિ રસોત્પાદક અને ભક્તિપ્રધાન તથા જેના શ્રવણથી ચિત્ત અને કર્ણ સંતુષ્ટ થાય તેમ છે, તેવા ભાગનુંજ શ્રવણ અને ગાયન આદરપૂર્વક સજ્જને કરવું. આ પ્રકારનો આશય બહુધા રાજા પરીક્ષિતનો હોય એમ એની પ્રશ્નોક્તિ પરથી જણાઇ આવે છે.

'પરમાત્માને નિદ્રા આવી ગઇ' એમાં આવો ભાવ સમજવો. આ સર્વ લોક મ્હને તેલ વગેરે લગાડીને મંગલસ્નાન વગેરે કરાવે છે, તે શિષ્ટાચાર હોવાને લીધે કિંવા મ્હારા પર એમનો નિરૂપાધિક પ્રેમ છે તેથી? એ હું અન્ય કાર્ય તજી દઇને જોઉં છું. એ હેતુથી ત્હેમનો સત્યાસત્ય પ્રેમ જાણવા સારૂજ પરમાત્માએ એમજ સમજો કે પોતાની આંખ્યો બંધ કરીને પોતે સુઇ રહ્યા હોય, એવો ભાવ બતાવ્યો. વ્યવહારમાં પણ કોઈ માણસ કેવું કામ કરે છે, તે જોવું હોય, તો આપણે પોતે પણ ચૂપચાપ પડી રહીને નિદ્રા આવી ગઇ છે, એવો ભાવ દેખાડીએ છીએ તે પ્રમાણે. અથવા, નિદ્રાએ એવો વિચાર કીધો કે, પરમાત્મા લક્ષ્મીપતિના ઔત્થાનિક મંગલ કાર્યને કાજે ગોકુળની સકલ સ્ત્રીઓ આવેલી છે; તો પછી આપણે પણ તે સુખનો અનુભવ કેમ નહિ લેવો? ત્યાં આપણને જવામાં શી હરકત છે? એ હેતુથી તે ધીરે ધીરે આવીને પરમાત્માના નેત્ર પર બેઠી હોય એમ પ્રતીત થાય છે કે શું, એમ લાગે છે.

'પરમાત્માને સ્તનપાન કરવાની ઇચ્છા થઇ', તેમાં આ ભાવ સમજવો. કોઈ મનુષ્ય મ્હારો ઉત્સવ કરે અને મ્હને કશુંય નિવેદન નહિ કરે, તો તે સમારંભ મ્હારી સંતુષ્ટતાને ખાતર થતો નથી. એ પ્રકારનો પોતાનો અંતર્ભાવ પૃથ્વી પરના લોકોને બોધિત કરવા ખાતરજ, પરમાત્મા તે વખતે દુગ્ધપાન કરવા સારૂ સ્પૃહાયુક્ત થઇને રૂદન કરવા લાગ્યા. કેમકે, તેઓશ્રીજ સ્વહિતનો માર્ગ સૂચવનારા છે.

'કૃષ્ણે પોતાનાં ચરણ ઉંચા કરીને નચાવ્યાનો હેતુ'. **પદ્ભ્યાં ભૂમિ** : એ શ્રુતિમાં પરમાત્માના પગમાંથી પૃથ્વી ઉત્પન્ન થયાનું કહેલું છે. તે પરથી પૃથ્વી પગની કન્યા થઇ. કૃષ્ણને પૃથ્વીનું રક્ષણ કરવાનું હતું, તેથી ત્હેમણે પગને એવું સૂચવ્યું કે, ત્હમારી કન્યાનું રક્ષણ કરવાના કાર્યમાં ત્હમારે મ્હને સહાય કરવી ઉચિત છે. તે સાંભળતાંજ પગ આનંદથી નાચવા લાગ્યા, અને અસુરને મારવાને તૈયાર થયા.

'પગ વડેજ તાડન કરીને શકટાસુરને શા માટે માર્યો?' તો, અવિનાશી એવું જે સુખ તેને આવૃત કરી દે છે તેથી જેનું નામ શકટ (**शं सुखं कटयति**) અર્થાત્ મોહ અજ્ઞાન ઇત્યાદિ છે, તે મ્હારી સન્મુખ કેમ ઉભા રહી શકે? નહિજ. એટલા માટે, પાદપ્રહારથી ત્હેનો નાશ કરીને પરમાત્માએ લોકોને એ ભાવ બતાવ્યો કે, મોહરૂપી શકટને મારવું હોય, તો મ્હારાપાદ (ચરણ)નો જ આશ્રય કરવો; અર્થાત્ ચરણની ભક્તિ કરવી. તેમ કર્યાથી હું પ્રસન્ન થઇને મ્હારા સાક્ષાત્કારને પ્રતિબંધક એવા મોહને ક્ષણ માત્રમાં મારી નાંખું છું.

'કૃષ્ણ પર્વતની પેઠે માતાના ખોળાપર ભારભૂત કેમ થયા?' તો, ધનુર્વિદ્યામાં પ્રવિણ એવા ક્ષત્રિયોએ, પર્વતાસ્ત્રવડે વાતાસ્ત્ર નિષ્ફળ થાય છે, એવું વર્ણન કરેલું છે. કૃષ્ણને એ વાતની ખબર પડી ચુકી હતી કે, હવે પછીથી કંસ તરફથી મ્હારા ઉપર જે શત્રુ આવવાનો છે, તે વાતચક્રના રૂપથી આવવાનો છે. એથી ત્હેના પરાભવને ખાતર એમણે પોતાનું રૂપ પર્વતના જેવું જડ (વજનમાં ભારે) કરી નાંખ્યું, તે યુક્તજ સમજવું. 'યશોદાએ કૃષ્ણને જમીન પર મૂકયા અને પોતે ગૃહકાર્યમાં નિમગ્ન થઇ.' એમાં એ વાત સ્પષ્ટ થઇ કે સ્ત્રીઓના સ્વભાવમાં પ્રપંચની આસક્તિ અપત્ય રક્ષણના કરતાંયે અત્યંત અધિક હોય છે.

'શકટાસુરના પછી તૃણાસુર કેમ આવ્યો?' શકટ નામ ગાડાનું અને તૃણ નામ ઘાસનું છે. કંસે પ્રથમ મોકલેલો અસુર ગાડાનું રૂપ લઇને આવ્યો હતો, અને ત્હેના પછી બીજો જે ભારે ક્રોધ સહિત આવ્યો, તે તૃણાવર્તના (ઘાસના વાયુમાં ચક્રાકાર ફરવાના) રૂપથી આવ્યો હતો. તૃણે (ઘાસે) વિચાર કીધો કે હું વન્ય અર્થાત્ વનને વિષે ઉત્પન્ન થએલ છું અને તેથી મૂઢપણ છું; તોપણ હું જે (ગાડા) પર આરૂઢ થઇને, ગામમાં આવીને સકલ ગો-કુલ (ધેનુ સમૂહ)ની [૧] 'તૃપ્તિનો હેતુ થાંઉ છું, તે શકટનો આ બાળકે નાશ કર્યો કેમ? સારૂં. હવે હું એનો નાશ કરૂં છું. એ દૃષ્ટિથી શકટની પાછળ તૃણનું ક્રોધપૂર્વક આગમન થયું, તે યુક્તજ જાણવું. (તૃણ અને શકટ એ પદના દ્વિઅર્થ ધ્યાનમાં રાખવા.

'તૃણાસુરે સકલ ગોકુળને પાષાણ તથા ધૂળથી આવૃત કેમ કરી દીધું?' તો સાંભળો. મ્હારૂં નામ ધારણ કરનારા તૃણે અખિલ ગો-કુલ (ધેનુસમૂહ)

---

૧ વનનું ઘાસ ગાડામાં ભરીને ગામમાં લાવવામાં આવે છે, અને તે ખાધાથી ગાયોની તૃપ્તિ થાય છે. તે પ્રસિદ્ધ છે. તેના ઉપર આ કલ્પના કરેલી છે.

ને પોતાનો દેહ અર્પણ કરીને સંતુષ્ટ કરેલો હોવા છતાં એ ગો-કુલ (ગાયોનો સમૂહ અને ગામ) નિત્ય મ્હારા વૈરી (કૃષ્ણ)ને સેવે છે. તેની શી ચિન્તા છે? હમણાં હું એનો નાશ કરી દઉં છું. એ વિચારથી તૃણાસુરને ક્રોધ ઉપજ્યો, અને ત્હેણે અખિલ ગોકુળને પાષાણ તથા ધૂળની વૃષ્ટિવડે આચ્છાદિત કરી દીધું હોય એમ લાગે છે. નહિ તો અખિલ ગોકુળને એવી પીડા કરવાનો બીજો હેતુ શો હોઈ શકે? એકલા કૃષ્ણનેજ મારવાનો એ વિચાર કરત.

'તૃણાસુરે કૃષ્ણને ઉપાડી લીધા અને આકાશમાં ગમન કર્યું,' એમાં પરમાત્માએ આ ભાવ પ્રદર્શિત કર્યો છે. ભલે દુર્જન આપણે ઘેર આવ્યો હોય, તોપણ સજ્જને પ્રથમ ઉભા થઇને ત્હેનો સત્કાર કરવો. ત્યાર પછી જો તે પોતાનું દુષ્ટત્વ દેખાડે, તો તાત્કાલ આપણે ત્હેને પણ મારી નાંખવો. એવો ન્યાય લોકોને સમજાવવાના હેતુથીજ પરમાત્મા પ્રથમ તૃણાસુર આવતાંવારને ઉઠી ગયા, અને ત્યાર બાદ ત્હેને એમણે મારી નાંખ્યો. એમ જો ના હોય તો કયાં તૃણ અને કયાં ગિરિસમા ભારભૂત થએલા પરમાત્મા? તૃણવડે જો પહાડ ઉપાડી શકાય તેમ હોય, તોજ તૃણાસુરથી અચલ (સ્થિર, પહાડ) સ્વરૂપ પરમાત્માને ઉપાડીને લઇ જવાનું સંભવી શકે. એથી ઉપરોકત હેતુ યથાર્થ સમજવો.

'યશોદાને કૃષ્ણ કયાંઇ પણ જોવામાં આવ્યા નહિ. કેમકે કિંચિત્‌કાલ પર્યન્ત ગોકુળ ધૂળ અને અંધારાથી વ્યાપ્ત થઈ ગયું હતું.' આ ઉપરથી એમ સમજવાનું કે, ગોકુળ (દેહેન્દ્રિયાદિ સંઘાત)નો એ નૈસર્ગિક ધર્મ છે કે, આત્માને કદી નીરખવો નહિ. તેમાં જો એ રજ અને તમથી યુકત હોય તો પછી પૂછવાનું શું રહ્યું? સદાનંદરૂપ આત્મા (કૃષ્ણ)નાં દર્શન કેમ કરી શકે?

'આકાશમાં ગયા બાદ તૃણાવર્તને એમજ લાગ્યું કે મ્હેં આ કોઈ પ્રચંડશિલાજ ઉઠાવી છે કે શું?' યથાર્થજ. જે પુરૂષને હું (પરમાત્મા) જડ છું એવી પ્રતીતિ થાય છે, ત્હેને જડ રૂપજ જણાઉં છું; અને જેને હું ચેતનરૂપ છું એવી પ્રતીતિ થાય છે, ત્હેને હું ચેતનરૂપજ થાઉં છું. આ પ્રમાણે પોતાનો ભાવ વ્યકત કરવાને ખાતરજ પરમાત્મા ચેતનરૂપ હતા, તે છતાં એ જડરૂપ તૃણાવર્તને ત્હેની પ્રતીતિના અનુરૂપ જડશિલારૂપ થયા, તે યુકતજ જાણવું.

'અન્તકાલીન વાસનાની અનુરૂપજ ગતિ થાય છે,' એ નિયમાનુસાર, તે તૃણાવર્તે પરમાત્માનું શિલારૂપથી ધ્યાન કરીને પ્રાણ છોડેલો હોવાથી શિલા ઉપરજ એનો દેહપાત થયો, તે યુક્તજ સમજવું. તથા 'શંકરના બાણથી

ત્રિપુરાસુર સમાન' એવી જે શુકદેવે ઉપમા આપી છે, તેમાં શિવ વિષ્ણુના અભેદ ભાવનું સ્પષ્ટીકરણ કર્યું કે, પહેલાં જેમણે ત્રિપુરનો નાશ કર્યો હતો, ત્હેમનેજ પ્રકૃત સ્થળમાં તૃણાસુરના પ્રાણનાશક સમજવા. (હરિહર ભક્તિ-રહસ્યમાં એ વાત વિસ્તારપૂર્વક વર્ણવી છે, તે ત્યાં જોઈ લેવી)

'તૃણાવર્તના પ્રાણનાશના નિમિત્તથી પરમાત્માએ એ નિરૂપિત કર્યું કે,' જો કોઇ હિંસક દુષ્ટ, મ્હારોજ આશ્રય કરનારા સજ્જનોના સાત્વિક વૃત્તિથી ઉલ્લસિત થએલા ગો-કુલ (ઇન્દ્રિય સમૂહ) ને રજતમના મિશ્રણથી (રાજસ તામસ વૃત્તિથી) પીડા પહોંચાડે, તો ત્હેને ગળામાંથી પકડીને શીઘ્રજ ત્હેને પ્રાણરહિત કરીને હું ગબડાવી પાડું છું. પ્રકૃત સ્થળમાં ગોકુળ (ગામ) સાત્વિક વૃત્તિવાળું હતું. તેથીજ પરમાત્માનો તેણે આશ્રય કર્યો હતો. પરંતુ જ્યારે તૃણાવર્તે ધૂળ અને અંધકારથી તેને પીડા કરવા માંડી ત્યારે પરમાત્માએ ત્હેને ગળામાંથી પકડીને તાત્કાલ પ્રાણરહિત કરીને ત્હેને જમીનપર ફેંકી દીધો. આ ઉપરથી ઉપરોકત ભાવ યથાર્થ છે, એમ સમજવું ઉચિત છે. બીજો આવો ભાવ પણ આ ચરિત્રમાં વ્યકત થએલો છે. આ ગો-કુળ (ઇન્દ્રિય સમૂહ) જ્યારે રજ અને તમથી ખુબ વ્યાપ્ત થાય છે, ત્યારે પર-માત્મા પાસે હોવા છતાંય દૃષ્ટિગોચર થતા નથી. પરંતુ તેમની શાન્તતા થતાં પરમાત્મા તાત્કાલ સાક્ષાત્ થાય છે. કેમકે, જ્યારે ધૂળ અને અંધ-કારની શાન્તિ થઈ, ત્યારેજ ગોકુળમાં શ્રીકૃષ્ણ, યશોદા વગેરે સ્ત્રીઓની નજરે પડયા હતા. આ પરથી એ ભાવ સત્યજ સમજવો.

'અષ્ટસિદ્ધિની પ્રાપ્તિને કાજે પરમાત્માને છોડીને અન્યનું ભજન કર-નારાઓને, આ તૃણાવર્ત્ત ચરિત્રમાં પરમાત્માએ એ દેખાડી આપ્યું કે' હું અષ્ટસિદ્ધિ યુકત છું; અર્થાત્ તેઓ મ્હારી દાસી છે; મનુષ્યને એ સિદ્ધિઓની ઇચ્છા હોય, તો મ્હારી આરાધનાવડે તેમની પ્રાપ્તિ થઇ શકે છે. હવે એમણે કયાં કયાં કર્મ કરીને કઇ કઈ સિદ્ધિ વ્યક્ત કરી બતાવી, તે ચમત્કારથી શ્લિષ્ટાર્થપૂર્વક કહેવામાં આવે છે. પ્રથમ અષ્ટસિદ્ધિઓનાં નામ વર્ણવીને પછી કર્મ કહીશું. અણિમા, મહિમા, ગરિમા, લઘિમા, પ્રાપ્તિ, પ્રાકામ્ય, ઇશિત્વ અને વશિત્વ ઇત્યાદિ.

(એ નામનો ક્રમ પરમાત્માના કાર્યમાં રહી શકતો નથી, એટલું ધ્યાનમાં રાખવું. જે જે કાર્ય ક્રમથી કર્યું છે, અને તેમાં જે સિદ્ધિનો સમાવેશ થતો હશે, તેનું નામ નિરૂપણ કરીશું. તેમ કર્યાથી ચરિત્ર ઉલટું થઈ શકશે નહિ અને સમજવામાં સુગમતા થઇ શકશે.)

૧. પ્રથમ માતાના અંકપર ગુરૂભાવ ધારણ કરીને ગરિમા સિદ્ધિ દેખાડી.

૨. તૃણાવર્ત્ત ઉપાડીને લઈ ગયો તે વખતે લઘુભાવ ધારણ કરીને લઘિમા સિદ્ધિ બતાવી. ૩ તૃણના શરીરના અણુ સરખા ટુકડા કરી દેવામાં અણિમા સિદ્ધિ વ્યક્ત થઇ. ૪. ત્હેના નાશમાં મહિમા (મોટાઇ) ધારણ કરીને મહિમા સિદ્ધિ દર્શાવી. ૫. ત્હેને મારી નાંખીને પૃથ્વી પરનાં સકલ લોકોની ઇચ્છા પૂર્ણ કર્યાથી પ્રાકામ્યસિદ્ધિ પ્રકટ થઇ. ૬ સ્વતઃમાં ઇશિત્વ હોવાથી ઇશિતા સિદ્ધિ અને ૭. સાધુઓના હૃદયને વિષે પોતાનું વશિત્વ દર્શાવવામાં વશિતા સિદ્ધિ જાણી લેવી. ૮. તથા ગોકુળવાસી જનોને ફરી પ્રાપ્તિ થઇ, તેમાં પ્રાપ્તિનામક સિદ્ધિ સ્પષ્ટ થઇ. સારાંશ, પરમાત્માને વિષે આ પ્રકારની અષ્ટસિદ્ધિઓની સ્થિતિ જોઇને, તત્પ્રાપ્ત્યર્થ એમનીજ આરાધના કરવી ઉચિત છે.

'માતાને વિશ્વદર્શન કરાવીને શું વ્યક્ત કર્યું ?' તો ગોકુલ (ઇન્દ્રિયાદિ સંઘાત)માં જો કે રજવત્ (ધૂળની પેઠે) રજોગુણ પ્રસૃત હોવા છતાં, જેનું હૃદય મ્હારા સ્વરૂપથી ભ્રષ્ટ થતું નથી, તે મનુષ્ય મ્હારા સ્વરૂપને વિષે અખિલ વિશ્વને અવલોકશે, એ વાત પરમાત્માએ સ્પષ્ટ કરી બતાવી. કેમકે, યશોદાના મનની એવીજ અચ્યુત સ્થિતિ ગોકુલમાં રજ (ધૂળ)ને પ્રસાર થવા છતાં પરમાત્માને વિષે હતી, તેથીજ શ્રીકૃષ્ણે પોતાના મુખમાં વિશ્વ રૂપ દેખાડ્યું. અથવા, સત્વગુણ વૃદ્ધિંગત થયા વિના હૃદયમાં નિર્મલ પ્રેમ-રસ ઉત્પન્ન થઇ શકશે નહિ, અને તે રસ પરમાત્માના અનુભવમાં આવ્યા વગર ત્હેમનાં વિશ્વરૂપનાં દર્શન થશે નહિ. એ નિયમાનુસાર યશોદાને હૃદયસ્થ રસ (દૂધ) અત્યંત નિર્મલ હોવાનો પરમાત્માને અનુભવ થયો હતો, તેથી એનું હૃદય સત્વપૂર્ણ થએલું છે, એવો ત્હેમનો નિશ્ચય થયો; અને પછી ત્હેમણે પોતાનું એ મુખ્યરૂપ જોવા લાયક છે, એમ સમજીને ત્હેને પોતાના મુખને વિષે પોતાનું મુખ્ય વિશ્વરૂપ બતાવ્યું તે યથાર્થજ સમજવું. કિંવા, હે કૃષ્ણ ! તું કેટલું દૂધ પીએ છે ? હવે બહુ થયું ! બસ બંધ કર પીવાનું ! એ પ્રમાણે જો કદાચ પોતાની માતા કહે, તો ત્હેને સમજાવવું જોઇએ કે, 'એ દૂધમાં અખિલ વિશ્વનો ભાગ છે. હું એકલોજ કાંઇ પીતો નથી.' એ હેતુથી એમણે પોતાના મુખમાં ત્હેને સકલ જગત્ દેખાડી દીધું; એ પણ યુક્ત છે.

અથવા, જે બે જણા પોતાની અંતર્ગત વસ્તુ પરસ્પરને આપે છે, દેખાડે છે, ત્હેમનોજ નિષ્કપટ પ્રેમ હોય છે. પરંતુ એક એમ કરે અને બીજો જો તે પ્રમાણે કરે નહિ, તો ત્હેને કૃતઘ્ની ગણવામાં આવે છે. એ રીત જાણતા હોવાથી, પરમાત્માએ

વિચાર કીધો કે, આ યશોદાએ મ્હને પોતાના હૃદયમાંહેતું દૂધ આપ્યું છે, અને હું મ્હારી હૃદયસ્થ વસ્તુ (જગત્) એને ના દેખાડું, તો કેવો કૃતઘ્ની થાઉં? એ હેતુંથી એમણે એ સમયે એને પોતાના અંતર્ગત વિશ્વનાં મુખને વિષે દર્શન કરાવીને કૃતઘ્નતા દોષ દૂર કર્યો હોય, એમ લાગે છે; અને એ દૃષ્ટિથી એ યથાર્થ માનવું પણ નિર્દોષ છે, એમ જાણવું. અથવા વાતચક્રરૂપ ધારણ કરીને તૃણાવર્તે મ્હારૂં હરણ કીધું એવું જોઇને, હે માતા! તું નાહક ભયભીત થઇ; પરંતુ ફરી કદી એમ ભયભીત થવું નહિ. જોઇલે આ મ્હારૂં મુખ્ય (શ્રેષ્ઠ અને મુખસ્થ) સ્વરૂપ! એ અનંત (અવિનાશી) અને અનેકરૂપ છે. એની આગળ તૃણાવર્ત સમા સેંકડો આવે, તોપણ મ્હને શી બાધા થઈ શકે તેમ છે? એ ભાવથીજ પરમાત્માએ એને વિશ્વરૂપ બતાવ્યું, તે ઉચિતજ સમજવું.

'રૂપ જોઇને, યશોદા આંખ્યો મીચીને બેસી રહી.' કેમ નહિ બેસી રહે? જે સ્વરૂપનાં દર્શન કરવાને મુનિસિંહ (શ્રેષ્ઠ)નાં દિવ્ય ચક્ષુ પણ અસમર્થ નીવડે છે, ત્હેનાં દર્શન કરવાની નાનાં હરિણબચ્ચાં સમાં યશોદાનાં નેત્રોની શી ગુંજાશ હોઇ શકે? એથી કરીને તે નયન નિમીલિત કરીને સ્વસ્થ બેસી રહી, તે યોગ્યજ હતું. મહા બળવાન્ સિંહની દૃષ્ટિ પણ જે વસ્તુને જોઇ શકતી નથી, તેને હરિણ બાલકની દૃષ્ટિ શી રીતે જોવાને સમર્થ નીવડે? એમાં સિંહ અને હરિણ એ શબ્દમાં ચમત્કૃતિ છે. યશોદા હરિણસમાં સુંદર નેત્રવાળી હતી, અને મુનિની દૃષ્ટિ નિર્મલ હોય છે, એથી સિંહ એ પદવડે એની શ્રેષ્ઠાર્થવાચકતા કથી છે. પરંતુ કહેવાનું તાત્પર્ય કાંઇ એવું નથી, કે મુનિઓનાં નેત્ર સિંહનેત્રસમાં હોય છે.

॥ इति शिवम् ॥

## અધ્યાય આઠમો.

**अष्टमे नामकर्मास्य बालक्रीडाकुतूहले ।**
**मृद्भक्षणादि योगे च विश्वरूपं निरूप्यते ॥**

**અર્થ**:—આ આઠમાં અધ્યાયમાં, ગર્ગાચાર્યે કરેલું શ્રી કૃષ્ણનું નામકરણ તથા બાલલીલાકૌતુકમાં મૃત્તિકાભક્ષણ સંબંધી કરેલો આરોપ દૂર કરવા માટે યશોદાને થયેલું વિશ્વરૂપદર્શન વર્ણવેલું છે.

શુકાચાર્ય કહે છે, હે રાજા! વસુદેવે પોતાના પુત્રોનો નામકરણ

સંસ્કાર કરવા સારૂ મોકલેલા યાદવોના ઉપાધ્યાય ગર્ગમુનિ એક વખત નંદના ગોકુળમાં આવ્યા. નંદે ત્હેમને જોઇ, ઉભા થઇને હાથ જોડી આસનપર બેસાડયા અને ઇશ્વર બુદ્ધિથી ત્હેમનું પૂજન કીધું. આ પ્રકારનું આદરાતિથ્ય કરીને નંદ બોલ્યા, હે બ્રહ્મનિષ્ઠ! આપ પૂર્ણ કામ હોવાથી, મ્હારાથી આપનું શું કાર્ય થઇ શકે તેમ છે? આપ સરખા મહાત્માનું પૃથ્વીપર જે પર્યટણ થાય છે, તે ગૃહસ્થાશ્રમી પુરૂષોના ઉપર અનુગ્રહપૂર્વક કલ્યાણ કરવાના હેતુથીજ થાય છે. ઇન્દ્રિયાદિકોને જેનું જ્ઞાન થવું કઠીણ છે, એવું જ્યોતિઃશાસ્ત્ર આપે નિર્માણ કરીને લોકોના ઉપર ઘણોજ ઉપકાર કર્યો છે. તેનાથી મનુષ્યને ભૂત ભવિષ્ય કાળના ફળનું જ્ઞાન થાય છે. આપ વેદવેત્તા હોવાથી આપને મ્હારી એટલી પ્રાર્થના છે કે, એ બન્ને છોકરાઓના નામકરણાદિ સંસ્કાર આપ કરો. બ્રાહ્મણ સર્વ મનુષ્યોના જન્મથીજ ગુરૂ હોય છે અને એ સંસ્કાર કરવા એ ગુરૂનું કામ છે. આપ હમારા ગુરૂ હોવાથી, એ કામ કરવા મ્હેં આપને વીનવ્યા છે તે યથાર્થજ સમજવું.

ગર્ગ મુનિએ કહ્યું, હે નંદ! ત્હમારૂં કહેવું સત્ય છે, પરંતુ હું યાદવોનો ઉપાધ્યાય હોવાથી, ત્હમારા છોકરાઓના સંસ્કાર જો મ્હારા હાથે થાય, તો આ છોકરા વસુદેવના છે, એવી કંસના મનમાં શંકા ઉપજશે. દેવકીની છોકરી (યોગમાયા)નું ભાષણ સાંભળ્યું, ત્યારથી કંસના મનમાં એવો વિચાર આવ્યો છે કે, 'દેવકીનો આઠમો ગર્ભ સ્ત્રી સંતાન હોવું અયુકત છે, તે પુરૂષ સંતાનજ હોવું જોઇએ.' ત્હમારૂં તથા વસુદેવનું સખ્ય હોવાથી, એમનો પુત્ર ત્હમારા ઘરમાં હશે, એવો સંશય એના મનમાં ઉત્પન્ન થયો હશેજ; અને એમના સંસ્કાર હું કરીશ, તો એનો એ સંશય દૃઢમૂલ થશે. તથા તેટલા ખાતર એ જો એ છોકરાને મારે, તો એનો દોષ મ્હારે માથે આવશે.

નંદે કહ્યું, મહારાજ! એ વાતની ઘરના અગર બહારના કોઇપણ માણસોને ખબર નહિ પડે શકે, એવો બન્દોબસ્ત હું રાખું છું અને આપ એ પ્રમાણે ગુપ્તતાથી પુણ્યાહવાચનપૂર્વક, એ છોકરાઓના દ્વિજાતિને કરવાયોગ્ય તેટલા સંસ્કાર કરો. હે રાજા! ગર્ગના મનમાં તેઓના સંસ્કાર કરવાની ઇચ્છા હોવાથી, ત્હેણે નંદની પ્રાર્થના સાંભળીને એકાન્તમાં બેસીને તે બન્નેય છોકરાઓનું નામકરણ કર્યું. ગર્ગે કહ્યું, હે નંદ! આ રોહિણીનો પુત્ર પોતાના ગુણોવડે મિત્રાદિકોના મનને રમમાણ કરશે, માટે એનું નામ 'રામ' એવું થશે. એનું બળ અધિક હોવાથી, લોકો એને 'બળ' એ પ્રમાણે સુધ્ધાં કહેશે. યાદવોના ભેદભાવનું એ આકર્ષણ કરશે, માટે 'સંક-

પંણુ' એવું પણ એનું નામ થશે. ત્હમારા પુત્રના પહેલાં કૃતાદિયુગમાં શુકલ, રકત તથા પીત એવા ત્રણ વર્ણ હતા, પરંતુ હાલમાં એનો કૃષ્ણુવર્ણ હોવાથી, એનું 'કૃષ્ણ' એવું નામ પ્રસિધ્ધ થશે. એ પ્રત્યેક યુગમાં અવતાર ધારણ કરે છે. એ પહેલાં એકવાર વસુદેવના પુત્ર થયા હતા, તેથી એ વાતને જાણનારા કેટલાક પુરૂષો એને 'વાસુદેવ' એમ કહેશે. ત્હમારા પુત્રના ગુણ અને કર્મ અનેક હોવાથી, તેને અનુરૂપ નામ પણ ઘણા છે. તેમને હું અગર બીજા લોકો પણ જાણી શકતા નથી. એ કૃષ્ણ ત્હમારૂં કલ્યાણ કરશે, અને ગોકુલને તથા ગોપાળોને ઘણો આનંદ આપશે. એમને લીધે ત્હમારાં સકલ દુઃખો દૂર થશે. જે લોક એમના ઉપર પ્રીતિ કરશે, તેઓનો શત્રુવડે કદી પણ પરાભવ થઇ શકશે નહિ. હે નંદ! ગુણોથી, ઐશ્વર્યથી, કીર્તિ પરાક્રમ-વડે એ ત્હમારા પુત્ર નારાયણ સમાન છે, તેથી એમનું સાવધાનપણે રક્ષણ કરતા રહેવું. હે રાજા! આ પ્રમાણે નંદને કહીને ગર્ગમુનિ પોતાના સ્થાન-પર ચાલ્યા ગયા. ત્હેમના વચનથી નંદને ઘણોજ આનંદ થયો, અને તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યા.

થોડા દિવસ પછી ગોકુળમાં રામ અને કૃષ્ણ હાથવડે ઘુંટણીએ ચાલવા અને રમવા લાગ્યા. પછી બન્ને પગ જેમ તેમ ઘસડતા ઘસડતા ગોકુળના કાદવમાં બન્ને જણા દોડવા લાગ્યા. દોડતી વખતે પગના તથા કમ્મરના ભૂષણાદિકોના મનોહર શબ્દથી ત્હેમના મનને આનંદ થતો હતો. કોઇ મનુષ્યને જતો દીઠો કે ત્હેની પાછળ બે ચાર પગલાં તેઓ જતા અને ભયભીત થઇને રોહિણીની પાસે પાછા આવતા રહેતા. તે વખતે ત્હે-મની બન્ને માતાઓ ત્હેમને પ્રેમપૂર્વક આલિંગન કરીને ત્હેમના મુખમાં સ્તન મુકતી અને તેઓનાં મંદહાસ્યયુકત તથા અલ્પ દંતપંકિતથી સુંદર દેખાતા મુખને નીહાળીને આનંદ પામતી. રમતી વખતે તેમના શરીરે લાગેલો કાદવ પોતાના વસ્ત્રવડે લુંછી નાંખતી. આગળ જતાં જ્યારે તેઓ મોટા થયા, ત્યારે તો ગાયનાં વાછરડાંઓનાં પૂછડાં પકડીને ચારેમેર દોડવા લાગ્યા. કેટલીક વાર એ ગાયનાં વાછરડાં કૂદતાં અને એ બન્નેને પોતાની પાછળ આમતેમ ઘસડી લઈ જતા. ગોપીઓને ત્હેમની આવી બાલલીલા જોવામાં કૌતુક ઉપજતું, અને તેઓ પોતાનાં ઘરનાં કામકાજ છોડીને જોવાને આવતી અને ખુશી થતી. એ બન્ને છોકરા ઘણા ચપળ હોવાથી, ત્હેમની માતાઓને પશુ, અગ્નિ, ખડ્ગ, જળ, પક્ષી, કંટક વગેરેમાંથી ત્હે-મને સમાલવાનું તથા ઘરકાજ કરવાનું ઘણું અશકય થઇ પડવા લાગ્યું. આમ તેઓના ગૃહસૌખ્યની સીમા રહી ન હતી. હે રાજા! અલ્પ સમયમાં

રામ અને કૃષ્ણ આધાર વગર પોતાની મેળે પગવડે સહજ ચાલવા લાગ્યા. ત્યારે તો બલરામની સાથે ભગવાન્ કૃષ્ણ ગોકુળના નાના નાના બાળકોને લઇને ગોપીઓને આનંદ ઉપજાવતા રમવા લાગ્યા. હવે પ્રથમતઃ કેટલીક ગોરસ ચોરીની લીલા કેવી રીત્યે કરી હતી તે બતાવીશું.

એક દિવસ સકલ ગોપાળ બાળકોને સાથે લઇને કૃષ્ણ જ્યારે ચોરી કરવા સારૂ નીકળ્યા, ત્યારે ત્હેમણે એ લોકોને કહ્યું, ભાઇઓ! આપણે આપણી સાથે કાંકરા, ગોખરૂ, ઉંચી ઉંચી લાકડી, તથા કપડછાણ માટી ઈત્યાદિ સામાન લેતા જવું. કોઇએ બોલવું નહિ અને કમ્મર બાંધીને તૈયાર રહેવું. તે સાંભળીને બાળકોએ પૂછ્યું કે, હે કૃષ્ણ! ચોરી કરવા સારૂ એ સમાનની શી જરૂર છે? કૃષ્ણે કહ્યું, સાંભળો! ઘરમાં ઘુસ્યા બાદ બન્ને બાજુએ કાંકરા ફેંકી દઇશું, તો તેનાથી વાસણોનો અવાજ સંભળાશે. ખાલી પાત્રનો અવાજ 'ખણખણ' થશે અને ગોરસ વગેરેથી ભરેલાનો 'ડબડબ' થશે. તેનાથી વાસણ ખાલી યા ભરેલું છે તેનું આપણને જ્ઞાન થશે, અને ઝટ લાવવાનું સુગમ પડશે. હવે કદાચ આપણાં પગલાંનો અવાજ સાંભળીને ગોપી જો દોડી આવે, તો તે વખતે આપણે આપણી પાસેનાં ગોખરૂ આગળ ફેંકવાં. તેઓ એના પગને કાંટાની પેઠે ખુંચશે અને તેથી આપણને એ પકડી શકશે નહિ. કોઇ ગોપી કદાચ પોતાને પગે ગોખરૂ લાગવા છતાં આપણને આગળ આવીને પકડી શકે, તો તે આપણી પાસે આવે કે તરતજ આપણે ત્હેની આંખ્યોમાં કપડછાણ કરેલી માટી ઝટ કરતી કે ફેંકી દેવી. એટલે તે પોતાની આંખ્યો ચોળવા મંડી જાય તેટલીવારમાં આપણે નાસી છુટવું. મોટી લાકડી રાખવાની મતલબ એ છે કે, શીકાં ઉપર અત્યંત ઉચ્ચ સ્થાનમાં દહીં, દૂધ રાખ્યું હોય, તો નીચેથી લાકડીનો સપાટો લગાવીને તે માટલામાં કાણું પાડવું અને તેની નીચે મ્હોં રાખીને ઉપરથી જે રસ ગળે તે પી જવો. આ પ્રમાણે સઘળાને સમજાવી દઇને કૃષ્ણની સ્વારી એક ગોપીના ઘરમાં, તે બહાર જમનાપર પાણી ભરવા ગઇ હતી, તેવો લાગ જોઇને પ્રવિષ્ટ થઈ.

ત્યાં શિકાઉપર ઉંચે દંહી દૂધ જોઇને કૃષ્ણે કહ્યું, હે બાળકો! પાટલા ઉપર પાટલા મુકો. તો હું તે ઉપર ચઢીને ઉંચો થઇને દૂધનું માટલું ફોડું અને તમને નીચેથી ગોરસનું પાન કરાવું. તેમ કર્યા બાદ, કોઇ દૂધ પીએ છે, તો કોઇ દંહી ખાય છે, એટલામાં ગોપી બહારથી આવી પહોંચી. ત્યારે કૃષ્ણ બોલ્યા, અરે નાસો, નાસો! ચપળતાથી સઘળા સોબતીઓ નાસી ગયા, પરંતુ કૃષ્ણને તે ગોપીએ પકડયા અને પૂછ્યું કે, તું કોણ

છે? અંહીયાં દૂધ માખણ ચોરીને ખાઈ જાય છે કેમ? કૃષ્ણે કહ્યું, તું ચોટ્ટી છે. મ્હારૂં નવનીત હું ખાઉં છું. તેમા તું કોણ પૂછનારી? ગોપી બોલી, હે ચોર! આ ઘર મ્હારૂં છે, તેને તું ત્હારૂં પોતાનું કહે છે? કૃષ્ણે કહ્યું, જરા વિચાર કરીને તો જો! આ શરીર પણ આપણું હોતું નથી, તો તું ઘર મ્હારૂં છે એમ કહે છે, તે સત્ય કેમ હોઇ શકે? કૃષ્ણે જ્યારે એ પ્રમાણે કહ્યું, ત્યારે ત્હેને એ વાત સાચી લાગી કે સકલ જગત્ નશ્વર છે, સ્વપ્નતુલ્ય છે. તેમાં મ્હારૂં શું છે? એક પરમાત્મા અવિનાશી છે. આમ વિચાર કરતાં કરતાં ત્હેની તદાકાર વૃત્તિ થઈ ગઇ, અને માખણ ખાઈ રહીને કૃષ્ણ ત્હેના હાથમાંથી નાસી છટકવાને તૈયાર થયા. તે ગોપી ફરી સાવધ થઇને કૃષ્ણને પૂછવા લાગી કે, આ ઘર મ્હારૂં નથી, તે તો જાણે સમજી, પણ ત્યારે છે કોનું? કૃષ્ણે કહ્યું, મ્હારૂં. ગોપી બોલી ત્હારૂં છે, તો કાંઇક નિશાની બતાવ. કૃષ્ણે કહ્યું, આકાશે જેટલા ઘર વ્યાપ્ત કરી દીધાં છે, તે બધા મ્હારાંજ છે. ગોપીએ કહ્યું ઠીક! પરંતુ આજ તો હું ત્હને યશોદાની પાસેજ લઇ જવાની છું. તું ગોકુળમાં બાળકોને સાથે લઇને ઘેર ઘેર ચોરી કરવાનો ઉદ્યમ કરે છે, પરંતુ એ શું ત્હને છાજે છે? મ્હારી પાસે માંગ્યું હત, તો હું ત્હને જોઇએ તેટલું માખણ, દૂધ, દહીં વગેરે ખાવા આપત. આમ તે બોલી રહી હતી એટલામાં કૃષ્ણે પોતાનો હાથ ત્હેના હાથમાંથી ઝટકો મારીને છોડાવી લીધો અને પોતે નાશી છુટ્યા. ગોપીએ કહ્યું, હે ચોર! હમણાં નાસી ગયો, તેમાં શું? ફરી મ્હારા હાથમાં આવશે, ત્યારે બતાવીશ.

પછી એક દિવસ એક ગોપીના ઘરમાં તે મંથન કરી રહી હતી, તે વખતે કૃષ્ણ આવ્યા અને આમ તેમ જોવા લાગ્યા. ત્યારે ત્હેણે પૂછ્યું, કેમરે ચોર? શું જુએ છે? કૃષ્ણે જવાબ દીધો કે, ત્હારી ગાયોનાં વાછરડાં જોવાને હું આવ્યો છું. આ વાછરડું કઈ ગાયનું છે? આ કોનું છે? ઇત્યાદિ પૂછતાં પૂછતાં કૃષ્ણે તેમનાં ગળામાંનાં દોરડાં છોડી દીધાં, એટલે તેઓ સઘળાં નાચવા કૂદવા લાગ્યાં, અને ઘરમાંથી બહાર નાસી છુટ્યાં. બંધન કોને પ્રિય હોય છે? પશુઓને પણ નથી હોતું. પરંતુ એક મનુષ્યજ તેમાં આનંદ માને છે; અર્થાત્ પશુઓ કરતાંયે વધી ગયા કે નહિ? અસ્તુ! ત્યારબાદ કૃષ્ણે ત્હેને કહ્યું, આ જો ત્હારા સઘળાં વાછરડાં છુટીને નાસી ચાલ્યાં. એવું જોઇને મંથન બંધ રાખીને તે વાછરડાં પાછળ દોડી, અને આણી તરફથી કૃષ્ણે ઘરમાં ધુસીને દૂધ દહીં ખાધાં તથા મંથનના માટલાં ફોડી નાંખ્યાં. એટલુંજ નહિ, પરંતુ ઘરમાં જેટલાં દૂધ દહીં હતાં

તે બધાંયનો નાશ કરીને પોતે ભાગી ગયા. આણી તરફ પેલી ગોપી વાછરડાંઓને લઇને ઘરમાં આવીને જોવા લાગી તો, મંથનનાં માટલાં અને બીજાં ઘરનાં ગોરસનાં માટલાં ફૂટેલાં તૂટેલાં પડયા છે, તથા દહી દૂધ તેમાંથી પાણીની જેમ વહી રહ્યાં છે, એવું દૃશ્ય ત્હેની નજરે પડયું. ત્યારે તો ત્હેણે વિચાર કીધો કે, જશોદા પાસે જઇને ફરીયાદ કર્યા વગર એનો બદોબસ્ત થઇ શકશે નહિ. મ્હારા હાથમાં એ કૃષ્ણ આવ્યો હત, તો હું એને બાંધી રાખત અને માર પણ મારત.

એક વખત એક ગોપીને ઘેર કૃષ્ણ ગયા, તો તે બહાર ગઇ હતી અને ત્હેની વહુજ એકલી ઘરમાં હતી. એમણે ત્હેને પૂછયું કે, ત્હારી સાસુએ માંખણ કયાં રાખ્યું છે તે બતાવ, સત્ય કહી દે. સાંભળતાવારને તે ભયભીત થઇ ગઇ અને ચૂપચાપ ઉભી થઈ રહી. એટલામાં કૃષ્ણે અંદર જઇને નવનીત શોધી કાઢયું તથા પોતે ખાઇને થોડુંક પેલી વહુને મ્હોંયે લગાડીને પોતે મુઠ્ઠીવાળીને નાસી ગયા. એટલામાં સાસુ આવી પહોંચી અને જુએ છે તો પોતાની વહુ મ્હોંડાપર લાગેલું માંખણ ફપડાવતી લુછી રહી છે, એવું ત્હેના જોવામાં આવ્યું. ત્યારે તો સાસુએ ધૂજારો કર્યો, દરરોજ ઘરમાંથી માંખણ તુંજ ચોરી ચોરીને ખાઇ જાય છે. મ્હને લાગતું હતું કે કૃષ્ણ ખાઇ જાય છે, પરંતુ આજે ત્હારાં ચરિત્ર પ્રત્યક્ષ નજરે પડયાં. એમ કહીને એ ત્હેને મારપીટ કરવા લાગી તો કૃષ્ણની સ્વારી તે વખતે બહાર ઉભીજ હતી. વહુએ કહ્યું, સાસુજી સાંભળો! આપની પાછળ કૃષ્ણે અંહી આવી ઘરમાં ઘુસી જઇને માંખણ શોધી કાઢયું અને ખાધું, તથા જતી વખતે મ્હારે મ્હોંડે લગાડીને પછી સટકી ગયા. ગોપીએ કૃષ્ણને જોઇને કહ્યું કે, ચોરી સરસ કરે છે. તુંજ માંખણ ખાઇને મ્હારી વહુને મ્હોંયે લગાડીને નાસી ગયો હતો કે નહિ? કૃષ્ણે કહ્યું, હું ત્હમારા આંગણા આગળ રમવા આવ્યો હતો, તે વખતે આ ત્હમારી વહુજ માંખણ ખાઇ રહી હતી. હું ત્હમને કહી દઉં માટે એજ મ્હારા મ્હોંયે માંખણ લગાડીને પછી ઘરમાં ભરાઈ ગઇ હતી. મ્હારા ઉપર ચોરીનું એ મિથ્યા તોહમત મૂકે છે,! પરંતુ માંખણ તો એણેજ ખાધું હતું. બરાબર સજા કરશો, તો ફરી આવું કર્મ કદી કરશે નહિ. ત્યારે તો તે ભોળી વહુ ઉપર છેડાઈ પડીને ક્રોધથી કહેવા લાગી, કૃષ્ણના ઉપર નાહક શું કામ ચોરીનું આળ મૂકે છે? મ્હારી ખાતરી છે કે માંખણ ત્હેંજ ખાધું છે. એટલું થયા બાદ કૃષ્ણ હસતા હસતા ઘેર નાશી આવ્યા અને માતા જસોદાની સોડમાં ભરાઇને સાધુની પેઠે શાંત બેસી રહ્યા.

પછી એક દિવસ એક ઘરમાં ગોપાળોને લઇને કૃષ્ણ ગયા અને દહીં દૂધ ખાવા તેમજ લૂંટવા લાગ્યા. ઘરની ધણીઆણી તે વખતે સૂઇ રહી હતી, તે એમની હીલચાલથી જાગી ઉઠી. જુએ છે તો કૃષ્ણ અને ગોપાળ ગોરસની ચોરી કરીને ખાય છે, એવું ત્હેના જોવામાં આવ્યું. ત્યારે ઝટ ત્હેમને પકડવા દોડી તો સઘળા નાસી ગયા અને કૃષ્ણ પાછળ હતા, તે એના હાથમાં આવ્યા. એ ત્હેમને કહેવા લાગી, કેમરે ચોર! બધાને સાથે લઇને ઘેરેઘેર ચોરી કરતો ફરે છે, એ શું ત્હને નંદ રાજાના પુત્રને ઉચિત છે? ઠીક હાથ આવ્યો. બધા નાસી ગયા, કેમ? જવા દે. મુખ્ય ચોર તું ઝલાયો, તે ઠીક થયું!! મન જીત્યા બાદ સકલ ઇન્દ્રિય વશીભૂત થાય છે, કિંવા સેનાપતિ હાથ આવ્યો એટલે ત્હેનો સકલ પરિવાર વશ થાય છે, અથવા સ્વરૂપ પ્રાપ્તિ થયા બાદ, શાંતિ, દયા, ક્ષમા, ઉપરતિ સ્વાભાવિક હાથ આવે છે, તેજ પ્રમાણે એક ત્હને પકડયો છે, તો બાકીના બધા પકડયા જેવાજ છે. હવે ત્હને યશોદાની પાસે લઇ જાઉં છું અને શિક્ષા કરાવું છું. એવું એનું ભાષણ બધું સાંભળ્યું અને કૃષ્ણ હસવા લાગ્યા. એમણે એના હાથમાંથી છુટવાને શો ઉપાય કીધો? તે જુઓ! કૃષ્ણે જે દૂધ પીધું હતું, તે મ્હોંડામાંજ રહેવા દીધું હતું. પરંતુ જ્યારે તે એમને ઘસડીને માતાની પાસે લઈ જવા મંડી, ત્યારે તો એમણે ઝટ કરતો કે એની આંખ્યોમાં દૂધનો કોગળો કીધો. એટલે તરતજ કૃષ્ણનો હાથ છોડી દઇને, એ આંખ્યો ચોળવા મંડી ગઇ. એટલામાં લાગ જોઇને કૃષ્ણ નાસી ગયા. આમ કૃષ્ણ ગોકુળમાં નાના પ્રકારની ગોરસની ચોરીની નિત્ય લીલા કર્યાં કરતા હતા, અને ગોપીઓને આનંદ આપતા હતા.

એક ગોવાળણ કૃષ્ણના હાથમાં સહજ પણ પોતાનું ગોરસ જવા પામે નહિ, તેવો બન્દોબસ્ત રાખતી હતી. માખણ, ઘી, દહીં, દૂધ વગેરેનો સંચય કરીને ત્હેણે માટલામાં મુકી દીધા અને તેમનાં મ્હોં મજબુત બાંધી દઇને, તે બધાંયને એક કાવડમાં મુકી છાંડયાં. રાત્રે પોતાના માથા આગળ કાવડ રાખીને તે સૂતી હતી, અને સ્હવારના પ્હોરમા મથુરા જઇને એ સર્વ વેચવાનો ત્હેનો વિચાર હતો. પરમાત્મા સકલ ચિત્ત પરીક્ષક હોવાથી, ત્હેમને એ વાતની ખબર પડતાં, એના ઘરમાં રાત્રે ત્હેમણે પ્રવેશ કીધો. પિંડ બ્રહ્માંડને નિર્માણ કરીને, તેમાં જે પ્રવેશ કરીને નીકળી જાય છે, તથાપિ કોઇને ખબર પડતી નથી, તે પરમાત્મા એ ગોવાળણના ઘરમાં પ્રવિષ્ટ થયા, તેની એને ખબર પડી નહિ, તેમાં તે શું આશ્ચર્ય? શ્રીકૃષ્ણે એના માથા પાસે મુકેલી ગોરસની ભરેલી કાવડ દીઠી અને તેને ઉઠાડી. તેમાંહેનાં પાત્ર-

માંથી દહીં, દૂધ, માખણ વગેરે સ્વાહા કરી જઇને ખાલી કરી દીધાં અને તેમાં સર્પ, વૃશ્ચિક, ગીલોડી, સરડા, દેડકા વગેરે જંતુ ભરી દીધા; તે પાત્રોનાં મુખ પહેલાંની પેઠે મજબુત બાંધી દીધાં, અને તેમની નિશાનીના જેવીજ ઉપર નિશાની કરી દીધી, અને પોતે ઉઠીને ઘેર જતા રહ્યા.

પ્રાતઃકાળમાં તે ગોવાળણ ઉઠી અને મથુરામાં જઇને. દહીં લ્યો દહીં,' 'દૂધ લ્યો દૂધ' એમ બુમ પાડવા લાગી. લોકપણ પાસે આવીને ભાવ પૂછવા લાગ્યા તથા માખણ, ઘી વગેરે છે કે નહિ તેની પૂછપરછ કરવા માંડી. ત્હેણે કહ્યું, સઘળું છે પૈસા લાવો અને જે જોઇએ તે ખરીદો. લોકોએ કહ્યું, દેખાડતો ખરી, દહીં કેવું છે, માખણ કેવું છે તે ? કાવડ નીચે મુકીને દહીદૂધનાં માટલાં ત્હેણે છોડયાં, એટલે તેમાંથી ભરાભર સર્પ વૃશ્ચિક વગેરે નીકળીને આમતેમ દોડવા લાગ્યા. બીજા નાનાં માટલાં હતાં, તેમાંથી ગિલોડી, સરડા વગેરે નીકળ્યા, અને તેઓ સઘળા લોકોના ઉપર દોડવા મંડયા. ત્યારે તો લોકો ત્હેને પત્થર, લાકડી વગેરે વતી મારવા દોડી આવ્યા અને કહેવા લાગ્યા કે, તું દુષ્ટ મહાપાપી છે. હમારા ગામમાં આવાં દુષ્ટ ઝેરી પ્રાણી લાવીને છોડી મુકયાં કેમ ? લોકો આમ મારવાને દોડી આવ્યા, ત્યારે એ પણ કાવડ પડતી મુકીને ત્યાંથી નાસી છુટી. લોકો પાછળ દોડીને પત્થર, ગોબર વગેરે મારવા લાગ્યા. ગોપી ઘણીજ ભયભીત થઇને જમનાને પાર ગોકુળમાં ગઇ; પરંતુ તે દિવસથી એને મથુરાનગરી તજવી પડી. કેમકે, જાય તો લોકોની મારપીટનો ભય.

હવે જુઓ ! એણે ગોરસ જો કૃષ્ણને અર્પણ કર્યું હત, તો તેનાથી સો ગણું અધિક એને મળત. વડનું બીજ જેમ રાઇ જેવું ઝીણું હોવા છતાં તેમાંથી પર્વતાકાર વૃક્ષ ઉત્પન્ન થાય છે, તેજ પ્રમાણે થોડું સરખું ગોરસ પણ હરિના મુખમાં પડતાં તેનાથી સમર્પકને અગણિત ફળ મળે છે. પરંતુ હરિને ગોરસ અર્પણ કરવા સારૂ મુખ્ય આપણી ગો (ઇન્દ્રિયાદિકો) ને વિષે રસ (પ્રેમ) હોવો જોઇએ તોજ પ્રવૃત્તિ થઇ શકે. તેના અભાવમાં આપણી પાસે બાહ્ય ગોરસ ભરપૂર ભરેલો હોવા છતાં. કિંચિત્ પણ અર્પણ કરી શકાતો નથી, અને શરીરસ્થ ગો (ઇન્દ્રિયાદિકો) ને વિષે જો રસ-પ્રેમ હોય, તો મનુષ્ય બાહ્ય ગોરસ પણ પુષ્કળ આપી શકે છે. સારાંશ, એ ગોવાળણે પ્રપંચ અગર પરમાર્થ બેમાંથી એકેય સાધ્યો નહિ અને વ્યર્થ દુઃખી થઇ. ભાગ્યહીન વેપાર કરવા જતાં જેમ માર્ગમાં ચોર લૂટી લે છે, તેજ પ્રમાણે કૃષ્ણ વિન્મુખ થઇને મથુરામાં ગઇ, તો ત્યાં લોકોની મારપીટ, છીઃ થૂ થઇ, અને ત્યાં ફરી જવા પામી નહિ. એથી દ્રવ્ય મળવું પણ

મુશ્કેલ થઈ પડયું અને સંસાર ચલાવવો પણ કઠીણ થઈ પડયો. પરંતુ કૃષ્ણના મુખમાં જો ગોરસ ગયો હત, તો ત્હેમની કૃપાથી હજારગણું અધિકું મળત. એ બધું આપણે ધ્યાનમાં રાખીને કદી પરમાત્માને વિન્મુખ થવું નહિ અને પ્રતિકૂળ યા અનુકૂળ કાળમાં સમયાનુસાર ત્હેમને સંતૃપ્ત કરતા રહેવું.

દ્રૌપદીએ શાક પત્રજ આપ્યાં હતાં, પરંતુ તેનાથી કૃષ્ણ સંતૃપ્ત થતાં સાઠ હજાર ઋષિ સંતુષ્ટ થયા હતા અને આવી પડેલું વિઘ્ન નષ્ટ થયું હતું. અસ્તુ ! પછી તે ગોપી જસોદાને ઘેર આવીને કૃષ્ણના ચરણમાં મસ્તક રાખીને કહેવા લાગી, હે હરિ ! મ્હારા પર કૃપા કરો. ત્હમારી સાથે દ્વેષ કર્યાથી મ્હારો પ્રપંચ તેમજ પરમાર્થ વ્યર્થ થયો. કૃષ્ણે કહ્યું, પરમાત્માને વિષે ચિત્તવૃત્તિ પરોવ્યાથી ત્હારૂં આ લોક અને પરલોકમાં કલ્યાણ થશે. તે દિવસથી એણે ગોરસ કૃષ્ણને કદી પણ નહિ આપું અને હાથમાં જરાપણ જવા પામે નહિ તેવો બંદોબસ્ત રાખું, એવો વિચાર કર્યો નહિ; પરંતુ એથી ઉલટી કયારે એ મારે ઘેર આવે એવો વિચાર કરવા લાગી. કૃષ્ણ જો કે સામાન્ય અમૃત (પય) ચોરી કરીને પીતા હતા, તો પણ તેના માલીકને તે સ્પષ્ટ અને સત્ય અમૃત (મોક્ષ) આપતા હતા. કોઈનું લૌકિક ફળ હરી લેતા, તો ત્હેને સકલ અલૌકિક ફળ આપતા. કદી કોઇનું વિત્ત પણ છીનવી લેતા, તો પણ ત્હેને સ્વપદ સુદ્ધાં આપી દેતા. એવું એમનું અલૌકિક ચૌર્ય કર્મ હોવાથી, તેની ઉદ્ધતાઈ કોણ ક્ષમા અને સહન નહી કરી શકે ? ઠીક !

શુકાચાર્ય કહે છે, હે રાજા ! આ પ્રમાણે કુમાર ચાપલ્યથી કૃષ્ણે જે જે ચમત્કારિક કાર્ય કીધાં હતાં, તે સઘળાં જશોદાની પાસે આવીને ગોવાળણ કહેવા લાગી. હે જસોદા ! આ ત્હમારો કૃષ્ણ હમારા ઘરમાં આવીને સમય વિનાજ ગાયનાં વાછરડાં છોડી મુકે છે. એટલાથી અટકતો નથી, પરંતુ ચોરી કરવાની યુક્તિથી દંહી દૂધ પીએ છે, અને વાંદરા વગેરેને વહેંચી આપે છે. તેઓ બધા તૃપ્ત હોઇ ખાય નહિ તો પાત્ર ફોડી નાંખે છે. ઘરમાંથી કદાચ કાંઈ નહિ મળ્યું હોય, તો 'ત્હમારૂં ઘર બાળી મુકીશ' એમ ક્રોધ યુકત કહીને ઘરના બાળકોને રોવડાવવા લાગે છે અને પછી જતો રહે છે. તેમજ ઉંચે શિકા ઉપર રાખેલા વાસણે પહોંચાય નહિ, તો પાટલા ઉપર પાટલા તથા તેના પર ખાંડણી એમ એકના ઉપર એક મુકીને તે પર ચઢી, લાકડી વતી વાસણમાં બાકોરૂં પાડે છે. ઘરમાં અંધારામાં પાત્ર રાખ્યાં હોવા છતાં, એના શરીર પરનાં તેજસ્વી રત્નાદિકોના પ્રકાશથી

એ સઘળુંજ જોઇ શકે છે. ચોરી કરવાનો વખત એવો જોઇ રાખે છે, કે જે વખતે હમે ઘરનાં કામકાજમાં ગુંથાએલાં હોઇએ, અને કોઇનું લક્ષ એના તરફ પહોંચી શકે નહિ. એને જોઇને જ્યારે કોઇ 'હે ચોર!' એમ બુમ પાડી ઉઠે, તો તે વખતે એ ત્હેને સાફ કહે છે કે, 'તું ચોર છે, હું તો ઘરધણી છું.' એટલુંજ શું ? હે યશોદા ! ઘર ઝાડીઝુડીને સાફ કરેલું હોય, તો એ ત્યાં આવીને ઝાડો પિસાબ કરી જાય છે. એવાં અનન્વિત કર્મ કરીને, ત્હમારી પાસે આવીને જ્યારે એ બેસે છે, ત્યારે તો એ સાધુ જેવો જણાય છે.

આ પ્રમાણે સકલ ગોપીઓના મ્હોંડેથી કૃષ્ણની કૃતિ સાંભળીને, જસોદા હસવા લાગી, પરંતુ તિરસ્કાર કે ક્રોધપૂર્વક ત્હેમને કશુંયે કહ્યું નહિ. તથાપિ મધુરતાથી ત્હેણે કૃષ્ણને આટલુંજ કહ્યું કે, હે કૃષ્ણ ! તારે માટે આ ગોવાળણો મ્હારી આગળ કેટલી બધી ફરીયાદ કરી રહી છે. તે ત્હેં સાંભળી કે નહિ ? આપણા ઘરમાં શું દંહી દૂધ માંખણ નથી, કે તેથી તું બીજાને ઘેર જઈ ચોરી કરીને તથા ત્હેમને મારી કુટીને ખાય છે ? આપણાં કુળ તથા શીલ કેવા છે ? તેનો તું વિચાર કર ! ત્હારા પિતાને જો આ વાતની ખબર પડશે, તો ત્હને મારશે અને ભોંયરામાં પૂરી રાખશે.

તે સાંભળીને કૃષ્ણે કહ્યું કે, હે માતા ! આ સર્વ ગોવાળણો મ્હારા ઉપર ચોરીનો મિથ્યા આરોપ મૂકે છે. મતલબ એ છે કે તું મ્હને મારે તોજ એ લોકોને સંતોષ થઇ શકે તેમ છે. પરંતુ વિચાર કર, હું તો હંમેશાં ઘરમાંજ રમ્યાં કરૂં છું, બ્હાર ક્યાં જાઉં છું ? એમના ઘરના છોકરાઓજ મ્હને પોતપોતાને ઘેર ચોરી કરવાને બોલાવે છે. એ બધી ગોપીઓજ કદાચ લોભની મારી પોતાના છોકરાઓને પેટભર દંહી દૂધ માંખણ ખાવા આપતી નહિ હોય, માટે એમને ચોરી કરીને ખાવાની ઇચ્છા થાય છે. અસ્તુ ! મ્હારા ઉપર વિશ્વાસ હોય, તો એમની વાત મિથ્યા માનજે. આખરે યશોદાએ એ બધીયને કહ્યું કે, ત્હમે કહો છો કે કૃષ્ણ ચોરી કરે છે, અને એ કહે છે કે હું નથી કરતો. હવે મ્હારે કોના પર વિશ્વાસ રાખવો ? પરંતુ એક કામ કરો. ફરી જ્યારે એ ત્હમારા કોઇને ઘેર આવીને ચોરી કરે, ત્યારે એને મુદ્દામાલ સહિત તેજ વખતે મ્હારી પાસે લઇ આવશો, તો હું એને સારી પેઠે શિક્ષા કરીશ. પરંતુ આ વખત ત્હમે મ્હારી તરફ નજર રાખીને ગમન કરો. ગોપીઓએ કહ્યું, સારૂં ! એને ઘણા વખતની જરૂર નથી. થોડીજવારમાં એ કહીં નહિ ને કહીં ચોરી કરવાને આવશે, તે વખતે આપની પાસે એને હાજર કરી દઇશું. એટલું કહીને તેઓ સર્વ ચાલી ગઈ.

કૃષ્ણે વિચાર કર્યો, ઠીક! આ બધીય મ્હારી માતા આગળ ફરિયાદ કરે છે કેમ? કરવા દો. હવે હું એ લોકોને એવો આબાદ ફસાવીશ કે એ બધીય આપોઆપ ફજેત થઇને શરમીંદી પડી જશે. બે દિવસ પછી એક ગોપીના ઘેર કૃષ્ણ ગયા અને ઘરકાજમાં તે રોકાએલી હતી એવું જોઇને દંહીનું માટલું ફોડીને તેમાંથી દંહી કાઢીને ખાવા લાગ્યા. ખાતી વખતે ચપ્‌ચપ્ અવાજ થયો, ત્યારે ગોપીએ જોયું તો કૃષ્ણ! ઝટ દોડી આવીને ત્હેમને પકડી લીધા અને બોલી ઉઠી, ભલા ચોર! ઠીક તું આજે મ્હારે હાથ આવ્યો; હવે ચાલ ત્હારી માતાની પાસે. એવું કહીને ત્હેના હાથમાં દંહીના માંટલાનાં ફુટયાતૂટયા ટુકડા આપ્યા અને મુખ તો દંહીથીજ ભરેલું હતું એવી સ્થિતિમાં તે એને લઇને ઘરની બહાર નીકળી. બહાર આવ્યા બાદ ત્હેણે પાડોશણ ગોપિકા જે પોતાની બ્હેનપણી હતી, ત્હેને બોલાવીને કહ્યું કે, ચાલ સખી! જસોદાની પાસે ચાલ. એણે કહ્યું હતું કે ચોરી કરે, ત્યારે કૃષ્ણને પકડી લાવવો, તો અત્યારે એ ઠીક હાથ આવ્યો છે. આ જો, એ દંહી ખાતો હતો તેનાં ચિન્હ એનાં મ્હોંડાપર છે, તથા ફોડેલા માંટલાના ટુકડા હાથમાં છે. આવું જોવાથીજ જસોદાની ખાત્રી થશે કે મ્હારો પુત્ર ચોરી કરે છે. નહિ તો આપણા વચનપર એને વિશ્વાસ બેસે નહિ. એમ કહ્યા બાદ પાંચ પચાશ ગોવાળણ કૃષ્ણને ખુબ મજબુત પકડીને નીકળી અને જસોદાની પાસે આવીને કહેવા લાગી કે, જુઓ! આ ત્હમારો છોકરો. એણે દંહી ખાધું અને માંટલું ફોડી નાંખ્યું તેના આ કકડા એના હાથમાં છે. જસોદાએ કહ્યું, કૃષ્ણ તો ઘરમાં રમે છે, અને એટલામાં ત્હમારો ઘેર કેવી રીત્યે આવ્યો? પછી કહ્યું, કયાં છે કૃષ્ણ?' એને લાવો તો ખરા મ્હારી પાસે.

તે સાંભળીને ગોપી જ્યારે કૃષ્ણને આગળ કરવા અને દેખાડવા લાગી, ત્યારે ત્હેના હાથમાં જે કૃષ્ણ હતા તે સ્વરૂપ ગુપ્ત થઇને ત્હેને બદલે, જેણે એમને (કૃષ્ણને) પાડયા હતા, ત્હેનોજ છોકરો નીકળ્યો. જસોદા બોલી ઉઠી, તું કેવી આંધળી છે? આ કૃષ્ણ છે કે બીજું કોઈ છે તે જોતો ખરી! ત્હેણે જોયું તો પોતાના ગોપાળનોજ છોકરો નજરે પડયો. ત્યારે તો એ શરમાઈ ગઇ અને પોતાના છોકરાને પૂછવા લાગી કે, તું મ્હારા હાથમાં કેવી રીત્યે આવ્યો? ત્હેણે કહ્યું, હું સૂતો હતો, એટલામાં કૃષ્ણે આવીને મ્હને કહ્યું કે ત્હારી માતા ત્હને બોલાવે છે, માટે જલદી ચાલ. હું પણ 'કયાં છે, ચાલ' એમ કહીને એની સાથે નીકળી પડયો, તો તુંજ રસ્તાપર થઇને જતી હતી, એવામાં મ્હારો હાથ ત્હારા હાથમાં મૂકીને

એ ચાલ્યો ગયો. એવું સાંભળીને સર્વ ગોપીઓ ચુપચુપ કાંઈપણ બોલ્યા વગર ચાલી ગઈ. જસોદાએ જતી વખતે ત્હેમને કહ્યું કે, આમને આમજ ત્હમે લોકો મ્હારા કન્હૈયા ઉપર ચોરીનો મિથ્યા આરોપ મુકો છો. ચાલી જાઓ અંહીયાંથી, જુઠ્ઠા બોલીઓ ! કૃષ્ણે પણ માતાને કહ્યું કે, કેમ હવે તો ત્હમારી ખાતરી થઈ કે નહિ ? આ સર્વ ગોપીઓ ભેગી થઇને ત્હમારી આગળ ત્હમે મ્હને મારો એજ હેતુથી કાંઇને કાંઈ ફરિયાદ કરવાને આવે છે. સારાંશ, પરત્માએ આ પ્રમાણે નાના પ્રકારની લીલા કરીને ગોકુલસ્થ અખિલ લોકોને આનંદિત કર્યા. ગોપી એ પ્રમાણે યશોદાની પાસે નિત્ય ફરિયાદ કરવા આવતી, એ વાત ખરી ! પરંતુ એમનો હેતુ શ્રીકૃષ્ણનું મુખારવિન્દ વારંવાર નજરે પડે એજ હતો. તથા કૃષ્ણ પણ સામાન્ય મનુષ્યની પેઠે ભયભીત થયા જેવા થઇને માતાની પાસે બેસી જતા. અસ્તુ ! હે રાજા ! બીજું પણ સાંભળો

ગોકુળમાં કોઈ એક ગોપાળે ભગવાનની સમક્ષ બ્રાહ્મણભોજનની માનતા લીધી હતી અને એ હેતુથી ત્હેણે પોતાની સ્ત્રીને દંહી દૂધ વગેરેનો વિશેષ વપરાશ કે વિક્રય નહિ કરવા સારૂ કહ્યું હતું. નિત્ય દંહીનું મથન કરીને બ્રાહ્મણ સંતર્પણને કાજે ઘૃત ખુબ ભેગું કરી રાખવાની ખાસ ત્હેને તાકીદ આપી હતી. સ્ત્રીએ ઘૃત સંચય કર્યા બાદ પતિને ખબર પડી નહિ શકે એવી રીત્યે તેમાંહેનું અડધું ઘી માંટલામાં ભરીને પોતાની પાડોશણ બ્હેનપણીને ઘેર મૂકી રાખ્યું. દરેક ઘેર આ પ્રકારની રીતિ સ્ત્રીઆદિવડે થાય છે, અને તેનો અનુભવ પણ લોકોને છે. પછી એક દિવસ બ્રાહ્મણ ભોજન કરીને, ત્હેણે પોતાની માનતા પૂર્ણ કીધી; પરંતુ શ્રીકૃષ્ણને ત્હેની સ્ત્રીએ ઘડાપૂર ઘીની ચોરી કરીને બીજાને ઘેર મૂકી છાંડયાની ખબર પડી. ત્યારે ત્હેમણે જેના ઘરમાં એણે ઘી રાખ્યું હતું ત્હેને ઘેર તે ઘરમાં ન્હોતી એવો સમય જોઇને પ્રવેશ કર્યો, અને ઘીનો ઘડો જે શીકા ઉપર હતો, તે બરાબર ઓળખી કાઢીને ઝટ દૂર ઉઠાવી લઇ ગયા. ત્યારબાદ ગોપાળ બાળકોને બોલાવીને તે ઘી વ્હેંચી દીધું, અને પોતે પણ ખાઇને તૃપ્ત થયા. યજ્ઞાદિમાં ઘૃતધારા બ્રાહ્મણ છોડે છે, તેનાથી પણ જે સંતૃપ્ત થતા નથી, તેજ પરમાત્મા ગોવાળિયાને ઘેર ઘૃતાદિની ચોરી કરીને ખાઇને સંતુષ્ટ થાય છે, એ કેટલું બધું આશ્ચર્ય છે ! ! થોડા વખતમાં ફરી સ્વારી માતાની પાસે આવી પહોંચી, તો ત્હેણે પૂછ્યું કે, કયાં ગયો હતો ? પાસે લઇને હર્ષથી મુખ ચુંબન કરવા લાગી તો શરીરે ઘી લાગેલું દીઠું. ત્યારે તો ત્હેણે કહ્યું કે, કોઇને ઘેર જઇને ઘી ખાઇ આવ્યો કે શું ? હવે

એ મ્હારી પાસે ફરિયાદ કરવાને આવશે. ઘરમાં શું ઘી નથી કે જેથી તું બહાર જઇને ખાઈ આવે છે? સ્વારી ચૂપચાપ બેસી રહી, કાંઇપણ જવાબ દીધો નહિ.

આણી તરફ જે સ્ત્રીએ ઘીનો ઘડો ચોરીને પોતાની સખીને ઘેર મૂકયો હતો, તે એની પાસે બે દિવસ પછી માંગવાને ગઇ. ત્યારે તે ઉઠીને જેવી ઘરમાં લેવા ગઇ, તો એનોજ ઘડો કોઇ ઠેકાણે જણાયો નહિ. ત્યારે તો એને ભારે ચિન્તા થઈ પડી કે, હવે મ્હારે આને શો જવાબ દેવો? મ્હારા ઘરના સઘળાજ ઘડા શીકા ઉપર છે, અને એનોજ એક જણાતો નથી, એ કેટલું બધું આશ્ચર્ય ભર્યું છે? કૃષ્ણના ઉપર ચોરીનો આરોપ મૂકું, તો એ કદી આવ્યો હોય એમ પ્રતીત થતું નથી. અને આવ્યો હોય, તોપણ ખાસ કરીને એનોજ ઘડો કેમ ઉપાડી જાય? મ્હારા ઘરના ઘડા પણ શું એજ ઘડાની પાસે ગોરસના ભરેલા પડી રહ્યા ન હતા? મનમાં એમ વિચાર કરીને બહાર આવી અને પોતાની તે સખીને કહેવા લાગી, બ્હેન! ત્હારો ઘીનો ઘડો મ્હેં શીકા ઉપર મૂકયો હતો, પણ તેનું કોણ જાણે શું થયું હશે? ત્યાં તો અત્યારે નથી. ત્હેણે કહ્યું, ત્હારા ઘરના સઘળા છે અને મ્હારોજ એક કયાં જતો રહ્યો તેની ત્હને ખબર નથી, એમ? ત્હેંજ મારો ઘડો રાખી પાડયો છે; લાવ જલદી લાવ, નહિ તો જોવા જેવું થશે. ત્હેણે સોગન સુદ્ધાં ખાધા અને કહ્યું કે, ત્હારા ઘીની જો મ્હેં અભિલાષા રાખી હોય, તો આ મ્હારા હાથ ભાંગી જાય અગર બળી જાય.

એટલું કહેવા છતાંય જયારે તે કલહ કરવા લાગી, અને ઘણું ઘણું સમજાવવા છતાં સમજી નહિ ત્યારે ત્હેની સખીએ કહ્યું કે, મ્હારા ઘરમાં ત્હેં શું કરવા ઘીનો ઘડો મૂકયો? ચોરીનો માલ, પછી ભલે તે આપણા અગર પરાયા ઘરનો હોય, પણ તે કદી કોઇને પચશે નહિ; જેવો આવે છે, તેવોજ જતો પણ રહે છે. પરંતુ એ પરથી મ્હેંજ ત્હારૂં ઘી લીધું છે એમ સમજવું નહિ. દૈવયોગથી ત્હારો જ ઘડો કોણ જાણે કેવી રીત્યે કયાં ચાલ્યો ગયો? આટલું સાંભળ્યા બાદ ત્હેણે વિચાર કીધો કે, આની સાથે હું વધારે ઝઘડો કરીશ, તો લોકોને તેમજ મ્હારા પતિને આ બાબતની ખબર પડશે અને ભારે અનર્થ થશે. મ્હારા પતિની પ્રકૃતિ ઉગ્ર હોવાથી તે ગાળાગાળ અને મારપીટ કર્યા વગર રહેશે નહિ. તેથી તે બોલી બ્હેન! વધારે પડતું બોલીશ નહિ મ્હારા પતિને ખબર પડે એ ઠીક નહિ! જે ગયું તે તો ગયુંજ, જવા દો. હું સમજું છું કે કૃષ્ણાર્પણજ

થયું. આ પ્રકારે નાશ થયા બાદ, ચોરાઈ ગયા બાદ, બળી ગયા બાદ તે માલને કૃષ્ણાર્પણ થયો એવું કહેનારા લોક શું દુનિયામાં થોડા હશે? ઘણાજ. પરંતુ એવું કહેવાથી કૃષ્ણાર્પણ કરવાનું જે સત્યફળ શાસ્ત્રમાં કહ્યું છે, તે એમને શી રીતે પ્રાપ્ત થઈ શકશે? નહિજ. અસ્તુ! તે સ્ત્રી ગુપચુપ પોતાને ઘેર જતી રહી.

ત્યાર પછી એક દિવસ એક ગોપી કૃષ્ણને એવું કહેવા લાગી કે, હે કૃષ્ણ! તું ગોકુળમાં ઘેરઘેર ચોરી કરીને લોકોને બહુ સતાવે છે, અને ત્હારી માતાની પાસે જઇને કહીએ છીએ, તો તે ત્હને શિક્ષા નહિ કરતાં ઉલટી હસે છે, તથા હમારૂં કથન ત્હેને જુઠુંજ લાગે છે; પરંતુ મ્હારે ઘેર જો તું આવે, તો હું ત્હારી માતાની પાસે ફરિયાદ કરવા જવાને બદલે, ત્હને થાંભલાની સાથે બાંધીને માર મારૂં. જોજે તો ખરો! કૃષ્ણે કહ્યું ઠીક! તું મ્હને કેવી રીતે બાંધી શકીશ તે હું જોઇશ. કૃષ્ણે એની ખોડ ભૂલાવવાને એવો ઘાટ રચ્યો કે, એક દિવસ રાત્રે જ્યારે તે સ્ત્રી અને ત્હેનો પતિ એકાંતમાં પલંગપર સૂઇ રહ્યા હતા, અને ઘોર નિદ્રામાં હતા એવે વખતે ઘરના ગવાક્ષ દ્વારમાં થઇને તેઓશ્રી અંદર દાખલ થયા, અને ત્હેમણે પેલી સ્ત્રીની વેણીની ત્હેના પતિની દાઢીની સાથે એવી તો મજબુત ગાંઠ બાંધી દીધી કે કદી કોઇથી છુટે નહિ. પછી ઘરના ગોરસનું ભક્ષણ કરીને સ્વારી નીકળી ગઈ અને પોતાને ઘેર આવી પહોંચી. પરમાત્માની કૃતિ અચિન્ત્ય હોવાથી કોઇને એ વાતની ખબર પડી નહિ.

પ્રાતઃકાળમાં જ્યારે પેલી સ્ત્રી ગાય દોહવા સારૂ જેવી ઉઠવા ગઈ તો એની વેણી દાઢી સાથે બંધાઈ ગએલી હોવાથી, એને ઝટકો લાગ્યો; એવું જોઇને તે પતિને કહેવા લાગી કે આ શું? સ્હવાર પડી ગએલી હોવા છતાં આપ મ્હારી વેણી (અંબોડો) શું કરવા ખેંચો છો? સૂર્યોદય હમણાં થશે, માટે મ્હારી વેણી પકડો નહિ. પતિની દાઢીને ઝટકો લાગ્યાથી તે પણ જાગી ઉઠ્યો અને કહેવા લાગ્યો કે, આ શું? મ્હારી દાઢી શું કરવા ખેંચે છે? જલદી જવું હોય તો જા, પણ આવી ઠેકડી શી? જરા વખતનો તો વિચાર કર? બન્ને જણા જ્યારે એક બાજુથી ખેંચવા લાગ્યાં ત્યારે તો તેઓ સમજી ગયાં કે દાઢી અને વેણી ગંઠાઈ ગયાં છે. પતિ બોલી ઉઠ્યો, આ ત્હેં શું કર્યું, કે વેણીની દાઢી સાથે ગાંઠ પડી ગઇ? સ્ત્રીએ કહ્યું, મ્હને આપના સોગન છે, જો મ્હેં આ ગાંઠ દીધી હોય તો! આપેજ કદાચ દીધી હશે. પતિએ કહ્યું, મ્હારી જીભ કપાઈ જાય જો મ્હેં ગાંઠ બાંધી હોય તો. સ્ત્રીએ કહ્યું, મ્હારી પણ આંખ્યો ફૂટી જાય મ્હેં જો

ગાંઠ દીધી હોય તો.

એ પ્રમાણે થોડીવાર બન્નેની રકઝક ચાલી અને ત્યારબાદ તે બન્ને જણાં ગાંઠ છોડવા મંડયાં. બન્નેના હાથ થાકી ગયા, તોપણ ગાંઠ છુટી નહિ. માયાપતિ પરમાત્માએ બાંધેલી ગાંઠ મનુષ્યને હાથે શી રીત્યે છુટી શકે ? પતિએ કહ્યું, શસ્ત્ર લાવે તો ત્હારી વેણી જરાક કાપી નાંખું. સ્ત્રી બોલી, ત્હમારી દાઢીજ કાતરશો તો કશી હરકત નથી, પરંતુ સૌભાગ્યદાયક વેણી ત્રિવેણી સંગમ (પ્રયાગ ક્ષેત્ર) ઉપરજ કપાય છે, બીજે કોઇ સ્થળે નહિ. પતિએ કહ્યું, આવી કૃતિ કોની હશે ? આખરે શસ્ત્રથી તોડવા લાગ્યા, પરંતુ એ વાળની ગાંઠ તૂટી નહિ. એટલુંજ શું ? દેવતા લાવીને લગાડયો, પરંતુ નહિ વાળ સળગ્યા કે નહિ ગાંઠ છુટી. ત્યારે તો બન્નેય જોસથી બરાડા પાડવા લાગ્યા અને ઘરની બહાર આવીને લોકોને એ ગાંઠ છોડાવવા પ્રાર્થના કરવા લાગ્યા. લોકોએ પ્રયત્ન કર્યો, પરંતુ શસ્ત્રથી, અગ્નિથી, તથા અન્ય કોઇ ઉપાયવડે તે ગાંઠ છુટી નહિ. હજારો લોકોની ઠઠ એ તમાસો જોવાને રસ્તામાં જામી. આખરે લોકોએ કહ્યું કે નંદની પાસે ચાલો. સઘળા લોક નંદની પાસે એ બન્ને જણાને લઇ આવ્યા તો ત્યાં આગળ કૃષ્ણની સ્વારી બેઠેલી જોવામાં આવી. ત્હેમને જોઇને સઘળાના મનમાં આ કૃત્ય આ સ્વારીનું તો નહિ હોય, ? એવી શંકા ઉપજી.

નંદની પાસે જતાં ત્હેમણે પૂછયું, દાઢીની વેણી સાથે આવી ગાંઠ કોણે બાંધી દીધી ? ત્યારે તો બન્ને જણાં રડતાં રડતાં કહેવા લાગ્યાં, શી ખબર ? કદાચ ઇશ્વરનીજ કૃતિ હશે. ત્યારે તો કૃષ્ણ બોલ્યા, કેમ ? તુંજ થાંભલા સાથે મ્હને બાંધી રાખવાની હતીને ? પરમાત્માએ ઠીક પ્રતીતિ બતાવી. બીજાનું બુરૂં ચાહનારને તેવુંજ ફળ પહેલું મળે છે. ત્યારે તો તે ગોપી સમજી ગઇ કે, મ્હેં એને એવું કહ્યું હતું તેથીજ એણેજ મ્હારી ફજેતી કીધી. છેવટે કૃષ્ણને કહ્યું કે, હવે મ્હારા ઉપર કૃપા કરો. હું કદી આવો અહંકાર કરીશ નહિ અને એવું બોલીશ પણ નહિ. પરમાત્માને દયા ઉપજી અને તાત્કાળ પાસે આવીને ત્હેમણે ફકત કૃપા દૃષ્ટિથી અવલોકન કીધું એટલે ઝટ કરતી કે તે ગાંઠ છુટી ગઈ. બન્નેય જણાને આનંદ થયો અને કૃષ્ણને નમન કરીને, તેઓ પોતાને ઘેર ગયા અહંકાર ગળી જતાં કામક્રોધ લજ્જીત થાય છે, મદમત્સર દૂર થઈ જાય છે અને દંભમોહ અનર્થમાં પડે છે. જેમનાં દર્શનથી ચિત્ અને જડગ્રન્થી ભેદાય છે, સકલસંશય નિવૃત્ત થાય છે, અને અખિલ કર્મ પણ નાશ પામે છે, એવું શ્રુતિમાં વર્ણવેલું છે, તેજ પરમાત્માએ લીલાશરીર ધારણ કર્યું છે, તો ત્હેમની

દૃષ્ટિથી ક્ષુદ્રવાળની ગાંઠ છુટી ગઇ, એમાં આશ્ચર્ય પામવા સરખું કાંઈ નથી.

ગોકુળમાં એક દંપત્ય ગોરસનો બહુજ બંદોબસ્ત રાખતું હતું, ત્યાં એક દિવસ કૃષ્ણે શું કૌતુક કર્યું તે જુઓ! બન્ને જણા સુઇ રહ્યા હતા, એવું જોઇને મધરાતે ત્હેમના ઘરમાં પ્રવેશ કરીને તેઓની વચમાં એક નોળીયો મુકી દીધો અને ઘરનો સઘળો ગોરસ શોધી કાઢીને ખાઈ પીને ચાલ્યા ગયા. બન્નેની વચ્ચે નોળીયો મુકી દીધો તે વખતે એ બન્ને જણાં ગાઢ નિદ્રામાં હતાં, પરંતુ જ્યારે તે ખોદવા લાગ્યો, ત્યારે તે બન્ને જણા જાગી ઉઠ્યા અને ગભરાઇને બુમ પાડવા લાગ્યા. શયનસ્થાન છોડીને તે બન્ને જણા ઝટ બહાર દોડી આવ્યા, અને હમારી છાતીપર ભૂત આવીને બેઠું હતું, અરે દોડો, દોડો! ઘરમાં પિશાચ છે એમ મોટેથી પોકાર કરવા લાગ્યા. સાંભળતાવારને લોકો ફાનસ, લાકડી વગેરે લઇને દોડી આવ્યા અને ત્હેમને પૂછવા લાગ્યા કે, શું છે? તેઓએ કહ્યું. હમે સૂઈ રહ્યા હતા એવામાં હમારી વચમાં પિશાચ આવીને બેઠું હોય એમ હમે દીઠું અને ભયના માર્યા હમે ઘરની બહાર નીકળી આવ્યા. લોકોએ એ બધું સાંભળ્યું, પરંતુ પ્રાણુ ભયના માર્યા અંદર જાય કોણુ? પંચાક્ષરીને બોલાવ્યો તો બહારથીજ તે વિભૂતિ ફેંકવા લાગ્યો. ઘરમાં જે નોળીયો હતો, તે આમથી તેમ અને તેમથી આમ દોડાદોડ કરવા લાગ્યો, ત્યારે તો સઘળાને એમજ લાગ્યું કે, ખરેખરૂં ભૂત છે. અંદર જવાની કોઇની હામ ચાલતી નથી એવું કેટલાક ધૈર્યશાલી ગોપાળોના જોવામાં આવતાં, તેઓ ફાનસ લઇને અંદર ધુસ્યા, તો નોળીયો ત્હેમની નજરે પડ્યો. એક જણાએ તેને પકડ્યો, અને બહાર લાવીને લોકોને બતાવીને કહ્યું કે જુઓ, આતો નોળીઓ છે. નથી ભૂત કે નથી પિશાચ! ત્યારે તો એકે કહ્યું કે, નોળીયાને લઇને દિવસના કૃષ્ણુ આમતેમ ભટકતા હતા; ત્હેમનું તો આ કૃત્ય નહિ હોય? ત્યારે તો લોક કહેવા લાગ્યા કે, કૃષ્ણે ગોકુળના છોકરાઓને લઇને ચોરી વગેરે નિંદ્યકૃત્ય કરીને લોકોને એવો તો ત્રાસ બેસાડ્યો છે કે ન પૂછો વાત!

પછી તે સ્ત્રી જસોદાની પાસે જઇને કહેવા લાગી કે, જુઓ ત્હમારા પુત્રનો ખેલ! રાત્રે હમે સૂઈ રહ્યા હતા, તે વખતે કૃષ્ણે હમારી વચમાં એક નોળીયો મુકી દીધો અને હમને હેરાન હેરાન કીધા તથા ઘરના સઘળા ગોરસનો નાશ કરી દીધો. હવે ગોકુળમાં રહેવું એજ હમને ત્રાસદાયી લાગે છે. હે જસોદા! ત્હમે વૃદ્ધ છો, તેથી ત્હમને બીજાએ કહેવાની શી જરૂર છે? ત્હમે સઘળુંજ સમજો છો ત્હમારા પુત્રના ગુણુ કાંઈ ત્હે-

અને અજાણ્યા છે? હમે તો એમજ સમજીએ છીએ કે માણસોને જે પ્રમાણે ગ્રહાદિકોની મહાદશા, અંતર્દશા દુઃખદાયી નીવડે છે, તેજ પ્રમાણે આ ગોકુળને ત્હમારા પુત્રના રૂપે આ એક અંતર્દશાજ ઉત્પન્ન થએલી છે. જગતમાં શું ત્હમારા સમાન કોઈ પુત્રવતી નથી? સહસ્ત્રાવધિ તથા જગતમાં શું પુત્રો થોડા છે? ઘણાયે છે. પરંતુ ત્હમારા જેવી સ્ત્રી અને ત્હમારા પુત્ર સમો કોઇ પુત્ર જોવામાં આવતો નથી. વાસ્તવિકજ છે! કૃષ્ણ સાક્ષાત્ ઇશ્વર અને તે જસોદાના મહદ્ભાગ્યને લીધે પુત્રરૂપે અવતીર્ણ થયા હતા, તો તે બન્નેની સમાનતા કયી સ્ત્રી અગર પુત્રની સાથે થઈ શકે તેમ છે? નહિજ. અસ્તુ! ગોપી બોલી, હે જશોદા! હવે હમારે ગોકુળ છોડીને ચાલ્યા જવું અગર હમારૂં સર્વસ્વ એને અર્પણ કરવું? વિચાર કરીને ત્હમેજ એ બેમાંથી જે યોગ્ય હોય તે કહો.

એટલામાં બીજી ગોપી પણ આવીને કહેવા લાગી, હે જસોદા! આજકાલ ત્હમારા પુત્રે ગોકુળને એવો તો ત્રાસ દેવો શરૂ કર્યો છે, કે જે કોઇથી કહી કે સહી શકાય તેમ નથી. કાલે ત્હમારો છોકરો મારા ઘરમાં આવ્યો અને આમતેમ જોવા લાગ્યો તો કોઇ કરતાં કોઇ પણ જગોએ શીકું અથવા ઘી દંહી દૂધ એના જોવામાં આવ્યા નહિ. ત્યારે તો એ હમને કહેવા લાગ્યો કે, મ્હારા ભયથી ત્હમે ગોરસ સંતાડી રાખો છો, પરંતુ હું કોણ છું? તે ત્હમે મ્હને ઓળખતાં નથી. જેણે વેદનું હરણ કરનારા શંખાસૂરને સમુદ્રમાંથી ઢુંઢીને બહાર કાઢયો હતો, અને ત્હેને મારી નાંખીને જેણે બ્રહ્મદેવને વેદ આપ્યો હતો, તેજ હું છું. સમજી? ત્હારા નાનકડા ઘરમાંથી માંખણ, ઘી, દંહી, દૂધ ઇત્યાદિ પદાર્થ ગમે ત્યાં રાખ્યા હશે, તોપણ ત્યાંથી શોધી કાઢીને ખલાશ કરી દેવામાં મ્હને શી મુશ્કેલી નડે તેમ છે? બરાબર ખુલાસાપૂર્વક કહી દે કે 'આ જગોએ રાખ્યાં છે' તો ઠીક થઇ પડે.

એટલામાં એની બીજી બેચાર સખીઓ આવી પહોંચી અને કહેવા લાગી કે, હે જસોદા! એક વખત ત્હમારી પાસે આવીને ત્હમારા પુત્રનું બાપણ ત્હમને સંભળાવવાનો મ્હારો વિચાર ઘણા દિવસથી હતો, પરંતુ સાંસારિક કાર્યની વિપુલતાને લીધે તક મળી શકી નથી. આજે નિરાંતથી આવી છું તો ત્હમારા પુત્રના આ સકલગુણ શ્રવણ કરો. જસોદા બોલી, શું છે તે કહો. ત્હેણે કહ્યું, હું એક વખત ઘરમાં મંથન (વલોણું) કરતી હતી, ત્યારે એ ત્યાં આવીને કહેવા લાગ્યો, 'તું આમ શું આ દંહી વલોવે છે?' કૂર્માવતારમાં મ્હેં ક્ષીરસમુદ્રનું એવું મંથન કર્યું છે કે પૂછવાની વાત નહિ! મંદરપર્વત જે વખતે નીચે ડૂબવા લાગ્યો, તે વખતે મ્હેંજ

કૂર્મ થઇને એને મ્હારી પીઠપર ધારણ કીધો હતો, અને ચતુર્દશ રત્નરૂપી નવનીત તેના સાર તરીકે કાઢયું હતું. તથા તું જેમ બાળકોને દૂધ પીવડાવે છે, તેજ પ્રમાણે મ્હેં પણ મોહિનીરૂપ ધારણ કરીને સકલ દેવોને અમૃતપાન કરાવ્યું હતું. એમ કહીને તે મોહિનીની જેમ પોતે હાવભાવ કરી બતાવવા લાગ્યો, અને તે જોવામાં મ્હારૂં ધ્યાન રોકાતાં એણે ઝટ કરતો માંખણનો ગોળો ઉપાડી લીધો અને સ્વાહા કરી ગયો.

બીજી બોલી, હે જસોદા ! એક વખત હું પાણી ભરવા જમુના ગઇ હતી, તો ત્યાં આ ત્હમારો છોકરો આવીને મ્હારો હાથ પકડીને કહેવા લાગ્યો કે, ત્હમને ગોપીઓને પાણીનો ભરેલો ઘડો ઉંચકવામાં કેટલી મહેનત પડે છે ? મ્હેં તો વરાહ અવતારમાં આ સકલ પૃથ્વીને મ્હારી દાઢપર ઉંચકી લીધી હતી તથા હિરણ્યાક્ષને માર્યો હતો; પરંતુ ત્હમને લોકોને તો ઘડો ઉંચકતાંયે ભાર લાગે છે. હું અલ્પ હોવા છતાં આ સકલ બ્રહ્માણ્ડને મ્હારા નખ ઉપર ઉંચકીને નચાવી શકું તેમ છું, સમજી ? એમ બોલીને ઘડો ઉંચકવા ગયો, તો હાથ છુટી જતાં તે નીચે ગબડી પડ્યો, અને તેના કકડે કકડા થઇ ગયા. ઘેર આવતાંવારને સાસુએ મ્હને ગાળે ગાળે ધોઈ નાંખી. એવો આ ત્હમારો છોકરો ભારે ગુણવાન્ છે.

ત્રીજીએ કહ્યું, હે જસોદા ! એક વખત હું શાકભાજી ફળ વગેરે સમારતી બેઠી હતી એવામાં એ સ્વારી આવીને કહેવા લાગી, 'મેં હિરણ્યકશિપુને મ્હારા નખવડે એવો વિદારી નાંખ્યો હતો કે એનાં આંતરડા સુદ્ધાં નીકળી આવ્યાં અને એ રીતે ભકત પ્રહ્લાદની રક્ષા કીધી હતી. મ્હારા ક્રોધ આગળ બ્રહ્મા વગેરે પણ ટકી શકતા નથી. એવો નરસિંહ દેહ લેનારો હુંજ છું, સમજી ? જલદી દેખાડ માંખણ કયાં આગળ સંતાડી રાખ્યું છે તે. નહિ તો મ્હારો ક્રોધ અનાવર થશે.' એટલામાં ચોથી બોલી ઉઠી, માતા જસોદા ! એક વખત એકાન્તમાં હું મ્હારા પતિના ચરણ ધોઇ રહી હતી, તેવામાં કોણ જાણે કેવી રીતે અને કયાંથી એ સ્વારી એકાએક ત્યાં આગળ આવી પહોંચી ?' મ્હારા પતિની પાસેજ બેસીને એ ભાઇશ્રી કહેવા લાગ્યા કે, મ્હારા પગ ધુઓ. હું અગાઉ વામન થયો હતો, તે વેળા બલિરાજાએ મ્હારા પગ ધોયા હતા અને મ્હને પોતાનું શરીર પણ અર્પણ કર્યું હતું. તેને લીધે મ્હેં જે વિશ્વરૂપ ધારણ કીધું હતું, તેના ચરણથી બ્રહ્માંડ ભેદાઇને ગંગા ઉત્પન્ન થઇ હતી. તેજ હું હાલ ગોકુળમાં ઉત્પન્ન થયો છું, સમજી ? જોઇ શું રહી છે ? પાદ પ્રક્ષાલન કર ! આ પ્રમાણે ચાહે ત્યાં આવીને ચાહે તેમ બોલે છે. એક વખત મ્હારા ઘરમાં બીજા ગોપાળ

બાળકોની સાથે એ રમ્યા કરતો હતો, તે વખતે કહેવા લાગ્યો કે, ખબરદાર! જો કોઇ પોતાના પિતાની આજ્ઞા પાળશે નહિ, તો હું ત્હેને શિક્ષા કરીશ. મ્હેં પહેલાં પિતાની આજ્ઞાથી મ્હારી માતાને મારી નાંખી હતી અને એકવીસવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી નાંખી હતી. તેજ હું હાલ અંહિ આવ્યો છું.

એક જણી બોલી ઉઠી, આ ત્હમારો છોકરો પોતાની જાતને ભગવાનનો અવતારજ માને છે. એક વખત હમારા ઘરનાં સઘળાં માણસ બેઠાં હતાં, તે વખતે એ આવીને કહેવા લાગ્યો, હુંજ પહેલાં રામ થયો હતો અને શિવધનુષ્યનો ભંગ કરીને જાનકીને વર્યો હતો. પિતાના વચનને ખાતર હુંજ પગે ચાલીને વનમાં ગયો હતો અને ત્યાં ત્રિશિરાખર દૂષણને મારીને, વાલીનો પણ વધ કરીને સુગ્રીવને મ્હેં રાજ્ય સોંપ્યું હતું. વાંદરાઓને હાથે સમુદ્રપર મ્હેંજ સેતુ બાંધ્યો હતો અને લંકામાં જઇને ઇન્દ્રજીત, દેવાંતક, નરાંતક, કુંભકર્ણ, રાવણ ઇત્યાદિ દુષ્ટોનો સંહાર કર્યો હતો અને દેવોને બંધનિર્મુક્ત કરીને વિભીષણને લંકા નગરી સમર્પણ કીધી હતી. તેજ હું હાલ અંહી આવ્યો છું અને કંસાદિકોને મારવાનો છું. હે જશોદા! એવું એનું ભાષણ સાંભળીને સઘળાજ હસવા લાગ્યા અને એને કહ્યું પણ ખરૂં કે, આ તું શું બકે છે? ત્યારે એણે કહ્યું, 'બકવાટ નથી, સાચુંજ કહું છું.' ક્ષીરસમુદ્રમાં હું સ્થિત હતો, તે વખતે બ્રહ્મદેવે ત્યાં આવીને મ્હારી પ્રાર્થના કીધી, તેથી હું ગોકુળને વિષે આવ્યો છું. ચાણૂર, મુષ્ટીક, પ્રલંબાસુર, કંસ ઇત્યાદિક મ્હારાજ હાથે મરવાના છે, ખાત્રી રાખજો. હું સોળ હજાર સ્ત્રીઓની સાથે વિવાહ કરવાનો છું, તથા ભક્તનો સારથી (સહાયકર્ત્તા) થઇને, ભૂભાર ઉતારીને ધર્મસ્થાપન કરીશ, સારાંશ, આ ત્હમારો છોકરો પોતાને લક્ષ્મીપતિ વિષ્ણુજ સમજે છે, અને ત્હેમનાં કૃત્યોને પોતાનાંજ ગણે છે.

ત્યારે એકે કહ્યું, એ મહા કપટી નાટકી છે, તેથી પહેલા થએલા દેવના અવતાર પોતાના જ હોવાનું કહે છે. કોઠી અગર મોટું માટલું પાણીથી ભરેલું હોય તો જે જોઇને ડરે છે, તે પ્રલય સમુદ્રમાં મત્સ્ય થઇને શંખાસુરને શી રીત્યે મારીને વેદ લાવી શકે? છોકરાઓ રમતાં એની પીઠપર મુષ્ટિ પ્રહાર કરે છે, તો તે પણ જેનાથી સહન કરી શકાતો નથી, તે કુર્મ થઇને મંદરાચલનો ભાર પોતાની પીઠપર શી રીત્યે ધારણ કરી શકવાનો હતો? તથા મોટો દડો પણ જેનાથી ઉપાડી શકાતો નથી, તે વરાહ થઇને દાંતના ઉપર સકલ પૃથ્વીને શી રીત્યે ધારણ કરી શકશે? ગમે તેમ બોલ્યો

જાય છે. પરંતુ એનો હેતુ ચોરી કરવાનો હોય છે, તેથી ઘરમાં આવીને એવી અદ્દભુત વાત કરે છે કે, જેથી લોકોનું મન આકર્ષાય અને પોતાનું કામ એ રીત્યે ઝટ પાર પડી શકે. નહિ તો વિચાર કરો કે, અંગરખા તથા બંડીની કસ છોડતાંયે જેના નખ દુઃખે છે, તે નરસિંહ થઇને હિરણ્યકશિપુને કેવી રીત્યે વિદારી શકવાનો હતો? શીકા ઉપરનાં માંખણને જેનો હાથ પહોંચતો નથી, તે વામન થઇને બ્રમ્હાંડભેદીને ગંગોદક શી રીત્યે કાઢી શકે? જસોદા! ત્હમારા હાથમાં લાકડી જોઇને જે ભયનો માર્યો નાસી જાય છે, તે શી રીત્યે એકવીસવાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી શકે? શેરડીના કકડા કરવા પણ જેને માટે અશક્ય છે, તે શિવચાપનો ભંગ કરીને જાનકી હું વર્યો હતો, એમ જે કહે છે, તે શું સત્ય હોઈ શકે? હાઉ આવ્યો એમ કહેતાં જે દોટ મૂકે છે, તે શું કદી રાવણને મારી શકે ખરો? આ પ્રમાણે પહેલાં બનેલી વાત જેવી મિથ્યા છે, તેવુંજ 'હાલ હું કંસાદિકોને મારીશ' એ કથન પણ મિથ્યા સમજવું. સારાંશ, એ નાનો છે છતાં જે કળા મોટા મોટા માણસોમાં નથી હોતી, તે સર્વ એનામાં ભરેલી છે. એણે ગોકુળને સખ્ત પીડા પહોંચાડી છે. એની સર્વ કૃતિ અને ભાષણ કહેતા તથા સાંભળતાં હમને વિસ્મય લાગે છે અને હસવું પણ આવે છે. પરંતુ જુઓ હવે કેવો ચૂપચાપ ત્હમારી પાસે એ મૌન થઇને બેઠો છે તે! જાણે ખરેખરો સાધુજ!

આ પ્રમાણે જસોદાએ ગોપીઓને મ્હોંડેથી પોતાના પુત્રની કૃતિ તથા ભાષણ સાંભળ્યાં અને તે પણ હસવા લાગી. સર્વ ગોપીઓને ત્હેણે કહ્યું કે, દરરોજ હું એને સારી શીખામણ આપું છું, પરંતુ એ લેખવતોજ નથી. તે સાંભળીને એક ગોપીએ કહ્યું, ત્હમે ત્હમારા પુત્રમાં સદ્દગુણ, સદ્દવિદ્યા, સદ્દબુદ્ધિ લાવવા સારૂ સંકષ્ટી ચતુર્થીનું વ્રત કરશો તો ગણપતિ એને સર્વગુણસંપન્ન કરશે. જસોદાએ કહ્યું, એમ જો થાય તો અવશ્ય હું સંકષ્ટી ચતુર્થીનું વ્રત કરૂં. ત્હેણે ઝટ આ પ્રમાણે ગણપતિની પ્રાર્થના કીધી કે, હે ગજવદન! મ્હારા પુત્રને જો તું સારા ગુણ તથા સારી બુદ્ધિ બક્ષીશ, તો હું સર્વકાલ ત્હારૂં ચતુર્થીવ્રત કરીશ, કદીયે મૂકી દઇશ નહિ; માતાથી પ્રાર્થના કૃષ્ણે સાંભળેલી હોવાથી, 'ગણપતિ સત્યબુદ્ધિ પ્રદાતા છે,' એવું દેખાડી આપવા ખાતર ત્હેમણે એક માસ પર્યન્ત ગોકુળમાં ચોરી વગેરેની બીલકુલ ચેષ્ટા કીધી નહિ. તેથી જસોદાને આનંદ થયો, અને ગણપતિમાં સાચું દૈવત છે, એવી એની ખાતરી થઈ. હવે પ્રતિજ્ઞાનુસાર મ્હારે સંકષ્ટીચોથનું વ્રત કરવું જોઇએ, એવો એણે નિશ્ચય કીધો, અને ચોથ આવતાંજ તે દિવસે ચન્દ્રોદય પર્યન્ત ઉપવાસ કીધો.

પછી ગણપતિની પૂજા કરવા સારૂ પૂજા સાહિત્ય સર્વ એકઠું કર્યું તથા નૈવેદ્યને માટે મોટા મોટા એકવીસ લાડુ તથા બીજા પણ શર્કરાયુક્ત મોદક તૈયાર કરીને પાત્રમાં ગોઠવીને દેવની સમીપ મૂકી દીધા. કૃષ્ણની સ્વારી પાસેજ ઉભી હોવાથી ત્હેમણે પૂછ્યું, મા-! મ્હને લાડુ કયારે આપશે! માતાએ કહ્યું, ગણપતિની પૂજા કરીને ત્હેમને નૈવેદ્ય ધરાવી રહ્યા બાદ ત્હને આપીશ. એમ કહીને તે પૂજા કરવા મંડી. અભિષેક, ગંધ પુષ્પ વગેરે સઘળું સમર્પણ કર્યા બાદ ધૂપદીપ લાવવા તે વીસરી ગએલી હોવાથી, ઉઠી અને અંદર ગઈ ત્યારે દેવગૃહમાં એકલા કૃષ્ણજ ઉભા હતા ત્હેમણે ઝટ કરતું કે લાડુનું પાત્ર ઉંચકી લીધું અને ખાઈ કરીને ખાલીખમ કરી નાંખ્યું તથા ગુપચુપ તેજ જગોએ બેસી રહ્યા. એટલામાં ધૂપદીપ લઇને માતા આવી પહોંચી, તો ત્યાં નૈવેદ્ય મળે નહિ. નૈવેદ્યનું પાત્ર ખાલી જોઇને ત્હેણે કૃષ્ણને પૂછ્યું, કેમરે! અંહિયાં કોણ આવ્યું હતું? આ સઘળા લાડુ કોણ ખાઈ ગયું? કૃષ્ણે જવાબ દીધો, સાચું કહું? તું અંદર ગઈ હતી એવામાં એકહજાર ઉંદર અંહી આવ્યા, અને તેમાંહેનો જે એક મોટો હતો તેના ઉપર ગણપતિ બેઠા હતા. ત્હેમનું તે હું શું વર્ણન કરૂં! એમનું ઉગ્ર સ્વરૂપ જોઇને મ્હને ભય ઉપજ્યો. એમના શરીરપર બધે સીંદુર ચોંટાડયું હતું તથા એમનું પેટ ઘણું મોટું હતું, શુંઢ પણ ઘણી લાંબી હતી, ત્હેમણે આ લાડુના પાત્રને પોતાની શુંઢવડે આકર્ષિત કર્યું અને સઘળા લાડુ સ્વાહા કરી ગયા. મને ઘણીજ ભુખ લાગી છે, માટે જલદી લાડુ આપ.

સાંભળતાંવારને જસોદાને ક્રોધ ચઢ્યો અને તે બોલી, ત્હારૂં મ્હોં ખોલી બતાવ. કૃષ્ણે કહ્યું, લાડુ કેટલાબધા હતા? એ બધાનો મ્હારા મુખમાં શી રીત્યે સમાવેશ થઇ શકે? ગણપતિ લાડુ ખઈ ગયા અને હું અહીંયાં ઉભો હતો, તેથી તું મ્હારાપર દોષારોપ કરે છે. પણ વિચાર તો કર! જશોદાએ કહ્યું, મ્હોં ઉઘાડ, નહિ તો હમણાંજ હું ત્હને મારી પાડીશ. નૈવેદ્ય ધરાવ્યા બાદ હું ત્હને લાડુ આપીશ એમ મ્હેં ત્હને કહ્યું હતું તે છતાં નૈવેદ્ય ધરાવતાં પહેલાં તું બધા લાડુ ખાઇ ગયો અને મ્હારા વ્રતનો ભંગ કર્યો, ઉઘાડ ત્હારૂં મ્હોં! કૃષ્ણ ભયભીત થઇને કહેવા લાગ્યા, હે માતા! મારીશ નહિ મ્હને. આ જોઇ લે મ્હારૂં મુખ અને કરી લે ત્હારી ખાત્રી. એટલું કહીને કૃષ્ણે પોતાનું મુખ ખોલ્યું તો તેમાં વૈકુંઠ, કૈલાસાદિ અખિલ બ્રહ્માણ્ડ ત્હેણે દીઠાં. એટલુંજ નહિ પરંતુ એનાં મુખને વિષે અસંખ્ય ગજાનન જોઇને, જસોદા સ્તબ્ધ થઈ ગઈ. કૃષ્ણના મુખમાંથી ગજાનન બોલવા લાગ્યા, હે માતા! આ સનાતન દેવાધિદેવ છે. ત્હારા ભાગ્ય વિશેષથી પુત્રરૂપે અવ-

નેર્યા છે એમ સમજજે. હમે સઘળા દેવો, શરીરને જેમ અવયવ છે, તે પ્રમાણે એના અવયવ સ્થાનીય છીએ, અને એ પૂર્ણ બ્રહ્મ સચ્ચિદાનંદ છે; એથી એમનું ભજન કરતી રહેજે. એમણે ખાધેલા લાડુ મ્હને પહોંચ્યા છે, અને ત્હારૂં વ્રત પણ અખંડિત રહ્યું છે, એમ સમજજે.

આ પ્રકારની લીલા જોઇને જસોદા તો થોડાક વખત સુધી સમાધિસ્થ થઇ ગયાં. થોડા વખત પછી દેહભાન આવતાં જોવા લાગી તો, એકલા કૃષ્ણજ પોતાની પાસે ઉભા છે, એવું જોવામાં આવ્યું. કૃષ્ણે એ સઘળી ગારૂડી માયા વિલીન કરી નાંખી, અને પોતે પહેલાંની માફક લાડુ માંગવા લાગ્યા. ગજાનનના વચનથી ત્હેનો સંદેહ ભાંગ્યો હતો તેથી બીજું નૈવેદ્ય ધરાવીને પૂજા સમાપ્ત કીધી અને પોતે ઘણાં પ્રેમથી કૃષ્ણને સાથે લઇને ભોજન કીધું. એ પ્રમાણે શ્રીકૃષ્ણે ગણપતિ અને હું એકરૂપ છીએ એવો ભાવ માતાને તથા અન્ય લોકોને પણ દર્શાવ્યો હતો. એ રૂપ જો કે જસોદા સિવાય બીજા કોઇએ દીઠું નહતું, તો પણ ત્હેને મ્હોંડેથી જેમણે એ વાત સાંભળી હતી તે સઘળાનો ભેદભ્રમ ભાંગી ગયો. અર્જુનને દેખાડેલું વિશ્વરૂપ ક્યાં સઘળાને દૃષ્ટિગોચર થયું હતું ? નહિજ. ફક્ત એણેજ તેનાં દર્શન કર્યાં હતાં. પરંતુ તે સંબંધી હકીકત સાંભળીને શ્રદ્ધાભક્તિયુક્ત જનોનો તત્સંબંધી પરમાત્મવિષયક ભેદભ્રમ દૂર થયો હતો કે નહિ ? તેજ પ્રમાણે. અસ્તુ !

હે રાજા ! એક વખત બળરામ અને ગોપાળ બાળકો રમતા હતા, તે દરમ્યાન ત્હેમણે યશોદાની પાસે જઇને કહ્યું કે, 'કૃષ્ણે માટી ખાધી' તે સાંભળીને ત્હેણે ક્રોધથી ધમકાવીને એનો (કૃષ્ણનો) હાથ પકડ્યો અને કહ્યું કે, હે કૃષ્ણ ! ત્હેં માટી કેમ ખાધી ? મોટાભાઇ બળરામ તથા આ ગોપાળ ત્હારા સોબતીઓ ફરીયાદ કરે છે. ઘરમાં શું ત્હને ખાવા નથી મળતું ? કૃષ્ણેજ જવાબ દીધો, માતા ! મ્હેં માટી ખાધી નથી. એ સર્વ મ્હને કહેતા હતા કે, તું ચોરી કરીને હમને દહીં, દૂધ, માંખણ ખવડાવ; પરંતુ મ્હેં ઇન્કાર કર્યો તેથીજ ત્હને આમ જુઠું કહે છે. એમનું ભાષણ જો ત્હને સત્ય લાગતું હોય, તો તું મ્હારૂં મુખજ પ્રત્યક્ષ જોઇ લે. યશોદા બોલી, એમ હોય તો ઉઘાડ ત્હારૂં મ્હોં.

માતાનું એ પ્રકારનું વચન સાંભળીને, કૃષ્ણે પોતાનું મુખ પહોળું કરીને બતાવતાં ત્હેણે એમના મુખમાં સ્થાવર જંગમાત્મક અખિલ વિશ્વ દીઠું. વિશેષ શું ? પરંતુ પોતાની જાત સહિત ગોકુળને જ્યારે પુત્રના અલ્પ મુખને વિષે દીઠું, ત્યારે તો એ સાશંક થઇ, અને

વિચાર કરવા લાગી કે, હું શું સ્વપ્ન અનુભવી રહી છું? અથવા આ શું પરમાત્માની માયા છે? કિંવા મ્હારી બુદ્ધિનેજ આ મોહ ઉત્પન્ન થયો છે? અથવા મ્હારા બાળકનું શું આવું સ્વાભાવિક ઐશ્વર્ય છે? આમ ત્હેના મનમાં અનેક સંશય ઉપજ્યા, પરંતુ આખરે 'મ્હારા પુત્રનું આ ઐશ્વર્યંજ છે,' એ પક્ષનું નિઃશંક અવલંબન કરીને કૃષ્ણ ઇશ્વરજ છે, એવો નિશ્ચય કરીને તે બોલી ઉઠી, જેના આશ્રયથી આ જગત્ ભાસે છે, તે ઇશ્વરપદને હું નમન કરૂં છું. તેમજ જેની માયાથી 'આ મ્હારા પતિ છે, આ મ્હારો પુત્ર છે, આ હું નંદની પત્ની યશોદા છું, આ મ્હારાં ગાય ધન, ગોપાળ, ગોપી, ઇત્યાદિ કુબુદ્ધિ મ્હને ઉપજે છે, તે પરમેશ્વરજ મ્હારી ગતિ છે. એમના વગર બીજું કોણ મ્હને આમાંથી મુક્ત કરી શકે તેમ છે? આ પ્રમાણે યશોદાને તત્ત્વજ્ઞાન ઉત્પન્ન થયું હતું, તેમ છતાં કૃષ્ણે પુત્ર સ્નેહરૂપી પોતાની વૈષ્ણવી માયા ત્હેનાપર ફેલાવી દીધી. માયાનાં આવરણથી ત્હેનું ઇશ્વિરવિષયક જ્ઞાન લુપ્ત થઇ ગયું, અને પોતાના પુત્રને ખોળામાં બેસાડીને પહેલાંની પેઠે તે અજ્ઞસ્થિતિમાં રહેવા લાગી. તથા વેદ ઉપનિષદ વગેરેએ જેમનું માહાત્મ્ય વર્ણવ્યું છે, તે પરમાત્માને પોતાના પુત્રજ સમજવા લાગી. અસ્તુ!

રાજાએ પૂછયું, મહારાજ! નંદનો આટલો બધો ઉત્કર્ષ થયો, તો એણે એવું શું પુણ્ય કીધું હતું? તેમજ યશોદાએ પણ એવું કીયું તપ કીધું હતું કે જેથી પરમાત્માએ ત્હેનું સ્તનપાન કર્યું? તેજ પ્રમાણે વળી રામકૃષ્ણની બાળલીલા પ્રત્યક્ષ ત્હેમના માબાપના જોવામાં આવી ન હતી, પરંતુ નંદ યશોદાએ દીઠેલી હોવાથી, ત્હેમના માહાત્મ્યનું વર્ણન કોનાથી થઇ શકશે? શુકાચાર્યે કહ્યું, હે રાજા! આ નંદ અષ્ટવસુમાંનો દ્રોણ નામનો વસુ હતો; ત્હેને ગોકુળમાં જન્મ લઇ ગાયો પાળવાની બ્રહ્મદેવે આજ્ઞા કીધી હતી. તેજ પ્રમાણે ધરા નામની પત્ની સાથે પૃથ્વીપર જન્મ લેવાસારૂ આવતી વખતે એણે બ્રહ્મદેવને કહ્યું હતું કે, હે બ્રહ્મન્! હમે આપની આજ્ઞાનુસાર જન્મ ધારણ કરીએ, ત્યારે એ જન્મમાં પરમાત્મા પ્રત્યે હમારી અત્યન્ત ભકિત થાય એવું વરદાન આપો; કેમકે, ભકિતવડે મનુષ્ય સર્વ દુઃખોમાંથી મુકત થઇ જાય છે. બ્રહ્મદેવે 'તથાસ્તુ' એમ કહ્યું ત્યારે એ દ્રોણવસુએ ગોકુળમાં નંદ નામના ગોપાળનો જન્મ લીધો અને ઐશ્વર્યસંપન્ન તથા કીર્ત્તિમાન્ થયો. ત્હેની પત્ની જે ધરા હતી તેજ યશોદા થઈ, અને સાક્ષાત્ ભગવાન્ ત્હેમના પુત્ર થયા. એથી બીજા ગોપાળ અને ગોપીઓના કરતાં એ બન્ને (દંપતી) ની શ્રીકૃષ્ણના ઉપર અત્યંત પ્રીતિ હતી. બ્રહ્મદેવનું વરદાન સત્ય કરવા

સારૂ ભગવાને બલરામ સહિત કૃષ્ણરૂપથી ગોકુળમાં નિવાસ કર્યો, અને બાળલીલાથી નંદ યશોદાને અત્યંત સંતોષ ઉપજાવ્યો.

## ભાવાર્થદીપિકા.

'પરમાત્માનું નામકરણ ક્યારે થાય?' તો, જે સમયે પરમાત્મા પોતાના સ્વરૂપને વિષે સંકલ્પ માત્રથી વિશ્વને પ્રકટાવે છે, તે સમયે ત્હેમનું નામકરણ પણ થાય છે. એટલા માટે નામકરણ કરવા સારૂ ગર્ગમુનિનું ગોકુળમાં આગમન થયું તે ઉચિતજ જાણવું. કેમકે, પરમાત્માએ સંકલ્પ માત્રથી પોતાના સ્વરૂપ (મુખ)ને વિષે વિશ્વ પ્રકટ કરી (યશોદાને) બતાવ્યું હતું.

'વસુદેવે ગર્ગને કેમ મોકલ્યા?' તેમાં એ ભાવ જાણવો. મનુષ્ય મનમાં બહુ દુઃખી હોય તથા બહારથી પણ શત્રુઓદ્વારા પીડાતો હોય, તોપણ તે પોતાના સંતાનનું કલ્યાણ ઇચ્છે છે, અને તે દૂષણીભૂત નથી. વસુદેવની સ્થિતિ પણ એવીજ આંતર્બાહ્ય દુઃખી હતી, પરંતુ ત્હેમણે પોતાના પુત્રનું કલ્યાણ થાય એ હેતુથી ગર્ગમુનિને નામકરણાદિ સંસ્કાર કરવા સારૂ ગોકુળમાં મોકલ્યા હતા તે યોગ્યજ સમજવું.

'એકાંતમાં બેસીનેજ નામકરણાદિ સંસ્કાર કેમ કર્યો?' તો, વગર પ્રયત્ને પોતાનું ઇચ્છિત કાર્ય પ્રાપ્ત થવા છતાં બુદ્ધિમાન્ પુરૂષે વિચાર કર્યા પછીજ તે કરવું, એવો નીતિ માર્ગ છે; એ વાત ગર્ગથી સ્પષ્ટ થઇ. કેમકે, ત્હેના મનમાં નામ કરણ કરવાની ઇચ્છા હતી, અને યત્ન કર્યા વગરજ વસુદેવે ત્હેને એ કાર્ય કરવાનું કહ્યું હતું; પરંતુ એણે દીર્ઘદૃષ્ટિપૂર્વક વિચાર કરીને, યુકિતથી નામકરણાદિ સંસ્કાર એકાંતમાં કર્યા. નંદને ભાગ્યવશાત્ પરમાત્માની જે ઉત્કૃષ્ટ પ્રાપ્તિ થઇ હતી, તે ગુરૂના ઉપદેશ વિના વ્યર્થ નીવડે નહિ, એવું જાણીને ગર્ગમુનિ પોતે જાતે ત્હેમની પાસે આવ્યા, અને તેજ મહામંત્રનો ત્હેણે એકાંતમાં નંદને ઉપદેશ કર્યો. એમ જો ના હોય, તો નામકરણને માટે એકાન્તની શી જરૂર? અને તે સ્થળે પુત્રના ઇશ્વરત્વનું કથન કરવાનું પણ શું કામ હોઇ શકે? પરમાત્માનો લાભ થવા છતાં જ્યાં લગી ગુરૂ 'આ પરમાત્માજ છે' એવું સમજાવે નહિ, ત્યાં લગી તે વ્યર્થજ. દૈવયોગે હીરો મળ્યો હોય, તોપણ ઝવેરી વગર એ હીરોજ છે એવું જ્ઞાન થતું નથી; પરંતુ મનુષ્ય તેને કાચનો કટકોજ માને છે, તે પ્રમાણે. સામાન્ય મંત્ર પણ ગુપ્ત રાખવો જોઇએ એવો નિયમ છે, તો પછી આ મહામન્ત્ર કેમ કરીને પ્રગટ કરી શકાય? સ્મૃતિમાં કહ્યું છે કે,

'**आत्मनाम गुरोर्नाम.**' કલ્યાણની કામના રાખનારે પોતાનું તથા ગુરૂનું નામ ઉચ્ચારવું નહિ; કદાચ બોલવું હોય તો ગુપ્ત એકાન્ત સ્થલમાંજ તેમ કરવું. એટલા માટે ગર્ગમુનિએ આત્મરૂપ હરિનું નામ એકાન્તમાં ઉચ્ચાર્યું, તે યોગ્યજ સમજવું.

'નંદે પૂછ્યા વિના ગર્ગે રૂપરંગનું વર્ણન શા માટે કર્યું ?' તો, સ્વરૂપ નિરૂપણ કર્યા વગર નામકરણ થઈ શકે નહિ, એથીજ નંદે પૂછ્યું નહિ હોવા છતાં ગર્ગે પ્રથમતઃ રૂપ રંગ કથન કર્યું તે યોગ્યજ. 'કૃષ્ણ' એ દ્વિ અક્ષરાત્મક મહામંત્ર હોવાથી, તેને ગુપ્ત રાખવો જોઇએ, એજ કારણને લઇને ગર્ગે, એમનો વર્ણ કથીને અર્થ સમજાવ્યો અને એ રીત્યે નામાભિવ્યક્તિ કીધી. મનન કર્યાથી જે ત્રાણ (રક્ષણ) કરે છે, તે મંત્ર કહેવાય છે, અને કૃષ્ણનો અર્થ સદાનંદરૂપ આત્મા એવો થાય છે. વેદમાં જેમ અવાંતર વાક્ય અને મહાવાક્ય છે, તેજ પ્રમાણે સામાન્ય મંત્ર અને મહામંત્ર એવા મંત્રમાં પણ ભેદ સમજવા. મહાવાક્યને જેમ ગુપ્તજ રાખવાની જરૂર છે, તેજ પ્રમાણે મહામંત્ર પણ ગુપ્ત હોય, તો ફલદ્રુપ નીવડે છે. (મંત્ર સ્ફોટનને માટે નવનાથ ચરિત્રના બીજા ભાગમાં જે લખાણ છે, તે વાંચવાથી વધુ ખુલાસો થશે.) ચિદ્રુપ, ગુણાતીત એવા આ વિષ્ણુ (સર્વવ્યાપી) ના આશ્રયથી ત્રણે ગુણ પ્રકાશી નીકળે છે. એ પ્રમાણે વેદાન્ત સિદ્ધાન્તને વર્ણવાની ઇચ્છા રાખનારા ગર્ગમુનિએ વર્ણની પ્રશંસા કીધી છે એમ સમજવું.

નામ અને રૂપ એ બન્ને માયાના અંશ જગતમાં સ્થિત હોય છે; પરંતુ પરમાત્માએ એ બન્નેને પોતાના વિષે ધારણ કરીને એ ભાવ સૂચવ્યો કે જગતનું કલ્યાણ થાય એવી લીલા હું કરીશ. જેનું નામરૂપ ધારણ કરવામાં આવે, તેનું કલ્યાણાવહ કાર્ય કરવું, એ યોગ્યજ છે. અને તે પ્રમાણે પરમાત્માએ જગત્ કલ્યાણાવહ લીલા કરી. જે મનુષ્ય સર્વદા સાચું બોલતો હોય, ત્હેને કદાચ પ્રસંગવશાત્ અસત્ય બોલવાનો સમય આવી પહોંચે તો ત્હેણે એવું બોલવું કે, જેથી ગુપ્ત વાત સ્પષ્ટ કહેવા છતાં બીજાને તેની સમજણ પડે નહિ, અને પોતાને પણ અસત્યનો દોષ લાગે નહિ. એ વાત ગર્ગોક્તિથી સ્પષ્ટ થઇ. કેવી રીત્યે ? તો જુઓ. ગર્ગે કહ્યું, 'હે નંદ ? આ ત્હમારો પુત્ર પહેલાં એક વખત વસુદેવનો પુત્ર થયો હતો.' એ વાક્યમાં '**प्राक्**' પહેલાં એ શબ્દ જુદું બોલવું નહિ એ હેતુથી સંદિગ્ધ રાખ્યો છે. તેનો અર્થ નંદ એવો સમજ્યા કે, 'પહેલા જન્મમાં.' અને ગર્ગે તો સત્ય કહ્યું હતું કે, 'પહેલાં' યાને ત્હમને થતાં ( મળતાં ) પહેલાં એ વસુદેવનો પુત્ર થયો

હતો. એમાં ગુપ્ત પ્રકટ કરેલું હોવા છતાં, નંદને તેની સમજ પડી નહિ અને ગર્ગને અસત્ય ભાષણનો દોષ લાગ્યો નહિ. સત્ય હોવાં છતાં, તેના ઉપર જે મોહ (અવિવેક) તેજ માયા છે એ વ્યકત થયું. કેમકે, વાસુદેવ એ નામ સત્ય હોવા છતાં, નંદને તેની અજ્ઞતા રહી. સ્વરૂપની અજ્ઞતાજ માયાનું રૂપ છે, એ પ્રસિધ્ધ છે.

'અલ્પકાળમાં બન્ને હાથ પૃથ્વીપર મુકીને રામ કૃષ્ણ ધુંટણીએ ચાલવા લાગ્યા.' એ ચલનના નિમિત્તથી તેઓ પૃથ્વીને ધન્યવાદ આપી રહ્યા હતા. "હે પૃથ્વી! વારંવાર દુષ્ટ રાજાઓએ ત્હને અત્યંત પીડેલી હોવા છતાં ત્હેં ત્હારૂં **क्षमात्व** (સહનશીલતા, પૃથ્વીપણું) છોડયું નથી; એથી ત્હને ધન્ય છે." એમ કહીને એ બન્ને જણા પોતાના હાથ તેની પીઠપર મુકીને અધિક ઉત્તેજન આપતા હતા એમજ સમજવું. પૃથ્વી ઘણી સહનશીલ હોવાથી, તેનું 'ક્ષમા' એવું નામ પડયું છે, તે પ્રસિધ્ધજ છે.

'પછી જ્યારે જરાક વધારે મોટા થયા ત્યારે ગોકુળના કાદવમાં રમવા લાગ્યા. કાદવવાળા શરીર ઉપરનો કાદવ જ્યારે માતા પાસે આવતી, ત્યારે પોતાના હાથવતી અગર વસ્ત્રથી લુંછી નાંખતી હતી, અથવા પાણીવડે ધોઇ નાંખતી હતી.' એમાં એ ભાવ સમજવો કે, સત્પુરૂષોના **गो–कुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત)માં જે પંક (પાપ કર્દમ) હોય છે, તે હું મ્હારા પગવડે આકર્ષી લઉં છું. પરંતુ મ્હારા શરીરને જે કાદવ લાગ્યો છે તે તો હું જેઓ સદૈવ મ્હારાં ગુણગાન કરે છે, જેમનાં હૃદયમાં શુદ્ધ સત્વામૃતનો નિવાસ છે, તથા જેમણે મ્હને સકલ ગૃહાચાર સમર્પણ કીધા છે, તેવા ભકતોની પાસે જઇને ત્હેમના હાથવતી સાફ કરાવી લઉં છું. એવું ભકતનું સામર્થ્ય અને પોતાનું ભકતવાત્સલ્ય પરમાત્માએ દર્શાવ્યું છે, એમ સમજવું.

'વારંવાર યશોદા પુત્રને લઇને પ્રેમથી સ્તનપાન કરાવતી હતી.' એમાં એ ભાવ પ્રદર્શિત કર્યો છે કે, જે મ્હને હૃદયમાં ધારણ કરીને મ્હારાજ સ્વરૂપને વિષે વિહાર કરે છે, ત્હેના હૃદયના સુરસ (પ્રેમ) નો આસ્વાદ પણ હું લઉં છું. યશોદા એવીજ હોવાથી, ત્હેના હૃદયના સુ-રસ (દૂધ) નું પાન પરમાત્મા નિરંતર કરતા હતા.

'તેઓ ગાયના વાછરડાંનાં પુછડાં પકડીને દોડતા હતા, અને એ જોઇને ગોપીઓના મનને ઘણેજ આનંદ થતો હતો.' એ લીલામાં શો હેતુ છે તે જુઓ! ગોપી એટલે ઇન્દ્રિયવૃત્તિ. જે જે વૃત્તિ, પુચ્છગત થઇને વિહાર કરવામાં રસિક એવો જે હું ત્હેને અવલોકે છે, તે તે વૃત્તિને બુદ્ધિથી પર અને વિષયોથી અધિક એવો પરમાનંદ હું નિરંતર બક્ષું છું. એ પ્રકારનો

ભાવ લોકોને વ્યકત કરી બતાવવા ખાતરજ, માયાશરીર ધારણ કરનારા પરમાત્માએ કૌતુકથી ગાયના વાછરડાના પૂછડાનું અવલંબન કરીને ક્રીડા કીધી અને અવલોકન કરનારી ગોપીઓને પરમ આનંદિત કીધી. કિંવા સૃષ્ટિના પહેલાં અથવા ઉત્પત્તિ પછી, તથા મધ્યમાં અગર અંતમાં મ્હારી એકજ ગતિ અને સ્થિતિ થાય છે, એવું જે શ્રુતિમાં કહ્યું છે '**ब्रह्मपुच्छं प्रतिष्ठा**" તો તેને આ સમયે તજવી ઉચિત નથી. એ પ્રમાણે પરમાત્માએ વિચાર કરીને પૂછડાનું અવલંબન કરીનેજ પોતાની ક્રીડા શરૂ કીધી કે શું ? એવું લાગે છે. શરીરમાં જે અન્નમયાદિ પાંચ કોશ છે, તેમના ઉપરજ મૂઢજનોને આત્મરૂપની ભાવના થાય છે અને સાંસારિક કલેશ ભોગવવો પડે છે. પરંતુ અન્નમયાદિ પાંચકોશોના કરતાંયે આંતર સચ્ચિદાનંદ બ્રહ્મરૂપ આત્મા ભિન્ન છે, એ પ્રમાણે '**ब्रह्मपुच्छं प्रतिष्ठा**' યાને પુચ્છની પેઠે સકલ કોશોને આધારભૂત બ્રહ્મજ છે, એવો તૈત્તિરીયોપનિષદમાં સિદ્ધાન્ત કહ્યો છે. તે વિસ્તૃત હોવાથી ત્યાંજ જોવો ઉચિત છે એમ સમજીને અંહિ ફક્ત સ્થલનિર્દેશ કર્યો છે. અસ્તુ!

'ગાયનાં વાછરડાં બન્નેને પોતાની પાછળ ઘસડી લઈ જતા અને તે જોઇને ગોપીઓને વિસ્મય થતો હતો' એનો ભાવ. પુચ્છસ્થિત બ્રહ્મ અચલ હોવાનું શ્રુતિમાં વર્ણવેલું છે; પરંતુ અંહી તો પુચ્છનું અવલંબન કરનાર કૃષ્ણ (સદાનંદ સ્વરૂપ આત્મા) નાનાં નાનાં વાછરડાંઓથી આકર્ષાય છે, તે જોઇને **श्रुति** (વેદશ્રુતિ)ને વિસ્મય કેમ નહિ ઉપજે ? વાસ્તવિક **श्रुति** (કર્ણ)ને આશ્ચર્ય કેમ નહિ લાગે ? એ ભાવ છે. અમવા ગોપીનો અર્થ જેમ ઇન્દ્રિયવૃત્તિ છે, તે પ્રમાણે શ્રુતિ એવો અર્થ પણ કહ્યો છે. શ્રુતિઓને નિર્ગુણ બ્રહ્મની પ્રાપ્તિ નહિ હોવાથી, તેઓ સગુણ સ્વરૂપની આરાધના કરવાને અવતીર્ણ થઈ હતી, ઇત્યાદિ કથન અગ્રભાગમાં આવવાનુંજ છે. સારાંશ, બ્રહ્મનું અચલત્વથી જે શ્રુતિઓએ વર્ણન કીધેલું છે, તેમનેજ જો તેનું આમતેમ ગમન થતું જોવામાં આવે, તો તેઓ વિસ્મય પામે કે નહિ? પામેજ.

'કૃષ્ણ મોટા થઇને પગવતી ચાલવા લાગ્યા, ત્યારે ગોકુળના ગોવાળીયાના છોકરાઓને સાથે લઇને ઘેર ઘેર ચોરીની લીલા કરવા લાગ્યા. ખરૂં જોતાં, જેઓ ચોર હોય છે, તેઓ એકલાજ ચોરી કરે છે. કેમકે ઘણા માણસ સાથે હોય તો હોહા થઇને લોકોને ખબર પડી જવાનો ડર રહે છે. પરંતુ ગોકુળમાં તો કૃષ્ણ પોતાના ગોવાળીયા મિત્રોને સાથે લઇને ચોરી કરવા જતા હતા.' એમાં એ ભાવ સમજવો કે, જેના તેના ઘરના છોકરા પોતપોતાના ઘરનાં દહીં, દૂધ, માંખણ વગેરે પદાર્થ ચોરી લઇ

આવે, તો ચોરીનો અપવાદ પોતાના ઉપર આવે નહિ. એજ હેતુથી ખાસ કરીને શ્રીકૃષ્ણે એ ગોપાળ બાળકોને પોતાની સાથે ચોરી કરતી વખતે લીધા હોય એમ પ્રતીત થાય છે.

'ગાયનાં વાછરડાંને છોડી મુકવાં, ચોરીથી દહીં દૂધ વગેરે હરણ કરવા સારૂ નાના પ્રકાર (પાટલા ઉપર ખાંડણી વગેરે મુકીને ઉભા થવું ઈત્યાદિ ઉપાય) ની રચના કરવી, એમ કરીને શું બોધિત કર્યું,' તે જુઓ! હું જો કે અક્રિય હોવાથી ક્રીડા રહિત છું, તો પણ નિર્મલ **गो-कुल** ( દેહેન્દ્રિય સમૂહ ) ને વિષે સદ્‌ભક્ત તથા સંત મહાત્મા પુરૂષોને સ્વાનંદ પ્રાપ્ત કરાવવા સારૂ સત્વાદિ મિત્રોની સંગતિનું અવલંબન કરૂં છું. તથા અનેક **गो-वत्सो** (સ્વલ્પ ઇન્દ્રિયાદિકો ) ને બંધ નિર્મુક્ત યાને વિધિ નિષેધ રહિત કરીને, નાના રસાસ્વાદયુક્ત યોગ અથવા વેદવિધિને અનુસરીને પણ વિહાર કરીશ. ઇત્યાદિ ભાવ ગોપીઓને આનંદ દેનારા પરમાત્માએ, ગોવત્સને છોડી દઈ, અનેક પ્રકારે ચોરી કરવી એવી એવી ક્રીડા કરીને બોધિત કર્યો. (મુળમાં **गो, योग, विधि**, એવાં પદ છે તે ઉપરથી આ શ્લિષ્ટાર્થ દર્શો છે. )

'ગોપીઓ ગૃહકાર્યને વિષે નિમગ્ન થતી, તે વખતેજ ચોરી કરવાનો શો હેતુ?' તો, આત્મજ્ઞાની પુરૂષોએ વિષયાન્તરમાં વિચરનારી વૃત્તિઓને ફસાવીને સંસારને વિષે સ્વૈર વિહાર કરવો. એ પ્રકાર બરાબર કથન કરી બતાવવા સારૂજ જાણે પરમાત્માએ ગોપીઓને ફસાવીને, યાને તેમને ખબર પડે નહિ એવી રીતે દહીં દૂધ માંખણ ખાધાં હોય એમ લાગે છે.

'ગોપી આપતી હતી તે નહિ લેતાં ચોરી કરીનેજ દૂધ વગેરે ખાવાની શી મતલબ?' તો સાંભળો. ખાવા લાયક વસ્તુ તો ઘણી હોય છે, પરંતુ તે જો પરસ્વાધીન હોય તો સુખપ્રદ નીવડતી નથી. અને અલ્પ હોવા છતાં જે પોતાને સ્વાધીન હોય છે, એવી વસ્તુ અત્યંત સુખ આપે છે. એમ હોવાને લીધે, ગોપીઓએ અર્પણ કરેલો પદાર્થ ગ્રહણ નહિ કરતાં, પોતે જાતે હરણ કરી લીધેલાં દહીં દૂધ માંખણ ખાતા હતા અને આનંદ પામતા હતા, તે ઉચિતજ સમજવું.

'કૃષ્ણ બાળકોને આપીને ખાતા હતા.' શા માટે? તોઃ-પરમાત્માએ વિચાર કર્યો કે, હું જગત્ સાક્ષી હોવાથી અસાક્ષીપણાનો દોષ મ્હને કદી પણ લાગવો નહિ જોઇએ. એ આશયથી દહીં દૂધ માંખણ વગેરે પદાર્થ ગોપાળ બાળકોને પ્રથમ આપીને પછી શ્રીકૃષ્ણ ખાતા હતા, તે યોગ્યજ જાણવું. અથવા શ્રુતિમાં કહ્યું છે કે, કેવળ પોતાનુંજ પેટ ભરવા ખાતર જે લોક અન્ન પાચન

કરે છે કદી બીજાને આપતા નથી, તેઓ અન્નરૂપી પાપનુંજ ભક્ષણ કરે છે. એ પ્રકારનો શ્રુતિનો અર્થ પરમાત્માને સ્મૃતિમાં હોવાથી, તથા પોતે પાપહર્તા હોવાથી, તેમણે પૂર્વોક્ત દોષ પોતાને સ્પર્શવા પામે નહિ એ હેતુથી, પ્રથમ બીજાને આપીને પછી પોતે ખાવાનો નિયમ કર્યો હતો, તે યોગ્યજ જણાય છે.

'કૃષ્ણ મર્કટ વાંદરા વગેરેને ગોરસ કેમ આપતા હતા?' તોઃ—પરમાત્માએ એવો વિચાર કર્યો કે, હું પહેલાં રામરૂપે વનમાં વિચરતો હતો, તે વખતે આ વાંદરા મર્કટાદિકોએ પોતે જાતમહેનતથી લાવેલાં અરણ્યનાં ફળ ઉપર પોતાનો નિર્વાહ કરીને, નિષ્કામ બુદ્ધિથી મ્હારી સેવા કીધી હતી. એ પ્રકારના તેમના અનંત ઉપકાર ધ્યાનમાં રાખીને એ પ્રભુએ દૂધ, દંહી, માંખણરૂપી તેઓને વેતન આપીને સંમાનિત કર્યા હોય એમ લાગે છે. અનુકૂળ કાલમાં પોતાના મિત્રો અને ચાકરોને ઇનામ વગેરે આપીને તેમનો સત્કાર કરવાની રીત જગતમાં જોવામાં આવે છે.

જેના ચરણોદકરૂપ ગંગાને શંકર પોતાના શિરઉપર ધારણ કરે છે, વક્ષઃસ્થળ લક્ષ્મીની સ્પૃહાને યોગ્ય છે, તથા જેનું રૂપ સર્વસંગપરિત્યાગી એવા પરમહંસ યતિ તથા ઋષિ વગેરેને સેવવા યોગ્ય છે, અને પૃથ્વીઉપર જેની પ્રાપ્તિ (રૂપગુણાદિનું જ્ઞાન) લોકોને વેદશાસ્ત્રાદિકવડેજ થાય છે, તે લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણજ નિત્ય ગોકુળમાં ગોવાળીયાઓની સ્ત્રીઓવડે અપમાન પામતા હતા, તેનું કારણ અતિ સહવાસજ જાણવું. પ્રયાગ ક્ષેત્રવાસી લોક ગંગાનો અનાદર કરીને શું કૂવાના પાણીમાં નાહી લેતા નથી? મલય પહાડવાસી ભિલ્લ લોકોની સ્ત્રીઓ શું અમૂલ્ય ચંદનના લાકડાંને સામાન્ય લાકડાની પેઠે રસોઇને માટે ચૂલ્લામાં સળગાવી મુકતી નથી? એનું કારણ તેની સાથે એમનો અત્યંત પરિચય છે. મનુષ્યનો જેની સાથે અત્યંત પરિચય થાય છે, અને હંમેશાં જો તે કોઇને ઘેર ગમન કરે છે, તો શું ત્હેની અવજ્ઞા થતી નથી? થાય છેજ. હાં! પણ એને માટે એક અપવાદ છે; યાને 'અતિ પરિચયથી અવજ્ઞા થાય છે,' એ વાક્ય એક સ્થાનમાં મિથ્યા થાય છે. કયાં આગળ? તો જુઓ!! આ સંસારની સાથે સર્વ પ્રાણીઓને અનાદિકાળથી એટલો બધો પરિચય થયો છે કે, કદી કોઇ મનુષ્ય તેનો તિરસ્કાર કે અનાદર કરતો નથી. પરંતુ એથી ઉલટું ઉત્તરોત્તર પહેલાના કરતાંયે અત્યંત ગાઢ પરિચય બની રહે એ હેતુથી એવાજ કર્મ કરે છે કે સંસારસાથેનો પોતાનો સ્નેહ તૂટી ના જાય. વારંવાર તે પોતાના ઘરમાં અને પોતે તેના ઘરમાં આવજાવ કર્યાંજ કરે છે. અસ્તુ! અપવાદ તે

તો અપવાદ જ કહેવાય; તેનાથી કાંઇ સામાન્ય નિયમને હાનિ પહોંચતી નથી.

આ પ્રકારે, વ્રજવાસી ગોપીઓએ યશોદા આગળ કૃષ્ણનું ચૌર્યકર્મ કથન કર્યા બાદ મૃત્તિકા ભક્ષણનું ચરિત્ર શુકાચાર્યે વર્ણવ્યું છે. તેમાં તેઓશ્રીનો અને કરનારા પરમાત્માનો આવો આશય જણાય છે કે, 'રજોગુણવિશિષ્ટ મનુષ્ય રાજસવૃત્તિયુક્તજ હોય છે અને પુત્ર કલત્ર ધનાદિ દૃષ્ટ તથા સ્વર્ગપ્રાપ્તિ ઇત્યાદિ અદૃષ્ટ ફળની ઇચ્છા ધારણ કરીને કર્મ કરે છે. પરંતુ રજ (ધૂળ) નો સ્વભાવ જેમ બીજાને લેપન કરવાનો હોય છે, તેજ પ્રમાણે રજોગુણ પણ પોતાના ફળથી મનુષ્યને લિપ્ત કરી દે છે. અર્થાત્ સકામને વારંવાર સંસારમાં જન્મમરણ ધારણ કરવાં પડે છે. ભલે તેમ થાય!! પરંતુ તે કામનિક કર્મ પણ જો સકલ અંગોથી પરિપૂરિત હોય તોજ ફલાવહ થાય છે; અને જો કદાચ વ્યંગ હોય, તો તે ધૂળ ચાવવા જેવુંજ વિફલ નીવડે છે. એ પ્રમાણે કર્મની સ્થિતિ તર્કથી સમજી લેવી. એટલા માટે શ્રીકૃષ્ણે મૃત્તિકાભક્ષણની લીલા કીધી હોય એમ પ્રતીત થાય છે.

'કૃષ્ણે મૃત્તિકા કેમ ખાધી?' તો:— લોકો જ્યારે ભોજન કરતી વખતે 'ઘી તેલ' વગેરે વિશેષ સ્નિગ્ધ પદાર્થ ખાય છે, ત્યારે હાથ ઘણા ચીકણા થઇ જાય છે. અને તેમની ચીકણાશ દૂર કરવાને માટી છાણ વગેરે લગાડવાં પડે છે. એ પ્રકારની રીત શ્રીકૃષ્ણને વિદિત હોવાથી, ત્હેમણે મૃત્તિકા ખાવાના નિમિત્તથી ઉપરોક્ત શિષ્ટપદ્ધતિનું બહુધા અનુકરણ કર્યું હોય એમ લાગે છે. કેમકે ત્હેમણે દહીં દૂધ માંખણ ઇત્યાદિ સ્નિગ્ધ પદાર્થ ખુબ ખાધા હતા, અને તેથી ત્હેમના ઉદરમાં રહેલા લોક બહુજ ચીકણા થઈ ગયા હતા. તો પછી તેઓની ચીકણાશ માટી વગર બીજી શી રીત્યે દૂર થઈ શકે? એ કલ્પના એટલા માટે યોગ્યજ સમજવી. કિંવા, કૃષ્ણના ઉદરમાં રહેલા અનંત બ્રહ્માંડના લોકોને એવી ઇચ્છા ઉત્પન્ન થઈ હશે કે, દેવાદિક જેની ઇચ્છા કરે છે, અને પાપીઓને જે અપ્રાપ્ય તથા યોગી જેનું ધ્યાન કરે છે, તે ગોકુળસ્થ ગોપીઓ તથા ગાયોના પગની ધૂળ હમને મળે તો કેવું સારૂં? એવી તેમની ઇચ્છા કૃષ્ણને વિદિત થઇ હોય અને તે પૂર્ણ કરવા ખાતરજ ત્હેમણે મૃત્તિકા કેમ ના ખાધી હોય? એમ લાગે છે. અથવા, વિશ્વની ઉત્પત્તિ રજોગુણ વિના થાય નહિ, અને સાંપ્રત વિશ્વ ઉત્પન્ન કરવાનું છે. એવું અવલોકીને શ્રીકૃષ્ણે રજ (ધૂળ) ખાઇનેજ રજોગુણનો સંગ્રહ કર્યો હોય, એમ પ્રતીત થાય છે. અગર, મ્હારા વિષે જેમણે પોતાની સર્વભાવના સમર્પણ કરી છે, તેઓ મ્હને માન્ય હોય તેથી શું

થયું ? પરંતુ તેમના ચરણની રજપણ મ્હારા મુખમાં હોવી જોઇએ; એ હેતુને સિદ્ધ કરી આપવાને ખાતરજ, પરમાત્માએ રજનું ભક્ષણ કર્યું. ગોકુલસ્થ અખિલજનોની ભાવના પરમાત્માને વિષે હોવાનું પ્રસિદ્ધજ છે, તથા ભક્ષણ કરેલી મૃત્તિકામાં તેઓના પગની રજ પણ હોય એમાં શો સંદેહ ? કિંવા ઉત્તમ અધમ વસ્તુના પ્રત્યે સમદષ્ટિ પુરૂષમાં ઉચ્ચ નીચ ભાવના હોતી નથી. તેઓને મન દહીં દૂધ, ઘી તેલ, ગોમૂત્રછાણ, સુવર્ણ મૃત્તિકા ઇત્યાદિ સઘળું સમાનજ હોય છે. એ ભાવ વ્યકત કરી બતાવવાને માટેજ એમ સમજો કે, શ્રીપતિએ દૂધ ઘી માંખણની માફક મૃત્તિકા ખાધી હોવી જોઇએ.

'યશોદાએ એમનો હાથ કેમ પકડયો ? અને તે વખતે એમની દૃષ્ટિ ભયથી ભ્રમિત કેમ હતી ?' યશોદાએ જાણ્યું કે મૃત્તિકા ખાવાનું સાધન હાથ છે, તેથી હાથ પકડયો, અને 'આણે મૃત્તિકા તો ખાધી છે, છતાં માતાની આગળ શું જવાબ દેશે તેની શી ખબર ?' એ હેતુથી સાક્ષીભૂત નેત્રરૂપ ચંદ્ર સૂર્ય ભ્રમિત થયા, એમાં તે શું આશ્ચર્ય ? ખોટી સાક્ષી આપવી પડતી હોય, તેવા સમયે શું સાક્ષીઓ ભ્રમિત થઈ જતા નથી ? બસ ! એજ ન્યાય અહીં સમજવો. ચન્દ્ર સૂર્યનું સાક્ષિત્વ અને ત્હેમનું પરમાત્માના નેત્રત્વ વાસ્તવ્ય લોકમાં તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધજ છે. અસ્તુ !

યશોદાએ પોતાની ખાતરી થવા ખાતર કૃષ્ણને 'મ્હોં ઉઘાડ' એમ કહ્યું. ત્યારે પરમાત્માએ વિચાર કીધો કે, આ મ્હારી માતા અખિલ વિશ્વનો વિલાસ જોવાને સારૂ પુણ્યવતી થઇ છે, માટે એની આગળ મ્હારે મુખને વિકસાવી (ઉઘાડી)ને બરાબર બતાવવું જોઇએ; એથી કરીને એમણે વિશ્વાસ ઉપજાવવાને ખાતર મ્હોં ખોલીને બતાવ્યું. પરંતુ તેથી શું ? ત્યાં થોડીજ મૃતિકા ત્હેના જોવામાં આવી ? મુખ નિર્મલજ યશોદાએ દીઠું. વસ્તુતઃ કૃષ્ણે મૃતિકા ખાધી હતી, અને તેથી મુખ મલિન દેખાવું જોઇતું હતું. પરંતુ કૃષ્ણે એમાં શો ભાવ દર્શાવ્યો ? તો, ખ્યાલ કરો ! દ્વિજોમાં સ્વાભાવિક શુદ્ધિ હોવાથી, ત્હેમને વિષે મલ (પાપ) ક્ષાલન કરવાની શકિત હોય છે. મુખમાં મૃત્તિકા પડી, પરંતુ ત્યાં સ્વભાવશુદ્ધ એવા **દ્વિજ** (દાંત) હતા, તેથી તેમની સંગતિથી તાત્કાલ માલિન્ય દૂર થયું અને નૈર્મલ્યભાવની પ્રાપ્તિ થઈ. દ્વિજોની શુદ્ધતા અને પાપ દૂર કરવાનું સામર્થ્ય ઇતિહાસ પુરાણાદિને વિષે પ્રસિદ્ધ છે, અને હાલ કલિ-પ્રભાવથી તેમનામાં માલિન્ય ઉત્પન્ન થયું છે, તે પણ કાંઈ ખોટું નથી. પરંતુ એ ઉપરથી પૂર્વકાલિન દ્વિજોના સામર્થ્યને માટે અસંભાવના કરવાનું કાંઈ પ્રયોજન નથી.

કૃષ્ણે યશોદાને પાછું એજ મુખમાં અખિલ વિશ્વ દેખડાવ્યું. કેમકે ગોપાળ બાળક તથા બળરામે મૃત્તિકા ખાધી હોવાનું કહ્યું હતું અને કૃષ્ણે 'મ્હેં ખાધી નથી' એમ કહેલું હોવા છતાં ત્હેને વિશ્વાસ બેઠો નહિ. એટલા માટે, પરમાત્માએ ત્હેની સંશય નિવૃત્તિ કરવા માટે પોતાની **મુખ્ય વિશ્વાસ્યતા**' યાને પોતાની ઉત્તમ વિશ્વાસ માટેની યોગ્યતા દેખાડી તથા પોતાનું **વિશ્વમુખત્વ** (મુખને વિષે અખિલ વિશ્વપણું) બતાવ્યું. કિંવા, વિશ્વ દેખાડવામાં આ હેતુ પણ સમજી શકાય. કૃષ્ણ કહે છે કે, હે માતા! આ સઘળા મ્હારા સોબતીઓ તથા મોટાભાઇ બલરામ મ્હેંજ મૃત્તિકા ખાધી હોવાનું કહે છે, તે મિથ્યાજ સમજવું; અને જો મ્હેં ખાધી હોય, તો એ સઘળાઓએ પણ ખાધીજ છે, એમ સમજવું. એ પ્રકારનો બોધ કરવા ખાતરજ મુખને વિષે વિશ્વ દેખાડયું હોય એમ લાગે છે. મુખસ્થ વિશ્વમાં બલરામ અને ગોપાળ બાળકોનો અંતર્ભાવ જાણી લેવો. અથવા શ્રુતિમાં કહ્યું છે કે, જેટલા દેવતા છે તેઓ સઘળા વેદવેત્તા બ્રાહ્મણને વિષે નિવાસ કરે છે; તથા જગતમાં જેટલાં દૂરવર તીર્થ છે, તેઓ સઘળાં બ્રાહ્મણને વિષે આવી રહ્યાં છે; વધારે શું કહીએ ? આ અખિલ વિશ્વનો તેમના સ્વરૂપને વિષે સમાવેશ થાય છે. આ પ્રકારનું વેદ પ્રતિપાદ્ય બ્રાહ્મણોનું મહત્ત્વ સ્પષ્ટ કરી બતાવવા માટેજ, પરમાત્માએ બ્રાહ્મણરૂપ પોતાના મુખને વિષે નિખિલ વિશ્વ દેખાડયું, એમ સમજવું અયુક્ત નથી. '**ब्राह्मणोऽस्यमुखमासीत्**' ઇત્યાદિ શ્રુતિ પણ બ્રાહ્મણને પરમાત્માના મુખરૂપેજ વર્ણવે છે.

'મુખમાં વિશ્વ જોઇને યશોદાને તત્વજ્ઞાન થયું' કેમ ન થાય ? સકલ વસ્તુનું દર્શન કરાવવામાં નિપુણ એવું જે દર્પણ (આરસી) છે, તે પણ પોતાને વિષે પોતાનું સ્વરૂપ દર્શાવી આપવાને સમર્થ નીવડતું નથી. પરંતુ અંહી તો કૃષ્ણના મુખરૂપ-દર્પણને વિષે કૃષ્ણનુંજ મુખ જોઇને યશોદાને આત્મબુદ્ધિ ઉપજી તે યુકતજ સમજવું. 'ત્યારબાદ પરમાત્માએ ત્હેના ઉપર પોતાની વૈષ્ણવી માયા પાછી ફેલાવી દીધી.' કેમ ? તો એમાં પરમાત્માએ એવો વિચાર કર્યો કે, મ્હેં એને કાંઇક કાર્યને ખાતર મુખમાં વિશ્વદર્શન કરાવ્યું, પરંતુ તેની સ્મૃતિ જો એના મનમાં સદાકાળ જાગૃત રહેશે, તો એનાથી પોતાનું ચિન્તિત કાર્ય સહજ પણ થઈ શકશે નહિ. એથી માયાજાળ ફેલાવીને, પરમાત્માએ ત્હેની આત્મ-તત્વ-બુદ્ધિ આચ્છાદિત કરી દીધી.

જે પોતાનાં નામ સ્મરણથી અમૃત (મોક્ષ) બક્ષે છે, જે સ્વતઃ અમૃત (બ્રહ્મ) રૂપ છે, અને અમૃત પ્રાપ્તિને કાજે મુનિજન ધ્યાનદાનાદિ સાધનો-

વડે જેની આરાધના કરે છે, તે લક્ષ્મીપતિ યશોદાનું અમૃત (દૂધ) પાન કરતા હતા. ત્હેમણે તે અમૃતનું અલ્પ મૂલ્ય સમજીને ત્હેને પોતાનું નિર્મલ **મુખ્ય** (શ્રેષ્ઠ અને મુખોત્પન્ન વિશ્વ) રૂપ દર્શાવ્યું, તે ઉપરથી એ યશોદાના પુણ્યનું માહાત્મ્ય આ પૃથ્વીપર અનુરૂપ છે, એમ સમજવું. જેના પુત્ર પિતામહ બ્રહ્મા, તથા જગદ્ધાત્રી લક્ષ્મી જેની પત્ની છે, એવા સાક્ષાત્ પરમાત્મા પોતે પુત્ર થઇને જેને સ્તનપાન કરતા હતા, તે ધન્ય કેમ નહિ થાય? પ્રત્યક્ષ માતાપિતા જે વસુદેવ દેવકી ત્હેમને પણ સુંદર બાલલીલા નિરીક્ષણ કરવાનું જે પ્રાપ્ત થયું ન હતું, તે સુખ **गो-कुल** (ઇન્દ્રિય સમૂહ) વસ્તુતઃ ગામ પાલનની અત્યંત લાલસાવાળા ગોપાળ નંદને તથા ત્હેમની સ્ત્રી યશોદાને પ્રાપ્ત થયું, એ કેવું આશ્ચર્ય? તથા તેઓનું એવું મહદ્ભાગ્ય પણ કોણ વર્ણવી શકે તેમ છે? સારાંશ, પોતાના **गो-कुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત) ને વિષે આનંદરૂપ પરમાત્મા જ્યારે સદાકાલ ક્રીડા કરે (સ્ફુરિત થાય), ત્યારેજ પોતાના જન્મનું સાફલ્ય સમજવું. એટલા માટે ગોકુળની નિરન્તર નિર્મલતા રાખવાથીજ પોતાના ગોકુળને વિષે ત્હેમનો (પરમાત્માનો) આવિર્ભાવ થઈ શકશે. રાજા વગેરે સંપન્ન મનુષ્ય આપણે ઘેર આવવાના હોય છે, તો આપણે કેટલી બધી સ્વચ્છતા રાખીએ છીએ? તો પછી અખિલ વિશ્વના રાજાનું આગમન મલિન સ્થાનને વિષે શી રીતે સંભવી શકે? એથી કરીને સદાસર્વદા ગોકુળની અંતર્બાહ્ય સ્વચ્છતા રાખવી જોઇએ.

**॥ इतिशिवम् ॥**



## અધ્યાય નવમો.



**नवमे पय उत्सिक्ते मत्वा गोप्यथ तत्कृतम् ।**
**विलोक्य भांडभंगादि कृष्णं दाम्ना बबंध तं ॥**

**અર્થઃ**—આ નવમાં અધ્યાયમાં, ચૂલા ઉપર રાખેલું દુધ ઉભરાવવા લાગ્યું ત્યારે યશોદા ત્યાં ગઇ તેથી શ્રીકૃષ્ણે ક્રોધથી દહીંનું વાસણ ફોડી નાંખ્યું તે જોઇને તેણે તેને દોરડીએ વડે બાંધી રાખ્યો એની કથા છે.

એક વખત નંદના ઘરની સઘળી દાસીઓ ભિન્ન ભિન્ન કાર્યમાં રોકાઈ ગએલી હોવાથી, યશોદા પોતે જાતે દહીં વલોવવા મંડી ગઇ હતી. કૃષ્ણે ગોકુળમાં જે જે બાલલીલા કરી હતી તેનું સ્મરણ કરીને, તે દધિમંથન કરતી વખતે પ્રીતિપૂર્વક ગાયન લલકારી રહી હતી. ત્હેણે કટિપ્રદે-

રમાં રેશમી વસ્ત્ર ધારણ કર્યું હતું, અને ઉપર કમ્મરપટો બાંધ્યો હતો. પુત્ર પ્રત્યેની પ્રીતિને લીધે ત્હેના સ્તનમાં પાનો આવ્યો હતો. તથા શ્રમ-યુક્ત થએલા હાથને વિષે કંકણો હાલી રહ્યાં હતાં; કર્ણમાં કુણ્ડલ, મુખપર પરસેવો અને અંબોડામાંથી પુષ્પાદિક નીચે પડતાં હતાં; એવી અવસ્થા વિશેષમાં ત્હેનું દધિ મંથનનું કામ ચાલી રહ્યું હતું. એવા સમયે કૃષ્ણને સ્તનપાન કરવાની ઈચ્છા થઇ આવી અને ત્હેમણે યશોદાની પાસે આવીને ત્હેના હાથનો મંથનદંડ પકડી લઇને કહ્યું કે મ્હને પહેલાં સ્તનપાન કરાવ, પછી ત્હારૂં વલોણું કરજે. તે સાંભળીને યશોદાના મનમાં પ્રેમ ઉપજ્યો અને સ્તનમાં પાનો આવ્યો. ત્યારે ત્હેણે કૃષ્ણને ખોળામાં લઇને ત્હેમના મુખારવિન્દઉપર રમી રહેલું હાસ્ય જોતાં જોતાં ત્હેમના મુખ પ્રદેશને વિષે પોતાનું સ્તન મૂકયું.

ત્યારે શ્રીકૃષ્ણના મનમાં વિચાર આવ્યો કે માતાનો મ્હારાપર પ્રેમ સત્ય છે, કે એને સંસારને વિષે આસકતતા છે, તેની પરીક્ષા કરવી જોઇએ; એથી ત્હેમણે ચૂલાઉપર યશોદાએ જે દૂધ ઉકળવા મૂકયું હતું, તેની નીચેનો અગ્નિ વિશેષ પ્રજ્વલિત કર્યો. પછી તો પૂછવુંજ શું? તે દૂધ ઉભરાવવા લાગ્યું. એટલામાં યશોદાની ચૂલા તરફ એકાએક નજર પડતાં તે દૂધ અગ્નિના તાપથી ઉભરાતું ત્હેના જોવામાં આવ્યું; ત્યારે તો ત્હેણે અતૃપ્ત એવા પોતાના પુત્રને આઘો ખસેડીને દૂધ ઉતારવાને પોતે તે જગાએ દોડી ગઇ. સુવર્ણપાત્રને તજી દઇને માટલાનું રક્ષણ કરવાને દોટ મૂકવી, કિંવા કલ્પવૃક્ષનો આશ્રય છોડીને કંટક વૃક્ષ બાવળને આલિંગન કરવું, અગર અમૃત ફેંકી દઇને કાંજી પીવી, અથવા ચિંતામણિનો તિરસ્કાર કરીને કાચનો કકડો લેવા સારૂ પરિશ્રમ કરવા જેવુંજ કૃત્ય યશોદાએ અમૃત (બ્રહ્મ) રૂપ પુત્રને તજીને તુચ્છ દૂધને ખાતર દોડવામાં કર્યું હતું.

આણી તરફ કૃષ્ણની ભૂખ શાન્ત નહિ થવાથી ત્હેમને ક્રોધ ચઢ્યો અને ત્હેમણે પત્થરવડે દહીંનું વાસણ ફોડી નાંખ્યું તથા ઘરમાં જઇને માંખણ ખાધું. દૂધ ઉતારી લઇને જ્યાં વલોણું થતું હતું તે જગ્યાએ યશોદા આવી પહોંચતાં દહીંનું પાત્ર ફુટી ગએલું ત્હેની નજરે પડયું. મ્હારા છોકરાનુંજ આ કારસ્થાન છે, એમ તે સમજી ગઈ પરંતુ તે કયાંઇ જોવામાં આવ્યા નહિ; ત્યારે તે હસવા લાગી. ત્યાંથી બહાર આવીને જોવા લાગી તો, કૃષ્ણ ખાંડણીને ઉંધી પાડીને તેના ઉપર ઉભા રહીને, શીકા ઉપરનું માંખણ વાંદરા વગેરેને વ્હેંચી આપતા જણાયા. ચોરી કરવાથી ત્હેમની મુખમુદ્રા સાશંક થએલી જણાતી હતી. એવું જોઇને યશોદા ધીમે ધીમે ત્હેમની

પાછળ ગઇ. પુત્રને મારવા માટે હેણે પોતાના હાથમાં લાકડી લીધી હતી. કૃષ્ણે હેને લાકડી લઇને પોતાના તરફ આવતી દીઠી અને તરતજ ખાંડણી પરથી કૂદીને ભયભીત થએલાની માફક નાસવા માંડયું.

યશોદા પણ હેમને પકડવાને માટે દોડવા લાગી, પરંતુ તપશ્ચર્યાથી તીવ્ર થએલું યોગીઓનું મન જેના સ્વરૂપમાં પ્રવેશ કરી શકતું નથી, તે યશોદાના હાથમાં શી રીતે આવી શકવાના હતા? તો પણ હેમની પાછળ દોડતાં દોડતાં આખરે હેણે એમને પકડયા. ત્યાર પછી અપરાધી હોવાથી રડનારા પોતાના પુત્રને ભય દેખાડવા સારૂ યશોદા હેમનો હાથ પકડીને ક્રોધથી કકળાટ કરવા લાગી. તે વખતે રોતાં રોતાં કૃષ્ણ પોતાના હાથવતી બન્ને આંખો ચોળતા હતા અને હેમનાં આંસુથી આંખોનું અંજન ધોવાઇને ગાલપર હેનો રેલો વહી રહ્યો હતો. હેમની મુખમુદ્રા ભયભીત થએલાના જેવી દીસતી હતી, પરંતુ હેમના યથાર્થ સામર્થ્યની યશોદાને ખબર ન હતી. હેને તો એ સત્યજ લાગતું હતું કે એ રડે છે અને ભયભીત થયો છે તે ખરૂંજ છે. હેણે દયાથી પોતાના હાથની લાકડી ફેંકી દઇને દોરડીવડે હેમને બાંધવાનો વિચાર કર્યો. કૃષ્ણના સ્વરૂપમાં અંદર બહાર, એક બે, પૂર્વ અપર ઇત્યાદિ વિભાગ નથી. હેમણે મનુષ્યનું શરીર ધારણ કર્યું હતું, પરંતુ હેમનું વાસ્તવિક શરીર તો મનાદિ ઇન્દ્રિયોને અગોચર છે. એમને પોતાના પુત્ર સમજીને દોરડાવતી ખાંડણીની સાથે એમને બાંધવાને તે તૈયાર થઇ; વિભાગવાળી વસ્તુજ બંધનમાં રહી શકે છે, પરંતુ એ જ્ઞાન હેને કયાં હતું.?

એટલામાં ઘણી ગોપીઓ ત્યાં આગળ આવીને કહેવા લાગી, જસોદા! આ ચોરને આજે ખુબ સખ્ત બાંધી રાખજો. આજ દિવસ લગી હમારૂં કથન તમને મિથ્યા લાગતું હતું. પરંતુ આજે ખુદ ત્હમારાજ ઘરનો ગોરસનો નાશ કર્યાથી ત્હમારી ખાતરી થઇ હશે કે એ દરેકને ઘેર આમજ કરતો હશે. કૃષ્ણે વિચાર કર્યો કે જુઓ! આ પણ મ્હારી વેરણ ગોપીઓ આ વખતે કોણ જાણે કયાંથી અંહી આવી પહોંચી? માતા તો પ્રથમથીજ મ્હારાપર ખીજાઇ છે અને મ્હને બાંધવા ચાહે છે તેમાં વળી એને આ ગોપીઓનું પ્રોત્સાહન મળે છે, એટલે પછી પૂછવાનું શું રહ્યું? ખરૂં જોતાં તો એ લોકોએ મ્હને છોડાવવો જોઇએ, તેને બદલે ખુબ મજબુત બાંધવાનું કહે છે. ઠીક! તો હું પણ એમને પછી જોઇ લઇશ. એનો બદલો લીધા વગર હું કદી રહેવાનો નથી અને તેમ કર્યા વગર મ્હારૂં મન શાન્ત પણ થવાનું નથી.

પુત્રને બાંધવા સારૂ જસોદાએ ગાયને બાંધવાનું દોરડું લીધું હતું અને તેનાથી જેવી તે કૃષ્ણને ખાંડણીની સાથે બાંધવા લાગી તો તે દોરડું ગાંઠ બાંધવાની જગ્યાએ બે આંગળ ઓછું થઇ ગયું. ત્યારે હ્‌ેણે બીજું દોરડું લીધું અને પહેલાની સાથે જોડવા લાગી પણ તેની ગાંઠજ થોડીવાર બેસતી ન હતી. જ્યારે ગાંઠ બંધાઈ ગઇ ત્યારે તેનાથી તે કૃષ્ણને બાંધવા લાગી. તો પણ શું ? તે પણ પાછું બે આંગળ કમી જણાયું. એમ એક બે નહિ, પરંતુ ઘરમાં જેટલાં દોરડાં હતાં તે સઘળાં લાવીને જોડી દીધાં અને બાંધવા મંડી, તો પણ પહેલાની માફક બે આંગળ કમજ !! સારાંશ, યશોદા વિસ્મિત થઇને હસવા લાગી તથા અન્ય ગોપસ્ત્રીઓ પણ આવો ચમત્કાર જોઇને ચકિત થઇને હસવા લાગી. કૃષ્ણે જ્યારે જોયું કે મ્હારી માતા શ્રમિત થઈ છે, શરીરે ખુબ પરસેવો વળ્યો છે, વેણીમાંથી ફુલ ખરી પડે છે, ત્યારે ત્હેમને દયા ઉપજી અને પોતે બંધન યોગ્ય થઇ ગયા. અને પછી જસોદાએ ત્હેમને ઝટ બાંધી દીધા.

આ સકલ જગત્ જેમને સ્વાધીન છે અને જે સ્વયં પોતાની જાતને સ્વાધીન છે તે કૃષ્ણે, યશોદાના બંધનમાં રહીને પોતાની ભક્ત-વશ્યતા સઘળાને દેખાડી આપી. એ બંધનરૂપ પ્રસાદનો લાભ જેવો યશોદાને થયો હતો, તેવો તો બ્રહ્મદેવ, શંકર કે લક્ષ્મીને સુદ્ધાં થયો નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે ભગવાન્ પોતાના ભક્તોને પ્રેમ-વડે જેટલી સુલભતાથી પ્રાપ્ત થાય છે, તેટલા યોગતપાદિ સાધ-નોથી થઇ શકતા નથી. સ્ત્રી સર્વાંગ સુન્દર હોવા છતાં પતિ સેવાને વિષે ત્હેનું મન ના હોય, તો ત્હેનું ચાતુર્ય, સૌન્દર્ય સઘળું વ્યર્થજ સમજવું; કિંવા સૌભાગ્યસૂચક મંગલસૂત્ર વિના જેમ બીજા અનેક અલંકાર શોભાદાયી નથી, અથવા જેમ ભૂતદયા વિના આચાર, રાજા વિના પરિવાર, નાક વિના મુખ, તથા ગુરૂકૃપારહિત જ્ઞાન જેમ વ્યર્થ નીવડે છે, તેજ પ્રમાણે પ્રેમ વગર સકલ કલાકૌશલ્યાદિ સાધન નિષ્ફળજ જાણવું. જસોદાના અંતરમાં પ્રેમકલા પૂરેપૂરી વિકસેલી હોવાથીજ શ્રીકૃષ્ણ ત્હેના બંધનમાં રહ્યા.

જસોદાએ કનૈયાને ઉખલની સાથે બાંધ્યાની ખબર થતાંવારને ગોકુ-ળની ઘણીક સ્ત્રીઓ તથા ગોપાળ બાળકો ત્યાં જોવાને દોડી આવ્યાં. કનૈયો પણ સામાન્ય મનુષ્યના બાળકની પેઠે જોરથી રોતો હતો અને કહેતો હતો કે, અરે ! આજે મ્હારા સઘળા મિત્રો ક્યાં જતા રહ્યા ? હે સુદામા ! ભદ્રસેન, વૃષભાદિ ગોપાળો ! આવો આવો જલદી આવો અને મ્હને આ

બંધનમાંથી છોડાવો. કૃષ્ણનો આર્તધ્વનિ સાંભળીને સઘળાંજ જસોદાને કહેવા લાગ્યાં: જસોદા મા! ત્હમારાં દહીં દુધ માંખણ જેટલાં કનૈયાએ નાશ કરી નાંખ્યાં હશે, તેટલાં હમે ત્હમને આપીએ છીએ, પરંતુ ત્હમે એને છુટો કરો. તેમજ રાધા તથા ત્હેની માતા વગેરે બીજી સ્ત્રીઓ કહેવા લાગી; હે જસોદા! ત્હમારૂં હૃદય પાષાણ કરતાંયે અધિક કઠણ જણાય છે, નહિ તો આવા કમલનયન સુકુમાર પુત્રને ત્હમે કદી બાંધો નહિ. ત્હમને જ્યારે પુત્ર ન હતો, ત્યારે બીજાનાં છોકરાં રડતાં દેખીને ત્હમે દયા લાવીને ઝટ તેમને ઉંચકી લેતાં હતાં, અને હવે વૃદ્ધાવસ્થામાં ઇશિકૃપાથી આવો સુંદર પુત્ર થયો છે, તો દહીં દુધને ખાતર ત્હેને કઠણ દોરડાથી ઉખલની સાથે બાંધી રાખો છો, એ કેવું આશ્ચર્યભર્યું છે? મનુષ્યને સુખ થતાંવારને તે અગાઉના દુઃખના દિવસો ભૂલી જાય છે. છુટો કરો, છુટો કરો એને! શું જોયાં કરો છો?

એટલામાં બળરામ પણ દોડી આવીને કહેવા લાગ્યા, માતા! એને તો એકવાર છુટો કરો; ત્હમારે બાંધવો હોય તો મ્હને બાંધો કનૈયો હવે ફરીથી આવું કરશે નહિ એ રડે છે, તે મ્હારાથી જોઇ શકાતું નથી એ પ્રમાણે સઘળાંએ કહ્યું, પરંતુ જસોદાએ હઠથી કોઇનું કહેવું ગણકાર્યું નહિ અને કનૈયાને છુટો કર્યો નહિ. ત્હેણે સઘળાંને કહ્યું, ત્હમે અંહીથી દુર જતાં રહો, હું એને છોડવાની નથી. ઘેરેઘેરથી મ્હારી પાસે ફરિયાદ આવ્યાં કરે છે, અને આજે તો એણે ઘરમાંજ ક્રોધથી ગોરસનો એવો નાશ કરી નાંખ્યો છે કે ન પૂછો વાત! આજ લગી મ્હેં એને માર્યો નથી પણ આજે તો હું એને આમજ બાંધી રાખીશ, તોજ ફરી કદી એ આવું કામ કરશે નહિ. જાઓ, જાઓ, ત્હમે ત્હમારે જતાં રહો અંહીથી. જસોદાએ સઘળાંને ત્યાંથી આઘાં કરી દીધાં, અને પોતે ઘરના કામકાજમાં ગુંથાઇ. તે આંગણામાં કૃષ્ણને જ્યાં આગળ ઉખલ (ખાંડણી)ની સાથે બાંધ્યા હતા, ત્યાં અર્જુન નામના બે વૃક્ષ હતા. કૃષ્ણે તે દીઠા અને જાણી લીધું કે, એ બન્ને નલકૂબર અને મણિગ્રીવ નામના કુબેરના પુત્રો હોઇ બહુ સંપન્ન સ્થિતિમાં હતા; પરંતુ ઉન્મત્ત થઇ જવાથી, નારદમુનિએ એમને શાપ દઇને વૃક્ષયોનિની પ્રાપ્તિ કરાવી દીધી છે. અસ્તુ!



## ભાવાર્થદીપિકા.

'યશોદાએ અખિલ વિશ્વને હરિના સ્વરૂપને વિષે નીહાળવા છતાં તે પાછી કૃષ્ણલીલાનું ગાન કરતી કરતી સંસાર સંબંધી કર્મમાં આસક્ત થઈ.' એમાં એ ભાવ જાણી લેવો કે, વિશુદ્ધચિત્ત પુરૂષે સકલ જગતને પરમાત્મસ્વરૂપ જાણ્યું હોય, જોયું હોય, તો પણ પૂર્વના દૃઢ થએલા સંસ્કારથી ત્હેનું ચિત્ત ભાવિત હોવાથી, તે તેના ગુણોનો સ્વીકાર કરીને, યાને લીલાઓનું ગાન કરીને પુનઃ કર્માસક્ત થાય છે. એ વાત યશોદાના ઉપરથી સિદ્ધ થઇ.

'યશોદા વસ્ત્રાલંકારસહિત મંથન કરતી કરતી કૃષ્ણલીલા ગાઇ રહી હતી, એવે સમયે પરમાત્મા ત્યાં આવી પહોંચ્યા.' એમાં એ ભાવ સૂચવ્યો કે, જે મનુષ્ય પોતાનું ઇચ્છિત કાર્ય કરતી વખતે મ્હારા ચરિત્રનું નિષ્કામપણે ગાયન અગર સ્મરણ કરશે, ત્હેને હું સુલભતાથી પ્રાપ્ત થઈ શકીશ. જે પ્રમાણે યશોદા પ્રેમપૂર્વક અને કામનાશૂન્ય થઇને, પોતાનું દધિ મથનનું કામ કરતી વખતે મ્હારી લીલા ગાઈ રહેલી હોવાથી, હું ત્હેની પાસે હાજર થયો હતો તે પ્રમાણે. વળી વિશેષ એ પણ ખ્યાલ કરો! આ જગતમાં જે લોકોને મ્હારી પ્રાપ્તિ થવાથી, અંતરમાં આનંદનો લાભ થયો છે, તેઓએ વસ્ત્રાલંકાર તથા નાના પ્રકારના વિષયોપભોગોનો ત્યાગ કરવાનું પણ કાંઈ પ્રયોજન નથી. પરંતુ સકલ કલ્યાણની પૂર્ણભૂમિ અને મ્હને અત્યંત પ્રિય એવાં મ્હારા ચરિત્રનાં ગુણગાનનેવિષે જો ત્હેમની નિષ્ઠા હશે, તો હું તેઓને દુર્લભ નથી; એ વાત કૃષ્ણે યશોદાની પાસે આવીને બોધિત કરી. કેમકે, ત્હેણે વસ્ત્રાલંકાર ધારણ કર્યાં હતા, તથા મુખેથી કૃષ્ણલીલા ગાઇ રહી હતી, તેમજ ત્હેનું અંતર આનંદયુક્ત બનીને નેત્રમાંથી પ્રેમાશ્રુ વહી રહ્યાં હતાં; એની એવી અવસ્થા જોઇનેજ કૃષ્ણ એની પાસે આવ્યા.

'પરમાત્માને સ્તનપાન કરવાની ઇચ્છા થઇ' એમાં એ ભાવ દર્શાવ્યો કે, હું જો કે પૂર્ણકામ છું, તે છતાં મ્હારા ભક્તોના હૃદયને વિષે રહેલા પ્રેમરસનું પાન કરવાની મ્હને ઇચ્છા થાય છે; અને તેટલા ખાતર, જેઓ સાંસારિક કાર્ય કરતી વખતે નિર્મલ અન્તઃકરણવડે પ્રેમપૂર્વક મ્હારી લીલા તથા નામ, ગુણ ઈત્યાદિકોનું નિરન્તર ગાયન કરે છે, તેઓની પાસે હું મ્હારૂં બીજું બધું કામ છોડીને આદરપૂર્વક ચાલ્યો આવું છું.

'મંથનદંડને કૃષ્ણે કેમ પકડયો?' તો સાંભળો. મ્હારી પ્રસન્નતા થયા બાદ, કર્મનો ત્યાગ કર્યો હોવા છતાં યમના દંડની ભીતિ રાખવાનું કાંઈ પ્રયોજન નથી. કેમકે ત્હેના ઉપર પણ હુંજ દંડધારણ કરવવાળો છું, એ

વાતનું કૃષ્ણે દંડ ઝાલીને સૂચન કર્યું.

'મંથન કર્મનો નિષેધ કેમ કર્યો?' તો, એમાં આ ભાવ સમજવો. પહેલાં જેમ અમૃત વાસ્તે દેવોએ મંદરપર્વતરૂપ મંથાનદંડને [1]**અહીન** (સર્પસ્વામી વાસુકી) ગુણ (દોરડા)થી આવૃત કરીને સમુદ્રનું મંથન કર્યું હતું, તેજ પ્રમાણે નિર્મળ, નિષ્પાપ એવા જ્ઞાની પંડિત જન અમૃત (બ્રહ્મ) પ્રાપ્તિને માટે પોતાની બુદ્ધિરૂપી મંથાન દંડને **અ-हीन** (સર્વોત્કૃષ્ટ) એવા વિદ્યાવિનયાદિ ગુણ (રજ્જુ) વડે આવૃત કરીને ઉપનિષદ્‌રૂપ અમૃત સમુદ્રનું ભારે પ્રયત્નથી મંથન કરે છે. ભલે કરે! પરંતુ અમૃત (બ્રહ્મ) સ્વરૂપ એવો હું પરમાત્મા, જેને ભકિતવડે વશીભૂત થયો છું, તેણે ભૂસાના છોતરાં તુલ્ય વેદશાસ્ત્રાદિકોનું મંથન કરીને વ્યર્થ શ્રમિત થવું નહિ. એજ અભિપ્રાયથી બહુધા પરમાત્માએ માતાના મંથનનો નિષેધ કર્યો. કેમકે, તેને અમૃતમય કૃષ્ણની પ્રાપ્તિ થએલી હોવા છતાં તે સાંસારિક મંથન કરી રહી હતી; એ ઉપરથી એમણે જે કર્યું, તે યુકતજ સમજવું.

'શ્રીકૃષ્ણને છોડીને દૂધ તરફ યશોદા કેમ દોડી?' તો, સંસારને વિષે જે લોકોનું ચિત્ત આસકત છે, તેમનાથી અલ્પવસ્તુનો નિરર્થક નાશ થતો હોય, તો તે જોઈ કે સહી શકાતો નથી. એને માટે યશોદાજ પ્રમાણ છે. કેમકે, ચૂલાઉપર મુકેલાં દુધને જેવું તેણે ઉભરાતું દીઠું કે તેવીજ તે કૃષ્ણને અતૃપ્ત છોડીને દુધના તરફ દોડી ગઇ. તેણે મનમાં ધાર્યું કે કૃષ્ણને હું બીજે કોઈ વખતે સ્તનપાન કરાવીશ, પરંતુ આ દુધનું રક્ષણ અન્ય સમયમાં નહિ થઈ શકે. એટલા માટે તે પરમપ્રિય કૃષ્ણને છોડીને દુધના તરફ ગઇ. એમાં તેની સંસારમાર્ગની આસકિત સ્પષ્ટ થઈ કે નહિ, તેનો વિચાર કરવો. અલ્પ તથા તુચ્છ વસ્તુઉપર જેની આદરયુકત બુદ્ધિ થાય છે, તે મહાન્ પુરૂષોનો પણ તિરસ્કાર કરે છે, એ વાત પણ યશોદાની આવી કૃતિપરથી વ્યકત થઇ. કેમકે, અલ્પદુગ્ધઉપર તેની બુદ્ધિની પણ આસકિત થઇ ગએલી હોવાથી, તેણે અચ્યુતનો તિરસ્કાર યુકત ત્યાગ કર્યો હતો.

'દૂધ ઉભરાયું એમ કહ્યું' પરંતુ, તેને પશ્ચાતાપ થઇને તે અગ્નિમાં પોતાનો દેહ સમર્પણ કરવાને ઉપર આવ્યું હતું એમ સમજવું. દુધને એમ લાગ્યું કે, જેના નામ સ્મરણથીજ મનુષ્યોના સાંસારિક તાપ પૂર્ણ વિલય પામે છે, તે પરમાત્માના અગ્રભાગને વિષે મ્હને તાપ થાય છે (અગ્નિ ઉપર તપ્ત થવા સારૂ રાખ્યું છે) તેથી ધિક્કાર છે મ્હને. એવી સ્થિતિમાં રહે-

---

[1] **अहेः सर्पस्य इनः स्वामी, वासुकिः**

વાના કરતાં તો દેહ ત્યાગ પણ વધારે સારો!! એ વિચારથી તે અગ્નિમાં પ્રવેશ કરવાને માટે તૈયાર થયું હતું. એ વાત ભકતદુઃખહર્તા પરમેશ્વરના ધ્યાનમાં આવી, ત્યારે ત્હેમણે તેના ઉપર '**सत्यानंदयशोदया**' યુકત એવી પોતાની દૃષ્ટિ કીધી અને તેનો તાપ દૂર કીધો. પરમાત્માની દૃષ્ટિ સત્ય, આનંદ, યશ અને દયા યુકત હોય છે, અને તે પશ્ચાત્તાપ કરનારા મનુષ્યો ઉપર પડતાવારને તેઓને તાપ મુકત કરે છે, એવી પ્રસિદ્ધિ છે. આંહી આગળ વસ્તુતઃ એમ સમજવું કે, **सत्या-नंदयशोदया**' મહા-સાધ્વી એવી જે નંદની પત્ની યશોદા, તેનાવડે તેનાપર અવલોકન કરાવ્યું, અને ચૂલાના તાપથી નિર્મુકત કીધું, યાને નીચે ઉતરાવ્યું. એ કલ્પના પણ અયુકત નથી. અથવા એમ પણ ખ્યાલ કરો! યશોદાના સ્તનના દૂધનું પરમાત્મા પાન કરતા હતા, તે જોઇને ચૂલા ઉપરનું દૂધ અગ્નિમાં પડવાને તૈયાર થયું તે યોગ્યજ સમજવું. કેમકે પોતાની જાતિનો ઉત્કર્ષ બહુધા સર્વને દુઃસહજ હોય છે. એ નિયમને અનુસરીને તે દૂધે વિચાર કર્યો કે જુઓ! હું પણ દૂધ અને યશોદાના સ્તનમાંહેનું પણ દૂધજ!! પરંતુ જુઓ કેવુંક છે ભાગ્ય તેનું? ભગવાન્ જાતે તેનો આ-સ્વાદ લે છે, અને મ્હને અગ્નિઉપર તપાવવાને માટે રાખવામાં આવેલું છે. એ પ્રમાણે પોતાની જાતિનો ઉત્કર્ષ તેનાથી સહન કરી શકાયો નહિ, અને તેથી તે અગ્નિમાં શરીરપાત કરવાને તૈયાર થયું, તે યથાર્થજ સમજવું.

'યશોદાના એવાં કૃત્યથી કૃષ્ણને કોપ ચઢયો' કેમ નહિ ચઢે? જે ભગવાન્ ભલાભલા ઋષિઓને પણ '**सोहं**' ભાવ ધારણ કરવા છતાંય પ્રાપ્ત થઇ શકતા નથી, તેજ જેના અંતરનો પ્રેમભાવ જોઇને, જેની દૃષ્ટિનો તથા જ્ઞાનનો વિષય થાય છે, એવા જે રસ (આનંદ) રૂપ પરમાત્મા છે, ત્હેમને છોડીને ક્ષુદ્ર રસને સારૂ આસકત ચિત્ત થાય તો ત્હેના પ્રત્યે શું ત્હેમને ક્રોધ નહિ ઉપજે? એ પ્રમાણે પરમાત્માએ કોપના નિમિત્તથી સઘળાને બોધ કર્યો હોય એમ લાગે છે. રસાત્મક કૃષ્ણની યશોદાને પ્રાપ્તિ થએલી હોવા છતાં, ત્હેની ક્ષુદ્ર રસ (દૂધ)ના ઉપર આસકિત હતી, તેથી તે એમને (કૃષ્ણને) છોડીને દોડી ગઇ અને ભગવાન્ ક્રુદ્ધ થયા, તે યોગ્યજ સમજવું. વસ્તુતઃ તો પર-માત્મા નિર્વિકારજ છે; પરંતુ લોકોને બોધ થાય, એ હેતુથી ત્હેમણે હું વિકારયુકત છું એવો ભાવ દેખાડયો.

ગીતામાં જે પ્રમાણે '**त्रिविधं नरकस्येदं**' ઇત્યાદિ શ્લોકમાં કામ ક્રોધ લોભનો પરિત્યાગ કરવા સારૂ ઉપદેશ કર્યો છે, તેજ પ્રમાણે ગોકુળમાં

પરમાત્માએ બાલલીલા કરીને લોકોને એ ત્રણેનો પ્રત્યક્ષ પ્રભાવ બતાવી આપ્યો હતો. કેવી રીત્યે તો જુઓ! કામી મનુષ્ય પોતાની કામના પૂર્ણ કરવા કાજે દીનતાને પ્રાપ્ત થાય છે; ક્રોધી મનુષ્ય સારા નરસાંના વિવેક વગરનો હોય છે, અને દુષ્ટ કર્મ કરે છે; તથા લોભી પોતાના પ્રિય પુત્રની સાથે પણ નિર્દયતાથી વર્તે છે. એથી પોતાનાં કલ્યાણની ઇચ્છા ધરાવનારાએ એ ત્રણેનો દૂરથીજ પરિત્યાગ કરવો જોઇએ, એ વાત આ ચરિત્રમાં સ્પષ્ટ થએલી છે. કૃષ્ણને સ્તનપાન કરવાની કામના (ઇચ્છા) થઇ અને તેટલા ખાતર ત્હેમને માતાની પાસે જઇને દીનતા ધારણ કરવી પડી. યશોદા પોતાના પ્રાણપ્રિય પુત્રને તજીને દૂધના તરફ દોડી, એ લોભનો પ્રભાવ! અને તેને લીધે કૃષ્ણને ક્રોધ ઉત્પન્ન થયો, અને તેથી અવિવેકને વશીભૂત થઇને ત્હેમણે પત્થરથી દહીંનું માંટલું ફોડી નાંખ્યું. પત્થરથી માંટલું ફોડવાનું કર્મ શ્મશાનમાં અંત્યેષ્ટિ ક્રિયા વખતે થાય છે. પરંતુ ક્રોધાવેશમાં તેજ નિન્ધ કર્મ મંગલપ્રદ એવા ઘરને વિષે થયું. એ ક્રોધનો પ્રભાવ! એ પ્રમાણે લીલા કરીને ત્રણે વિકારોનું સામર્થ્ય બતાવી દીધું, અને મોક્ષેચ્છુને તેમનો ત્યાગ કરવા સારૂ પોતાનો ભાવ પ્રદર્શિત કર્યો. અસ્તુ!

'એકાંતમાં જઇને નવનીતને સંગ્રહીને ખાવામાં' એ ભાવ ધ્વનિત થાય છે કે, જગત્માં અનેક પ્રકારના રસ હોવા છતાં બુધ્ધિમાન્ પુરૂષે તે-માંહેના સારભૂત રસને શોધી કાઢીને, તેનોજ સંગ્રહ કરવો જોઇએ; તોજ સંસાર શબ્દ અન્વર્થ થાય છે, યાને નામાનુસાર યથાર્થ નીવડે છે. નહિ-તર સંસારને વિષે સ્થિત હોવા છતાં સાર વસ્તુ તો હાથ આવી નહિ; પછી સંસાર અન્વર્થ શી રીત્યે થઈ શકશે? '**सम्यक् सारो यस्मिन्स संसारः**.' જેમાં અત્યુત્તમ સાર છે, તે સંસાર. સંસારમાં એવો શો સાર છે? એમ પૂછતાં હો, તો એક અધિષ્ઠાનભૂત પરમાત્માજ! ત્હેમના વિના અખિલ અસાર છે. એવા સર્વરસના સારભૂત આનંદરસ પરમાત્માની પ્રાપ્તિ જેને થઈ હોય, ત્હેનોજ સંસાર યથાર્થ નીવડ્યો, એમ સમજવું. એમ જો ના હત તો દધિમંથનનું માંટલું ફોડી તોડીને તેનો સારરસ (માંખણ) શું કરવા લઇને ખાત? તેજ પ્રમાણે આપણે પણ સાંસારિક અનેકવિધ રસોનો ત્યાગ કરીને માંખણ તુલ્ય સારભૂત પરમાત્માનો સંગ્રહ કરવો. શ્રુતિમાં પણ એ પ્રમાણે કથન કરેલું છે, તેનું આ સ્થળે કિંચિત્ નિરૂપણ કરીશું.

નીલ પીત રક્ત ઈત્યાદિ ભિન્નભિન્ન વર્ણોની ગાયોનું દુધ એકરૂપ (શુભ્ર)જ હોય છે, તેજ પ્રમાણે નાના પ્રકારના શરીરોને વિષે જ્ઞાનસ્વરૂપ

આત્મા એક રૂપેજ સ્થિત થઈ રહ્યો છે. એવો સર્વ વ્યાપી આત્મા અશુદ્ધ મનવડે જાણી શકતો નહિ હોવાથી, મોક્ષેચ્છુએ શ્રવણાદિ સાધનયુકત નિર્મલ મનવડે તેને જાણવો. મનની શુદ્ધિ માટે શ્રુતિમાં એમ કહ્યું છે કે, 'આ અખિલ ચરાચરને દધિરૂપ, અને મનને મંથાનદંડરૂપ, તથા હું બ્રહ્મસ્વરૂપ છું એવું અભેદ જ્ઞાન તે રજ્જુરૂપ, અને આનંદરૂપ આત્મા માંખણરૂપ છે, એવુ ચિન્તવન કરવું.' લૌકિક મંથનકર્મની પેઠે મંથન કરીને આત્મરૂપ નવનીતને ઉપર કાઢી લેવું. યાને, ગુરૂ અને શાસ્ત્રના ઉપદેશવડે, આ આત્માનો સંસાર સમુદ્રમાંથી મોક્ષરૂપ જે ઉદ્ધાર, તેજ પરમાત્મરૂપ માંખણનો જગદ્‌રૂપ દધિમાંથી ઉદ્ધાર માનવો. એ પ્રમાણે મોક્ષેચ્છુએ જગતરૂપ દહીંમાંથી અદ્વિતીય બ્રહ્મરૂપ નવનીતને તારવી લેવું, અને તેને પોતાનો આત્માજ છે એમ સમજીને સાક્ષાત્કાર સંપાદન કરીને અખિલ શોકથી વિરહિત થવું. એમ થાય તોજ, સંસારને વિષે જન્મ ધારણ કર્યાનું સાફલ્ય થઇને, તે (સંસાર)નું નામ પણ અન્વર્થ થશે. અસ્તુ !

'દૂધ ઉતારીને પાછી પહેલાંના સ્થાનપર યશોદા આવી, તો પુત્રનું કૃત્ય ત્હેની નજરે પડયું; ત્યારે તે હસવા લાગી.' કેમ ? તો જુઓ !! ત્હેણે દૂધ ચૂલામાં નિરર્થક ચાલ્યું જાય છે, તેથી તેનું રક્ષણ કરવા સારૂ ગમન કર્યું હતું, પરંતુ પાછી આવીને જોવા લાગી તો તેના કરતાંયે વધારે દહીં દૂધ માંખણનો નાશ થએલો ત્હેના જોવામાં આવ્યો. એ પ્રમાણે દૈવની વિચિત્ર ગતિ જોઇને ત્હેને હસવું આવ્યું. વળી એ ઉપરાંત ત્હેણે વિચાર્યું કે, જગતમાં સત્પુત્રો હોય છે, તેઓ તો માતાની સઘળી વસ્તુનું આળસ રાખ્યા વગર કાળજીપૂર્વક રક્ષણ કરે છે, અને મ્હારા પુત્રે તો એથી ઉલટો અનુભવ બતાવ્યો એ હેતુથી આશ્ચર્યભરિત થઇને ત્હેણે હાસ્ય કર્યું હોય એમ લાગે છે.

'**खल** (દુષ્ટ) ની સંગતિથી દાતા પુરૂષનું શીલ જતુ રહેતું નથી અગર નાશ પામતું પણ નથી.' એને માટે ઉદાહરણ શ્રીકૃષ્ણજ છે. ઉલૂખલના ઉપર ઉભા હતા, તેથી તે **ऊरु-खल** (મહા-દુષ્ટ) ની ત્હેમને સંગતિ થઇ હતી, તેમ છતાં ત્હેમનું સ્વાભાવિક ઔદાર્ય ચ્યુત થયું ન હતું. તેની પાસે રહીને પણ તેઓશ્રી મર્કટાદિકોને નવનીત વગેરે વસ્તુ પુષ્કળ આપતા હતા. સંસ્કૃતમાં **र** અને **ल** નો અભેદ છે. એથી ઉલૂખલના સ્થાનમાં ઉરૂ-ખલ એમ સમજીને તેનો અર્થ મહા દુષ્ટ એમ સમજવો. ઉલૂખલ (ખાંડણી) નો ઉપયોગ કૂટવાને માટેજ થાય છે, તે પ્રસિદ્ધ છે; તથા મહા દુષ્ટ પુરૂષ પણ બીજાને મારકૂટ કરે છે, એથી તે બન્નેનો સમાન ધર્મ સમજવો.

'કૃષ્ણે ઉચ્ચ સ્થાન (શીકા) ઉપર આવી રહેલાં નવનીતને મર્કટાદિકોને વ્હેંચી આપીને' એ ભાવ પ્રકટ કર્યો કે, અગર જો કે ઉચ્ચ એવા સ્વર્ગ સ્થાનને વિષે રહેલાં અમૃતનો લાભ પૃથ્વીઉપર થવો કઠીણ છે, તો પણ મ્હારૂં ભજન ધ્યાન કરનારાને હું તે સુલભ કરી આપું છું. કૃષ્ણનો દાન કરવામાં એજ હેતુ હતો. દાનમાં એવું સામર્થ્ય હોય છે કે, મનુષ્યને ગમે તેવો રોષ (ગુસ્સો) આવ્યો હોય અથવા તે પાપયુક્ત કિંવા દોષી હોય, તો પણ તે (દાન) રોષ, દોષ તેમજ પાપનો નાશ કરી નાંખે છે. એમ સમજીને શ્રીકૃષ્ણે ચોર્યદોષ, તેનાથી ઉત્પન્ન થનારૂં પાપ, તથા માતાનો ક્રોધ દૂર થવા સારૂ નવનીતાદિ રસનું મર્કટાદિકોને દાન કર્યું, તે યોગ્યજ સમજવું.

માતા લાકડી લઇને કૃષ્ણને મારવા દોડી ત્હેણે વિચાર કર્યો કે, આ છોકરાનું બધુંય અ-કૃત્ય (નહિ કરવા યોગ્ય કર્મ) હું સહન કરૂં, પરંતુ એ જે 'ઉલૂખલાંઘ્રિભજન' યાને મહા દુષ્ટના ચરણનું સેવન કરે છે, તે મ્હારાથી સહન નહિ થાય એ હેતુથીજ તે લાકડી લઇને દોડી. (ઉખલનો નીચલો ભાગ ચરણ જેવોજ સમજવો, અને કૃષ્ણ તે ઉખલને ઉંધો વાળીને તેનાપર ઉભા હતા, એથી શ્લિષ્ટાર્થમાં સમજી લેવું કે, **उरु खल** ના ચરણનું સેવન.) મહાન્ દુષ્ટ ખલ પુરૂષના ચરણ સેવનથી કયા માબાપને ક્રોધ નહિ ઉપજે અને મારવા નહિ દોડે ?

'યશોદા આવતાવારને કૃષ્ણ દૂર નાસી ગયા.' યથાર્થજ ! પરમાત્માએ એમાં એ ભાવ પ્રગટ કર્યો કે, મ્હારી પ્રાપ્તિની ઇચ્છા કરનારા મનુષ્યોએ તમોગુણનો અંશ સરખોયે પોતાને સ્પર્શવા પામે નહિ, તેવી સ્થિતિ ધારણ કરવી; પરંતુ તે જો શરીરમાં હોય, તો હું ત્હેનાથી દૂર નાસી જાઉં છું. કેમકે, યશોદા તમોગુણથી આવૃત્ત થઈ ગઇ હતી અને તેથી ત્હેને ક્રોધ વૃત્તિ ઉત્પન્ન થઇ હતી; એટલા માટે પરમાત્મા ત્હેનાથી દૂર નાઠા.

'યશોદાના હાથમાં લાકડી જોઇને કૃષ્ણ રડવા લાગ્યા.' કેમ ? તો સાંભળો. કૃષ્ણે વિચાર કર્યો કે, મ્હારી માતા યશોદા અબળા હોવા છતાં લાકડી લીધાથી સબળા થઈ છે. એથી મ્હારે પણ એની આગળ મ્હારૂં બળ પ્રગટ કરવું જોઇએ. એ હેતુથીજ ત્હેમણે રોવાના નિમિત્તથી પોતાનું બળ વ્યક્ત કર્યું. કેમકે, રૂદન કરવું એજ બાળકોનું બળ છે, એ પ્રમાણે પ્રસિદ્ધ છે.

'કૃષ્ણે પોતાના હાથવતી આંખો ચોળીને તેમાંહેનો કાજળ લુછી નાંખ્યો.' કેમ ? તો જુઓ ! કૃષ્ણે વિચાર કીધો કે, ચંદ્ર અને સૂર્ય એ બન્ને મ્હારા બે વંશના પૂર્વજ છે; કૃષ્ણવંશના મૂલ પુરૂષ ચંદ્ર અને

રામના વંશના મૂલ પુરૂષ સૂર્ય. એ બન્ને મ્હારા નેત્રરૂપે નિવાસ કરે છે. તો તેઓને લાગેલો કલંક મ્હારે શા માટે દૂર નહિ કરવો? સતુપુત્રનું એજ કર્તવ્ય છે કે, પૂર્વજોને કલંકથી નિર્મુક્ત કરવા સારૂ સદૈવ પ્રયત્ન કરવો. એ પ્રકારનો નિશ્ચય કરીને ત્હેમણે રડવાને બ્હાને ત્હેમનો કજ્જલરૂપી કલંક પોતાના હાથવતી લુંછી નાંખ્યો, તે યોગ્યજ હતું. અથવા હાથના સંઘર્ષણના નિમિત્તથી પોતાનાં ચક્ષુને વિષે આવી રહેલા ચન્દ્ર સૂર્યને કૃષ્ણ એ પ્રમાણે બોધ કરે છે કે, ત્હમે જગત્ સાક્ષી છો, તેથી મ્હારી માતાને કહી દો કે, આ કૃષ્ણ કોઈ પણ કર્મનો કર્ત્તા નથી. પરમાત્માનું અકર્તૃત્વ સર્વત્ર પ્રસિદ્ધ છે અને ચન્દ્ર સૂર્ય અખિલ જનોનાં કર્મના સાક્ષી હોવાનું પણ વિખ્યાત છે.

'કૃષ્ણનો હાથ પકડીને, ત્હેમને ભયભીત જાણીને, યશોદાએ લાકડી ફેંકી દીધી.' યથાર્થ છે. જ્યાં સુધી ચૈતન્ય સ્વરૂપનો લાભ થયો નથી, ત્યાં સુધી જડનો આશ્રય કરવો યુક્ત છે. પરંતુ ચેતનનો લાભ થયા બાદ, જડ વસ્તુનો ત્યાગજ ઉચિત છે એ ભાવને યશોદાએ, ચિદ્રૂપ પરમાત્માને હાથમાં ઝાલીને લાકડીને ફેંકી દેવામાં વ્યક્ત કરી આપ્યો. જે પરમાત્મા વેદશાસ્ત્રાદિકોને મળતા નથી, સહસ્ત્રાક્ષ[૧] અને દ્વિસહસ્ત્રલોચન[૨] એમને પણ જેની પ્રાપ્તિ થતી નથી, તથા ચતુર્વક્ત્ર,[૩] પંચવક્ત્રને[૪] પણ જે દુર્લભ હોઈ, નિરાહાર ફલાહાર કરનારાને પણ જે અગમ્ય છે, તેમજ મુંડી, મૌની, જટાધારી, નગ્ન ઈત્યાદિજન ગિરિકંદરને વિષે જેની શોધ કરતા ફરતા હોવા છતાં જે દૃષ્ટિગોચર થતા નથી, તેજ પ્રમાણે નાના તીર્થોને વિષે ભ્રમણ, પંચાગ્નિ સાધનાદિ તપશ્ચરણ ઈત્યાદિકોથી પણ જેની પ્રાપ્તિ દુર્લભ છે, તથા બલવંત, ધનવંત, રૂપવંત, બુધ્ધિવંત વગેરેને પણ જેનો પત્તો લાગતો નથી, તે પરમાત્મા કૃષ્ણ યશોદાના હાથમાં આવ્યા તેનું કારણ ત્હેનો શુદ્ધ ભાવજ !!

ઈષ્ટ ફલપ્રદ એવો જે મ્હારો સંતોષ તે સંપાદન કરવાને બદલે, જે મનુષ્ય કિંચિત્ ફલપ્રદ એવાં ક્ષુદ્ર કર્મોને વિષે રાતદિવસ આસક્ત થાય છે, ત્હેના અર્થનો નાશ થાય છે અને મ્હારાથી ત્હેની સ્થિતિ દૂર થાય છે. પરંતુ પછીથી તે જો મ્હારે ખાતર મ્હારી પાછળ દોડે, તો હું ત્હેને સુલભ થાઉં છું; એ સર્વભાવ પરમાત્માએ યશોદાના ચરિત્રમાં વ્યક્ત કરી બતાવ્યો છે. યશોદા સદ્દગતિપ્રદ કૃષ્ણના સ્તનપાનથી સંતોષ કર્યા વિના દૂધ તરફ દોડી, તો ત્હેના દહીં દૂધ નવનીતાદિ દ્રવ્યનો નાશ કરીને, કૃષ્ણ દૂર જતા

---

૧ ઈન્દ્ર. ૨ શેષ. ૩ બ્રહ્મદેવ. ૪ શંકર.

૨૭. પરંતુ તે જ્યારે પાછી ત્હેમને શોધતી ત્હેમની પાછળ ત્હેમને પકડવાની ઇચ્છાથી દોડી, ત્યારે ત્હેનો સદ્ભાવ જોઇને કૃષ્ણ ત્હેના હાથમાં આવ્યા. એટલા માટે, મનબુદ્ધિને અગ્રાહ્ય પરમાત્મા અખિલ સાંસારિક કર્મ તજીને ત્હેમની પાછળ ગમન કરનારાને હાથ સુલભતાથી આવે છે, એમ સમજવું.

'ઉખલ સાથે બાંધવામાં એ હેતુ જાણવો' કૃષ્ણે ચોરી કીધી હતી, અને ઉલૂખલે ચોરીના કામમાં ત્હેમને સહાય કીધી હતી, તેથી યશોદાએ એ બન્ને બંધન કરવા યોગ્ય છે, એમ જાણીને હાથમાં દોરડું લીધું અને કૃષ્ણને બાંધવા લાગી. પણ તે ઓછું પડયું માટે બીજું લઇને તેની સાથે જોડવા લાગી, તો તેની ગાંઠ છુટવા લાગી. કેમ? તો 'જેનાપર પરમાત્માની કૃપાયુક્ત દૃષ્ટિ થાય છે, ત્હેને બંધન શી રીતે પ્રાપ્ત થઇ શકે? એટલા માટે, તે સમયે તે દોરડાને પરમાત્માએ નીરખતાંવારને બંધન મુક્તતા પ્રાપ્ત થઇ, તે યોગ્યજ સમજવું. યશોદા એક દોરડાંની સાથે બીજાંને ગાંઠી દઇને બાંધતી હતી, અને કૃષ્ણ તેનાપ્રત્યે દયાર્દ્રદૃષ્ટિથી અવલોકન કરતા હતા, તેનાથી ગાંઠજ છુટી જતી હતી. જેમની કૃપાથી અને સાક્ષાત્કારથી અહંગ્રન્થિ (ચિજ્જડ ગ્રન્થિ) છુટી જાય છે, ત્હેમનાં નીરખવાથી ક્ષુદ્ર દોરડાંની ગ્રન્થિ છુટી જાય, એમાં તે શું આશ્ચર્ય? થોડા વખતમાં પાછી ગાંઠપણ બેસવા લાગી, ત્યારે યશોદા પોતાના ઘરનાં બધાંજ દોરડાં લઇ આવી. પરંતુ તેમ કરવાથી પણ ઉખલની સાથે કૃષ્ણનું ઉદર વેષ્ટિત થઇને બંધાઇ શક્યું નહિ. અર્થાત્ સઘળાંજ **ગુણ** (દોરડાં) અપૂર્ણ થયાં. એ પ્રકારે પરમાત્માએ દામલીલા કરીને એ સૂચિત કર્યું કે, ઉદર પૂર્તિને માટે મનુષ્યે ગમે તેટલાયે વિદ્યા કલાકૌશલ્યાદિ ગુણો સંપાદન કર્યા હશે, તો પણ તેની પૂર્ણતા, તૃપ્તિ કદી થશે નહિ. જગતમાં વિવિધ ગુણનો સંગ્રહ કરનારાનું પેટ કયારે પૂર્ણ ભરાયેલું જોવામાં આવે છે? રાજા હોય યા રંક હોય, સાધુ હોય કે સંન્યાસી હોય, વેપારી હોય કે નોકર હોય પણ તેઓ જીંદગીભર કેટલા ગુણ તથા વ્યવસાય કરે છે કે ન પૂછો વાત!! પરંતુ ત્હેમને જઇને પૂછશો કે ત્હમારૂં પેટ ભરાયું છે? તો જવાબ એજ મળવાનો કે 'ના.' ઇત્યાદી ભાવ ઉદરદામ (ગુણ) ની ન્યૂનતા લીલામાં સમજી લેવો.

અથવા, હે યશોદા! જે વસ્તુનું અવલોકન એક આંધળાથી થતું નથી તેને જોવા માટે સો આંધળાને લાવવા છતાં શું ફળ નીપજશે? હમે બધાં દામ (દોરડાં) એક સરખાંજ છીએ, હમારે હાથે સર્વવ્યાપી

પરમાત્માને બંધન કરવાનું કામ શી રીત્યે થઈ શકે? એટલા માટે વ્યર્થ પરિશ્રમ કરવો નહિ. એ પોતાનો ભાવ યશોદાને સમજાવવાને ખાતરજ શું એ દામ અપૂરા થયા નહિ હોય? કિંવા, યશોદાએ કૃષ્ણના ઉદરની પૂર્ણતા માટે જેમ જેમ ગુણ (દોરડાં) નો સમૂહ લીધો, તેમ તેમ પરમાત્માએ પણ પોતાના ગુણોવડે તે દામની અંતર સ્થિતિ (અવકાશ) પૂર્ણ કરવા કાજે હર્ષભેર પ્રયત્ન શરૂ કર્યો. જગતમાં રહેનારા રજતમાદિ ગુણ, જેમને કદીપે સ્પર્શી શકતા નથી, તે જગત્સાક્ષી પરમાત્માને ક્ષુદ્ર ગુણ (દોરડું) સંવેષ્ટન કરવાને શી રીત્યે સમર્થ થઇ શકે? એથી તે સઘળા ગુણ (દોરડાં) પરમાત્માને વિષે અપૂર્ણ થયા, તે ઉચિતજ સમજવું. અંહિ પરમાત્માએ '**महतो महीयान्**' એ શ્રુતિમાં કથેલું પોતાનું મહાનપણું વ્યક્ત કરી બતાવ્યું છે, એમ સમજવું. અસ્તુ! શાસ્ત્રમાં ઇન્દ્રિયાદિકોને બંધન કહેલું છે, પરંતુ ત્હેમના અધિપતિ પરમાત્માને કદી કહ્યું નથી. એ વાત લોકોને સમજાવવા માટેજ ગોબંધક દોરડું ગોપતિને બંધનકારક થયું નહિ. ગાયને બાંધનારૂં દોરડું ગોપાળને શી રીત્યે બંધનકારક હોઈ શકે? નહિજ. શ્રુતિમાં પણ જે કહ્યું છે કે, જે પ્રમાણે રજ્જુના ઉપર વિપરીત બુદ્ધિથી સર્પ દેખાય છે પરંતુ અધ્યસ્ત (આરોપિત) સર્પથી તે રજ્જુ ભિન્ન હોય છે. તેજ પ્રમાણે અધિષ્ઠાનભૂત પરમાત્મા, ત્હેમના ઉપર વિપરીત બુદ્ધીથી અધ્યસ્ત થએલાં જગતના કરતાં જૂદા છે; અને તેથી તેને બંધનનો અંશ સરખોયે હોતો નથી, પરંતુ અધ્યસ્ત જગતનેજ હોય છે. એ અર્થનો બોધ થવાસારૂ પરમાત્માના ઉદરને બંધન થયું નહિ, એમ સમજવું. અસ્તુ!

'બે આંગળજ દોરડું ઓછું કેમ થતું હતું'? તો સાંભળો. નામ અને રૂપ જ્યાં હોય છે, ત્યાંજ બંધન યોગ્ય છે. પરંતુ કૃષ્ણ તો બ્રહ્મસ્વરૂપ હોવાથી નામરૂપ રહિત છે, તેથી ત્હેમને બંધન નથી; એ વાત તે દામે બે આંગળની ન્યૂનતાથી દેખાડી આપી. કિંવા આ જે નજીકમાં બે વૃક્ષ છે, તેમને શાપનાં બંધનમાંથી મુકત કરવાના છે, એ પ્રમાણે પરમાત્માને સૂચવવા સારૂજ તેમની સંખ્યા મુજબજ તે દામે બે આંગળ ન્યૂન થઇને બંધન કર્યું નહિ. કુબેરના બે પુત્રજ ત્યાં વૃક્ષરૂપે આવી રહ્યા હતા, અને તેમના ઉદ્ધારનો સમય એજ હતો; એટલા માટે કલ્પનાને અયુકત સમજવી નહિ. અથવા, ગોકુળ (ઇન્દ્રિયસમૂહ) દ્વૈતાનુરાગી (દેહાદિ જાગતિક વિષયોપર પ્રેમ કરનારૂં) હોય છે, પરંતુ હરિની કૃપા હોય, તો તેનું બંધન નિવૃત્ત થઈ જાય છે; અને વાસુદેવ અસંગ છે, તોપણ ત્હેમને પ્રેમરજ્જુથી બંધન પ્રાપ્ત થાય

છે; એ બે વાત સ્પષ્ટ કરવા ખાતરજ તે દામ બે આંગળ ન્યૂન થયાં એમ જાણવું.

દામે પણ આખરે પરમાત્માને પોતાની સ્થિતિવડે સૂચવ્યું કે, આ યશોદાના હૃદયમાંથી દ્વૈત નષ્ટ થતું નથી, તો ત્હમે શું કરવા ત્હમારી નિઃસંગતા એની આગળ નકામી પ્રગટ કરો છો ? એનો શ્રમ જોઇને અને હેતુને જાણી જઇને, તેની પૂર્ત્તિને ખાતર ત્હમે બંધયુકત થઈ જાઓ. ત્યારે પરમાત્મા ઝટ યશોદાના પ્રેમને વશ થઇને બંધનમાં રહ્યા. અનેક દામોથી જે બાંધી શકાયા નહિ, તેજ પાછા એકજ દામવડે ઉખલની સામે સહજમાં બંધાઈ ગયા. એમાં પરમાત્માનો એ ભાવ સમજવો કે મ્હારા પ્રેમી ભકતનો ગુણુ લઘુ પણ કયાં ના હોય ? હું ત્હેને પૂર્ણપદે લઇ જાઉં છું. એ ધ્વનિત કરવા સારૂ પરમાત્માએ યશોદાના અલ્પ **ગુણ** ( દોરડાં )ને પૂર્ણતાની પ્રાપ્તિ કરાવી દીધી. સારાંશ, કામવાસના જેને હોતી નથી, ત્હેને એક પ્રેમ રજ્જુજ બાંધવાને સમર્થ થાય છે. એ નિરતિશય પ્રેમ યશોદામાં હોવાથી, પરમાત્મા ત્હેના ગુણબંધનમાં સ્થિત રહ્યા.

'શરીરનો મધ્યભાગ ઉદર જાણવો અને ત્યાંજ યશોદાએ દામ (ગુણ) બાંધીને ઉખલની સાથે કૃષ્ણને બાંધી રાખ્યા હતા,' એમાં એ અભિપ્રાય જાણવો કે, તત્વદૃષ્ટિથી મ્હને કોઇપણ **ગુણ** (સત્વરજસ્તમ આદિ) સ્પર્શ કરતો નથી, પરંતુ કદી ભાસમાન થતો હોય, તો મધ્ય અવસ્થાને વિષેજ; અર્થાત્ સૃષ્ટિની સ્થિતિના સમયમાં. એવા શ્રુતિસિદ્ધ **અર્થ**ને પોતાના ઉદર-મધ્યગત **ગુણ** (દામ) વડે પરમાત્માએ વ્યકત કરી બતાવ્યો. ગોકુળના ગુણને લીધે પરમાત્માને બંધન થયું, તેજ પ્રમાણે આપણા **ગો-કુલ** (ઇન્દ્રિય સમૂહ)ને વિષે જો પ્રેમ ગુણ હશે, તો આપણે પણ શું પરમાત્માને બંધન નહિ કરી શકીએ ? પરંતુ પ્રેમનોજ દુકાળ હોવાથી આપણે બંધનમાં ફસ્યા છીએ અને દુઃખનો અનુભવ કરી રહ્યા છીએ.

'યશોદાની માફક કોઇના ઉપર પરમાત્માનો એવો પ્રસાદ નહિ થએલો હોવાનું શુકદેવજીનું વચન' યથાર્થજ જાણવું. પરમાત્મા જેમને બાલસ્વરૂપથી સુખોદય કરે છે, ત્હેમને સચ્ચિદ્રૂપથી કરતા નથી, અને જેમને સચ્ચિદ્રૂપથી સુખપ્રદાન કરે છે, તેઓને બાલત્વથી કરતા નથી. પરંતુ યશોદાની પેઠે જેઓ અત્યંત ભકિતમાન્ હોય છે, ત્હેમને તો પરમાત્મા સચ્ચિદાનંદતા અને બાલકતાનાં બેય નિઃસીમ સૌખ્ય આપે છે. નિશ્ચયાત્મક બુદ્ધિથી અંતઃકરણનો નિરોધ કરીને જે જ્ઞાનિ પુરૂષો પોતાના ભવબંધનનો નાશ કરવા માટે સદા પ્રયત્ન કર્યા કરે છે, તેઓના ઉપર પણ જે કૃપાદૃષ્ટિ થતી

નથી, તે પોતાનું બંધન કરનારી યશોદાના ઉપર થઈ; તો ત્હેના ભાગ્યનું કોનાથી વર્ણન થઇ શકે તેમ છે. ?

'અર્જુનવૃક્ષનો ઉધ્ધાર કરવાની કૃષ્ણને ઇચ્છા થઈ,' તે યુક્તજ સમજવું. ત્હેમણે વિચાર કર્યો કે, ગુણોનું અવલંબન કરીને જો દીનોનો ઉદ્ધાર થયો નહિ, તો વ્યર્થજ છે. આ વખત હું સ-ગુણ (યશોદાએ ઉદરને બાંધેલા દોરડાથી યુક્ત અને માયાના ગુણાવલંબનથી વ્યક્ત દેહધારી) છું, તેથી નારદના શાપથી વૃક્ષની યોનિમાં પડેલા કુબેર પુત્રોનો ઉધ્ધાર મ્હારે કરવો જોઇએ. પરમાત્માનાં અસીમ દયાલુત્વનો ખ્યાલ કરો કે, ત્હેમણે બંધનના તરફ કાંઇ પણ ધ્યાન નહિ આપતાં તેમની તરૂજન્મમાંથી નિર્મુકતતા કરવાનો ઉપાય શોધી કાઢયો. કેમકે, એજ સાધુઓને સન્માર્ગ દેખાડનારા છે. આ ઉપરથી સજ્જનોએ પોતાનાં શારિરીક દુઃખોને નહિ ગણકારતાં બીજાના દુઃખોનો પરિહાર કરવામાં ઉદ્યત થવું; અને પોતાના ગુણવડે દીનજનનો ઉદ્ધાર કરવો જોઇએ, એ નિશ્ચિત થયું.

॥ इति शिवम् ॥

## અધ્યાય દસમો.

**दशमे पातयन्द्रिगमंतरा यमलार्जुनौ ।**
**तत्रत्याभ्यां च देवाभ्यां कृष्णः स्तुत इतीर्यते ॥**

અર્થઃ—આ દસમાં અધ્યાયમાં, શ્રીકૃષ્ણે ઉખલને ખેંચીને અર્જુનવૃક્ષના મધ્યમાં જઈ તે બન્નેને ઉખેડી નાંખ્યા અને તેમાંથી નિકળેલા બન્ને દેવોએ તેમની સ્તુતિ કીધી, એવી કથા કહેલી છે.

રાજાએ પૂછયું, મહારાજ ! કુબેરના પુત્રને શાપ થવાનું એવું કારણ શું થયું કે જેથી પરમ ભાગવતોત્તમ નારદને પણ ક્રોધ ઉત્પન્ન થયો ? તે સઘળું આપ મ્હને કહો. શુકાચાર્ય કહે છે કે, રાજા ! કુબેરના પુત્ર નલકુબર અને મણિગ્રીવ ધનમદથી ગર્વિષ્ઠ થઇને, એક વખત મદિરા પીને ઉન્મત્ત થયા હતા અને ત્હેમણે ગાયન કરનારી કેટલીક સ્ત્રીઓને પોતાની સાથે લઇને ગંગાને કિનારે કૈલાસ પર્વતના ઉપવનમાં પ્રવેશ કર્યો. ત્યાં સંચાર કર્યા બાદ, તે બન્ને જણા ગંગામાં સ્ત્રીઓની સાથે જલક્રીડા કરવા લાગ્યા. એટલામાં અકસ્માત્ ત્યાં આગળ નારદનું આગમન થયું, અને તેઓશ્રી એમને જોતાવારને સમજી ગયા કે, એ લોકો મદ્યપાન કરીને ઉન્મત્ત થયા છે. તેઓ બધાય નગ્ન હતા, તો પણ સ્ત્રીઓએ જોવા

નારદને જોયા કે તરતજ લજ્જા અને શાપના ભયના માર્યાં ઝટ પોતાના વસ્ત્ર પરિધાન કરી દીધાં; પરંતુ કુબેર પુત્ર જેવા હતા તેવાજ નગ્ન રહ્યા.

નારદે એમને મદ્યપાનથી મદાંધ થઇ ગએલા જોઇને ત્હેમના ઉપર અનુગ્રહ કરવા સારૂ તેઓને શાપ દેવાનો નિશ્ચય કર્યો અને આ પ્રમાણે કહ્યું. વિષય સેવન કરનારા પુરૂષની બુદ્ધિ જેવી ધનના ગર્વથી ભ્રષ્ટ થાય છે, તેવી કુલિનતા વિદ્વત્તા, શારીરિકબલ, સૌન્દર્ય ઇત્યાદિકોથી થતી નથી. એ લક્ષ્મીના મદમાં સ્ત્રી દ્યુત, મદ્ય ઇત્યાદિ અનેક બુદ્ધિભ્રંશક પદાર્થ નિવાસ કરે છે. તેમજ એ લક્ષ્મીના મદથી મનુષ્ય આ શરીરને સ્થિર સમજીને નિર્દયપણે પશ્વાદિ કોને મારીને પોતાના પેટનો ખાડો પૂરે છે. આ શરીર-ને રાજા એવી સંજ્ઞા પ્રાપ્ત થઇ હોય તો પણ આખરે કૃમિ, ભસ્મ, કિંવા વિષ્ઠા એમાંથી એકાદ નામ મળવાનુંજ ! એને ખાતર જેઓ પ્રાણીઓની હિંસા કરે છે, તેઓને નરકયાતના સિવાય બીજો શો લાભ થઇ શકે તેમ છે ? આ દેહ કોનો છે, તે નિશ્ચયાત્મક કહેવું પણ કઠીણ છે. એ શું અન્નદાતાનો છે ? અથવા માતા, પિતા, માતામહ વગેરેનો છે ? કિંવા બલવાન્ પુરૂષનો, અગર અગ્નિનો, શિયાળનો, કુતરાનો છે તે સમજાતું નથી. એના ઉપર અનેકનું સ્વામિત્વ જણાઇ આવે છે. દુષ્ટ, દુરભિમાની વિના આ શરીરને આત્મા માનીને તેના પોષણને માટે કયો જ્ઞાની પ્રાણીઓની હત્યા કરી શકે ?

સંપત્તિના મદથી અંધ થએલા પુરૂષની દ્રષ્ટિ નિર્મલ થવા સારૂ દારિદ્રય એ ઉત્કૃષ્ટ અંજન છે. દરિદ્રી પુરૂષને પોતાની સ્થિતિ પરથી બીજાની સ્થિતિનું ભાન થઇ શકે છે. તે પ્રમાણે ધનાંધને થતું નથી. કંટકની વેદના જેને થઇ હશે, તે પુરૂષ પોતાના અનુભવ ઉપરથી બીજાને એવી વેદનાનો અનુભવ થાય, એવું કદી ઇચ્છશે નહિ. પરંતુ એ પ્રમાણે કંટકની વ્યથાનો અનભિજ્ઞ પુરૂષ કદી કરશે નહિ. તેજ પ્રમાણે દારિદ્રયનો અનુભવ થયા વગર શ્રીમાનને દરિદ્રીનાં દુઃખનું અનુમાન પણ થઇ શકશે નહિ. દરિદ્રી મનુષ્યને અહંકાર, મદ ઇત્યાદિ વિકાર તજીને ચાલ્યા જાય છે, અને નાના પ્રકારનાં સંકટ ત્હેને સહન કરવાં પડે છે, તેજ એની સ્વભાવિક તપશ્ચર્યા છે. દરિદ્રી મનુષ્યને ક્ષુધા લાગે છે, પરંતુ અન્ન નહિ મળવાથી ત્હેનું શરીર કૃશ થઈ જાય છે અને ઇન્દ્રિયાદિક પણ શુષ્ક થાય છે. ઇન્દ્રિયશક્તિ નષ્ટ થાય, તો પછી ત્હેના હાથે હિંસા શી રીત્યે થઇ શકે ? એટલુંજ શું ? દરિદ્રીને સાધુ સમાગમ થાય છે, અને તેનાથી

તે વિષયેચ્છાને છાંડીને શીઘ્ર પવિત્ર બની જાય છે. સાધુઓની મૈત્રી શ્રીમંતોને બરાબર કદી થવા પામતી નથી, અને એવા ધનાઢ્ય પુરૂષો ત્હેમના સમાગમની ઈચ્છા સરખીયે કરતા નથી. લક્ષ્મીના મદથી ઉન્મત્ત થએલા લોકોની સાથે સાધુઓને શું કર્તવ્ય કરવાનું હોય છે? કશુંયે નહિ. તેઓના પ્રત્યે એ સાધુ મહાત્માઓ સર્વદા ઉદાસીન રહે છે, અને એક લક્ષ્મીપતિ પરમાત્માના ચરણની તેઓ પ્રાપ્તિ કરી લે છે. અસ્તુ!

એ બન્ને નલકૂબર, મણિગ્રીવ સંપત્તિના મદથી અંધ થયા છે, અને તેમાં વળી એમણે મદ્યપાન કર્યું છે, તેથી સ્ત્રીઓના વગર એમને આ સમયે બીજું કશું પ્રતીત થતું નથી; પરંતુ હું એમના અજ્ઞાનથી ઉત્પન્ન થએલા મદને હમણાં હરી લઉં છું. જેને લીધે આ કુબેરપુત્રોને હમે નગ્ન છીએ એવું જ્ઞાન રહ્યું નથી, તેટલા ખાતર એમને કેટલાક કાળ પર્યન્ત વૃક્ષયોનિની પ્રાપ્તિ થશે. તેમ છતાંય, એમને ત્યાં પણ પોતાની પૂર્વ સ્થિતિનું સ્મરણ રહેશે, એટલો હું એમના પર અનુગ્રહ કરૂં છું. દેવોના સો વર્ષ વીત્યા બાદ એમને પરમાત્માનું સાંનિધ્ય પ્રાપ્ત થશે, અને પછી દેવત્વની પ્રાપ્તિ થઇને, મ્હારા પ્રસાદથી એમને પરમેશ્વર વિષયક ભક્તિનો લાભ થશે. એટલું કહીને નારદ મુનિ નારાયણના આશ્રમ તરફ ચાલ્યા ગયા, અને તે કુબેરના પુત્રો વૃક્ષયોનિને વિષે ઉત્પન્ન થયા.

હે રાજા ભગવાન્ કૃષ્ણ પોતાના ભક્ત નારદનું આવું વચન સત્ય કરવા સારૂ, જ્યાં તે બન્ને વૃક્ષ હતા ત્યાં આગળ ધીરેધીરે ગયા અને મનમાં વિચાર કરવા લાગ્યા કે, નારદ મ્હને અત્યંત પ્રિય હોવાથી એનાં વચનને અનુસરીને આ કુબેરના પુત્રોને પૂર્વ સ્વરૂપ પ્રાપ્ત કરાવી દઉં. પછી એ કૃષ્ણ તે બન્ને વૃક્ષોની વચમાં થઇને જવા લાગ્યા, તો ઉખળ જમીન પર ગબડી પડ્યું. ઉદરને અને ઉખલને દોરડાવતી બાંધ્યાં હતાં તેથી કૃષ્ણે તે ઉખલને જોરથી ખેંચતાવારને તે બન્ને વૃક્ષ મૂળસહિત ઉખડી ગયા અને મોટા ધબાકાના કડકડાટ સાથે જમીનઉપર ગબડી પડયા. ત્યાર બાદ તે વૃક્ષના ઉદરમાંથી પેલા બન્ને કુબેરના પુત્રો તેજસ્વી એવાં પોતાનાં પૂર્વ સ્વરૂપને પ્રાપ્ત થઇને પ્રગટ થયા અને કૃષ્ણને નમન કરીને હાથ જોડીને સ્તુતિ કરવા લાગ્યા.

હે કૃષ્ણ! હે મહા યોગિન્? ત્હમેજ સર્વ જગતનું આદિ કારણ છો. સ્થૂલ અને સૂક્ષ્મ પદાર્થોથી ભરેલું આ જગત્ ત્હમારૂં સ્વરૂપ છે, એમ

બ્રહ્મજ્ઞાની પુરૂષ જાણે છે. હે ભગવન્ ! સર્વ પ્રાણીઓના દેહાદિ ઇન્દ્રિયોના રક્ષક તથા કાળ પણ ત્હમેજ છો. મહત્તત્વ, પ્રકૃતિ, પુરૂષ તમેજ છો. ત્હમારૂં સ્વરૂપ બુદ્ધિ આદિ વડે ગ્રહણ કરી શકાતું નથી. જીવોની ઉત્પત્તિના પૂર્વેજ ત્હમે સ્વપ્રકાશતાથી સિદ્ધ હોય, દેહેન્દ્રિયોથી આવૃત થએલા જીવોને ત્હમારૂં જ્ઞાન શી રીત્યે થઈ શકે? ત્હમે શરીરરહિત છો, તોપણ કેટલાંક વિશેષ કાર્યને ખાતર મત્સ્યાદિ અવતાર ધારણ કરો છો, ત્યારે ત્હમારાં અલૌકિક કૃત્ય ઉપરથી આ સચ્ચિદ્રુપ પરમાત્મા ત્હમેજ છો, એવું જીવોને જ્ઞાન થાય છે. એજ ત્હમે હાલ સર્વ પ્રાણીઓના ઉત્કર્ષને કાજે ગોકુળને વિષે અવતીર્ણ થયા છો. હે વાસુદેવ! ત્હમને હમારા નમસ્કાર છે. નારદના અનુગ્રહથી ત્હમારૂં દર્શન હમને થયું છે, હવે હમને હમારા સ્થાનને વિષે જવાની આજ્ઞા આપો. સ્વસ્થાનને વિષે ગયા બાદ હમારી વાણી ત્હમારા ગુણગાનમાં નિરત થાય, કર્ણ કથાશ્રવણમાં, હાથ ત્હમારી પૂજાને વિષે, મન ત્હમારા ચરણકમળની સ્મૃતિમાં, ત્હમારૂં નિવાસસ્થાન એવું જે જગત્ તેને નમન કરવામાં મસ્તક, અને દૃષ્ટિ ત્હમારાં તથા સત્પુરૂષોનાં દર્શન કરવામાં સદૈવ પ્રવૃત્ત થાય, એમ પ્રાર્થીયે છીએ.

આ પ્રકારની એમની સ્તુતિ અને પ્રાર્થના સાંભળીને કૃષ્ણે ત્હેમને કહ્યું, હે નલકુબર, મણિગ્રીવ! નારદે આપેલા શાપનું વૃત્તાન્ત હું પહેલાંથીજ જાણી ગયો છું. લક્ષ્મીના મદથી અંધ થએલા એવા ત્હમને ઐશ્વર્યભ્રષ્ટ કરવા માટે નારદે જો કે ત્હમને શ્રાપ આપ્યો હતો, તોપણ તેનું પરિણામ મ્હારા દર્શનમાં નીપજ્યું, એટલા માટે એ અનુગ્રહજ સમજવો. સૂર્યના દર્શનથી વસ્તુ જોવાને માટે કદી દૃષ્ટિને પ્રતિબંધ થતો નથી, તેજ પ્રમાણે સાધુનાં દર્શનથી સંસારબંધન પ્રાપ્ત થતું નથી. ત્હમને મ્હારા સ્વરૂપને વિષે અત્યંત ભક્તિ ઉત્પન્ન થઇ છે, તેથી ત્હમારૂં સંસારબંધન તૂટી જવાનું; હવે ત્હમે ત્હમારા સ્થાનને વિષે ચાલ્યા જાઓ. હે રાજા! આ પ્રમાણે ભગવાન્ કૃષ્ણનું ભાષણ શ્રવણ કરીને, તે બન્નેએ વારંવાર એમને નમન કર્યું, અને પ્રદક્ષિણા કરીને તેઓ ઉત્તરદિશામાં ચાલ્યા ગયા.

---

## ભાવાર્થદીપિકા.



'નારદને ક્રોધ કેમ આવ્યો અને સત્કુલોત્પન્ન તથા સદ્વર્તનશીલ કુબેરના પુત્રોને શ્રાપ કેમ પડ્યો?' આ પ્રકારના રાજાએ કરેલા પ્રશ્નનો જવાબ શુકાચાર્ય આપે છે. હે રાજા! જે કર્મ જ્યાં શોભાવહ અને અત્યંત શુભ-

પ્રદ હોય, તેજ ત્યાં આગળ કરવું જોઈએ; પરંતુ યોગ્ય સ્થળને વિષે અયોગ્ય કાર્ય કલ્યાણની ઇચ્છા કરનારાએ કદી કરવું નહિ. ગંગાના કિનારા ઉપર કૈલાસની પુણ્યભૂમિ તો ખાસ સદાચાર કરવા યોગ્ય છે. તેને બદલે તેઓએ સ્ત્રીઓની સંગાથે નગ્નક્રિડા કરવાનું શરૂ કર્યું, અને તેનુંજ તેઓને અધઃપતનરૂપ ફળ મળ્યું, તે ઉચિતજ જાણવું!! હવે ત્હને શંકા થશે કે, તેઓ આવાં દુષ્ટકર્મ કરનારા હતા, તો ત્હેમને શાપના અંતકાળમાં, પછી તે ક્ષણભર પણ કયાં નહિ હોય? પરત્માના ચરણકમળનાં દર્શન થયાં તે કયાં પુણ્ય કર્મને લીધે? તો સાંભળ! સકલ પાપહારી અને અભિષ્ટ સુખપ્રદ એવું જે ગંગાનું જળ, તેને વિષે એમનો વિહાર થયો, તેજ એનો હેતુ સમજવો. અથવા, પુણ્ય નદીઓમાં શ્રેષ્ઠ એવી જે ગંગા, તેને વિષે પાપાત્મક કર્મ કરવાથી નારદને ક્રોધ ઉત્પન્ન થયો અને શ્રાપ મળ્યો. તેમજ એમની (નારદની) વાણીના પ્રભાવથી શાપ નિર્મુકતતા તથા કૃષ્ણની કૃપાનો લાભ ત્હેમને થયો, એમ સમજવું. અથવા ઋષિનાં દર્શનથી થનારાં અગણિત મહાપુણ્યના પ્રતાપથી એ લાભ મળ્યો.

'ગુહ્યક વસ્ત્રરહિત રહેવામાં નીચે મુજબ ભાવ જાણી લેવો.' લોકમાં અને શાસ્ત્રમાં જે વસ્તુનું ગુહ્યત્વ (ગૂઢપણું) છે, તેને કદી સ્પષ્ટ (ખુલ્લું) કરવું નહિ. કેમકે, તેનાથી મહા દોષ લાગે છે અને તેનું ફળ દુઃખ સહન કરવાનું થાય છે. એને માટે ઉદાહરણ, એ ગુહ્યક (કુબેરપુત્ર) જ છે. નારદના આગમનકાળે તેઓએ વસ્ત્ર પરિધાન કર્યાં નહિ, અને નગ્નજ (ગુહ્યભાગ આચ્છાદિત કર્યાં વગર) રહ્યા. તેનું પરિણામ તેઓને ભોગવવું પડયું. એટલા માટે, જેમ શરીરનો **ગુહ્યભાગ** સ્પષ્ટ કરવામાં આવતો નથી, તેજ પ્રમાણે કોઈપણ વસ્તુના તેમાંપણ બ્રહ્મવિદ્યાના **ગુહ્યાંગ** (ગુપ્તભાગ, રહસ્ય) ને પ્રગટ કરવું નહિ, એ ભાવ જાણી લેવો.

'ધન અનર્થાવહ કેમ હોય છે?' તો, ધનની પાસે કામ, મોહ, તથા અનૃત ઇત્યાદિ વિકાર નિવાસ કરે છે અને અન્યાય કર્મ કરવામાં એમાંના એક એકનું પૂર્ણ સામાર્થ્ય છે. પછી જ્યાં એ ત્રણે હોય, ત્યાંના ધનમદ અને અનીતીનું વર્ણન કોનાથી થઇ શકે તેમ છે? ધનનો ઉન્માદ સર્વદા અનર્થાવહ અને પાપપ્રદ હોય છે, તથા સૂર્યોદયથી નેત્ર વિકસિત થએલાં હોવા છતાંય અંધાપો પ્રાપ્ત કરાવી દે છે. એ કારણને લીધેજ જાણે લોકસુખની અપેક્ષા કરનારા મહાદેવે નિત્ય અનર્થકારી ધનનો પરિત્યાગ કીધો હોય એમ પ્રતીત થાય છે.

'દારિદ્રયને અંજન કહ્યું તે યથાર્થજ'! અંજનથી ચક્ષુ વિકારરહિત

થઇને મનુષ્ય વસ્તુને તેના વાસ્તવિક રૂપમાં જુએ છે, તેજ પ્રમાણે દારિદ્રય રૂપી અંજનથી મદાદિ અખિલ વિકાર નષ્ટ થઇને, મનુષ્ય સકલ પ્રાણીઓને આત્મતુલ્ય જુએ છે. યાને જે પ્રમાણે પોતાને સુખ થાય, દુઃખ નહિ, તેજ પ્રમાણે પ્રાણીઓને પણ સુખ થાઓ, દુઃખ કદી નહિ થાઓ, એવી ભાવનાથી યુકત થાય છે. દરિદ્રી મનુષ્યની પાસે લોભ નિષ્ફલ થાય છે, અહંકાર વિરસ થઇ જાય છે, ક્રોધ તેનો આશ્રય કરતો નથી, મદ પણ ત્હેનાથી દૂર ભાગી જાય છે, કામ હતવીર્ય થાય છે, અને મોહને પણ મોહ ઉત્પન્ન થાય છે, તથા મત્સર તો એવા દરિદ્રી પુરૂષનોજ મત્સર કરે છે. સારાંશ, વિના પ્રયત્ને મનુષ્યને દારિદ્રયથી સિદ્ધાવસ્થા પ્રાપ્ત થાય છે, એથી એ દારિદ્રય સ્તુતિ કરવા યોગ્ય કેમ નહિ ગણાય? સિદ્ધ પુરૂષ ઉપરોકત વિકારશૂન્ય હોવાનું પ્રસિદ્ધજ છે. ઇન્દ્રિયોને વશીભૂત કરવાનો પ્રકાર મુનીઓને પણ દુષ્કર છે. પરંતુ જેના યોગથી, તે થઈ શકતો હોય તો એવું દારિદ્રય કોને સ્પૃહા કરવા યોગ્ય નહિ હોઇ શકે?

'મુકુંદ પદનું સેવન કરનારા ધનની ઉપેક્ષા કરે છે'? તે યોગ્યજ છે. નિરવધિ દ્રવ્યનિધિનો લાભ થયા બાદ, કયો બુદ્ધિમાન્ પુરૂષ અલ્પ ધનની વાંચ્છા કરશે? નિધિ નવ છે અને તેમાં **मुकुंद** એવું એક નિધિનું નામ છે. **पद** એ નામ ચરણ અને સ્થાનનું છે. એના ઉપરથી એ શ્લિષ્ટાર્થ નીકળે છે કે, મુકુંદરૂપ નિધિનું સ્થાન સેવન કરનારો પુરૂષ અલ્પ દ્રવ્યની શું કરવા ઇચ્છા કરે? નહિજ. એટલા માટે સાધુ મુકુંદપદને વિષે સ્થિત હોવાથી, તેઓને ધનની આકાંક્ષા થતી નથી, તે યથાર્થ જાણવું.

સાધુને ક્રોધ ઉત્પન્ન થાય અથવા સંતોષ થાય, તેઓ જેના ઉપર રોષ અથવા તોષ કરે છે, ત્હેના કર્મનું અવલોકન કરીને, શ્રાપ અગર વરદાનવડે ત્હેનું કલ્યાણજ કરવાનું ઇચ્છે છે. શ્રાપ આપવામાં **निरावरण** (વસ્ત્રરહિત) આત્મા (દેહ)ને એ કુબેર પુત્ર જાણતા નથી તેથી સ્થાવર જેવાજ થયા છે. વૃક્ષ કયાં પોતાનાં શરીરને નગ્ન છે એમ જાણે છે? એ કારણથી તે યોનિની પ્રાપ્તિનો શાપ યોગ્ય થયો. એ કિન્નર હોવા છતાં મૂઢ જેવા થયા છે, અને તેથીજ **निरावरण** (માયાના આવરણથી રહિત) આત્માને જાણતા નથી. મોહ પામેલા માણસો કયાં પોતાના આત્માને માયાના સંપર્કથી શૂન્ય સમજે છે? સારાંશ, સંપત્તિ, કામ, મદ વગેરેનું અવલંબન કરનારો પુરૂષ ભલે ઉત્તમ કુળમાં ઉત્પન્ન થયો હોય, તોપણ ત્હેને સર્વોત્કૃષ્ટ એવા પોતાના સ્થાનપરથી ભ્રષ્ટતા પ્રાપ્ત થાય છે, એજ ભાવ નારદનો શ્રાપ આપવામાં જાણી લેવો.

'પૂર્વભાવની સ્થિતિ વાસુદેવના સંનિધાનથી એમને થશે.' એવુ નારદે જે કહ્યું હતું, તે યોગ્યજ સમજવું. જે વખતે મનુષ્યના હાથે ઉપાસના થાય છે, તે વખતેજ ઉપાસ્યની સંનિધાનના અને ત્હેના પ્રસાદથી આત્મરૂપની પ્રાપ્તિ થાય છે. એથી કરીને, પૂર્વસ્વરૂપ યાને પોતાના સચ્ચિદાનંદ આત્મરૂપની પ્રાપ્તિને કાજે પરમાત્માનું સંનિધાન રાખવું એ ભાવ સ્પષ્ટ થાય છે.

'આપ દઇને, નારાયણાશ્રમમાં નારદ ગયા.' કેમ? તો, સંચિત કરેલું ધન ખર્ચાઈ જાય તો પાછો તેનો સંગ્રહ કરવાને સારૂ મનુષ્ય જેમ આપ્ત ઇષ્ટ મિત્રાદિકોના સમાગમથી પ્રયત્ન કરે છે, તેજ પ્રમાણે કુબેરપુત્રને દીધેલા શાપથી પોતાનું સંચિત તપોધન ખર્ચાઇ ગયું એમ સમજીને, તેને ફરીથી પાછું સંપાદન કરવા વાસ્તે નારદ, નારાયણ ઋષિની પાસે આવ્યા, તે ઉચિતજ જાણવું.

'પરમાત્મા ઉખલને ખેંચતા ખેંચતા વૃક્ષની પાસે કેમ ગયા?' ત્હેમનામાં શું કૃપાદષ્ટિથી અવલોકન કરીને તે કુબેર પુત્રોને શ્રાપમુકત કરવાની શકિત નહિ હતી? હતીજ. પરંતુ મુનિ નારદની વાણી તેવીજ હતી, તેથી તેને સત્ય કરવા ખાતર તેમના સાંનિધ્યમાં તેઓશ્રી ગયા. '**वासुदेवस्य सांनिध्यं लब्ध्वा,**' એ પ્રમાણેજ ભાગવતમાં વર્ણવેલું છે.

'કૃષ્ણે બન્ને વૃક્ષોના મધ્યમાં પ્રવેશ કર્યો' એમાં લોકોને એ દેખાડી આપ્યું કે, જે વખતે હું અંતરને વિષે સ્ફુરિત થાઉં છું, સ્થિત થાઉં છું, તેજ વખતે અખિલ દુઃખોની હાનિ થાય છે. 'ઉલૂખલ આડું પડયું' આમાં શો હેતુ? તો, ખલ જો કે ઇશ ગુણ યુકત થયો હોય, તો પણ તે પોતાના જાતિ સ્વભાવને છોડતો નથી દૃષ્ટાન્તમાં સમજવું કે, કૃષ્ણના ઉદરસ્થ ગુણે (દોરડાએ) ઉલૂખલને ધારણ કર્યું હતું, તોપણ તે આખરે (વક્ર) તિરછું થયું અર્થાત્ આડું પડયું. પરોપકાર દીનજનોદ્ધાર ઇત્યાદિ પુણ્ય કર્મમાં **उरू** (મહાન્) **खल** આડો આવે છે તે પ્રસિદ્ધજ છે. પરંતુ કૃષ્ણે જે પ્રમાણે તેના પ્રતિબંધને નહિ ગણકારતાં, પોતાની શકિતથી તે વૃક્ષોનો ઉદ્ધાર કર્યો, તે પ્રમાણે આપણે પણ ખલપ્રતિબંધને તુચ્છકારી નાંખીને, ધર્મકાર્ય, પુણ્ય કૃત્ય કરવું. એ પ્રકારનો ભાવ ઉલૂખલ આડું પડયું તેમાં જાણી લેવો.

'પરમાત્મા સમદષ્ટિવાળા હોવા છતાં, લોકોને દૈવની ન્યૂનાધિકતાથીજ ફળ મળે છે', એ વાત સ્પષ્ટ થઇ. પળ માત્રની સંગતિથી તે બન્ને વૃક્ષ કૃતાર્થ થયા અર્થાત્ તેમને પૂર્વ સ્વરૂપની પ્રાપ્તિ થઇ, અને ઉલૂખલે ઘણા

કાળ સુધી પરમાત્માનું સંનિધાન કરીને ત્હેમની પાછળ ગમન કર્યું, તોપણ તેના બંધની મુકિત થઈ નહિ એટલા માટે બંધમોક્ષ, સુખદુઃખ ઈત્યાદિ ફળોનો લાભ દરેક પ્રાણીને દૈવાનુરૂપ થાય છે, એમ સમજીને તે પરમાત્માના ઉપર નિર્દયતાનો તથા વિષમતાનો આરોપ મુકવો નહિ. એ ભાવ વૃક્ષના ઉદ્ધારમાં જણાવ્યો.

'પોતાના ઉદ્ધારને માટે આ જગતમાં ભાવનાજ મુખ્ય હેતુ છે.' ગુરૂ ચાહે બદ્ધ યા અબદ્ધ હોય, ત્હેના ઉપરની ભાવનાજ મુકિતનું કારણ થઈ પડે છે. સકલ ગુરૂઓના ગુરૂ અથવા અખિલ વિશ્વના ગુરૂ એવાજે પરમાત્મા તે બદ્ધજ હતા, તોપણ ત્હેમને માટે કુબેરપુત્રો (વૃક્ષો)માં જે ભાવના હતી, તેને લીધેજ તેઓ સ્વરૂપને પ્રાપ્ત થયા. પરંતુ બીજા જે વૃક્ષ હતા, તેઓ ભાવનારહિત હોવાથી, પરમાત્મા પરમગુરૂ મુકત થયા (બંધનમાંથી છુટા થયા) તોપણ તેમને પૂર્વરૂપ પ્રાપ્ત થયું નહિ. માથાના વાળ ધોળા હોવાથી વૃદ્ધ થવા છતાં તે ગુરૂ કહેવાતો નથી. તેજ પ્રમાણે બાળક અગર તરૂણ હોવા છતાંય તે ગુરૂપદ ધારણ કરવાને યોગ્ય થતો નથી. પરંતુ જે સકલ ગુણવાન્ હોય, ત્હેનેજ ગુરૂ સમજવો. આ પ્રકારના શ્રુત્યર્થને કુબેર પુત્રના ઉપર અનુગ્રહ કરતી વખતે પરમાત્માએ વ્યકત કરેલો હોવાથી ત્હેમને બાલ સમજવા વ્યર્થ છે. એમાં, ગુરૂ સામાન્ય લોકોની માફક બદ્ધ જેવા પ્રતીત થયા હોવા છતાં શિષ્યે ત્હેમના પ્રત્યે અંતરમાં દૃઢ ભાવના રાખવી; અને વયવડે અલ્પ હોવા છતાં ગુણસંપન્નતાને લીધે ત્હેમને ગુરૂજ સમજવા, એ હેતુ પ્રદર્શિત થયો છે.

કુબેરપુત્રને સત્સંગ તથા દર્શનથી અધોગતિ (વૃક્ષયોનિ)ની પ્રાપ્તિ થઈ, અને ઉલૂખલ (**उरूखल**)ના ચરણનો સ્પર્શ થતાંજ અચ્યુત પદનાં દર્શનનો લાભ થયો, તેનું કારણ તે બન્ને જાને નથી, એમ સમજવું. પરંતુ શ્રીમદ અને તેનો અભાવ તેને લીધેજ એ ફળ મળ્યાં. નારદના સમાગમ વખતે શ્રીમદ હતો તેથી વૃક્ષયોનિ અને ઉલૂખલના ચરણ સ્પર્શકાળમાં તે નહિ હોવાથી કૃષ્ણ દર્શન એ ફળ અનુક્રમે તેઓને મળ્યાં એમ સમજવું. ઉરૂખલ (મહાદુષ્ટ)ના ચરણનો સ્પર્શ, એટલે કૃષ્ણ વૃક્ષની અંદર ગયા ત્યારે ઉલૂખલ આડું પડયું હતું અને તેનું ચરણ (નીચલું અંગ) વૃક્ષને સ્પર્શિત થયું હતું, તેજ જાણવું.

કુબેર પુત્રોએ કહ્યું, હે ભગવાન્! હમારા હાથે જે દુષ્ટકર્મ થયું તે હમે કર્યું ન હતું, અને નારદના મુખેથી જે શાપવચન નીકળ્યું હતું તેપણ ત્હેમણે કાઢયું નહિ હતું, એમ હમે સમજીએ છીએ. કેમકે, સકલ વૃત્તિ-

ઓના પ્રવર્તક એવા ત્હમે અંતર્યામી રૂપે સદા વાસ કરો છો; એથી ત્હમારો જ એ આશય હશે કે, એવાં દુષ્ટ વર્તનથી શું ફળ મળે છે, અને કેવી રીતે ઉદ્ધાર કરૂં છું. તે લોકોને દર્શાવી આપવું, એમ હમને લાગે છે.

શ્રુતિ માત્રથી (વેદવચન શ્રવણ કર્યાથી) ત્હમારૂં સગુણ સ્વરૂપ જેઓને જ્ઞાત થયું છે, તેઓ નિર્મુક્ત થાય છે; તો તે સ્વરૂપનું પ્રત્યક્ષ દર્શન કરનારા એવા હમને અનંત સુખની પ્રાપ્તિ કેમ નહિ થાય? હે પ્રભો! સ્વભક્તોનો ઉદ્ધાર કરવાને કાજે ત્હમે સગુણ સ્વરૂપનું અવલંબન કરીને, નાના પ્રકારની લીલા કરો છો, પરંતુ અજ્ઞજન ત્હમને બદ્ધવત્ સમજે છે. સત્ય જો ત્હમને બંધન હત, તો બંધનમાંથી હમારી મુકતતા ત્હમે કેવી રીતે કરી શકત? મુકતજ બીજાને છોડવી શકે છે, નહિ કે બદ્ધ. જે દુર્ઘટ કૃત્ય કદીયે મનુષ્યના હાથે થવું સંભવતું નથી, તે સ્વાભાવિક લીલાથી જે કરી શકે છે, ત્હેનેજ અવતારી પુરૂષ સમજવામાં આવે છે; અને ત્હમે પણ એવાજ હોવાથી, જાતે બદ્ધ હોવા છતાં હમને બંધમુકત કર્યા, એનાથી બીજું કયું વિશેષ અલૌકિકત્વ ત્હમારાં ઇશ્વરત્વને માટે હોઇ શકે? જે ઔષધ રોગનાશક અને સુખકારક થઇ પડે છે, તેની કડવાશનું કોણ વર્ણન કરશે? કોઇ નહિ. તેજ પ્રમાણે, જેનાથી ત્હમારાં દર્શન અને પ્રસાદનું ફળ મળ્યું, તેને શાપ કોણ કહે? એથી ઉલટું, નારદનો તો હમારા ઉપર મહાન્ અનુગ્રહજ થયો, એમ હમે સમજીએ છીએ.

'પાપાત્મક કર્મ કર્યું કે તે તાત્કાલ ફલપ્રદ થાય છે, પરંતુ પુણ્ય કર્મ તો કેટલાક સમય પછી અભીષ્ટ ફળ આપે છે.' નારદનાં શાપ વચનથી કુબેર પુત્રોને તાત્કાલ વૃક્ષયોનિની પ્રાપ્તિ થઇ, પરંતુ અચ્યુતનાં દર્શનથી તેઓને તાત્કાલ મોક્ષ મળ્યો નહિ; તે કાળાન્તરે મળનારો થયો. તેજ પ્રમાણે કૃષ્ણે પણ પાપાવહ ચૌર્યકર્મ કર્યું, તેનું ફળ ત્હેમને બંધનરૂપથી તાત્કાલ મળ્યું, પરંતુ નવનીતાદિ વસ્તુનું દાન કરવાથી મુકિત (છુટકા) શીઘ્ર થઇ નહિ. એ પરથી પુણ્યાપુણ્ય કર્મ આ જગતમાં અવશ્ય ફલપ્રદ થાય છે, તોપણ પાપ જેવું શીઘ્ર ફલપ્રદ થાય છે તેવું પુણ્ય થતું નથી, એમ સમજવું; અને પુણ્યકર્મને માટે ઉદાસીનતા ધારણ કરવી નહિ.

'શ્રીમદમાં અંધના નિત્ય હોય છે, એમ જાણીને તેઓએ સદ્દર્શનમાં દૃષ્ટિની પ્રવૃત્તિ થવાની પ્રાર્થના કીધી' તે યુકતજ સમજવું. કેમકે એમને જે એ નીચ સ્થાવર યોનિની પ્રાપ્તિ થઇ હતી, તેનું કારણ સદ્દર્શનનો અભાવજ હતું. સત્પુરૂષોનાં દર્શનથી વિષયોની નશ્વરતા પ્રતીત થાય છે, અને મનુષ્ય કામમદાદિ વિકાર રહિત થઇને સદ્રૂપ (બ્રહ્મરૂપ)નો સાક્ષાત્કાર

કરવાને સમર્થ થાય છે. એટલા માટે ત્હેમણે આખરે કહ્યું કે, હે ભગવન્! હમે ત્હમારી પાસે જે જે પ્રાર્થના કીધી છે, તે બધી ત્હમારી મરજી માફક આપો, પરંતુ પરમાનંદના કંદરૂપ સાધુસંગનું તો નિત્ય પ્રદાન કરજો. કેમકે, કુબેર જેવા હમારા પિતા કે જેમની પાસે નવનિધિ દ્રવ્ય છે, તથા યક્ષકન્યા હમારી સ્ત્રી, રૂપ પણ હમારૂં અત્યંત સુંદર, શરીર યૌવન યુકત, પુષ્પક જેવું સ્વેચ્છાચારી વાહન, અલકાસમી ઉત્કૃષ્ટ નગરી, એવી હમને અનુકૂળતા હોવાથી હમે આપની પાસે બીજું શું માંગીએ? પરંતુ ત્હમારા નામની સદૈવ સ્મૃતિ રહે, એટલા માટે સત્પુરૂષોનો સંગ હમને આપો. આપનાં જે દર્શનથી મોક્ષ કહ્યો છે, તે એ દર્શન નારદની કૃપાથીજ થયું છે. એ પ્રમાણે પ્રાર્થના કરીને, તેઓ ચાલ્યા ગયા.

પ્રારબ્ધ કર્મથી જે બદ્ધ થવા છતાંય બીજાને મુકત કરે છે, ત્હેની પણ નિર્મુકિત તે પુણ્ય કર્મના પ્રભાવથી શીઘ્ર થાય છે, એમ જાણવું. એને માટે ઉદાહરણ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણજ.

॥ इतिशिवम ॥

## અધ્યાય અગિયારમો.

**एकादशे समागत्य वृंदावनमथार्भकैः ।**
**वत्सान्पालयताऽनेन हतौ वत्सबकासुरौ ॥**

**અર્થ:**—આ અગિયારમાં અધ્યાયમાં, વૃંદાવનમાં આવીને ગોપાલ બાલકોની સાથે ગોવત્સરક્ષણ કરતાં શ્રીકૃષ્ણે વત્સાસુરનો અને બકાસુરનો વધ કર્યો, એવી કથા વર્ણન કરેલી છે.

શુકદેવજી કહે છે કે હે રાજા! તે અર્જુન નામક વૃક્ષોના પડવાનો શબ્દ નંદ ગોપાલાદિકોનાં સાંભળવામાં આવ્યો ત્યારે તેમને એવો ભાસ થયો કે, શું વિજળી પડી યા વજ્રપાત થયો? તેથી તે સઘળાં ભયથી શંકિત થઇને જ્યાં વૃક્ષ પડયા હતા ત્યાં આવી પહોંચ્યા, તો આંગણામાં પડેલા વૃક્ષ જોવામાં આવ્યા; પણ તે પડવાનું કારણ કંઈ જણાયું નહિ. સામે જોયું તો, ઉલૂખલ (ખાંડણિયા) સાથે કૃષ્ણને દામણાથી બાંધેલો છે અને તે તેને જોરથી ખેંચી રહ્યો છે એમ નંદાદિકોના જાણવામાં આવ્યું. ત્યારે તો 'આ કોનું કૃત્ય હશે! મોટું આશ્ચર્ય છે! આમ એકાએક શું થયું! આ શું અરિષ્ટસૂચક તો ચિન્હ નહિ હોય?' એમ કહી ભ્રમમાં પડયા. એવામાં ત્યાં આગળ ન્હાના ન્હાના બાળકો હતા તે કહેવા લાગ્યા કે, આ કૃષ્ણ તે વૃક્ષોની વચમાં

આવી જતાં તેણે આડુ થએલું ખાંડણીયું ખેંચતા ઝાડ પાડી નાંખ્યા. એટલુંજ નહિ પણ એ વૃક્ષોમાંથી બે દિવ્ય પુરૂષો નિકળ્યા અને એને સાથે કંઈ બોલીને ચાલ્યા ગયા એ પણ અમે જોયું.

તે બાલકોનું ભાષણ સાંભળ્યું પણ તે ગોપાલોને સાચું લાગ્યું નહિ. કારણ કે, આ ન્હાનો કન્હૈયો મોટા ઝાડોને ઉખેડે એ વાત કેમ સંભવે ? તર્કાતીત પરમેશ્વરનું કર્મ પણ અતકર્ય હોવાથી તેને માટે કોઇનો કંઇપણ તર્ક નિશ્ચિત થઇ શકયો નહિ. સારાંશ તે સર્વે જણા સંદેહમાંજ પડી ગયા. નંદે જ્યારે આમ જોયું, ત્યારે તો દોડતા જઇને તેણે ઉખલસાથે બાંધેલા શ્રીકૃષ્ણને હસીને છોડયા; તથા સારા ભાગ્યને લઇને આ છોકરો વૃક્ષને તળે દબાયો હતો તોપણ કંઈ ઇજા ન થતાં બચી ગયો, માટે આપણા ઉપર પરમાત્માની કૃપાજ છે એમ સમજીને, તેણે બ્રાહ્મણોને બોલાવી અરિષ્ટનાશક શાંતિક પૌષ્ટિક કર્મ કીધું અને તેમને વસ્ત્રાલંકારથી સન્માનિત કીધા. જસોદાને પણ પશ્ચાતાપ થયો અને કહેવા લાગી કે, કેવી હું નિર્દય ! કન્હૈયાને બાંધવાની મને શી બુદ્ધિ સૂઝી ! મારા હાથ કેમ બળી ન ગયા ! સઘળી જણીઓ મને છોડવાને માટે કહેતી હતી પરંતુ મ્હેંજ છોડયો નહિ કંઇ દૈવની અનુકૂલતા હતી માટેજ આ અનર્થ ટળી ગયો.

બે દિવસ વિત્યા પછી, પાછા કૃષ્ણે પહેલા સમાન ગોકુલમાં દંહી દૂધ માંખણની ચોરી કરવાનું કામ શરૂ કર્યું. વિશેષતઃ ઉખલની સાથે બાંધતી વખતે જે જે ગોવાળણ આવી હતી અને જસોદામાતાને કહેતી હતી કે, 'આ ચોરને સારી રીતે બાંધી રાખશો, તો ફરી એ કદી ચોરી કરે નહિ,' તેમને ત્યાં જવાનો નિશ્ચય કર્યો. બાલલીલા કરવામાં પરમાત્માનો હેતુ અખિલ ગોકુલવાસી લોકોને આનંદ આપવાનો હતો. અસ્તુ ! હે રાજા, સાવધાનતાથી શ્રવણ કર; તોતને પણ કૃષ્ણ પરમાત્માના એક એક કૃત્યનું આશ્ચર્ય અને આનંદ પણ થશે.

કૃષ્ણના ભયને લીધે કેટલીક ગોપીઓએ પોતપોતાનો ગોરસ સુરક્ષિત રહે તે માટે એક એવું મજબુત મકાન જોયું હતું કે, જેમાં તેનો પ્રવેશ ન થઇ શકે. તેમાં તે સર્વે જણીઓ દહીં, દુધ, માખણ, ઘી વગેરે સર્વ પદાર્થ મુકતી હતી. તે મકાનના બારણાં, બારી વગેરે સારી રીતે વાસી ત્યાં ત્યાં તાળાં દીધેલાં હતા. તેમ બહારની બાજૂએ ઓસરીપર તે સર્વે જણીઓ રક્ષા કરવાને બેસતી હતી. આ વાત શ્રીકૃષ્ણના જાણવામાં થોડીજ નહોતી ? તેમણે એક દિવસે પોતાના સોબતિઓને બોલાવીને કહ્યું કે, ભાઇઓ ! આપણા ભયથી કેટલીક ગોપીઓ એક મજબુત મકાનમાં

પોતપોતાનો ગોરસ તાળાં દઇ ખૂબ બંદોબસ્ત સાથે રક્ષણ કરે છે; ત્યાં આગળ આજે મારો જવાનો વિચાર છે તો તેમાં તમારી શી સંમતિ છે? તે આપણને છેતરે છે તો આપણે પણ તેને છેતરવી જોઇએ. ગોપાલ બાલકોએ કહ્યું કે, અમે તો આવવાને તૈયાર છીએ પણ તે મકાનમાં આપણે શી રીતે પ્રવેશ કરી શકીશું? શ્રીકૃષ્ણ બોલ્યા કે, હું તમને ત્યાં લઈ જઈશ. ચાલો! આમ કહીને તે પોતના મિત્રવર્ગ સાથે તે મકાન પાસે આવીને સર્વને કહેવાં લાગ્યા કે હે બાલકો! હવે તમે સર્વે જણા આંખ મીંચી દો. હું તમને એકદમ ઘરની અંદર લઈ જાઉં છું. ગોપાલ બાલકોએ પોતપોતાની આંખો મીંચ્યા પછી શ્રીકૃષ્ણે પોતાની યોગમાયાનું સ્મરણ કરીને એના પ્રભાવથી તે સર્વેને ગવાક્ષ માર્ગે ઘરમાં દાખલ કર્યાં; પણ બહાર જે ગોપીઓ મકાનનું રક્ષણ કરવા બેઠી હતી તેમને એની ખબર ન પડી. અંદર ગયા પછી, સર્વ બાલકોએ દહીં, દુધ, માખણ, ઘી વગેરે ગોરસ જેટલો ખાઇ શકાયો તેટલો ખાધો, ને બાકીનો હાંલ્લા માટલાં ફોડીને જમીનપર ઢોળી નાંખ્યો. આટલું કાર્ય થયા પછી શ્રી કૃષ્ણે કહ્યું કે, ભાઈઓ! હવે મોટ મોટેથી બરાડા પાડો. આ સાંભળતાંજ સર્વ ગોપાલ બાલકો ગર્જના કરવા લાગ્યા, તથા તાળિઓ પાડી ખડખડાટ હસવા લાગ્યા અને કહેવા લાગ્યા કે, પોતપોતાનો ગોરસ સમાલી લ્યો નહિં તો લુંટાશે.

આવી રીતે જ્યારે મકાનમાંથી શબ્દ તથા તાળીઓ ગોપિઓના સાંભળવામાં આવી ત્યારે તેઓ વિસ્મયપૂર્વક કહેવા લાગી કે, હે સખી! બહાર તો તાળું દીધેલું છે અને તે ચોર બાળકો સાથે અંદર શી રીતે અને કયાંથી ગયો? બીજી બોલી, હવે તાળું નહિ ખોલશો; એ ચોર હવે બહાર શી રીતે આવશે તે આપણે જોઇશું. એકજણ બોલી, હાથમાં સોટી લઇને તમે ઉભી રહો અને એ બહાર આવે એટલે બધાને ફટકારજો. બીજી બોલી, આપણામાંથી કોઈ એક દોડીને જસોદાને કહી આવો કે, અમારી સાથે આવી તમારો છોકરો બાલકોને સાથે લઈ શી રીતે ચોરીનું કામ કરે છે તે જુઓ અને પોતાની ખાત્રી કરી લ્યો ત્રીજીએ કહ્યું કે, છોકરાઓ તરફ શું છે! એમને જવા દો. ચોથી બોલી, નહિ, એમ નહિ થાય. સર્વે જણાને થાંભલાઓ સાથે બાંધી લાકડીથી મારશો તો પછી તેઓ નંદના છોકરાની સોબત નહિ કરે એક જણીએ કહ્યું, છોકરાઓ ભાગી જાય તો ભાગવા દો પણ તે મુખ્ય ચોરને આજે જવા દેશો નહી, ને તેની ખોડ તોડો. આજે ઠીક હાથમાં આવ્યો છે. આવી રીતે બહાર જે ગોપીઓનું ભાષણ ચાલતું હતું તે સર્વ અંદર ગોપાળ બાલકોએ સાંભળ્યું અને રડવા લાગ્યા,

તથા તેમના શરીર કંપવા લાગ્યા. તેમણે શ્રીકૃષ્ણને કહ્યું કે, જલદી અમને અંહીથી બહાર કાઢ નહિ તો અનર્થ થશે. અમે ફરીથી આવું કર્મ કરશું નહિ.

આ સાંભળીને તો શ્રીકૃષ્ણ હસવા લાગ્યા. બાલકોએ કહ્યું કે, હમણાં તને હસવું આવે છે પણ જ્યારે યશોદા ફરીથી તને ઉખલની સાથે બાંધી રાખશે અને ગોપીઓ મારશે ત્યારે ખબર પડશે. અમે તારી સંગતીથી આજે ઘણા ફસાયા છીએ. હે કૃષ્ણ ! હવે જલદી અંહિથી બહાર કાઢ, નહિ તો અંહિની ગોપિકા મારશે અને ઘેર માબાપ પણ સજા કરશે તે જૂદું. અમે તારે પગે પડીએ છીએ તો અમારી ઉપર દયા કર. એમ બોલીને જ્યારે તે રડવા લાગ્યા ત્યારે શ્રીકૃષ્ણે કહ્યું કે, બધાં પહેલાંની પેઠે પોતાની આંખ બંદ કરો તો જલદી બહાર કાઢું. આ સાંભળી બધાએ આંખો મીંચી અને પહેલાંની પેઠે શ્રીકૃષ્ણે પોતાની યોગશક્તિથી તેમને ગવાક્ષદ્વારથી બહાર કાઢયા. પરંતુ તેમાંથી એક ગોપાલના મનમાં વિચાર થયો કે, 'આ કૃષ્ણ સર્વને આંખો મીંચવા માટે કહે છે તો આપણે જોવું જોઇએ કે આ બધાને શી રીતે બહાર કાઢે છે.' તેણે પરમાત્માની માયા જોવાનો વિચાર કર્યો અને બહાર આવતી વખતે થોડી આંખો ખોલી; તો શો ચમત્કાર થયો કે, તે ગોપબાળક ગવાક્ષદ્વારમાંથી પૂરો ન નિકળ્યો. અર્ધું બહાર અને અર્ધું અંદર તેનું શરીર લટકી રહ્યું. એટલામાં તેણે કૃષ્ણને હાંક મારી કે હે કૃષ્ણ! હું અટકયો છું, અટકયો છું, જલદી બહાર કાઢ.

બહારના ભાગમાં જે ગોપીઓ રક્ષા કરતી હતી તેમણે તે બાલકનું ભાષણ સાંભળીને વિચાર કર્યો કે, એ કયાં અટકયો છે ? એક જણીએ કહ્યું કે, ખોલો ખોલો, તાળું ઉઘાડો, બારણું ખોલો અને એને પકડો, નહીં તો ભાગી જશે. ત્યારે મકાનનું તાળું અને કમાડ ખોલ્યાં, તો અંદર કોઇ પણ જોવામાં આવ્યું નહિ. એકલો સુદામાનામક એક ગોપાલબાલ ગવાક્ષદ્વારમાં લટકતો જોવામાં આવ્યો. પછી શું પૂછવું ! તેમણે લાંબી લાંબી લાકડીઓ લઇને તેના પગપર ફટકાં મારવા શરૂ કર્યા. ત્યારે તો મોટેથી તે આક્રોશ કરવા લાગ્યો કે હે કૃષ્ણ ! હે કેશવ ! અરે આ સર્વ ગોપીઓ મને લાકડીથી મારી રહી છે માટે જલ્દી બહાર કાઢી લે અને મારા અન્યાયની ક્ષમા કર. કૃષ્ણે કહ્યું કે, ત્હેં ઘણું કરીને આંખો ઉઘાડી રાખી હશે. તેણે કહ્યું, તું શું કરે છે તે જોવાને માટે મ્હેં આંખો થોડી ઉઘાડી રાખી હતી. કૃષ્ણે કહ્યું, માટેજ એમ થયું. તેણે કહ્યું, ફરી હું એમ નહિ કરૂં પણ બહાર કાઢી લે. લાકડીના ફટકા મારા પગ સહન કરી શકતા

નથી. ત્યારે કૃષ્ણે તેને ઝટ પોતાનો હાથ આપી ગવાક્ષમાંથી બહાર ખેંચી કાઢ્યો, અને બધા પોતપોતાને ઘેર ચાલ્યા ગયા. પરમાત્માની માયા જે કોઈ જોવાની ઇચ્છા કરે તેની આમજ સર્વત્ર મારપીટ થયાં કરે છે અને સંસારમાંથી તે કદી બહાર નીકળી શકતો નથી. પરંતુ પરમાત્મા પોતાના ભક્તને હાથ આપી માયા અને તત્કાર્ય સંસારજાલમાંથી બહાર કાઢે છે, એ વાત આ ઠેકાણે સ્પષ્ટ થઈ. અસ્તુ !

તે તરફ જસોદાને બોલાવવાને માટે જે ગોપી દોડી ગઇ હતી, તેણે સર્વ હકીકત કહી અને એને પોતાની સાથે લઈ આવી. જસોદા ત્યાં આવી પહોંચતાંજ પૂછવા લાગી કે, મારો કૃષ્ણ કયાં છે તે મને બતાવો. ગોપીઓએ કહ્યું કે, આવ્યો હતો પણ તે ભાગી ગયો. જસોદાએ કહ્યું, તમે ગોરસનું રક્ષણ કરવા બેઠી છો અને મકાનને પણ તાળું આપેલું છે, તો પછી તે કયે રસ્તે અને શી રીતે અંદર જઇ શકે ! નાહક તમે તેના-પર ચોરીનો આરોપ કરો છો. ગોપીઓ બોલી, મકાનના ગવાક્ષ માર્ગથી તે આવ્યો હતો. ત્યારે તો જસોદા હસવા લાગી અને બોલી, શું તમે બકો છો ? કે, ગવાક્ષના અલ્પ છિદ્રમાંથી અને અત્યંત ઉંચા સ્થાન ઉપરથી તે સર્વ છોકરાઓને લઇને ઘરમાં આવે છે. તમે બધીય જૂઠી છો. ખેર ! કૃષ્ણે તમારો ગોરસ કેટલો ખાધો તથા ઢોળી નાંખ્યો તે મને બતાવો, તો તેટલો હું તમને પોતાના ઘરમાંથી આપી દઉં. દેખાડવાને માટે ગોપી જ્યાં અંદર ગઇ, તો એકપણ માટલું ફૂટેલું કે તૂટેલું જોવામાં ન આવ્યું, અને માટલાં જ્યાં જુવે છે તો, બધાજ દહીં, દૂધ, ઘી, માંખણ વગેરે પદાર્થોથી સંપૂર્ણ ભરેલાં જોવામાં આવ્યા. પરમાત્માના મુખમાં એકાદ બિંદુ જાય તો સિંધુવત્ ફળ મળે છે. સત્પાત્રને અલ્પમાત્ર દાન આપેલું હોય તો પણ વસ્તુ માહાત્મ્યથી તે અનંત ફલદાયક નીવડે છે, તદનુસાર પરમાત્મરૂપી સત્પાત્રમાં અલ્પ ગએલો ગોરસ અનંતરૂપથી વૃદ્ધિંગત કેમ ન થાય ! જસોદાએ આમ જોયું ત્યારે ગોપીઓને કહ્યું કે, તમેજ જૂઠી છો. નાહક મારા બાલકપર દોષારોપ કરો છો કે, હું તેને મારૂં. આજે સવારથી કૃષ્ણ ઘરમાંજ રમે છે, તે તમારે ઘેર શી રીતે આવે ? ગોપીઓ બોલી, તેની કૃતિ બ્રહ્માદિકદેવો પણ જાણી શકે નહીં. ભલે ! હમણાં અમે બધાં તમારી પાસે જુઠાં થયાં પણ ફરી કોઈ વખતે તમારી ખાત્રી કરી આપીશું. આ સાંભળીને જસોદા ત્યાંથી પોતાને ઘેર ગઇ, તો કૃષ્ણ ઘરમાં રમી રહ્યો છે તે તેના જોવામાં આવ્યું. ઝટ તેણે તેને ઉઠાવીને મુખ ચુંબન કર્યું.

એક સમયે શ્રીકૃષ્ણે માધ્યાનકાલમાં કોઈ ગોપીને ઘેર તે ઘરમાં નથી

એમ જોઇને પ્રવેશ કર્યો અને દંહી ખાવા લાગ્યા, એટલામાં તે પણ આવી પહોંચી. તેણે તેને, હાથમાં દહીનું માટલું અને બધું મ્હોઢું દહીંથી લિપ્ત થએલું એવી સ્થિતીમાંજ પકડીને ઝટ જસોદા પાસે ખેંચી લાવી હાજર કર્યો અને કહ્યું કે, જસોદાજી ! ઘણા દિવસથી આને ચોરી કરતાં પકડવો એવી ઇચ્છા હતી, પણ આજે તે ચોર હાથમાં સપડાયો છે. હવે પૂછો એને? જસોદાએ કહ્યું કે, હે કૃષ્ણ ! આ ત્હેં શું કીધું ! કૃષ્ણે કહ્યું હે મા ! હું તને સત્ય કહું છું કે, આ જે કહે છે તે બધું ખોટું છે એમ સમજજો. જસોદા બોલી, ત્હારૂં મોઢું દહીંથી ભરેલું દેખાય છે અને હાથમાં દહીંનું વાસણ છે તેથી હું સમજું છું કે, ત્હેં ખરેખરૂંજ દહીં ખાધું છે કૃષ્ણે કહ્યું, મા ! હું રસ્તા ઉપર રમતો હતો એટલામાં ગોપાલ બાલકો આવીને એના ઘરમાં ઘુંસવા લાગ્યા અને મને પૂછવા લાગ્યા કે અમારી સાથે આવે છે કે ? મ્હેં ના કહી. તોપણ તે બધાં મ્હને બલાત્કારથી લઇ ગયા. તેમણે આના ઘરનો ગોરસ ખાધો અને હું તો દૂરથીજ ઉભો રહીને જોતો હતો; એટલામાં આ ઘરમાં આવી પહોંચી તો તે બધા બાલકો ભાગી ગયા; તે ઘણા ચપલ હોવાથી આના હાથમાં શી રીતે આવે ? પણ હું જે ત્યાં ઉભો હતો, (કારણ કે મ્હેં કંઇ ચોરી કીધી ન હતી તો પછી મારે ત્યાંથી ભાગી જવાનું શું કારણ) તો મને જ આણે પકડયો અને મારા હાથમાં આ દહીંનું માટલું બલાત્કારથી આપ્યું; અને મ્હોઢાં ઉપર દહીં પણ લગાવ્યું કે જાણે મ્હેંજ ચોરી કરી છે એમ તને લાગે. પરંતુ જેમણે ખરી ચોરી કરી છે તેમને તો પકડી ન શકી અને મનેજ તારી પાસે ખેંચીને લઇ આવી; આના પર તું વિશ્વાસ નહિ રાખ. એમ કહીને એણે દહીનું વાસણ દૂર ફેંકી દીધું અને માતાના પાલવથી મ્હોઢાનું દહીં લૂછી નાંખી પોતે માતાના ખોળામાં જઇ બેઠો. આવી તેની કૃતિ જોઇને ગોપી હસતી હસતી પોતાને ઘેર ચાલી ગઇ.

ગોકુલમાં કોઇએક સ્ત્રી સદાચાર સંપન્ન અને પતિવ્રતા ધર્મમાં નિરત હતી, પરંતુ તેના મનમાં તે આચારને માટે ઘણો અહંકાર હતો. એક સમયે તે સ્ત્રી એકાંતમાં પોતાના પતિને અભિમાન સાથે કહેવા લાગી કે, હે સ્વામીનાથ ! આજકાલ ગોકુલમાં રહેવું મને ઠીક લાગતું નથી. કારણ કે નંદનો છોકરો ઘણો દુરાચારી છે. ગોકુલમાં ઘેર ઘેર એ નિત્ય ગોરસની ચોરી વગેરે કરે છે અને સ્ત્રીઓને ઘણો ત્રાસ આપે છે. જમુનાપર કોઇ સ્ત્રી પાણી ભરવા માટે જાય તો રસ્તામાં ચાહે તેમ એ મશ્કરી કરે છે. કોઇનો એ હાથ પકડે છે, તો કોઇનું વસ્ત્ર ખેંચે છે; કોઇની ગાગર ફોડી નાંખે છે,

તો કોઇને ગમે તેવું બોલે છે; જસોદાની પાસે જઇને સઘળી ફર્યાદ કરે છે પણ તે કંઈ તેને સજા કરતી નથી, અને ઉલટું તેમનેજ કહે છે કે તમે બધીય જૂઠી છો. આવે ઠેકાણે રહેવામાં મને ઘણોજ ભય લાગે છે કે, કોણ જાણે ? કોઈ સમયે તે ચોર જાર નંદનો છોકરો આવે અને મારા શરીરને સ્પર્શ કરે. તેનાં લક્ષણ કંઈ સારાં નથી. બાલક છે તો આવી કૃતિ છે, તો મોટો થયા પછી શું કરશે તે કોણ જાણે ! માટે મારા મનમાં પોતાનો સદાચાર અને પાતિવ્રત્ય અખંડ રહે તેને માટે કેટલાક દિવસ પિયરમાં જઇને રહેવાનો વિચાર છે. આપની ઇચ્છા હોય તો ચાલો આપણે બન્ને જણા સાથેજ ત્યાં રહીશું.

પતીએ કહ્યું, મારાથી આવી શકાશે નહી; કારણ કે, ઘરબાર તથા ગાયો, ભેંસો વગેરે જાનવરોની કોણ સંભાળ લેશે ? પણ તારા મનમાં પોતાના માબાપને ઘેર જવાનો ઇરાદો હોય, તો થોડા દિવસ ત્યાં રહેવું. ઘણા દિવસ થયા તું પણ પિયર ગઇ નથી તો આ પ્રસંગને લઇને જવાથી પણ બધાની મુલાકાત થશે અને કેટલાક દિવસો સુધી નિવાસ કરવાથી તને પણ આનંદ થશે. અંહી તું કહે છે તેમ નંદના છોકરાએ બધાને બેજાર કરી મૂકયાં છે. પણ બોલે કોણ ! ગોકુલનો રાજા નંદ હોવાથી તેનો છોકરો જે કંઈ કરે તે બધું સહન કરવુંજ જોઇએ. બીજાનો છોકરો હત તો તેને સારી શિક્ષા કરી શકાત કે, પાછો તે ચોરજારના લક્ષણોજ ભુલી જાત ઠીક ! હું તને બોલાવવાને માટે બરાબર આજથી છ માસ પૂરા થશે તે દિવસે આવીશ. આવી રીતે પતિએ કહ્યું અને બીજે દિવસે પોતાની સ્ત્રીને પિયર મોકલી આપી.

સર્વાન્તર્યામી, સર્વસાક્ષી, પરમાત્મા શ્રી કૃષ્ણને શું આ વાત ખબર નહોતી ? તે સ્ત્રીનો તથા ત્હેના પતિનો આપણા માટે કેવો ભાવ છે અને તેમના મનમાં પોતાના સદાચાર તથા પતિવ્રતા ધર્મ વગેરેને માટે એમને કેટલું અભિમાન છે, તે સારી રીતે જાણીને તેમને નિરહંકારી બનાવવાને માટે તેમણે શો ઉપાય કર્યો તે જુઓ !

તે સ્ત્રી પિયર ગઇ હતી તે ત્યાં આનંદથી છ માસ સુધી રહી પણ સાર્વકાલ શ્રી કૃષ્ણની નિંદાજ બધાની પાસે, તેમના અપલક્ષણ માટે કર્યા કરતી હતી; અને તેમના ત્રાસથીજ હું ગોકુલ છોડીને અંહી આવી છું એમ માબાપને તથા પોતાની સખીઓને કહ્યા કરતી હતી. તેનો પતિ છઠ્ઠા મહિનાના છેલ્લે દિવસે તેને બોલાવવાને માટે જવાનો હતો, તે વાત પણ શ્રીકૃષ્ણ જાણતા હતા તેમણે તેના પતિનો વેષ લીધો અને સ્ત્રીને બોલાવ

વવાને માટે તેના પતિના પહેલાં તે સસરાને ઘેર જઇ પહોંચ્યા. જમાઇ આવતાંજ સાસુ સસરાને ઘરોજ આનંદ થયો. બધાંએ સ્વસ્તિક્ષેમ વાર્તા તથા ગોકુળની હકીકત ત્હેમને પૂછી અને ત્હેમણે પણ બરાબર જવાબ આપ્યો. બાદ સ્નાન કરી ભોજન કરી વિશ્રાંતિ માટે સુઇ ગયા. સાંજે પણ નાસ્તો વગેરે કરીને તે સ્ત્રીની પાસે જઇને બેઠા અને વાતચિત કરે છે કે, હું તને લઇ જવા વાસ્તે આવ્યો છું; તો વહેલી સવારમાં તૈયારી કરી મારી સાથે ચાલ. તેણે માબાપને હકીગત કહી કે, સ્હવારના પ્હોરમાં મારે પતિ સાથે જવું છે તો તૈયારી કરી આપો. તેના માબાપે જમાઇને કહ્યું કે, ઘણા વર્ષ થયા તમે આવેલા છો તો આઠ પંદર દિવસ રહી બાદ સ્ત્રીને લઇ જાઓ. જમાઇએ કહ્યું કે, મને રહેવાને જરાપણ ફુરસદ નથી. ઘર તથા ગાય વગેરે જાનવરો બીજાને સોંપી આવ્યો છું. પાછો જાઉં ત્યાં સુધી નંદનો છોકરો શું કરે કોણ જાણે! આવી વાતચીત તેમની થઇ રહી છે તેટલામાં એક પહોર રાત વીતી ગઇ અને એટલામાં તે સ્ત્રીનો ખરો વિવાહિત પતિ સસરાને ઘેર આવી પહોંચ્યો, તથા સાંકળ ઠોકીને કમાડ ઉઘાડવાને માટે મોટેથી કહેવા લાગ્યો. ઝટ સસરાએ બારણું ઉઘાડયું અને જુએ છે તો પોતાનો જમાઇ છે; ત્યારે તો એ વિસ્મયમાં પડયો. બન્નેનું એક રૂપ અને એક સરખું બોલાણ. જમાઇ બેઠા પછી સસરાએ પોતાની સ્ત્રીને બોલાવીને કહ્યું કે, બીજા જમાઇ આવ્યા છે તે જુઓ તો ખરા! તે આવીને જોવા લાગી તો જમાઇ ખરોજ? તેણે જમાઇને કુશલ પ્રશ્ન કર્યા અને આવવાનું કારણ પૂછ્યું. જમાઇએ કહ્યું, હું મ્હારી સ્ત્રીને લઈ જવા વાસ્તે આવ્યો છું. છ માસ પૂરા થાય તે દિવસે હું લઈ જવા માટે આવીશ એમ મ્હેં સ્ત્રીને કહ્યું હતું. રસ્તેથી ચાલતાં મોડું થયું માટે રાત્ર થઇ, નહી તો બપોરેજ આવી પહોંચતે.

આ સાંભળીને સાસુ આશ્ચર્ય પામી અને બન્નેમાંથી પોતાનો ખરો જમાઈ કોણ તેના ભ્રમમાં પડી. તેણે પોતાની કન્યાને કહ્યું અને તેણે ત્યાં આવીને પોતાના વિવાહિત પતિને જોયો અને વિચારમાં પડી. એટલામાં પ્રથમ જે પતિ આવેલો હતો તે પણ ત્યાં દોડી આવી શું છે? શું છે? એમ પૂછવા લાગ્યો. સાસુ સસરાએ સઘળી હકીગત કહી અને બોલ્યા કે, હવે શું કરવું! અમારી કન્યાનો પતિ ખરો કોણ તેને માટે અમારા મનમાં સંદેહ થાય છે. ત્યારે પહેલો કહે છે કે હુંજ પતિ છું, આ કયાંથી આવ્યો છે? કાઢી મૂકો એને. બીજાએ કહ્યું, અરે મ્હારી સ્ત્રી હોવા છતાં તું પોતાની કેમ કહે છે? આવી રીતે પરસ્પર વાદવિવાદ શરૂ થયો. એટલુંજ નહી! પણ તે સ્ત્રીનો

એક હાથ એક જમાઇએ અને બીજો હાથ બીજા જમાઇએ પકડયો અને આમતેમ ખેંચવા લાગ્યા. સાસુ સસરાએ બન્નેને સમજાવ્યા કે, આમ શા માટે બાઝો છો ? બાદ તેમણે કન્યાને કહ્યું કે, આમાંથી તારો વિવાહિ પતિ કોણ છે તે તું ઓળખી લે; પરંતુ તેનાથી પણ ઓળખી શકાયો નહિ. કેમકે બન્નેના અવાજ, ભાષણ, આકૃતિ, વર્ણ, ઉંચાઇ, વાળ મૂછ વગેરે બધું એક સરખું જ. એક રતિ માત્ર તેમનામાં ફરક નથી; તો પછી તે સ્ત્રી 'આજ પોતાનો વિવાહિત પતિ છે' એમ કયાંથી જાણી શકે ? સસરાએ ઓળખાણ ને માટે તે બન્નેને નામ ઠામ, બાપ તથા દાદાનું, નામ અને સર્વ કુલવૃત્ત પૂછી જોયું પણ બન્નેનો એકજ જવાબ ! લગ્ન કયારે થયું તે દિવસ અને મહિનો, કયાં થયું અને તે સમયે કોણ કોણ હતા ઇત્યાદિ હકીકત પણ સસરાએ પૂછી, પણ લગ્ન થયા દિવસથી આજ દિવસ સુધીનો વ્યવહાર કહેવામાં કોઇનો પણ ફરક જણાયો નહિ.

આમ ટંટો ચાલી રહ્યો છે એટલામાં ત્રીજો જમાઇ આવી પહોંચ્યો. તેનું રૂપ પણ બન્નેના જેવુંજ હતું. તે કહેવા લાગ્યો કે, મ્હારી સ્ત્રીનો હાથ પકડીને શા માટે ખેંચો છો ? તેઓ બોલ્યા કે સ્ત્રી કોની છે ? અમારી. સાંભળતાંજ તે પણ બાઝવા અને ખેંચા ખેંચી કરવા લાગ્યો. એટલામાં વળી ચોથો જમાઈ હાજર થયો. તેણે ત્રણે જણાને કહ્યું કે, સ્ત્રી મ્હારી અને ત્હમે તેને લઈ જનારા કોણ ! ચાલો, હટો, નહી તો માર ખાવો પડશે. આમ જોઇને ઘરના સર્વ માણસો વિસ્મય પામી દુઃખ કરવા લાગ્યા કે, હે ભગવન્ ! શું આ ફજેતી ? એટલામાં તેમનો ઝઘડો સાંભળીને આસપાસના આડોશીપાડોશી દોડી આવી પૂછવા લાગ્યા કે, આજે આખી રાત તમારે ત્યાં ઝઘડો શેનો ચાલી રહ્યો છે ! સસરાએ બધી હકીકત કહી સંભળાવી અને કહેવા લાગ્યો કે, આ ચારે મ્હારા જમાઇ જેવાજ દેખાય છે પણ વિવાહિત પતિ કોણ છે તે જાણી શકાતું નથી. જેવું રૂપ તેવુંજ ભાષણ અને વેષ, તથા લગ્ન થયા દિવસથી આજસુધીનો વૃત્તાન્ત અને કુલની તમામ હકીગત બધા એક સરખીજ કહે છે. જો કદાચ કંઇ થોડો ફરક પડયો હત તો અમે કહેત કે આ જુઠ્ઠો અને ઢોંગી છે. લોકોએ કહ્યું, એમ હોય તો નાહક ત્હમે શા માટે ફજેતી કરી લ્યો છો ! આ બધાને કન્યા સાથે ઘરમાંથી કાઢી મૂકો. આ સાંભળીને સસરાએ કન્યાને તથા જમાઈઓને, અમારા ઘરમાંથી ચાલ્યા જાઓ અને બાદ ટંટો કરો એમ કહ્યું. ચારે જણાએ વિચાર કીધો કે આ બાબતનો ચુકાદો કરવાને માટે ન્યાયાધીશ પાસે જવું જોઇએ. રાતમાં જે ઝગડો શરૂ થયો હતો તે સૂર્યોદય

સુધી; બાદ જ્યારે ચારે જણાને ઘરમાંથી કાઢી મૂકયા ત્યારે તો લોકોની ખૂબ ઠઠ જામી, અને ચારેનું એક સરખું રૂપ જોઇને તમામ લોકો વિસ્મય પામ્યા. સ્ત્રી ઘણીજ શરમાળ થઇને રોવા લાગી.

તે ચારે જણા તે સ્ત્રીને એક પલંગ પર બેસાડીને તેને પોતાને ખભે ઉપાડીને ન્યાયાધીશ પાસે ચાલ્યા. એટલામાં તો તેમને ખભે જે પલંગ હતો અને તેનાપર જે સ્ત્રી બેઠી હતી તેની પાસે પાંચમો પતિ પ્રગટ થઇને બેઠો. રસ્તામાં તમાશો જોવાને લોકો ઘણા ભેગા થયા હતા અને હસીને તાળીઓ પાડતા હતા. તેઓ ન્યાયાધીશ પાસે ગયા અને સઘળાએ પોતાની યથાર્થ હકીકત કહી અને આ સ્ત્રી મ્હારી એમ કહેવા લાગ્યા. પરંતુ બધાનું રૂપ, રંગ, ભાષણ, વૃત્ત એક સરખું હોવાથી તે પણ ચુકાદો બરાબર આપી શકયો નહિ, ને તેણે તે બધાંને ત્યાંથી કાઢી મૂકયા. ખરો વિવાહિત પતિ તેમાં હતો, પણ તેનું કંઈ ચાલ્યું નહિ અને ઉલટો ફજેત થઇને દુઃખી થયો. સ્ત્રી પણ રડવા લાગી અને પરમાત્માને શરણ જઇને પ્રાર્થના કરવા લાગી કે હે ભગવન્! હે કૃષ્ણ! ત્હમારા આચારની નિંદા કરી અને તમને ઘણો દોષ આપ્યો તેનું મને આ ફળ મળ્યું છે એવું હું સમજું છું. હું મોટી પતિવ્રતા, સદાચારસંપન્ન, એવો જે મ્હારા મનમાં અહંકાર અને ગર્વ હતો, કે જેથી મ્હેં ગોકુલનો પરિત્યાગ કીધો, તે સઘળો નષ્ટ થયો; તમારી લીલા અને માયા અદ્ભુત છે. મ્હને ક્ષમા કરો હું ગોકુલમાં આવીને રહેવાની છું; આપ વિના મારી લજ્જા કોણ રક્ષણ કરે? હે હરિ! હે મુકુંદ! હે માધવ! અનન્ય ભાવથી હું આપને શરણ છું, તો હવે આ લીલા સમેટી લ્યો. આવી રીતે તે સ્ત્રી પોતાનો અપરાધ અને ગર્વાદિ દુષ્ટવિકાર જાણી ગઈ અને પરમાત્માને શરણ ગઈ ત્યારે કૃપાલુ પરમાત્માએ પોતાની માયા એકદમ અદૃશ્ય કીધી. અર્થાત્ ચાર જે માયિક પતિ ઉત્પન્ન થયા હતા તે અંતર્ધ્યાન થયા અને જે ખરો વિવાહિત પતિ હતો તેજ એક રહી ગયો.

પતિને પણ પશ્ચાતાપ થયો અને તેણે શ્રીકૃષ્ણની સ્તુતી કીધી તથા ક્ષમા માંગી અને બાદ તે સ્ત્રીની સાથે સસરાને ઘેર આવ્યો. સ્ત્રીએ માતાપિતાને સકલ વૃત્તાંત કહ્યો કે, કૃષ્ણને હું ચોર જાર સમજતી હતી અને તેની સંગતી પણ ન થાય માટે અંહિ આવીને રહી તથા નિંદા કરતી હતી તેનું ફળ અમને તેણે આપ્યું. પણ જ્યારે તેને શરણે જઇને પ્રાર્થના કરી અને અપરાધની ક્ષમા માંગી ત્યારે તરતજ તે સકલ માયા લુપ્ત થઇ ગઈ. મ્હારો સદાચાર અને પાતિવ્રત્ય ધર્મનો જે અહંકાર હતો તે તેણે નષ્ટ કીધો

અને અમને ફજેત કીધાં. અસ્તુ! હવે અમે હાલે ગોકુલમાં જઇશું અને ત્યાં તેની પ્રત્યક્ષ પ્રાર્થના કરી યાવદાયુષ્ય ત્યાંજ રહીશું. ત્યારે સઘળાંને આનંદ થયો અને તે બન્નેજણા બીજે દીવસે ત્યાંથી નિકળીને ગોકુળમાં આવ્યા, તથા કૃષ્ણને પ્રણામ કરીને પોતાના અપરાધની ક્ષમા માંગવા લાગ્યાં.

સારાંશ, પરમાત્માએ આવી રીતે લીલા કરીને તે ગોપસ્ત્રીનો અહંકાર ખંડન કીધો. માટે પરમાત્માની લીલાને આપણે પણ નામ રાખવું નહિ. કારણ કે, અનેકવિધ લીલા કરવામાં તેમનો શો હેતુ છે તે કોઇ જાણી શકતું નથી. પરંતુ અજ્ઞ વિષયીજન પોતાના જેવાજ તેમને અને તેમની લીલાને સમજી તેમની સાથે દ્વેષ અને નિંદા કરે છે; પણ છેવટે તેનું ફલ પણ તેમને ભોગવવું પડે છે, એ આ લીલામાં સ્પષ્ટ થયું છે. અસ્તુ!

એક દિવસે દેવગૃહમાં શ્રીકૃષ્ણ રમતા હતા ત્યારે તે નંદના પૂજા કરવાના શાલિગ્રામ મુખમાં નાંખી ગળી ગયા. થોડા સમયમાં નંદ સ્નાન કરી પૂજા કરવાને માટે દેવગૃહમાં આવી બેઠા, તો શાલિગ્રામ જોવામાં આવ્યા નહિ. ત્યારે તેમણે જસોદાને પ્રશ્ન કર્યો કે, અંહિના પૂજામાંના શાલિગ્રામ કયાં છે! શું કોઈ ઉઠાવી લઇ ગયું છે! તેણે જવાબ આપ્યો કે, ત્યાં શ્રીકૃષ્ણ રમતા હતા તેને પૂછો; બાકી અંહિ તો કોઇ આવ્યું નથી. ત્યારે નંદે કૃષ્ણને કહ્યું કે, ત્હેંજ રમવા માટે આ સારા પત્થરા છે એમ સમજીને અંહિથી શાલિગ્રામ ઉઠાવી લીધા છે, કયાં છે તે લઇ આવ. શ્રીકૃષ્ણે કહ્યું, બહાર શું રમવા માટે થોડા પથરા પડેલા છે? હું તમારા ઠાકોરજીને શા માટે સ્પર્શ કરીને ઉઠાવી લઉં? મને કંઇ ખબર નથી. ત્યારે તો નંદને પણ તેનું વચન સત્ય લાગ્યું. પરંતુ શાલિગ્રામ જોયા વિના તથા પૂજન કર્યા વિના હું અન્નનું સેવન કરનાર નથી એવો નિશ્ચય કરીને બેઠા.

પોતાના પિતાનો આવી રીતનો નિશ્ચય જોઇને શ્રીકૃષ્ણે પોતાનું મ્હોઢું ઉઘાડીને તેમને બતાવ્યું તો, તેમાં અગણિત શાલિગ્રામની મૂર્તિઓ, તથા બાણ, સૂર્ય, ગણપતિ, દેવી ઇત્યાદિકોની પણ મૂર્તિ તેમના જોવામાં આવી, અને તેથી તે દેહનું ભાન ભૂલી ગયા. ક્ષણુમાત્રમાં પરમાત્માએ તેમનાપર માયાનું આવરણ નાંખી દીધું અને તેમના શાલિગ્રામ પણ આપ્યા. બાદ દેવતાર્ચન વગેરે કરીને કૃષ્ણને સાથે લઇ તેમણે ભોજન કર્યું. મનમાં તેમણે વિચાર્યું કે, આને બાલક કેમ કહી શકાય? નાના પ્રકારના યજ્ઞયાગ કરે છે તોપણ જેનું દર્શન થતું નથી તેજ પરમાત્મા એ છે એમ કેમ ન કહી શકું? અને ગર્ગમુનીનું વચન પણ એમજ હતું. અસ્તુ!

એક સમયે કોઇ ફળો વેચનારી સ્ત્રી 'ફળ લ્યો' એમ પોકારતી પોકા-

કતી નંદરાયના ઘર પાસે આવી. તેનો તે અવાજ સાંભળી શ્રીકૃષ્ણને ફળ લેવાની ઇચ્છા થઇ અને ઘરમાં જઇ પોતાની બે મુઠી ભરીને અનાજ લઇ આવ્યા. લાવતાં લાવતાં સર્વ અનાજ નીચે ગળી ગયું, તોપણ તે બાઇએ તેમનો ખોબો ભરાય એટલા ફળો આપ્યા. તેની આવી ભક્તિ જોઇને કૃષ્ણે તેની ફળની ટોપલી રત્નોથી ભરી આપી. આવી રીતે અનેક લીલા કરીને શ્રીકૃષ્ણે તે દ્વારા લોકોને સમજાવ્યું કે, 'હું મારા સેવકોને પૂર્ણ વશ થાઉં છું.' વસ્તુતઃ પરમાત્મા શ્રીકૃષ્ણ ષડ્ગુણૈશ્વર્યસંપન્ન તોપણ કાષ્ઠની પુતળી સમાન ગોપ-ગોપીઓને સ્વાધીન રહેતા હતા અને જેમ તેઓ કહેતા તેમ ચાલતા હતા. ગોપીઓ ટાળી પાડે ત્યારે તો શ્રીકૃષ્ણ એકાદ અજ્ઞાન બાલકની પેઠે નાચતા અને ગાતા હતા.

એક સમયે બલરામ અને શ્રીકૃષ્ણ પોતાના સોબતિઓ સાથે નદીપર રમી રહ્યા હતા. રોહિણીએ બન્ને જણાને જમવાને માટે બોલાવ્યા તોપણ, રમવામાં લીન થવાથી તેઓ આવતા નથી એમ જોઇ તેણે જસોદાને મોકલી. જસોદા ત્યાં આવીને કહેવા લાગી કે, હે કૃષ્ણ! બપોર થઇ છે માટે ઘેર ચાલ. આ તારૂં રમવાનું હવે રહેવા દે. તને ઘણી ભૂખ લાગી હશે. હે બલરામ! નંદ તારી વાહ જોઈ રહ્યા છે, જમવાને અટકી બેઠા છે માટે કૃષ્ણને લઇને ઘેર જલ્દી ચાલ. ગોપાલ બાલકોને પણ તેણે કહ્યું કે, જાઓ! તમે પણ પોતપોતાને ઘેર ચાલ્યા જાઓ. હે કૃષ્ણ! કેટલું આ તારૂં શરીર ધુળથી મેલું થઈ ગયું છે! ચાલ, જલ્દી સ્નાન કરી લે. આજે તારૂં જન્મ નક્ષત્ર છે તેથી સ્નાન કરી શુચિર્ભૂત થઇને બ્રાહ્મણોને ગોપ્રદાન આપ. તારા સોબતિઓ જો, કેવા સ્નાન કરીને વસ્ત્રાલંકાર પહેરી સુશોભિત થયા છે! હવે તું ઘેર ચાલ, સ્નાન કરી લે અને ભોજન કર્યા પછી રમવું હોય તો રમ. હે રાજા! સર્વજગત્પતિ શ્રીકૃષ્ણ પોતાનો પુત્ર છે એમ જસોદા માનતી હતી, તેથીજ આવું ભાષણ કરીને બલરામ અને કૃષ્ણના હાથ પકડીને એ પોતાને ઘેર લઇ આવી. ત્યાર પછી સ્નાન કરાવીને જમવાને માટે એમને નંદરાયની પાસે બેસાડયા. નંદરાય પણ શ્રી કૃષ્ણની વાટ જોઇ રહ્યા હતા. તે આવ્યા પછી તેમની સાથે ભોજન કીધું અને તે મંગલદિન સુશોભિત કર્યો.

'ગોકુલમાં વારંવાર અરિષ્ટાદિકોની ઉત્પત્તી થવા લાગી, માટે તેનું નિવારણ શી રીતે કરવું?' તેનો વિચાર કરવાને માટે એક સમયે નંદાદિ ગોપાલ એકઠા થયા. તેમાં જ્ઞાનથી તથા વયથી વૃદ્ધ જે ઉપનંદ નામક ગોપાલ હતો તે કહેવા લાગ્યો, હે ગોપાલ હો! ગોકુળનું હિત થાય એવી

જો ઇચ્છા હોય તો, આપણે બધાંયે અંહીથી દૂર રહેવા માટે જવું જોઇએ. અંહી બાલકોના પ્રાણનાશક ઉત્પાતાદિ થાય છે. પૂતનાથી શ્રીકૃષ્ણ છુટયા એ મેહું ભાગ્યજ સમજવું! તેમ પરમાત્માની કૃપાથીજ તે ગાડું તેમનાપર પડયું નહી! તે તૃણાવર્ત કૃષ્ણને આકાશમાં પક્ષીની પેઠે ઉડાવીને લઈગયો અને પાછો ત્યાંથી શિલાઉપર પડયો પરંતુ દેવોએજ તેમની રક્ષા કીધી. બે વૃક્ષોની વચમાં સપડાયાં હતાં તોપણ કંઈ ઈજા ન થઈ એ પરમાત્માનીજ કૃપા સમજવી જોઇએ. માટે ગોકુળના ભયસૂચક અનર્થ બંધ થાય ત્યાં સુધી આપણે નોકર ચાકરો સાથે બાલકોને લઇને અંહીથી બીજે કોઈ પણ ઠેકાણે જઇને રહીશું. અંહીથી પાસેજ વૃંદાવન નામનું અરણ્ય છે ત્યાં પર્વત, ઘાસ, વેલીઓ વગેરે પુષ્કળ હોવાથી ગોપ, ગોપી અને ગાયોને રહેવાથી આરામ મળશે. મ્હારૂં કહેવું તમને ઠીક લાગતું હોય તો આજેજ આપણે બધા ત્યાં જઇશું. ગાડાં જોડીને તૈયારી કરો. વિલંબ શા માટે? આપણી ગાયોને આગળ ચાલવા દો.

'ઉપનંદનું ભાષણ બધાંને પસંદ પડયું અને તેમણે ઘણો સારો ઉપાય શોધી કાઢયો' એમ કહ્યું, તથા પોતપોતાના ગાડાં જોડીને તેનાપર સંસારનું સાહિત્ય મૂકીને સર્વે જણા નિકળ્યા. વૃદ્ધ, બાલ અને સ્ત્રી વર્ગને ગાડામાં બેસાડીને હાથમાં ધનુષ્ય લઇને, ગાયોને આગળ ચલાવી અને ચારે કોર શ્રૃંગાદિવાદ્યોનો ઘોષ કરતા કરતા તે સઘળા ચાલવા લાગ્યા. તેમની સાથે પુરોહિત પણ હતા. સ્ત્રીઓ પણ ગાડામાં બેઠાં બેઠાં આનંદથી કૃષ્ણલીલા ગાયન કરતી હતી. જસોદા અને રોહિણી, શ્રીકૃષ્ણ તથા બલરામને પોતાની સાથે લઇને એક રથમાં બેઠા હતા. વૃંદાવનમાં કોઈ પણ પ્રાણી કોઇ સમયે જાય તોપણ તેને આનંદ થવાનોજ. તે સ્થલમાં સર્વે જઈ પહોંચ્યા અને તેમણે પોતાના ગાડાં અર્ધ ચંદ્રાકારે છોડી ત્યાંજ નિવાસ કર્યો. વૃંદાવન, ગોવર્ધન પહાડ, જમુનાનો વાલુકામય તટપ્રદેશ અવલોકન કરીને બલરામ તથા શ્રીકૃષ્ણને ઘણો આનંદ થયો. તે બન્ને ત્યાં બાલલીલા કરતા હતા અને પોતાના મધુર ભાષણોથી ગોકુલસ્થ લોકોને આનંદ પમાડતા હતા. કેટલાક દિવસો વીત્યા પછી તે બન્ને મોટા થયા, ત્યારે ગોપાલબાલકો સાથે ગાયોના વત્સોને ચરાવવાને માટે વ્રજભૂમીના આસપાસના પ્રદેશોમાં લઇ જવા લાગ્યા. તે કોઇ વખતે મુરલી વગાડે તો કોઇવાર લીલાં આમળાં વગેરે પદાર્થો ફેંકતાં જાય, કોઈ વેળા કામળી ઓઢીને ગાય અને બળદ બનતા તો કોઇ દિવસે પક્ષીઓના શબ્દોનું અનુકરણ કરે; આવી રીતે અજ્ઞાન બાલકોના ખેલ ખેલી તે બન્ને કાલક્રમણ કરતા હતા.

એક દિવસે શ્રીકૃષ્ણ અને બલરામ પોતાના મિત્રોને સાથે લઇને, જમુનાકિનારે વાછરડાંઓને ચરાવતા હતા; એટલામાં ત્યાં તેમને મારવાના ઇરાદાથી એક દૈત્ય આવી પહોંચ્યો. તેણે જાતેજ વાછરડાંનું રૂપ લીધું અને તે વાછરડાંઓનાં ટોળામાં જઈ મળ્યો. આ વાત શ્રીકૃષ્ણના જાણવામાં આવી અને તેમણે ભાઇ બલરામને આ વાત કરી, પરંતુ આપણે કંઇજ જાણતા નથી એવો ડોળ કરી તે તેની પાસે આવ્યા, અને તેમણે તેના પાછલા પગ પુચ્છ સમેત પકડયા અને તેને ચક્રાકર ફેરવી, તે મરી ગયા પછી એક કોઠાના ઝાડપર તેને ફેંકી દીધો. તેના ધક્કાથી તે ઝાડના ફળ (કોઠાં) નીચે પડી ગયા અને તેની સાથે તેપણ જમીનપર પડયો તે જોઇને બાલકોએ શ્રીકૃષ્ણની પ્રસંશા કીધી અને દેવતાઓએ પુષ્પ વૃષ્ટિ કરી. ગોપીઓને પણ શ્રીકૃષ્ણે વત્સાસુરનો નાશ કર્યો એ હકીકત સમજતાંજ ઘણો આનંદ થયો. આવી રીતે સર્વ જગતનું પાલન કરવામાં સમર્થ રામ અને કૃષ્ણ, બન્ને ગોપાલ બની ગોકુલમાં વાછરડાંઓને ચરાવતાં ફરતા હતા.

એક દિવસ સર્વે ગોપાલબાલકો પોતપોતાના વાછરડાંઓને જલપાન કરાવી પોતે પણ જલપાન કરતા હતા, એટલામાં ત્હેમણે પહાડના શિખર સમાન જણાતા એક પક્ષીને જોયો અને તેઓ ભયભીત થયા. તે પક્ષી કંસનો સેવક બકાસુર નામનો હતો. વત્સાસુરનું મરણ સાંભળીને કંસે કૃષ્ણને મારવાને બકાસુરને મોકલ્યો હતો અને તે બગળાનું રૂપ લઇને જમુના કિનારે આવી બેઠો હતો. તેને જોઇને ગોપાળ બાળકો શ્રીકૃષ્ણને કહેવા લાગ્યા કે, આ તો કોઈ રાક્ષસજ બગળાનું રૂપ લઇને આવી બેઠો છે. એનાથી હવે શી રીતે બચીશું? એટલામાં તે શ્રીકૃષ્ણના ઉપર દોડી આવ્યો અને તેણે તેમને પોતાની ચાંચમાં પકડીને ગળી ગયો. આવું જોઇને સર્વ ગોપાલબાલકો, બલરામ વિના મૂર્છિત થયા. બકાસુર શ્રી-કૃષ્ણને ખાઈ ગયો તોપણ તેમને કંઈ ઈજા ન થઈ, પરંતુ તેમનાથી તેનો તાલુપ્રદેશ અગ્નીની પેઠે બળવા લાગ્યો ત્યારે, તે રાક્ષસે ઉલટી કરી તેમને બહાર કાઢી ચાંચથી પ્રહાર કરવા લાગ્યો. ઝટ શ્રીકૃષ્ણે તેની ચાંચ પકડીને ઓઠ પગનળે દબાવીને ચીરી નાંખ્યો, ત્યારે તો બાલકોને આ જોઇને ઘણું આશ્ચર્ય થયું. એટલામાં દેવોએ પણ પુષ્પોની વૃષ્ટિ કીધી અને વાદ્યોના ઘોષમાં સ્તુતી પણ કરી. બલરામાદિ ગોપાલબાલકો આનંદયુક્ત થઇને શ્રી-કૃષ્ણને આલિંગન આપવા લાગ્યા. અને પોતાના વાછરડાંઓને સાથે લઇને ગોકુલમાં આવી આ વૃત્તાંત સર્વને કહ્યો.

આ વૃત્તાંત સાંભળી ગોપ અને ગોપિઓને વિસ્મય થયો અને કૃષ્ણને

ક્યારે જોઉં એવી તેમને ઉત્સુકતા થઈ. કૃષ્ણનો આજે પુનર્જન્મ થયો એમ બધાને લાગ્યું અને સર્વ સ્ત્રી પુરૂષો તેમને જોવાને માટે આવવા લાગ્યા. તે કહેવા લાગ્યા કે, 'એમનાપર મૃત્યુના કેટલા પ્રસંગ આવ્યા! પરંતુ જે જે રાક્ષસો આવ્યા તેમનોજ નાશ થયો. પાપકર્મ કરનારાઓને કદી યશ મળતો નથી. તો ઉલટું, પતંગ દીપજ્વાલામાં પડીને જેમ નાશ પામે છે તેમ તેઓ શીઘ્ર મરી જાય છે જ્ઞાની ગર્ગમુનીનું ભાષણ અમારા અનુભવમાં આવ્યું. તેમનું ભવિષ્ય મિથ્યા કેમ થાય? આવી રીતે નંદાદિ ગોપાલોએ રામકૃષ્ણની લીલા મોટા આનંદથી ગાયન કરતાં સંતોષથી કાલક્રમણ કર્યો તેથી તેમને સાંસારિક દુઃખ બિલકુલ જણાતું ન્હોતું. આ પ્રમાણે બન્ને રામકૃષ્ણ અજ્ઞ બાલકો સમાન નાનાવિધ ખેલખેલીને ગોકુળમાં પોતાની કુમારાવસ્થાનો કાલ આનંદથી વ્યતીત કરતા હતા.

---

## ભાવાર્થદીપિકા.



'અર્જુન નામના ઝાડ આંગણામાં પડયા ત્યારે તે ઠેકાણે ગોપાલો દોડી આવ્યા અને તેમણે કૃષ્ણને ઉખલની સાથે બંધાયલા તથા તે ઉખલને ખેંચતા દીઠા, તોપણ વૃક્ષો પડવાનું કારણ તેમના ખ્યાલમાં આવી શકયું નહિ અને તે સઘળા ભયભીત બનીને ભ્રમમાં પડયા.' એમાં શો ભાવ છે તે જુઓ! **આગમ** યાને ઝાડ અને શાસ્ત્ર, તથા **ગોપાલ** યાને ગોરક્ષક અને ઇન્દ્રિય-રક્ષક-જીતેન્દ્રિય, એમ બન્ને શબ્દના બબ્બે અર્થ જાણવા. **આગમ**નો (શાસ્ત્રાદિકનો) સમૂલ-વેદસહિત ભંગ થાય તો જીતેન્દ્રિય પુરૂષને ભયની પ્રાપ્તિ કેમ ન થાય? કારણ કે, તેમનો જે નાશ તે સુખ સ્થિતીનો નાશક થાય છે. જ્યારે જ્યારે દુષ્ટ રાક્ષસોએ વેદ શાસ્ત્રોનો નાશ કર્યો, પ્રત્યક્ષ વેદાદિકોનું હરણ અને તદુપદિષ્ટ કર્મોનો વિધ્વંસ કર્યો, ત્યારે ત્યારે જીતેન્દ્રિય સાધુ, મહર્ષિ ઋષિઆદિકોને ભયની તથા દુઃખની પ્રાપ્તિ થઈ છે એમ પુરાણોમાં વર્ણવેલું છે, તેજ પ્રમાણે **સમૂલ આગમ** (મૂળ સહિત અર્જુનવૃક્ષ) ના પડવાથી ગોપાળો ભયભીત થયા એમાં આજ ભાવ શ્લિષ્ટપદો ઉપરથી સમજી લેવો.

મનુષ્ય પોતે ભલે ગુણસંપન્ન હોય તથાપિ, ખલની સંગતિ થવાથી નાસ્તિક બની જાય છે અને **આગમ**-વેદશાસ્ત્રોનો ઉચ્છેદ કરવાને પ્રવૃત્ત થાય છે; એટલે વેદોદિત કર્મોનો પરિત્યાગ કરે છે તથા બીજાને પણ તેવો ઉપદેશ કરીને તેમની સુખ સ્થિતિનો નાશ કરે છે. આ ભાવ કૃષ્ણે, **ઉલૂખલ**

(**उरू-खल** યાને મહાદુષ્ટ, તથા ઉખલ) ની સંગતીથી અર્જુન વૃક્ષોત્પાટન કરી, તેનાથી તેની છાયાનું સુખ જે લોકોને મળ્યા કરતું હતું તે નષ્ટ કરી બતાવ્યું.

વૃક્ષો પડવાથી તેના કારણ માટે જ્યારે ગોપાલો સાશંક બન્યા ત્યારે બાલકોએ કહ્યું, 'અમે જોયું છે કે, આ કૃષ્ણેજ ઉખલ ખેંચી વૃક્ષો પાડી નાંખ્યા છે.' પરંતુ બાલકોનું આમ ભાષણ સાંભળવા છતાં પણ તેમાંથી કેટલાક તાર્કિક પુરૂષોને તે સત્ય લાગ્યું નહિ વસ્તુતઃ શિષ્ટ પુરૂષોનું કહેવું છે કે, બાલકોનું વચન પણ વેદવત્ પ્રમાણભૂત, અમૃત સમાન મધુર અને કર્ણને સુખપ્રદ હોય છે. તેથી તે શ્રવણ અને ગ્રહણ કરવાને લાયક છે. તથા વ્યવહારમાં પણ એમ દેખાય છે કે, મોટા માણસ જેટલું ખોટું બોલે છે તેટલું બાલકો નથી બોલતા! તેઓને જેમ દેખાય છે યા સંભળાય છે તેવુંજ તેઓ બોલે છે. અસ્તુ! તેમનું ભાષણ તેઓ બાલ છે એમ સમજીને તેમણે મિથ્યા માન્યું. પરંતુ પ્રત્યક્ષ શ્રીકૃષ્ણને જોવા છતાં પણ ઝાડ પડવાનું કારણ શું છે? તે કંઠ ચામીર ન્યાયથી શોધતાં ભ્રમમાં પડી ગયા. જેવી રીતે કંઠમાં રહેલા સુવર્ણ ભૂષણની વિસ્મૃતિ થવાથી કોઇ મનુષ્ય બીજા સ્થાનપર શોધ કરે છે, પરંતુ પ્રત્યક્ષ પોતાના કંઠમાં છે એમ તે જાણતો નથી અને ભ્રમમાં પડી જાય છે; તદનુસાર તે ગોપાલો પ્રત્યક્ષ પોતાની દૃષ્ટીની અગ્ર ભાગમાં વૃક્ષ પાડનાર કૃષ્ણ હોવા છતાં, તેમને ન જાણતાં ભ્રમમાં પડયા અને કહેવા લાગ્યા કે, આ કોનું કૃત્ય હશે? તે યોગ્ય છે એમ સમજવું. તાર્કિકોને કયાંઇ પણ વિશ્વાસ હોતો નથી અને હંમેશાં તર્કમાંજ તેઓનું મન ભ્રમે છે એ પ્રસિદ્ધજ છે,

'નંદરાયે જોયું ત્યારે હસતાં ત્યાં જઇ બંધનમાંથી શ્રીકૃષ્ણને છોડાવ્યા;' એમાં આ ભાવ સમજવો કે, માતાની પેઠે હું બાંધનાર નથી. આવી રીતે પોતાનો ભાવ દેખાડી તેમનું ભય દૂર કરવાને માટે, નંદજી હસતે મોઢે તેમની પાસે ગયા. ક્રોધથી બંધન અને હાસ્યથી મુકતતા થવી યોગ્ય છે એમ સમજવું. પ્રેમથીજ આનંદ અને હાસ્ય આવે છે. અથવા, હાસ્યમાં આ પણ બીજો હેતુ સમજવો. હે ભગવન! અખિલ પ્રાણિઓના બંધ મુકત કરનાર તમે છો, ત્યારે મને બંધનમાંથી મુકત કરો એમ મ્હારે તમારી પ્રાર્થના કરવાની જરૂર નથી; કારણ કે, હું તમારો પિતા છું. એવું છે તથાપિ હમણાં તો હુંજ તમને બંધનમાંથી છોડાવું છું એમ સૂચિત કરવાને માટે તેમણે હાસ્ય કરી કૃષ્ણને છોડવ્યા.

પિતાએ કેમ છોડવ્યા? તો, વિષયાદિકોથી પ્રાપ્ત થએલું બંધન જે

દયાનિધિ તોડી નાખે છે તે આચાર્યજ કહેવાય છે ગુરૂવિના બંધ મુક્તતા થતી નથી, એ જેવું વેદશાસ્ત્રાદિકોમાં કહેલું છે તદનુસાર પિતા પણ ગુરૂરૂપ છે એમ કહ્યું છે. તેથી નંદ વિના કોઇમાં દયાનો પ્રાદુર્ભાવ તથા બંધ છોડવવાનું સામર્થ્ય જોવામાં ન આવ્યું તે યોગ્યજ સમજવું. તેમાં પરમાત્માએ એ પણ ભાવ પ્રદર્શિત કર્યો કે, મને બંધન બીજોજ કરે છે અને મુક્ત પણ બીજોજ કરે છે. મારા સ્વરૂપમાં બંધ તથા મોક્ષ એ બન્ને વસ્તુતઃ નથી કૃષ્ણને યશોદાએ બંધન કર્યું અને નંદે મુક્ત કર્યા તેવી રીતે, એક અદ્વિતીય પરમાત્માથી અન્ય, યાને દ્વિતીય જે અજ્ઞાન, તેજ બંધ મુક્તિનો હેતુ છે; તે પોતે એથી અલિપ્ત છે. મનુષ્ય અજ્ઞાનથી મોહિત થઇનેજ પરમાત્મરૂપ આત્માને સંસારબંધનથી યુક્તજ જાણે છે, અને ફરી તેને મુક્ત કરવાને માટે સાધનાદિકોનું અવલંબન કરે છે. સારાંશ, બંધ મોક્ષ એ બન્ને નામ અજ્ઞાન સંબંધથી છે.

'મુક્ત થયા પછી પણ પુનઃ ગોકુલમાં શ્રીકૃષ્ણે ક્રિડા શરૂ કરી,' તેમાં એ હેતુ સમજવો કે સામાન્યજીવ આ સંસારમાં બદ્ધ થઇને પણ ક્રીડા કરે છે, અને હું પરમાત્મા તો મુક્ત થઇને ક્રિડા કરૂં છું; આવી રીતે લોકોને પોતાની લીલાનું વૈચિત્ર્ય તેમણે દર્શાવ્યું. સંસારનું બંધન મનુષ્યને ત્યાંસુધીજ પ્રતીત થય છે કે, જ્યાં સુધી ગુરૂ કૃપાયુક્ત દૃષ્ટિથી અવલોકન કરતા નથી. તેમની દષ્ટી પડતાંજ તાત્કાલ બંધ ભાવની વિસ્મૃતિ થાય છે અને બાદ તે ગોકુલમાં (દેહેન્દ્રિયાદિ સંઘાતમાં, સંસારમાં) સ્વેચ્છાથી વિહાર કરે છે. એ સર્વભાવ, યશોદાએ કરેલું બંધન, નંદે કૃપાથી કરેલી મુક્તતા, અને ત્યાર પછી તેમણે કરેલી ક્રિડાપરથી જાણી લેવો.

'ગોપીઓને વશ થઇ, તે જેમ કહ્યા કરતી તેમ શ્રીકૃષ્ણ ક્રિડા શા માટે કરતા હતા ?' તો અમારા ભક્તો જેનાથી સુખી થાય છે એવીજ લીલા બાલ્યભાવ ધારણ કરીને હું કરતો રહું છું, તેમાં કદી માનાપમાન સમજતો નથી. આવી રીતે પોતાની નિરંતરની ભક્તવશતા પ્રસિદ્ધ કરવાને માટેજ તેમણે ગોપિઓને આનંદપ્રદ એવી ક્રિડા કરી, એમ સમજવું. કિંવા, આત્મામાં અચલ તત્વદષ્ટિ રાખીને, અહંકારનો પરિત્યાગ કરીને વૃત્તિઅનુસાર જે સંસારમાં નિર્ભયતાથી વિચરવું, તેજ જીવન્મુક્ત અવસ્થા છે. આવી રીતે લોકોને બોધ કરવાને માટે શ્રીકૃષ્ણ ગોકુલમાં ગોપિઓને અનુકૂલ થઇને તેમની ઇચ્છાનુરૂપ ક્રિડા કરતા હતા, એમ સમજવું.

'નંદરાય સાથે ભોજન કરી શો હેતુ બતાવ્યો તે જુઓ' યશોદા નંદને ભોજન કરવા માટે પાત્ર પિરસીને શ્રીકૃષ્ણને બોલાવવાને માટે તેના

પ્રેમથી આનંદિત થઇને યમુનાજીપર દોડી ગઈ. પરંતુ બોલાવવાં છતાં તે ઘેર જલ્દી આવ્યા નહિ. તેમ નંદ પણ પાત્રપર બેસીને રાહ જોઈ રહ્યા હતા પરંતુ તેમની ઉપેક્ષા કરી તેમણે ભોજન ન કર્યું. તેના ઉપરથી એમ પ્રતીત થાય છે કે, જે વૃત્તિ ભોક્તા જીવને નિષ્પાપ કરીને પરમાત્માની પ્રાર્થના કરવાને દોડી જાય છે તેજ યશોદાની પેઠે આનંદયુક્ત થાય છે. તથા પરમાત્માને બોલાવી, તેમની પ્રાર્થના કરવા છતાં જલ્દી નહિ આવ્યા (પ્રસન્ન ન થયા) તથાપિ જે તેમની ઉપેક્ષા કરતા નથી પરંતુ તે આવે ત્યાં સુધી યશ, દયા, ઇત્યાદિ ગુણોથી યુક્ત પોતાની બુદ્ધિ તે પરમાત્મ-પ્રાપ્તીની ઇચ્છાથી તેમના તરફ લાગી રહેલી હોય છે, તેને પરમાત્મા સુલભ થાય છે, અને તેણે આપેલા ભોજ્ય પદાર્થ અમૃત સમાન માનીને તેની સાથે તે ભક્ષણ કરે છે.

'નંદઉપનંદાદિ ગોપાલોએ ગોકુલમાં થતા ઉત્પાત જોઇને વૃંદાવનમાં જવાનો વિચાર કર્યો.' તેમાં એ ભાવ સમજવો કે, ગોકુલમાં (દેહેન્દ્રિયાદિ-સંઘાતમાં) રહેવાવાળાને અનેક સંકટો નિત્ય પ્રાપ્ત થાય છે, પરંતુ ઇશ-કૃપા જ્યારે થાય છે ત્યારે તેનાથી કંઇપણ ત્રાસ થઈ શકતો નથી. માટે જ્યાં સુધી કાંઇપણ વિઘ્ન પ્રાપ્ત ન થાય ત્યાં સુધી બુધ્ધિમાન્ પુરૂષોએ નિર્મલ અને એકાંત વનમાં સ્થિતિ કરવી એ તેમનો વિચાર યોગ્ય હતો. સદ્વૃંદાવનદૃષ્ટી (સાધુ સમૂહ રક્ષણ બુદ્ધિ)જ જેવી રીતે ગોકુળવાસિયોના અખિલ વિઘ્ન નાશ કરવાને સમર્થ છે તેમ યોગદીક્ષા, મંત્રદીક્ષા અથવા તપશ્ચર્યા પણ સમર્થ નથી.

'પરમાત્માએ તે ગોપાલોની વૃંદાવનમાં યોજના કરીને' આ ભાવ પ્રદર્શિત કર્યો કે, આ પૃથ્વી ઉપર હુંજ ઘણા ભયભીત કરે એવા વિઘ્નો (સંકટો) ઉત્પન્ન કરીને અત્યંત પ્રિય એવા ગો-કુલ (દેહેન્દ્રિયાદિ સંઘાત)ના ઉપર મારા ભક્તોના મનમાં અનાસક્તિ ઉત્પન્ન કરૂં છું, અને તેમને સદ્વૃં-દાવનમાં (સાધુસમૂહ રક્ષણમાં) સ્થિત કરીને પુણ્યશાલી બનાવું છું. આ ભૂતલ ઉપર અલ્પસુખ દેનારા ક્ષેત્ર, તીર્થાદિ અનેક સાધનો છે, પરંતુ નિત્ય અને ઉત્તમ એવું આત્મસુખ દેનારી તો એક **સાધુવૃંદાવનવૃત્તિજ** છે. (ઉત્કૃષ્ટ એવાં વૃંદારણ્યમાં વર્તન યાને નિવાસસ્થિતિ, તથા સંતસમૂહરક્ષ-ણની વૃત્તિ, એમ બે અર્થ સમજવાં) સંતસમુદાયમાં નિરંતર રહીને તેમની કાયાવાચા મનથી સેવા કરવી એજ તેમનું રક્ષણ છે. શરીરથી તેમના ખાવા પીવાનો બંદોબસ્ત, ચરણસેવા ઇત્યાદિ સર્વ પ્રકારે તેમના દેહની રક્ષા; વાણીથી તેમનું સ્તવન વર્ણન કરીને તેમના માહાત્મ્યનું રક્ષણ; અને

મનમાં તેમણે કરેલા ઉપદેશનું રક્ષણ. આવી રીતે કાયિક, વાચિક, માનસિક જો તેમની સેવા થાય તો, સાધુ વૃંદાવનમાં સ્થિતિ થઈ એમ સમજવું, અને તેથીજ નિત્યાનંદરૂપ આત્મસુખની પ્રાપ્તિ થાય છે. આવું સામર્થ્ય બીજા કોઇપણ તીર્થ, ક્ષેત્રમાં તથા ઇતર સાધનોમાં નથી.

'પરમાત્મા શ્રીકૃષ્ણ **ગો-વત્સ**પાલ કેમ થયા ? તો શ્રવણ કરો. પરમાત્માએ વિચાર કર્યો કે, **શ્રીવત્સ** એ સંજ્ઞા એને પ્રાપ્ત થઇ છે. એક કામને અને બીજા ભૃગુપદચિન્હને. કામ એ લક્ષ્મીનો પુત્ર છે, પરંતુ સત્પુરૂષોની પાસે જઈ તેમને તે કલંકિત બનાવે છે, અને ભૃગુપાદનું ચિન્હ મ્હેં રક્ષણ કર્યું છે તેથી મને લાંછન (કલંક) પ્રાપ્ત થયું છે. સારાંશ, એ બન્ને સત્પુત્ર નથી. માટે સત્કીર્તિપ્રદ એવા **ગોવત્સ** (પૃથ્વીના વત્સ અને બીજા અર્થમાં ધેનુના વત્સ)નું રક્ષણ કરવાને માટે આપણે પ્રવૃત્ત થવું વિષ્ણુ અને કૃષ્ણ એક, તથા લક્ષ્મી અને રૂકિમણી એક કૃષ્ણાવતારમાં કામ પુત્રરૂપથી રૂકિમણીના ઉદરમાંથી પ્રગટ થયો તે પ્રસિદ્ધ છે, અને તેથીજ તે **શ્રી-વત્સ** લક્ષ્મીપુત્ર કહેવાય છે. તથા ભૃગુ મહર્ષિએ લત્તાપ્રહાર કર્યો અને તેથી જે ચિન્હ થયું તેનું નામ પણ શ્રીવત્સ છે. તે બે જણા તરફથી સાધુને તથા પોતાને લાંછનતા પ્રાપ્ત થઈ જવાથી 'ગોવત્સ' રક્ષણથી પોતાની સત્પુત્રના લાડ લડાવવાની રતિ તેમણે પ્રગટ કરી. કુલકલંકી પુત્રથી સદ્ગુણશાલી પુત્રઉપર માતા પિતાનું વિશેષ પ્રેમ તથા તેના રક્ષણની મતી થાય છેજ. આ અભિપ્રાયથી ભગવાન્ ગોવત્સપાલ થયા તે યોગ્યજ સમજવું. (શ્રીવત્સ અને ગોવત્સ એ બે પદઉપર શ્લેષ છે યાને તેમના બબ્બે અર્થ છે, તે ધ્યાનમાં લેવા) અથવા નીચેનો ભાવ સમજવો. પરમાત્માએ વિચાર કર્યો કે, હું શ્રીવત્સને (લક્ષ્મીના પુત્રને વસ્તુતઃ ભૃગુપાદ ચિન્હને) હંમેશાં પોતાના વક્ષઃસ્થલ ઉપર ધારણ કરી લાલન કરૂં છું, અને એવ પૃથ્વીને સાપત્ન મત્સરતાનો ખેદ થતો હશે. પરંતુ બન્ને આપણી સ્ત્રી (લક્ષ્મી અને પૃથ્વી) આપણને સરખી હોવાથી એકને દુઃખ અને બીજીને સુખ થાય એમ વિષમતા થવી ન જોઇએ, તેથી તેમણે ગોવત્સનું (પૃથ્વીના પુત્રોનું, બીજા અર્થે ગાયોના વાછરડાંનું) પાલન કર્યું એમ સમજવું. (ગો એ શબ્દ સંસ્કૃતમાં ધેનુ અને પૃથ્વી વાચક છે. અને પૃથ્વી પરમાત્મા વિષ્ણુની પત્ની છે તે પ્રસિદ્ધજ છે.

'તૃણાસુર પછી વત્સાસુરજ ક્રોધી બની કૃષ્ણનો નાશ કરવા માટે કેમ આવ્યો ?' તો સાંભળો. કોઇ મનુષ્યની આગળ ઉત્તમ પ્રકારના ખાવાના પદાર્થ પાત્રમાં પિરસી રાખેલા હોય અને કોઇ તેને ઉઠાવી જાય તો તેને ક્રોધ ચડે છે અને તે, જેણે તે પદાર્થ હરણ કરેલા હોય છે તેને મારવા

માટે પ્રવૃત્ત થઇ જાય છે; આ વાત જગતમાં પ્રસિદ્ધ છેજ. તૃણ એટલે ખડ સમજવું. તે તૃણ, વત્સને (વાછરડાંને) ખાવાનું ઉત્તમ પકવાન્નજ છે. માટે કૃષ્ણે તે તૃણ (તૃણાસુર)નું હરણ કર્યું (મારી નાંખ્યો) એમ જોઇને વત્સાસુરના મનમાં ક્રોધ કેમ ન આવે અને તે હરણ કરનાર કૃષ્ણને મારવાને માટે કેમ દોડી નહિ જાય? આ કલ્પના પણ ઉચિત સમજવી. હવે 'તે અસુરે વત્સરૂપ શા માટે લીધું?' તો, નૂતન અભ્યાસીની દ્રષ્ટી તથા બુદ્ધિ પરિપકવ હોતી નથી; તેથી વત્સરૂપ ધારણ કરીને જો હું જાઉં તો કૃષ્ણ નવીન વત્સપાલ (વાછડાંઓનો રક્ષક) હોવાથી મને ઓળખશે નહિ, તેમ મારાપર તેની વિપરીત દૃષ્ટિ નહિ થાય; અને તેથીજ તેને મારવાનું મને સુલભ થઇ પડશે. એ હેતુથી તે અસુરે શ્રીપતિની વંચના કરવાને માટે વત્સનું રૂપ ધારણ કર્યું.

'કૃષ્ણે વત્સાસુરના પગ ઝાલીને તેને કેમ માર્યો?' તો, દુષ્ટ માણસની સાથે સામોપચારથી વર્તન રાખવાથી જેવી રીતે તેનો નાશ શીઘ્ર અને સુલભતાથી કરી શકાય છે, તે પ્રમાણે ક્રૂરતા ધારણ કરવાથી કરી શકાતો નથી. આ હેતુ પ્રદર્શિત કરવાને માટેજ, શ્રીકૃષ્ણ પરમાત્માએ વત્સાસુરના પગ પકડીને (નમ્રતાથી તેના ચરણપર પડી, નમન કરીને, વસ્તુતઃ તેના પગ ખેંચીને) તેને મારી નાંખ્યો. એ ભાવ સમજવો.

વત્સાસુર**असुर-हित** ની આકાંક્ષા ધારણ કરી યાને કંસાસુરાદિ દુષ્ટોનું હિત કરવાની મનમાં ઇચ્છા ધારણ કરી આવ્યો હતો, ત્યારે પરમાત્માએ પણ તેને **असु-रहित** કરી તેની કામના સફલ કરી, તે યોગ્યજ છે. કારણ કે, જેવી વાસના તેવું ફળ પ્રાપ્ત થાય છે એ પ્રસિદ્ધજ છે. તથા તેના સાક્ષીભુત તમેજ છો એમ કહીને તે અસુરને કપિત્થના વૃક્ષોપર ફેંકી દીધો.

'તેના દેહનો સ્પર્શ થવાથી ઘણા કોઠાના ફળ નીચે તુટી પડયા,' તેમાં એ ભાવ સમજવો કે, દુષ્ટ પુરૂષને શ્રીપતિ પોતાની દૃષ્ટિથી અવલોકન કરે તથા પોતાના હાથવડે તેનાપર અનુગ્રહ કરી તેનો ઉદ્ધાર (ઉપર ઉઠાવીને ધારણ) કરે તોપણ, તે પોતાની દુષ્ટતા છોડતો નથી; આ વાત વત્સાસુરના દષ્ટાંતથી સ્પષ્ટ થઇ. તેણે પોતાની ક્ષણમાત્રની સંગતાથી, નિરંતર ઉંચા સ્થાનમાં રહેનારા મોટમોટા કપિત્થના જે પરિપકવ ફલ હતા તેમનો અધઃપાત કર્યો. પરમાત્મા સમદષ્ટિ હોવાથી તેમણે સર્વનો ઉદ્ધાર કરવાને માટે વ્રત ધારણ કર્યું છે. પરંતુ વત્સાસુરની પેઠે જે પાપી હોય છે તે પોતાના પાપથી અધોગતિને પામે છે એ વાત, ઉંચા સ્થાનમાં રહેલાં

ફગો પાડીને તેની સાથે પોતે પણ નીચે પડી ગયો એ ઉપરથી સિદ્ધ થાય છે.

આ વત્સાસુરને મારવાની લીલામાં પરમાત્માએ ભાવ જણાવ્યો છે કે, જેમનું હું પાલન કરૂં છું તેમનો નાશ કરવાને માટે જો કોઇ દુષ્ટ પુરૂષ તેમનુંજ કૃત્રિમ સ્વરૂપ ધારણ કરીને આવે, તો તાત્કાલ હું તેનો નાશ કરીને મારા ભકતજનોને સુખી કરૂં છું.

'દેવોએ પુષ્પવર્ષાવ કર્યો' તેમાં એ હેતુ સમજવો કે, વૃંદારણ્યમાં રમવાના બહાનાથી ગમન કરી દૈત્યોનો ત્યાં હું નાશ કરીશ, આવી પરમાત્માએ જે પુર્વે પ્રતિજ્ઞા કરી હતી, તેનો તેમણે પ્રારંભ કર્યો; તેથી દેવતાઓને ઘણો આનંદ થયો અને તેમણે આકાશમાંથી પુષ્પોનો વરસાદ વરસાવ્યો, તે યોગ્યજ સમજવું.

'બકાસુરને જોઇ બાલકો ભયભીત બન્યા,' તેનો હેતુ શ્લિષ્ટપદથી (બે અર્થવાળા પદથી) કહે છે. **सत्त्व** શબ્દના બે અર્થ–એક બલ અને બીજો પ્રાણી એમ સમજવો. તથા **जड** અને **जल** એ પણ એકજ સમજવા. કારણ કે, સંસ્કૃતમાં 'ડ' તથા 'લ' એમનો અભેદ માનેલો છે. આ ખ્યાલમાં રહે તો આગળ લખેલો અર્થ ઝટ મનમાં ઉતરશે. દુષ્ટ પુરૂષમાં **सत्त्व**ની (બળની) સ્થિતિ હોય તો તે બીજાને ત્રાસદાયકજ થાય છે, અભયદાયક થતી નથી. આ વાત, જડાશયમાં (મૂઢ અંતઃકરણમાં, વસ્તુતઃ જલાશયમાં, જમુનાને કિનારે) મહાસત્વ (મહાન્ બલ, વસ્તુતઃ મહાન્ પ્રાણી બકાસુર)ની સ્થિતિ હતી છતાં પણ, તેને જોઇને તે ગોપબાલકોને ભય ઉપજ્યો તેપરથી સિદ્ધ થાય છે. ગુણ પણ અસ્થાનમાં હોય તો તે શોભતો નથી અને તેથી અનર્થજ થાય છે.

'તે બાલકોએ દૂરથીજ બકાસુરને જોયો.' તેમાં આ ભાવ બતાવેલો છે કે, દીપક પણ ઘણો તેજસ્વી હોવા છતાં તેને તળીએ અંધારૂં હોય છે તેમ, જેની આકૃતિ ઉપરથી ખૂબ શુભ્ર, નિર્મળ દેખાય છે તેના અંતરમાં ઘણું કરીને મલિનતા હોય છે. આ નિયમાનુસાર એ બક ઉપરથી શુદ્ધ (સફેદ) દેખાય છે તોપણ, તેનું અંતર કેમ હશે કોણ જાણે! એકાદ મનુષ્યની આકૃતિ આવી રીતે જો કે શુદ્ધ જોવામાં આવે તથાપિ અંતરની પરિક્ષા કર્યા વગર તેની સાથે કદી કોઇએ એકદમ મિત્રતા કરવી નહી; એટલુંજ નહિ પણ તેનાથી દૂરજ રહેવું.

'કૃષ્ણ બકના મ્હોઢામાં ગયા' કેમ? તો, કૃષ્ણ પરમાત્માએ વિચાર કર્યો કે, આ બક બહારથી સર્વ પ્રકારે સુંદર દેખાય છે, પણ અંતરમાં

તેવો સુંદર છે કે નકી તે જોવાની આવશ્યકતા છે. તેથી તેના મુખમાં તેમણે પ્રવેશ કર્યો. તેમજ બહાર શુદ્ધાકૃતિ અને મનમાં દુષ્ટ વાસના ધારણ કરનારાને કદાચ પરમાત્માની પ્રાપ્તી થઇ હોય તો પણ તે પચતી નથી. આ વાત પણ બકાસુરે, શ્રીકૃષ્ણ અંતરમાં ગયા હતા તથાપિ વમન કરીને બહાર ઓકી કાઢયાં તે પરથી સમજવી.

કૃષ્ણનું નામ મ્હોડામાં ધારણ કરવું, પણ તેની મૂર્તિ નહી. એમ છતાં તે વિરૂદ્ધ કોઇ વર્તન કરે તો શું ફળ મળે છે તે, બકાસુરની દુર્દશા કેવી થઇ તે પરથી ધ્યાનમાં આવશે. પરમાત્માએ તેની ચાંચ પકડીને તે ચીરી નાંખી, તેમાં લોકોને એ બતાવ્યું કે, જે લોકો અંતરમાં હિંસા તથા ઘાતપાત કરવાની વૃત્તિ રાખે છે અને જેમનું હૃદય દયારહિત હોય છે, પરંતુ બહારથી **सद्वेष** યાને **सत्-वेष** ઉતમ વેશ ધારણ કરીને **सद्द्वेष** સાધુ તથા ભકતજનોનો દ્વેષ કરે છે તેમને હું આ બકારસુરની પેઠે તાત્કાલ વિદીર્ણ કરું છું.

બકાસુરના મ્હોડામાંથી કૃષ્ણને બહાર આવેલા જોઇને બાલકોને આનંદ થયો અને તે કહેવા લાગ્યા કે, જેને પોતાના શુદ્ધ માનસમાં (મનમાં) ધારણ કરવાને પરમહંસાદિક પણ સમર્થ થતા નથી, તેને આ બક (દંભવેષી) આકલન કરવાને માટે કેમ સમર્થ થાય? બરાબર છે. હંસપક્ષીની જ્યાં ગતિ થતી નથી ત્યાં બકપક્ષી કદી ગમન કરી શકે નહિ એમ સિદ્ધજ છે.

આવી રીતે પરમાત્માની લીલા શ્રવણ માત્રે કરી જે જાણે છે, તેને પણ સંસાર સંબંધી દુઃખો જરા પણ પ્રાપ્ત થતા નથી તો, જે નંદાદિ ગોપાલોની સમક્ષ તેમની લીલા થઇ તેમને સાંસારિક વેદના જ્ઞાત ન થઇ એમાં શું આશ્ચર્ય! માટે શુકદેવજીનું વાકય યથાર્થ સમજવું કે, અખિલ ગોપાલોનો કાલ આનંદથી વ્યતીત થયો અને તેમને ભવવેદના જરા પણ સ્મરણનો વિષય ન થઇ.

॥ इतिशिवम् ॥



## અધ્યાય બારમો.

**द्वादशे तु महासर्पवपुर्धरमघासुरम् ।**
**वत्सपालगिलं क्रुध्दो गलेऽहन्निति वर्ण्यते ॥**

**અર્થ**:—આ બારમા અધ્યાયમાં, અજગરનો વેષ ધારણ કરવાવાળા તથા ગોવત્સ અને વત્સપાલોને ગળી જનારા અઘાસુરનો, ક્રુપિત થએલા શ્રીકૃષ્ણે ગળામાં

પ્રવેશ કરીને વધ કર્યો, એવી કથા છે.

એક દિવસે શ્રીકૃષ્ણના મનમાં વનમાં ભોજન કરવાની ઇચ્છા ઉત્પન્ન થઈ, માટે વહેલી સવારમાં ઉઠી શીંગડાનો અવાજ કરી તેમણે સર્વ ગોપાલબાલકોને જાગૃત કીધા અને વાછરડાંઓને આગળ કરીને ગોકુલમાંથી નીકળ્યા. તેમની સાથે તેમના હજારો મિત્ર પોતપોતાના હજારો વાછરડાંઓને લઇને આનંદથી નીકળ્યા. તેમણે પોતાની સાથે શીંકાં તથા શીંગડી, નેતરની કાઠી, મોરલી વગેરે ચીજો લીધી હતી. તેમણે બધાએ પોતાના વાછરડાંઓને કૃષ્ણના વાછરડાંઓની સાથે મેળવી દીધા અને તેમને ચારતા ચારતા ઠેકઠેકાણે બાલપણના ખેલ ખેલવાનું શરૂ કર્યું. તેમની માતાઓએ તેમના શરીર અલંકારોથી શણગારેલા હતા તોપણ, વનમાં આવ્યા પછી ત્યાં તેમણે પોતાના શરીર વૃક્ષના ફળ, પાંદડાં, મયૂરપિચ્છ, ગેરૂ વગેરેથી શણગારિત કીધાં. તેઓ પરસ્પરના શીંકાં, તથા શીંગડા વગેરેને છુપાવી રાખતા હતા અને તેના માલિકને સમજે તો દૂર ફેંકી દઇને બાદ ત્યાંથી તેમને લાવી પાછા આપતા હતા. શ્રીકૃષ્ણ કદી વનશોભા જોવાને માટે દૂર ચાલ્યા જાય તો 'તેમને હું પ્રથમ થઈ અડકીશ' એમ કહીને દોડતા હતા અને અડકી અડકીને ઘણા આનંદથી રમતા હતા. તેમાંથી કેટલાક મોરલી વગાડતા હતા, તો કેટલાક શીંગડીઓ વગાડતા હતા, કોઈ ભ્રમરોની સાથે ગાતા હતા, તો કોઇ વળી કોયલોની સાથે તત્સમાન ટૌકારો કરતા હતા, કેટલાક પક્ષીઓના ઓછાયાની સાથે દોડી જતા, કોઈ બગલાઓની પેઠે બેસતા, કોઈ હંસોની સાથે તેમની ગતી મુજબ સારી રીતે ચાલતા, મોર સમાન નાચતા, તો કોઈ વાંદરાઓનાં પૂંછડાં ખેંચી ઝાડ પર ચઢતા, તથા કેટલાક દેડકાઓની પેઠે ઠેકડા મારી ચાલતા હતા.

હે રાજા! શ્રીકૃષ્ણનું મહાત્મ્ય કોણ વર્ણન કરી શકે! તે એક હોવા છતાં ભિન્નભિન્ન રૂપથી ભિન્નભિન્ન પ્રકારના લોકોના જોવામાં આવતા હતા. જ્ઞાનીને બ્રહ્માનંદાનુભવરૂપે ભાસતા હતા, તો સેવકજનોને આપણું આરાધ્ય દૈવત છે એમ પ્રતીત થયા હતા. તથા માયિક લોકોને આ એક બાલક છે એમ જણાતા હતા. એવા કૃષ્ણની સાથે તે સર્વ ગોપાલ બાલકો દરરોજ યથેચ્છ ક્રીડા કરતા હતા; તે ઉપરથી તેમણે જન્માંતરમાં પુણ્યરાશિ સંપાદન કરી રાખી છે એવું અનુમાન સ્વાભાવિક થાય છે. જેના ચરણની રજ યોગીઓને પણ દુર્લભ છે, તે પરમેશ્વર તેમની પાસે નિરંતર રહેતા હતા, તેમનું ભાગ્ય કોણ વર્ણન કરી શકે? અસ્તુ!

એક દિવસે કંસનો સેવક અઘાસુર નામનો દૈત્ય તેમને મારવાને માટે ત્યાં આવી પહોંચ્યો. અમૃત પાન કરવાવાળા દેવો પણ જેનાથી ડરતા હતા અને એ કયારે મરે તેની વાટ જોઈ રહ્યા હતા. તે અઘાસુરને, તે બાલકો, આનંદથી ક્રીડા કરી રહ્યા છે તે સહન થયું નહિ અને તેમાં વિઘ્ન કરવાના ઇરાદાથી તે ત્યાં આવ્યો. તે પૂતના અને બકાસુરનો ન્હાનો ભાઇ હતો. તેમનો નાશ કૃષ્ણે કર્યો માટે તેના બદલામાં બલરામ અને કૃષ્ણને વાછરડાં તથા મિત્રોસહિત હું મારીને મારા ભાઇ બહેનને સંતુષ્ટ કરૂં એવો તેનો હેતુ હતો. એઓને મારવાથી ગોકુલવાસી લોકો મરેલાં જેવાંજ થઇ રહેશે. કારણ કે, સર્વ પ્રાણીઓને પ્રાણથી પુત્રજ પ્યારા હોય છે. તેણે આવો વિચાર કરીને મોટું અજગરનું રૂપ લઈ તેમને ગળી જવાની આશાથી માર્ગમાં સૂતો. ચાર કોસ લાંબું અને પહાડ સમાન સ્થુલ તેનું શરીર હતું; ગુફા જેવું તેનું મોઢું ફેલાયલું હતું; એક ઓઠ ધરતીપર અને બીજો આકાશને અડકી રહ્યો હતો; દાઢો પર્વતનાં શિખરો જેવી, અને જીભ એક મોટા રસ્તાની જેમ દેખાતી હતી. આવી રીતે તેનું પ્રચંડ સ્વરૂપ જોઇને બધાને એમજ લાગ્યું કે, આ એક વૃંદાવનની સુંદર રચનાજ છે. તે આકારઉપર તેમણે અજગરના શરીરની ઉત્પ્રેક્ષા કીધી.

એતો કહેવા લાગ્યા કે હે મિત્રો! આ આપણી સામે જે આકાર દેખાય છે તે, આપણને ગળી જવા સારૂં એકાદ સર્પે મોઢુંજ ઉઘાડયું છે એમ દેખાય છે કે નહિ? તે સત્ય કહો. સૂર્યના કિરણોથી આરક્ત થએલો મેઘ તેના ઉપલા હોઠ જેવો અને તેની છાયાથી રાતો જણાતો નદીનો કાંઠો નીચલા હોઠ જેવો ભાસે છે. ઉંચા ઉંચા પર્વતોની શિખરપંકતી તેની માનો દાઢોના સ્થાનમાં પ્રતીત થાય છે. આ જે લાંબો અને પહોળો માર્ગ છે તે તેની જીભ જણાય છે. કેમ ભાઇ! આપણે બધા તેની પેટમાં જશું તો એ આપણને શું ખાઇ જશે? પણ એમ થાય તો બકાસુર સમાન આ કૃષ્ણના હાથથી નાશ પામશે. એમ કહી કૃષ્ણના તરફ જોતાં જાતાં, તાળિઓ પાડતા અને હસતાં હસતાં તેના મુખમાં તેમણે પ્રવેશ કીધો.

શ્રીકૃષ્ણે તેમનું ભાષણ સાંભળ્યું અને આ રાક્ષસજ છે એમ જાણ્યું, તથા તેમને અટકાવવાનો વિચાર પણ કર્યો પરંતુ, એટલામાં તે સઘળા ગોપાલબાલકોએ વાંછરડાં સહિત તેના મુખમાં પ્રવેશ કર્યો. સઘળા મોઢામાં પ્રવિષ્ટ થયા પણ, પોતાના ભાઇ અને બહેનને મારનારો કૃષ્ણ આવ્યો નથી એમ જોઇ તેની તે રાહ જોતો હતો. તેણે હજું સુધી પોતાનું મોઢું બંધ કરીને તે બાળકોને ગળ્યા ન હતા. શ્રીકૃષ્ણે વિચાર કર્યો કે, આપણા ગરીબ

બિચારા મિત્રો તથા વાછરડાં મૃત્યુના જઠરાગ્નીમાં પડે છે તો એમની રક્ષા મારા વિના બીજું કોણ કરે ! એમને મરણ, તથા દુષ્ટ અજગરરૂપ રાક્ષસને જીવન પ્રાપ્ત ન થવું જોઇએ, એમ વિચાર કરી તેમણે બે વાત સાધવાને માટે તેના મોઢામાં પ્રવેશ કીધો. ત્યારે દેવતાઓ હાહાકાર કરવા લાગ્યા અને રાક્ષસોને આનંદ થયો.

દેવોનો હાહાકાર અને દૈત્યોના હર્ષથી થએલો કોલાહલ ધ્વનિ સાંભળી શ્રીકૃષ્ણે, વાછરડાને, ગોપાલોને તથા પોતાને મારવાને ઇચ્છતો અજગરના ગળામાં પોતાનું શરીર ખૂબ મોટું કીધું. તેથી પ્રાણવાયુનો માર્ગ બંધ થયો, આંખો બહાર નીકળી પડી અને તે જમીનપર તરફડવા લાગ્યો. તેના શરીરની અંદર ભરાએલા અને રોકાયલા વાયુને માર્ગ ન મળવાથી તે બ્રહ્મરંધ્રનો (મસ્તક ઉપરના છિદ્રનો) ભેદ કરીને બહાર નીકળી ગયો અને તે દ્વારથીજ તેની સર્વ ઇન્દ્રિયો બહાર નીકળી ગઇ. કૃષ્ણે પોતાના મિત્ર તથા વાછરડાં વગેરે મરણ પામ્યા હતા તેમને પોતાની અમૃતમય દૃષ્ટિથી સજીવ કીધા અને તેમની સાથે તે અજગરના મોઢામાંથી પોતે બહાર આવ્યા. ત્યાર પછી, અજગરના દેહમાંથી નિકળેલું તેજ, કે જે ભગવાનની નિકળવાની વાટ જોઇને આકાશમાં રોકાઇ રહ્યું હતું તે, દેવતાઓની સમક્ષ, શ્રીકૃષ્ણ બહાર આવતાંજ તેમના શરીરમાં પ્રવિષ્ટ થયું. તે સમયે દેવોને આનંદ થયો અને તેમણે શ્રીકૃષ્ણના ઉપર પુષ્પોની વૃષ્ટિ કીધી; અપ્સરા નાચવા લાગી; ગંધર્વાદિ ગાયન કરવા લાગ્યા; બ્રાહ્મણોએ સ્તવન કીધું; પાર્ષદગણ જયઘોષ કરવા લાગ્યા; સારાંશ, સર્વજણાએ આવી રીતે પરમાત્માને પોતપોતાના ગુણોથી સંતુષ્ટ કીધાં. તે વાદ્ય, ગીત, સ્તુતિ ઇત્યાદિકોનો ધ્વનિ બ્રહ્મદેવને સત્ય લોકમાં સંભળાયો, ત્યારે તે ત્યાં આવીને શ્રીકૃષ્ણનું માહાત્મ્ય જોઇને વિસ્મિત થયા.

હે રાજા ! તે અજગરનું ચામડું સુકાઇ ગયા પછી વૃંદાવનમાં નિવાસ કરનારા ગોપાલોને ઘણા વખત સુધી તે એક રમવાની ગુફાજ થઇ રહી હતી. કૃષ્ણે પોતાના પાંચમે વરસે ગોપાલોને અજગરરૂપ મૃત્યુથી નિર્મુકત કીધા, અને અજગરને સંસારરૂપ મૃત્યુથી મુકત કીધો. આ વૃત્તાંત ગોપાલોએ ગોકુલમાં ગયા પછી કૃષ્ણના છઠ્ઠે વરસે સર્વ લોકોને 'અમે આજેજ જોયુ' એમ કહ્યું. પાપમૂર્તિ અઘાસુર જેમના સ્પર્શથી પાપરહિત થઇને સરૂપતા મુકિતને પ્રાપ્ત થયો તે શ્રીકૃષ્ણની આવી કૃતિમાં કંઇ આશ્ચર્ય નથી. કારણ કે, તે સાક્ષાત્ પરમેશ્વરજ ! પરંતુ માયાથી તેમણે મનુષ્યનું સ્વરૂપ ધારણ કર્યું હતું. પ્રલ્હાદાદિ ભકતોએ તેમની મૂર્તિને મનમાં એકવાર ધારણ

કરી હતી વાસ્તે તેમને જે ઉત્તમ ગતિ આપતા હતા, તેજ પરમાત્મા પ્રત્યક્ષ અઘાસુરના મુખમાં પ્રવિષ્ટ થયા હતા, તો તેને મોક્ષની પ્રાપ્તિ થઈ એમાં આશ્ચર્ય જેવું શું છે. ?

એ પ્રમાણે વિચિત્ર કૃષ્ણચરિત્ર શ્રવણ કરીને રાજાએ પૂછ્યું કે, હે મહારાજ ! શ્રીકૃષ્ણે પાંચમે વરસે કરેલું કર્મ ગોપાલોએ છઠ્ઠે વરસે 'અમે આજેજ જોયું ' એમ કહ્યું ! તેથી મને ઘણું કૌતુક થાય છે. પરમાત્માની માયાનોજ આ ખેલ હોવો જોઇએ એમ મને લાગે છે; તે વિના આમ થવું અસંભવિત છે, વાસ્તે આ સંદેહ દૂર કરો. આપના મુખથી હરિકથામૃતનું પાન કરીએ છીએ તેથી અમે પોતાને ભાગ્યશાળી સમજીએ છીએ.

સૂત કહે છે હે શૌનકમુનિ ! એ પ્રમાણે રાજાએ પ્રશ્ન કરતાંજ શુકદેવજીને પરમાત્માનું સ્મરણ થયું અને તેમણે તેમની સર્વ ઇન્દ્રિયોની વૃત્તિ પોતાના તરફ આકર્ષણ કરી. કેટલાક વખત સુધી તેમને દેહભાન પણ નહોતું. બાદ જ્યારે તેમને માંડમાંડ બહિર્દૃષ્ટિ પ્રાપ્ત થઇ ત્યારે તેમણે રાજાના પ્રશ્નનો જવાબ આપવાનું શરૂ કીધું.

---

## ભાવાર્થદીપિકા.



આ અધ્યાયમાં શ્રી શુકદેવજીએ સૃષ્ટી પ્રારંભ વિધિ, પ્રાણિઓની ઉત્પત્તિ, તેમનો આચાર, સંસારવનમાં દુઃખ પ્રાપ્તિ તથા તેનો ઇશ કૃપાથી નાશ અને બાદ તેમની સાથે પરમાત્માનો જીવન્મુકતસમાન વિહાર ઇત્યાદિ ગૂઢતાથી વર્ણન કર્યું છે તે કિંચિત્ બતાવીએ છીએ. મૂળ અધ્યાયનો સારાંશ અને આ ભાવાર્થ બરાબર વાંચવાથી ખ્યાલમાં આવશે.

જે કલ્પમાં પરમાત્મા આ સુંદર સંસારરૂપી વનમાં અનંત ઉપભોગની ઇચ્છાની સાથે પોતાનું મન સંયુકત કરે છે તે સમયે, અત્યંત સૂક્ષ્મ એવા નાદથી સુઇ ગયેલા સકલજીવ સમૂહને પોતાની સાથે એકાએક જાગૃત કરે છે અને તેમની સાથે શ્રુતિકથિત માર્ગથી તે વનમાં પ્રવેશ કરે છે.

તે ચિદ્રુપ પરમાત્માની સાથે તે કોટયાવધિજીવો, પોતપોતાની અભિરૂચી પ્રમાણે ભિન્નભિન્ન આસ્વાદ આપનારા એવા ભોગ્ય (ભોગવવાને માટે યોગ્યસુખદુઃખાદિ) પદાર્થો ગ્રહણ કરે છે; અને પ્રારબ્ધથી જેમની ચિત્રવિચિત્ર ગતિ છે એવા ગો (ઇંદ્રિય) સમૂહને આગળ કરીને સંસારારણ્યમાં પ્રવેશ કરવાને નિકળે છે. તેમાં કેટલાક સાધુજીવ 'તે ગોપાલબાલકોની પેઠે' પોતાનો ગો (ઇન્દ્રિય) સમૂહ, ચિદ્રુપ પરમાત્માના ગો (વેદવાણી) ગણો સાથે બુદ્ધિવડે

નિયોજીત કરીને તેમની સાથે આ સંસારવનમાં સુખપૂર્વક ક્રીડા કરે છે; યાને ચિદ્રુપપ્રતિપાદક જે વેદનો ઉપનિષદ્રુપ શિરોભાગ તેમાં બુદ્ધ્યાદિ સકલ ઇન્દ્રિયસમૂહ લગાવી આનંદથી વિચરે છે. કેટલાક જીવો, પોતાનો **ગોગણ** (ઇન્દ્રિયસમૂહ) વેદગણુના કર્મકાંડની સાથે નિયુકત કરીને પોતાને અભિમત એવા અર્થની સાથે બાલ્યાદિ અવસ્થાથીજ ક્રીડા કરે છે. કેટલાક જીવો, સત્વાદિ ત્રિગુણોથી પર હોય છે તથા કાષ્ઠ મૃત્તિકાસુવર્ણાદીમાં સમબુદ્ધિવાળા હોય છે તથાપિ, લોકસંગ્રહ માટે પોતાનું શરીર સત્કર્મથી અલંકૃત કરે છે. તેવી રીતે કેટલાક પ્રાણી પોતાની રૂચી પ્રમાણે સકામ કર્મો કરી, તેમના ફળોથી પોતાનું શરીર શોભિવંત કરે છે, અને તેમાં જ પોતાની કૃતાર્થતા સમજે છે.

કેટલાક જીવો, પોતાના હૃદયમંદિરમાં પરમાત્મા આનંદ રૂપથી સ્થિત છે એમ જાણુતા છતાં પણ, ભકિતનું સુખ પ્રાપ્ત થવાને માટે ભિન્નતા સ્વિકારી કૌતુકથી સંસારારણ્યમાં વિહાર કરનારા શ્રીપતિને દૂર છે એમ માનીને તેમની પાસે જઇને, ગોપાલ બાલકોની પેઠે, નાના પ્રકારના વિહાર કરી આનંદથી તેમને સેવનદ્વારા સ્પર્શ કરે છે. આવી રીતે સત્વરજ તમોગુણા-ત્મક પ્રાણી, ભોગ્ય વસ્તુપર આશા રાખીને પરમાત્માને ભૂલી જઇ આ સંસાર વનમાં વિવશ થઇને રમમાણ થાય છે, તો તેમને પરમાત્મા અત્યંત દૂર હોય છે એ નિશ્ચયાત્મક સમજવું. અને ત્યાર બાદ તેમાંથી કેટલાક જીવો સંસાર અરણ્યમાં તેમની પ્રાપ્તિને માટે અહંભાવ યુકત થઇને દોડે છે તેપણુ યોગ્યજ છે. તેમ કેટલાક જીવો આનંદને પ્રાપ્ત થયા છતાં પણુ, ભ્રમર, બક, કોકિલ, હંસ, ચકોર, શુક, ભેક ઇત્યાદિ નાના પ્રકારના નામરૂપ સ્વે-ચ્છાથી અને દૈવથી ધારણ કરે છે, અને આ સંસાર વનમાં પોતાની ચેષ્ટાથી આનંદિત થઇને ગોવિંદને આનંદ આપે છે. એ સર્વભાવ, તે ગોપા-લોની નાના પ્રકારની વનમાં જતી વખતે જે ક્રીડા થઇ તે પરથી જાણી લેવું.

બીજા કેટલાક પ્રાણી, વિધિનિષેધનો પરિત્યાગ કરીને આ સંસારઅટ-વીમાં દેડકાંની પેઠે આમનેમ કૂદીને ગમેનેમ પોતાનો વ્યવહાર કરે છે. કેટ-લાક સત્પુરૂષો, તે ગોપાલોની પેઠે પ્રતિબિંબને જોઇને હસે છે. કારણ કે, પ્રતિબિંબ બિંબથી વસ્તુતઃ ભિન્ન નથી તથાપિ, ભિન્ન હોય તેમ દેખાય છે; આવી રીતે જાણીને હસે છે તે બરાબરજ છે. પ્રતિબિંબ સત્ય છે એમ માની મોહિત થયેલા પ્રાણીઓ, અસદ્વસ્તુની પ્રાપ્તિ માટે આ સંસાર વનમાં સદા ભ્રમણ કરી રહ્યા છે. તેમને બિંબ પ્રતિબિંબનો ઐકયભાવ સમજાતો

નથી, અને તે જાણવાને માટે પ્રયત્ન પણ કરતા નથી. યદ્યપિ તેમને મનુષ્ય શરીર પ્રાપ્ત થયું હોય છે તોપણ જન્માંતરના પાપ કર્મથી, તે સર્વદા વાંદરાની પેઠે અત્યંત ચંચલતા ધારણ કરે છે, અને જેવી રીતે તે વાંદરાઓ એક **आगम** (વૃક્ષ)નું ઉલ્લંઘન કરીને બીજા આગમ (વૃક્ષ) પર જાય છે, અને ત્યાંથી વળી ત્રીજા આગમ પર કુદે છે તદનુસાર આ પ્રાણીઓ પણ, **आगम** (વેદશાસ્ત્ર)ની મર્યાદા ઉલ્લંઘન કરીને સંસાર વનમાં આમતેમ વિચરે છે. આવી રીતે વૃંદારણ્યમાં વિહાર કરનારા શ્રીકૃષ્ણ પરમાત્માએ, સૃષ્ટિ ઉત્પત્તિનો ક્રમ તથા સંસાર વનમાં જીવોની ભિન્નભિન્ન વૃત્તિ કૌતુકથી સ્પષ્ટ કરી બતાવી છે. જે વૃત્તિઓનું અવલંબન કરીને અને તદનુસાર નાના પ્રકારની ચેષ્ટા કરીને ગોપાલોએ પરમાત્માની સાથે ક્રીડા કરી, તેમનું અખિલ ભાગ્યવર્ણન કરવાને માટે શેષ પણ અસમર્થ થાય, તો પછી મનુષ્યોની શી કથા ? કારણ કે, જે નિર્દ્વંદ્વ, અક્રિય, નામરૂપરહિત, પૂર્ણાનંદઘન અને શ્રુતિઓને પણ જેમનું સ્વરૂપ અજ્ઞાત છે એવા નિર્ગુણ પરમાત્મા, જે વ્રજવાસિઓના ઇન્દ્રિયોનો વિષય થયા, અને જેમની સાથે તેમણે નાના પ્રકારની ક્રીડા કરી, તેમનું ભાગ્ય વર્ણન કરવાને બ્રહ્મા પણ સમર્થ થાય નહિ. અસ્તુ ! હવે અધ્યાયના કથા ભાગ તરફ વળીયે.

તે ગોપાલ બાલકોને પ્રાચીન પુણ્યના અનુસાર પરમાત્માની સાથે વિહાર કરવાથી સુખ મળ્યું. પરંતુ તે ક્રીડામાં, પરમાત્માનો ઘણો પરિચય હોવાથી તેમને હાથે જે તેમનું અપમાન થયું તેથી તેમને દુઃખ આપવાને માટે **अघ** (પાપ)ની પ્રાપ્તિ થઇ. વસ્તુતઃ અઘાસુરનું આગમન ત્યાં આગળ થયું. પાપથી દુઃખ પ્રાપ્તિ અને અઘાસુર પાપની મૂર્તિ એ વાત પ્રસિદ્ધજ છે.

'ગોપાલ બાલકોની થતી આનંદક્રીડા તે અઘાસુરને સહન ન થઈ' તે યોગ્યજ. તેણે સર્પજાતિનું સ્વરૂપ ધારણ કર્યું હતું અને તદનુસાર તેનો સ્વભાવ બન્યો એમાં શું આશ્ચર્ય ! સર્પ કયારે બીજાનું સુખ જોઈ આનંદ માને છે? નહીંજ. તેમાં આ પણ ભાવ જાણવા લાયક છે કે, સંસારવનમાં જે લોકો વિષયોપભોગ કરે છે તેમનું સુખ **अघ** (પાપ) ને સહન થઈ શકતું નથી અને તે સાધુ, અસાધુ ઇત્યાદિ અખિલ લોકોનો ગ્રાસ કરવા માટે સમયની પ્રતીક્ષા કરતો હોય છે; જેમ તે અઘાસુર જોઇ રહ્યો હતો તેમ.

'અમૃતનું પાન કરનારા દેવો પણ તે અઘાસુરને જોઇને ઘણા ભય પામ્યા હતા' તેમાં એ ભાવ સમજવો કે, અઘ (પાપ) થી અધઃપાત થાય છે માટે તેનો ભય કેવલ મનુષ્યોનેજ થાય છે એમ નહી; પરંતુ સુધાપાન કરનારા દેવોને પણ થાય છે. કેમકે, '**क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति**' એ

ગીતાવચનાનુસાર, પુણ્ય ક્ષીણ થવાથી દેવોનું પણ સ્વર્ગમાંથી અધઃપતન યાને આ મર્ત્યલોકમાં આગમન થાય છે; અતએવ તેઓને અઘની ભીતિ નિશ્ચયાત્મક થાય છે.

કૃષ્ણ પરમાત્માએ, પોતાનો મ્હોટો ભાઈ બકાસુર તથા બ્હેન પૂતનાને મારી નાંખ્યા તેથી અઘાસુર કંસની આજ્ઞા લઈને અત્યંત વેગ અને ક્રોધથી તેમને તથા તેમના મિત્રાદિકોને મારવા માટે આવ્યો તે યોગ્ય છે એમ સમજવું. મનુષ્યને પ્રાણપ્રિય એવા ઇષ્ટ વિષયોનો વિયોગ થાય તો ઘણું દુઃખ થાય છે. તે નિયમાનુસાર, અઘાસુરને પોતાના ભાઇ બ્હેનનો વિયોગ દુસ્સહ થયો, અને તેમને મળવાની ઇચ્છાથી કૃષ્ણની પાસે જલ્દી આવ્યો. કારણ કૃષ્ણવિના, પૂતના તથા બકાસુરની મુલાકાત કરાવવાને કોણ સમર્થ છે? યાને તેને મારી સ્વર્ગમાં કોણ મોકલી શકે? કોઇપણ નહી.

'અઘાસુરે સર્પરૂપ કેમ લીધું'? તો, તેના મનમાં કૃષ્ણના પ્રાણવાયુનું પાન કરવાનો વિચાર હતો. પ્રાણ વાયુરૂપ છે અને વાયુ સર્પનું ભક્ષ્ય છે તે પ્રસિધ્ધ છે. પરંતુ તે મૂઢના ખ્યાલમાં આ વાત ન આવી કે, સકલ સર્પોનો રાજા જે શેષ તે પણ જેની સ્તુતિ કરે છે અને શરીરનીએ પલંગ સમાન થઇને પડેલો છે. કોઇપણ પ્રાણી પોતાથી વિશેષ સામર્થ્યવાળાની સ્તુતિ કરે છે અને તેની પાસે પોતાનું શરીર નમ્ર કરે છે. તે નિયમાનુસાર, પરમાત્મા શેષથી મહા સમર્થ હોવા જોઇએ. તો, તેમનાપર મારો પ્રભાવ કેમ ચાલશે? તમોગુણના આધિક્યથી મનુષ્યમાં વિવેક શૂન્યતા થાય છે, તો પછી તમોગુણની મૂર્તિ એવા સર્પમાં વિવેક કેમ હોઇ શકે? નહીંજ.

'અઘાસુરે ધારણ કરેલા સર્પમુખને જોઇને, ગોપાલબાલકો તેનાપર ઉત્પ્રેક્ષા કરવા લાગ્યા' તેપરથી એમ સમજવું કે, પૂજ્યમહર્ષિ વ્યાસજીએ તે નિમિત્તથી સંસારરૂપ કાલસર્પના મુખનું વર્ણન કરેલું છે. કારણ કે, સંસારરૂપ સર્પના મુખને જોઇને મનુષ્યોની બુદ્ધિને એવોજ ભ્રમ ઉત્પન્ન થાય છે અને તેઓ તેમાં પ્રવેશ કરે છે. તથા પરમાત્મા, આલસ્ય છોડીને પોતાના ભક્તોને તે કાલના મ્હોઢામાંથી પ્રયત્નપૂર્વક બચાવે છે, એ વાત સ્પષ્ટ પ્રતીત થાય છે. સારાંશ, આ સંસારમાં જેને જેને જન્મ પ્રાપ્ત થયો છે તેને તેને કાલસર્પ હમેશા ખાવાની ઇચ્છા કરે છે. આવી રીતે બુદ્ધિમાન પુરૂષે જાણીને અભયતાને માટે યદુપતીની સાથે સખ્યત્વ કરવું. અઘ (પાપ) એવું કેવળ તેનું નામ હતું છતાં તેનાથી તેનું રૂપ કેટલું ભયંકર બન્યું કે ન પૂછો! તો પછી પ્રત્યક્ષ પાપનું સ્વરૂપ કેટલું ભયપ્રદ હશે? આવી રીતે વિચાર કરીને મનુષ્યોએ ઇશ્વરને શરણ જવું.

'ગોપાલોએ અઘાસુરને ઓળખ્યો નહીં' તેનો હેતુ એમ સમજવો કે જે વાત કદી કોઇએ જોઈ યા સાંભળેલી નથી તે વાત, કદાચ તેના જોવામાં આવી અને તેણે ખૂબ સારી રીતે નિરીક્ષણ કરી હોય તોપણ, તે તેને ઓળખી શકતો નથી એ વાત પ્રસિદ્ધ છે. એ નિયમાનુસાર, ગોપાલોને પુણ્યનો અનુભવ હતો; પરંતુ તેમણે પાપ કદી જોયું નહોતું. તો પછી તે અઘને (પાપને, વસ્તુતઃ તે નામક રાક્ષસને) કેમ જાણી શકે ! નહીજ.

'ગોપાલબાલકોએ ટાળી વગાડી તથા તેઓ મોટેથી હસવા લાગ્યા,' તેનો હેતુ નીચે મુજબ છે. જે વખતે અઘ (પાપ)નો ઉદય થાય છે તે વખતે પરમાત્મા દૂર હોય છે, અને જ્યારે પરમાત્મા પાસે હોય છે ત્યારે અઘ (પાપ)નો પત્તો પણ કદી લાગતો નથી કે, કયાં છે ! પણ આજે તો બન્નેની (અઘ અને ઇશ્વરની) મુલાકાત એક ઠેકાણે થઇ, આ મોટો ચમત્કાર અમારે નજરે પડયો. એ વિચારથીજ કે શું ગોપાલબાલકોએ આનંદથી ટાળી વગાડી. તથા તેમને એમ પણ લાગ્યું કે, અઘ (પાપ)નો નાશ કરનારા પરમાત્મા તો અમારા અંતરમાં રહ્યા છે, છતાં તેની પરવા ન રાખતાં, આ અઘ (રાક્ષસ) અમારી સન્મુખ આવી ઉભો રહ્યો છે તો આ તેની કેટલી ઉદ્ધતાઈ છે તે જુઓ ! આ વિચારથી માનો તેઓ પરમેશ્વરના મ્હોંઢા સામું જોઈ મોટમોટેથી હસવા લાગ્યા એમ પ્રતીત થતું હતું.

'તે બાલકોએ નિઃશંક રીતે તે અઘ સર્પના મુખમાં પ્રવેશ કરીને' આ વાત વિદિત કરી કે, શ્રીપતિના ચરણ કમળોનું સેવન કરનારા ભક્તજનોને દુરંતવીર્ય એવા કૃતાંતથી પણ ભીતિ હોતી નથી અને તેઓ દુઃખી થતા નથી.

તે બાલકોની પેઠે જે અજ્ઞાની હોય છે તેઓજ આ સંસારરૂપી સર્પના ઉપર એ સર્પ નથી એમ મિથ્યા બુદ્ધિ ધારણ કરે છે; તેમનેજ તેની રમણીયતા લાગે છે, અને તેઓજ વારંવાર તે સંસારને સર્પની ઉત્પ્રેક્ષા આપી જુએ છે; તથા તેમનેજ તેમાં પ્રવેશ કરવાની બુદ્ધિ થાય છે અને શીઘ્રતાથી પ્રવેશ પણ તેઓ કરે છે. જેમને યથાર્થ દૃષ્ટિ પ્રાપ્ત થઈ નથી તેઓનેજ આવી કલ્પના થાય છે; યથાર્થ રીતે જાણવાવાળા કદી આવી કલ્પના કરતા નથી. પરમાત્માએ તેમનું મિથ્યા ભાષણ સાંભળ્યું પણ તે સર્પને યથાર્થ સ્વરૂપથી ઓળખ્યો પરંતુ 'દૈવગતિ વિચિત્ર છે એમ સમજીને પરમાત્મા વિસ્મય પામ્યા'. કેમકે, હું પ્રતિક્ષણમાં આ બાલકો તથા વત્સાદિકોનું સારી રીતે રક્ષણ કરૂં છું તોપણ, આ સઘળા દૈવયોગથી આજે અઘ (પાપ, વસ્તુતઃ અઘાસુર)થી આવૃત થયા. તે પરથી દૈવ અનુલ્લંઘનીય

છે એ વાત સ્પષ્ટ થાય છે. તથા તે દિવસે, શેષના અવતાર બલરામ સાથે ન હોવાથી તે અઘાસુરે તે બાલકોને ભ્રમ ઉત્પન્ન થાય એવી સર્પાકૃતિ ધારણ કરીને તેમનો ગ્રાસ કર્યો અસ્તુ !

સંસાર રૂપી અરણ્યમાં પોતાના ગો (ઇન્દ્રિય) સમૂહનું લાલન કરી જે વિહાર કરે છે તેને અઘનો (પાપનો) જરૂર સ્પર્શ થાય છે. એ વાત, અઘાસુરે ગો સમૂહનું રક્ષણ કરનારા ગોપાલ બાલકોનો ગ્રાસ કરી સ્પષ્ટ બતાવી છે. પરમાત્મા દયાનિધિ હોવાથી સાર્વકાલ સર્વત્ર પોતાના ભક્તોની રક્ષા કરે છેજ. તથાપિ તે જો અઘ (પાપ) થી ગ્રસ્ત થયા હોય તો, તેમનું રક્ષણ કરવાને માટે તે અત્યંત શીઘ્રતાથી દોડી આવે છે. આ વાત, શ્રીકૃષ્ણ પરમાત્માએ ગોપાલો તથા વત્સોની અઘ (દૈત્ય) થી રક્ષા કરવાને માટે તેના મુખમાં શીઘ્ર પ્રવેશ કરી વ્યક્ત કરી છે. અથવા બકાસુરના ગળામાં તો એકલા મ્હેંજ પ્રવેશ કરીને ક્રીડા કરી હતી, પરંતુ તેમાં કંઈ વિશેષ કૌતુક કરવા જેવું નથી, એમ વિચારીને આ સમયે, પોતાના સર્વ મિત્રોની સાથે અઘાસુરના મ્હોઢામાં ક્રીડા કરવાને માટે તે પરમાત્માએ પ્રવેશ કર્યો એમ જણાય છે. કિંવા, 'અઘાસુરના મ્હોઢામાં પ્રવેશ કરતા પરમાત્માએ આ ભાવ બતાવ્યો' કે, આ લોકમાં જે કોઇ મારૂં નિરલસતાથી નિરંતર ધ્યાન કરે છે તેના હૃદયમાં હું શીઘ્ર સ્થિત થતો નથી, અને કદાચ આવિર્ભૂત થયો તો પણ વીજળી સમાન ક્ષણમાત્રજ. પરંતુ જે કોઈ પોતાના હૃદયમાં મારા ભક્તજનોને ઉત્તમ રીતે ધારણ કરે છે તે ભલે અઘ (પાપ) રૂપ હોય ! તથાપિ તેના સ્વરૂપમાં હું શીઘ્રતાથી મૂર્તિમાન પ્રવિષ્ટ થાઉં છું, એમ નિઃસંશય સમજવું.

'તે અઘાસુરના કંઠમાર્ગનો નિરોધ કરીને પરમાત્માએ એ ભાવ બતાવી આપ્યો' કે, જે કોઇ દુષ્ટ મારો તથા મારા ભક્તોનો દ્વેષ કરશે તેના સર્વ પ્રાણોનો આવી રીતેજ નિરોધ કરીશ કે, જેથી તેનો શીઘ્ર નાશ થઇ જાય.

'મસ્તકદ્વારથી તેના પ્રાણ તથા ઇન્દ્રિયો બહાર ચાલ્યા ગયા' તેનું કારણ એ હતું કે, અમારૂં દ્વાર આ કૃષ્ણે બંધ કર્યું છે તો અમે તેનાં દ્વારથી બહાર નિકળી જશું. શરીરમાં પરમાત્માનો મસ્તકનાં દ્વારથીજ પ્રવેશ કહેલો છે, તેથી તેનું દ્વાર થયું; તેનો ભેદ કરી તેઓ બહાર પડયા. પ્રાણોએ પરમાત્માને પૂછયું કે, અમે તમારો શો અપરાધ કર્યો કે જેથી અમને અને અમારા ફરવાના માર્ગને તમે રોકી રાખ્યા ? પરમાત્માએ કહ્યું કે, તમારી સ્થિતિ અઘ (પાપ) માં છે માટે તમારો નિરોધ કરવો એજ તમને દંડ યોગ્ય છે.

પ્રાણોએ કહ્યું કે, જો એમ હોય તો અમે અહિંથી ચાલ્યા જઇએ છીએ. આટલું કહીને તેમણે પાપી અઘાસુરના શરીરમાંથી ગમન કર્યું. પાપીનું જીવન, પ્રાણધારણ વ્યર્થજ છે એમ સમજવું.

વત્સસહિત સર્વ બાલકોને અઘાસુરના મુખમાંથી એકદમ નિર્મુકત કરી પરમાત્માએ પોતાના '**सद्वृंदावनविहार**' (ઉત્તમ વૃંદાવનમાં વિહાર કરવાની લીલા, અને બીજા અર્થમાં, સદ્‌ભકત સમુહની રક્ષા કરવાની લીલા)ની અન્વર્થતા યથાર્થ રીતે લોકોમાં પ્રસિદ્ધ કરી બતાવી. એટલુંજ શું! પણ અઘાસુરને મુકિત આપીને પોતાના મુકુંદ નામની પણ સફલતા પ્રગટ કરી. '**मुक्तिं ददातीति मुकुंदः**' એવી તેમના નામની વ્યુત્પત્તિ છે. બીજું પણ જુઓ! શરીરમાં હૃદય સ્થાનમાંથી એકસોએક નાડીઓ નિકળી છે; તેમાંથી એક જે મસ્તકની તરફ ઉપરના ભાગમાં ગએલી છે, તેનું નામ સુષુમ્ના. તે માર્ગથી ગમન કરનારને અમૃતત્વની પ્રાપ્તિ થાય છે, અને તે શિવાયની બીજી કોઇપણ નાડીમાંથી પ્રાણ નિકળી જાય તો તેને આ સંસારમાં પાછું આવવું પડે છે. એમ શ્રુતિમાં વર્ણવેલું છે તો, અઘાસુરના પ્રાણ બ્રહ્મરંધ્રનો ભેદ કરીને નિકળી ગયા પછી તેને સંસારની પ્રાપ્તિ કેમ થાય! નહીજ.

પરમાત્મા સત્યથીજ પ્રાપ્ત થાય છે પણ કપટથી નહિ સુંદર બકવૃત્તિ (કપટવૃત્તિ) ધારણ કરી હોય અગર અંતરમાં અઘ (પાપ) અને બહારથી અજગરવૃત્તિ (અવધૂત વૃત્તિ) ધારણ કીધી હોય તોપણ પરમાત્માનો લાભ થતો નથી; કિંતુ બકાસુર અને અજગરશરીરધારી અઘાસુરની પેઠે તે પ્રયત્ન નિષ્ફળ થાય છે. શું પરમાત્મા તેમના હાથમાં આવ્યા? નહિંજ. ઉલટા તેઓજ માર્યા ગયા. એમ સમજીને નિષ્કપટતાથી તેમની આરાધના કરવી એ ભાવ આ ચરિત્રઉપરથી જાણવો જોઇએ.

તે અઘાસુરના શરીરમાંથી એવું પ્રચંડ તેજ નિકળ્યું કે, જેથી અખિલ દિશા ઉજ્જવળ થઈ.' બરાબર છે? પરમાત્માએ તેના અંતરમાં પ્રવેશ કરીને તેને નિષ્પાપ કર્યો. માટે તે નામરૂપ વિરહિત થઇને તેજોમય બન્યો અને બ્રહ્મદેવાદિ સકલ દેવોના વિસ્મયનું સ્થાન બન્યો, તે યોગ્યજ છે. જેમણે નિરંતર પરમાત્માના પદનું ચિંતન કર્યું છે તે સંસારરૂપી સર્પના અંતરમાં રહ્યા હોય તોપણ, તેમને વિષયરૂપ વિષની પીડા થતી નથી, અને તે નિઃસંશય જીવન્મુકત અવસ્થાને પ્રાપ્ત થઇને અત્યંત કૌતુકથી વિચરે છે. એ વાત, સર્પના મ્હોઢામાં જઇને પણ તે ગોપાલ બાલકોને વિષની પીડા ન થઈ તેપરથી સ્પષ્ટ થાય છે.

'તે અજગરના ચર્મની ગુફામાં કેટલોક સમય તે ગોપાલો ક્રીડા કરતા

હતા;' તેમાં એ ભાવ પ્રતીત થાય છે કે, જે જીવ નિષ્પાપત્વ સંપાદન કરીને અચ્યુતપદનું નિરંતર ધ્યાન કરે છે, તેઓ અલ્પ સમયમાં જીવન્મુક્ત થાય છે અને પ્રારબ્ધથી બાકી રહેલો તેમનો સંસાર તેમને દુઃખપ્રદ થતો નથી. એટલુંજ નહિ! પણ સંસારમાં તેમની ક્રિડા દગ્ધાંકુર ન્યાયથી નિષ્ફળ થાય છે. આવી રીતે વ્યાસજીના વચન ઉપરથી સ્પષ્ટ પ્રતીત થાય છે. શ્રુતિમાં પણ કથન કરેલું છે કે, જે જીવન્મુક્ત દશાને પ્રાપ્ત થયા છે તે યદ્યપિ કર્મ કરતા હોય તોપણ, બીજા લોકોની પેઠે તેઓ પાપ અગર પુણ્યથી લેપાયમાન થતા નથી; એ ભાવ પણ ગોપાલોની ક્રીડા પરથી સ્પષ્ટ થયો. કારણ કે, તેમની વૃંદાવનમાં અઘ શરીરની સાથે જે ક્રીડા થઈ અને શ્રીપતિને પ્રીતિપ્રદ જે ક્રીડા થઇ તેનાથી તેઓ પણ પાપપુણ્યથી લિપ્ત ન થયા.

આવી રીતે આ અધ્યાયમાં, પ્રાતઃકાલમાં બાલકોને જગાડવાના બહાનાથી કલ્પાદિસૃષ્ટીનો ક્રમ, તેમની ક્રીડાના મિષથી સદસત્ જીવોની પ્રવૃત્તિ, તથા અઘનો ગ્રાસ અને નાશ કરવો અને તેનાથી મુકતતા કરવી, ઇત્યાદિક નિમિત્તોથી પાપનું નિર્દલન અને મૃત્યુનો નાશ, તથા તેના ચર્મની ક્રીડા વર્ણન કરીને જીવન્મુકત દશા, ઈત્યાદિ પોતનો ભાવ, પરમાત્માએ માયાથી બાલરૂપ ધારણ કરી ક્રીડામાં સ્પષ્ટ કરી બતાવ્યો. તે શુકાચાર્યના મુખથી શ્રવણ કરીને રાજા પરમ વિસ્મિત થઇ પોતાને ધન્યવાદ આપવા લાગ્યો.

॥ इति शिवम ॥

## અધ્યાય તેરમો.

**त्रयोदशेऽहरद्ब्रह्मा वत्सान्पालांश्च मायया ।**
**तदा तत्सर्वरूपोऽभूत् कृष्णः पूर्ववदाचरत् ॥**

અર્થઃ—આ તેરમા અધ્યાયમાં, વત્સ અને વત્સપાલોનું બ્રહ્મદેવે હરણ કર્યું તે વખતે શ્રીકૃષ્ણે પોતાની માયાથી તે સર્વેના રૂપ ધારણ કરી એક વરસ સુધી પહેલા પ્રમાણે બાળલીલા કરી, એની કથા વર્ણવેલી છે.

શુકદેવજી બોલ્યા કે રાજા! ત્હેં સારો પ્રશ્ન કર્યો. પરમાત્માનું ચરિત્ર વારંવાર તું શ્રવણ કરે છે તોપણ તેને નૂતન સ્વરૂપ પ્રાપ્ત કરી આપે છે. સત્પુરૂષો સાર ગ્રહણ કરનારા હોય છે. અતએવ તેમને, પરમાત્માનું ચરિત્ર ઘણીવાર સાંભળ્યું હોય તોપણ, પ્રત્યેક ક્ષણે નવીનજ લાગે છે. જેવી રીતે લંપટ પુરૂષોને કામિનીઓની વિલાસ વાર્તા ગમે તેટલીવાર સાંભળી હોય

તોપણ પ્રત્યેક ક્ષણે નવીન જેવી લાગે છે. હે રાજા ! તું મહાભગવદ્ભક્ત છે માટે હું તને ગુહ્ય વાત પણ કહું છું. સારા શિષ્યની આપણા ઉપર ઘણી પ્રીતિ છે એમ જોઇને ગુરૂ તેને ગુહ્ય વાત પણ કહે છે. હવે તું એકાગ્રમન કરી સાંભળ.

અઘાસુરના મ્હોંઢામાંથી વાછરડાં અને ગોપાલબાલકોનું રક્ષણ કરીને પરમાત્માએ તેમને જમુના કિનારે લાવી એમ કહેવા લાગ્યા કે, હે મિત્રો! આ જમુનાનો કાંઠો ઘણો સુંદર છે; અહીંની રેતી કેટલી સ્વચ્છ અને કોમળ છે તે જુઓ! પ્રફુલ્લિત થએલાં કમળોના સુગંધથી લુબ્ધ થઇ ગએલા ભ્રમરોના તથા પક્ષિઓના શબ્દોના પડછંદાઓથી આ પ્રદેશ કેવા સુશોભિત અને આનંદકારક દેખાય છે! ઘણો વખત થઇ ગયો છે, આપણને ભુખ સારી લાગી છે વાસ્તે અહીંજ આપણે ભોજન કરીશું. વાછરડાંઓ અહીંજ પાણી પીને આસપાસ ખડ ખાશે. બાલકોએ 'ઠીક છે, અહીંજ ભોજન કરીશુ' એમ કહ્યું અને વાછરડાંઓને પાણી પીવરાવી જ્યાં લીલું લીલું અને કુમળું ઘાસ હતું ત્યાં ચરવાને છોડી દીધા, અને ઘેરથી લાવેલા શીંકાં છોડીને ભગવાન્ કૃષ્ણની સાથે જમવાને બેઠા. તેમના મોઢાં કૃષ્ણની સામે અને દૃષ્ટિ પ્રફુલ્લ દેખાતી હતી. કમલની પેઠેજ તેમની બેસવાની રચના સુંદર જણાતી હતી. કેટલાક ગોપાલોએ ફુલની પાંખડીઓનું જમવાને પાત્ર બનાવ્યું હતું; કેટલાક પત્રાવળ, કેટલાંક શીંકાં, અને કેટલાક ઝાડોની છાલનાં તથા પત્થર વગેરેના વાસણ કરીને જમતા હતા. કૃષ્ણ સમેત તે સર્વ ગોપાલબાલકો પોતપોતાના જમણના પદાર્થોના નોખા નોખા સ્વાદ પરસ્પરને ચખાડી રહ્યા હતા, તથા હસતા હતા અને મશ્કરી કરીને બીજાને પણ હસાવતા હતા. આવી રીતે તેમનો ભોજન સમારંભ ચાલી રહ્યો હતો એટલુંજ નહિ પણ, પરમાત્મા પોતાને હાથે ગોપાલબાલકોના મુખમાં પોતે લાવેલા અનાજના કોળિઆ આપતા હતા.

આવી રીતે યજ્ઞભોક્તા પરમેશ્વરનું ગોપાલબાલકો સાથે ચાલેલું આનંદથી ભોજન વિમાનોમાંથી દેવો જોઇ રહ્યા હતા. તેમને એમ લાગ્યું કે, અંહીનો પ્રસાદ જો આપણને મળશે તો આપણી પણ માયા ચક્રથી મુક્તતા થશે. પણ તે પ્રસાદ આપણને શી રીતે મળે ? ત્યારે તેમણે એવો વિચાર કર્યો કે, આપણે માછલાઓનું રૂપ ધારણ કરી જમુનાના જલમાં જઇ રહેવું; એટલે શ્રીકૃષ્ણ સર્વ મિત્રોની સાથે ત્યાં આગળ હાથ ધોવાને માટે આવશે ત્યારે, તેમના હાથને ચોંટી રહેલા અનાજના કણ જે પાણીમાં પડે તે આપણને મળશે અને તેથી કૃતાર્થ થઇશું. આવી યુક્તીથી પરમાત્માનો

પ્રસાદ મેળવવાને માટે દેવો જમુનાના જળમાં મત્સ્યરૂપ ધારણ કરીને રહ્યા, પણ આ હકીગત ભગવાન્ જાણી ગયા. તેમણે ભોજન થયા પછી, સર્વ ગોપાલબાલકો જમુનાપર પાણી પીવાને માટે તથા હાથ ધોવાને માટે જશે તેથી તેમને આવી રીતે કહ્યું કે, હે મિત્રો! આજે જમુનાજીપર કોઇએ જવું નહિ. તરસ લાગે તો છાસ અગર દુધ પીવું, તથા હાથ પણ કામળાને લુંછવા, પણ જમુનાના જળનો સ્પર્શ ન કરવો. બાલકે એ પૂછ્યું, આમ કેમ? શ્રીકૃષ્ણે કહ્યું, ત્યાં એક પિશાચ્ય છે તે તમને પકડી દુઃખ આપશે, માટે કહું છું કે ત્યાં જવું નહિ. આમ કહેવાથી કોઇપણ જમનાજીપર ગયું નહિ અને દેવોની નિરાશા થઇને તે સઘળા પાછા પોતપોતાને સ્થાને ચાલ્યા ગયા.

તે તરફ વાછરડાંઓ ચરતાં ચરતાં ખડના લોભથી વનની અંદર દૂર ચાલ્યાં ગયાં તેનો કોઇને ખ્યાલ ન રહ્યો. જ્યારે તે ક્યાંઇપણ જોવામાં નહિ આવ્યાં ત્યારે તો ગોપાલબાલકો ભયભીત થઇ કહેવા લાગ્યા કે, હે કૃષ્ણ! ભોજનના આનંદ પ્રસંગમાં આપણને વાછરડાંઓનું સ્મરણ ન રહ્યું. હવે તેઓ ક્યાં અને કેટલા દૂર ગયા હશે કોણ જાણે! કૃષ્ણે કહ્યું, બીગો નહિ. ગમે ત્યાં અને ગમે તેટલાં દૂર ગયા હશે તોપણ તેમને શોધીને હું લઈ આવું છું; તમારૂં ભોજન ચાલવા દો. એમ કહીને ભગવાન્ શ્રીકૃષ્ણ, હાથ પર દહીંભાત લઇને તથા બગલમાં શૃંગ અને લાકડી પકડીને, અને પહેરેલ વસ્ત્રમાં મોરલી ખોસીને વાછરડાંને શોધવાને સારૂ પર્વત, ગુફા, કુંજ ઇત્યાદિ સ્થાનોમાં ફરવા લાગ્યા

કૃષ્ણે અઘાસુરને મુક્તિ આપી તે ચમત્કાર જોઇને બ્રહ્મદેવને પ્રથમ વિસ્મય થયો હતો. તેથી તેમના મનમાં ફરીથી પરમાત્મા કૃષ્ણની પરીક્ષા કરીને બીજા પણ કેટલાક સુંદર ચમત્કારો જોવાની ઇચ્છા થઇ, અને તેથી તેમણે ત્યાંથી વાછરડાંઓને અને અહીંથી ગોપાલબાલકોને મોહિત કરી તે વનમાંથી બીજા સ્થલમાં લઈ જઇને રાખ્યા, અને પોતે ગુપ્ત થયા. તે તરફ વાછરડાં જોવામાં નહિ આવ્યા તેથી શ્રીકૃષ્ણ પોતાના મિત્રો જ્યાં ભોજન કરતા હતા ત્યાં પાછા આવ્યા પરંતુ ત્યાં પણ તેઓ જોવામાં ન આવ્યા. ત્યારે એ બન્નેને શોધવા માટે વનની અંદર ચારે કોર ફરવા લાગ્યા. જ્યારે તે બન્ને ક્યાંઇ પણ જોવામાં ન આવ્યા ત્યારે ‘એ સઘળું બ્રહ્મદેવે કર્યું છે’ એમ તેમણે જાણ્યું, અને વાછરડાં તથા ગોપાલબાલકોની માતાઓને આનંદ આપવા માટે, તેમ બ્રહ્મદેવનો પણ સંતોષ કરવાને સારૂ તે બધાનાં સ્વરૂપ પોતે ધારણ કર્યાં. તે વાછરડાં તથા ગોપાલબાલકોનાં

શરીર જેટલાં ન્હાનાં મોટાં, સ્થૂલકૃશ હતાં અને જેવા તેમના હાથ પગ, વસ્ત્રાલંકાર, ગુણ, સ્વભાવ, નામ, રૂપ, વય, લાકડી, શીંગડી, વેણું, શીંકાં વગેરે હતાં તથા જેવી તેમની વિહારાદિકની રૂચી હતી તે પ્રમાણેજ પોતે બધું ધારણ કર્યું. તે સમયે માનો 'સત્રગ્ર જગત્ વિષ્ણુમય છે' એવી વેદની વાણી પ્રત્યક્ષ પ્રગટ થઈ એમ લાગ્યું. હવે જુઓ!

વાછરડાં કૃષ્ણ, ગોપાલબાલકો પણ કૃષ્ણ, ક્રીડાના સાધનો પણ કૃષ્ણ. આવી રીતે સર્વરૂપે બનેલા કૃષ્ણ, પોતેજ પોતાનાં રૂપ વત્સ અને પોતાનાં રૂપજ ગોપાલબાલકોને પાછા વળાવી તેમની સાથે પોતાનાં રૂપજ ક્રીડાના સાધનોથી રમતાં રમતાં ગોકુલમાં પ્રવિષ્ટ થયા. કૃષ્ણે તે તે વાછરડાંઓને નોખનોખાં પાડી તેઓને તેમના તેમના ઘરના ગોડામાં બાંધી તેમના તેમના બાલકોના સ્વરૂપથી ઘરમાં પ્રવેશ કીધો. મોરલીનો ધ્વનિ શ્રવણ કરીને તેમની માતાઓ ઉતાવળથી ઉઠીને આવી અને એમને પોતાનોજ પુત્ર છે એમ માની તેમણે પરબ્રમ્હનેજ બાહુથી આલિંગન આપ્યું, તથા તેમને સ્તનપાન કરાવવા લાગી. હે રાજા! આવી રીતે નિત્ય નિયમાનુસાર શ્રીકૃષ્ણ પોતાના આચરણથી માતાને આનંદ આપતા. અને તેઓ પણ સ્નાન, લેપન, વસ્ત્રાલંકાર, તિલક, ભોજન ઈત્યાદિ ઉપાયોથી તેમનાં લાડ લડાવવા લાગ્યા. ગાયો પણ ગોડામાં પોતાના હુંકાર શબ્દ કરવા લાગી અને વાછરડાં પણ પોતાની માએ બોલાવ્યા હોય તેમ આવ્યા, ત્યારે ગાયો તેમને ચાટવા લાગી અને ધવરાવવા લાગી. ગાયો અને ગોપીઓનો માતૃભાવ તો પૂર્વના જેવો તો રહ્યો પણ આ સમયે તેમના પર સ્નેહ વધતો ગયો; કારણ કે તે બધાં રૂપ શ્રીકૃષ્ણેજ લીધાં હતા. શ્રીકૃષ્ણનો પણ, તે ગાયો તથા ગોપીઓ સાથે, પૂર્વની પેઠે, તેમના વાછરડાં અને પુત્રોની સમાન વર્તાવો હતો, પરંતુ 'આ મારી મા છે અને હું એનો પુત્ર છું' એવી ભાવના તેમના મનમાં નહોતી. કારણ કે, આ બધાં સ્વરૂપો પરમાત્માએ કપટથી લીધાં હતા.

એક વર્ષ સુધી સર્વ ગોપાલોની પોતાના પુત્રો સંબંધી પ્રેમવલ્લી પ્રતિદિન અમર્યાદતાથી વૃદ્ધિંગત થતી ગઈ. આવી રીતે વાછરડાં અને ગોપાલબાલકોના સ્વરૂપથી અરણ્યમાં અને ગૌશાળામાં, પોતેજ પોતાના સ્વરૂપને પાલન કરતાં અને ક્રીડા કરતાં, એક વર્ષ સુધી રહ્યા. વર્ષ પૂરૂં થવામાં પાંચ કે છ રાત અધુરી હતી, ત્યારે એક દિવસે ભગવાન બલભદ્ર સહિત વાછરડાંઓને ચારવા સારૂ વનમાં ગયા હતા તે વખતે ગોવર્ધન પહાડ પર જે ગાયો ચરતી હતી તેમણે ગોકુલ પાસે ચારો ખાતાં વાછરડાંઓને દીઠાં અને ત્યાંથી તેમના મોહથી એવી દોડી કે, ગોવાળો તેમને

રોકતા હતા તોપણ તેમને ન ગણકારતાં પોતાના મુખ અને પુંછડાં ઉંચા કરીને હુંકાર કરતી તે બધી ગોકુલ પાસે આવી પહોંચી. તેમણે પોતાને નૂતન પ્રસૂતી થઇ હતી તોપણ, પ્રથમના વાછરડાંઓને (કૃષ્ણ સ્વરૂપને) દુધપાન કરાવ્યું અને પ્રેમથી તેમના શરીર એવા જોરથી ચાટવા લાગી કે, જાણે વાછરડાંઓનાં શરીરને ગળી જતી હોય નહિ શું? એવોજ ભાસ થતો હતો. ગોપાલો તેમની પછવાડે જવાને સારૂ તથા વાછરડાંઓને ન પિવરાવવા માટે અત્યંત ક્રોધથી દોડતા આવ્યા તો, તેમના પુત્ર જે વાછરડાંઓની રક્ષા કરવાને માટે આવેલા હતા તેમને જોયા. તેમના દર્શનથી તેઓના મનમાં પ્રેમ ઉત્પન્ન થયો અને ક્રોધ મટી ગયો, તથા તેમને આલિંગન આપીને મસ્તક સુંઘ્યું ત્યારે તેઓને પરમઆનંદ થયો. બાદ તેઓ માંડમાંડ કષ્ટથી પાછા આવ્યા.

એ પ્રમાણે જોઇ બલભદ્ર વિચાર કરવા લાગ્યા કે, વાછરડાં મોટાં થાય અને તેમનું દુધપાન કરવું છુટી જાય ત્યારે ગાયોની તેમનાપર પ્રીતિ કમી થતી જાય છે, પરંતુ અંહિ ગોકુલમાં તો ઉલટોજ પ્રકાર દેખાય છે. વાછરડાં અને બાળકો મોટા થયા તોપણ તેમના ઉપર માતાપિતાનો પ્રેમ દિવસે દિવસે વધતો જાય છે તેનું શું કારણ? તે સમજાતું નથી. પહેલાં સર્વ ગોકુળવાસી લોકોનો પ્રેમ અને મારો પ્રેમ એક શ્રીકૃષ્ણના ઉપરજ હતો. પરંતુ હમણાં તો સઘળાં વાછરડાંપર અને બાલકોપર તેવોજ પ્રેમ વધતો જાય છે એ શો ચમત્કાર હશે? શું આ દેવતાઓની, દૈત્યોની કે મનુષ્યોની માયા છે? નહિ. તેમની માયાથી મને કદી પણ મોહ ન થાય. પરંતુ જે અર્થે હું પણ મોહિત થાઉં છું તે અર્થે તે શ્રીકૃષ્ણનીજ હોવી જોઇએ. એ પ્રમાણે વિચાર કરી બળભદ્રે જ્ઞાનદૃષ્ટિથી જોયું તો ત્યાં સઘળાં વાછરડાં અને બાળકો શ્રીવિષ્ણુરૂપ તેમના જોવામાં આવ્યા. પછી તેમણે કૃષ્ણને પુછ્યું કે, હે કૃષ્ણ! દેવતાઓએ બાલકોનો અને ઋષિઓએ વાછરડાંનો અવતાર લીધો છે એ મારા જાણવામાં છે. પરંતુ હમણાં એમને જોઉં છું તો તે બધા ગોપાલ અને વાછરડાં તમેંજ બન્યા છો એમ દેખાય છે, તો એમાં જે સત્ય હોય તે મને ચોખ્ખું જણાવો. ત્યારે કૃષ્ણે સઘળી વાત સંક્ષેપથી કહી અને બલભદ્ર પણ બધું સમજી ગયા.

આ વાતને પાંચ છ દિવસ થયા પછી બ્રહ્મદેવ વિમાનમાંથી ત્યાં આવીને જોવા લાગ્યા તો, શ્રીકૃષ્ણ આગળની પેઠેજ પોતાના સોબતિઓ સાથે ક્રીડા કરી રહ્યા છે એમ જોવામાં આવ્યું. તેઓ પોતાના કાળ પ્રમાણે એક ત્રુટીમાં એટલે ચપટી વગાડવાને જેટલો વખત લાગે છે તેટલા વખતમાં પાછા આવ્યા, પરંતુ તેટલામાં તો મનુષ્યનું એક વર્ષ વીતી

ગયું હતું. તે જોઇને બ્રહ્મા પોતાના મનમાં વિચાર કરી કહેવા લાગ્યા કે, ગોકુળના જેટલા બાળકો અને વાછરડાં મ્હેં હરણ કર્યાં છે તે બધાં મારી માયારૂપી શયનમાં સુતાં છે, અને તે હજી સુધી ઉઠયાં પણ નથી. અને અંહી વનમાં તો, મારી માયાથી જે મોહિત થયા છે તેથી જુદાં, શ્રીકૃષ્ણની સાથે તેટલાંજ એક વર્ષ સુધી ક્રીડા કરે છે! પણ એ કયાંથી આવ્યા! આવી રીતે ઘણીવાર સુધી વિચાર કીધો, પરંતુ આમાં સાચાં કયાં અને ખોટાં કયાં? એ જાણવાને માટે તેઓ સમર્થ ન થયા. જેવી રીતે ખદ્યોતની પ્રભા દિવસમાં જરાપણ પ્રકાશિત થતી નથી; તો, ઉલટ સૂર્ય પોતાની કાંતીથી ખદ્યોતનેજ તેજોહીન બનાવી દે છે તેવી રીતે, વિશ્વને મોહિત કરનારા પરમાત્માનેજ મોહ પમાડવાની ઇચ્છા કરનારા બ્રહ્મદેવજ પોતાની માયાથી પોતેજ મોહ પામી ગયા. અસ્તુ!

બ્રહ્મદેવ ફરીથી તેમની તરફ આશ્ચર્યથી જોવા લાગ્યા તો, તે સઘળાં વાછરડાં અને ગોપાલબાલકો એવાં સ્વરૂપથી જોવામાં આવ્યા કે, જેમનો વર્ણ શ્યામ છે, અને જેમણે પીતામ્બર પહેરેલાં છે. સઘળાંને ચારભુજા અને તેમાં શંખ, ચક્રાદિ આયુધો છે; જેમણે કિરીટ, કુંડલ, વનમાળા ધારણ કર્યાં છે, જેમના હાસ્યની પ્રભા ચંદ્રિકાની પેઠે છે, તથા અષ્ટ સિદ્ધિ, ચોવીશ તત્વોથી જેઓ વીંટાએલાં છે અને દેવતાઓ જેમની સ્તુતિ કરતા ઉભા રહ્યા છે. આવી રીતે પરબ્રહ્મ સ્વરૂપથી એકવારજ તેમને તેમના દર્શન થયા. ત્યાર પછી તેઓ અત્યંત આશ્ચર્યથી ચકિત થઇને, તે મૂર્તિઓના તેજથી અંજાઈ જઇને તેમણે પોતાની દૃષ્ટી અંતર્મુખ કીધી અને એવા નિશ્ચલ થઈ ગયા હતા કે, માનો ચાર મોઢાંવાળી કાષ્ટની પુતળીજ ત્યાં ખડી થઈ રહી છે એમ જણાવા લાગ્યું.

હે રાજા! આવી રીતે બ્રહ્મદેવ 'આ શું છે' એમ મોહ પામ્યા ત્યારે તેમનો ઉદ્ધાર કરવાને માટે પરમાત્માએ પોતાની માયા દૂર કીધી. ત્યાર પછી થોડાજ વખતમાં, જેવી રીતે મરી ગએલો પુરૂષ પાછો જીવતો થાય તેવી રીતે, બ્રહ્મદેવ શુદ્ધી પર આવીને નેત્ર ઉઘાડીને જોવા લાગ્યા તો પોતાની સાથે આ અખિલ વિશ્વ નજરે પડયું. ચારે કોર જોયું ત્યારે આ-ગળ આવેલું વૃંદાવન જોવામાં આવ્યું, કે જ્યાં પરમાત્માનો નિવાસ હોવાથી, મનુષ્ય અને સિંહાદિક શ્વાપદો પણ પોતપોતાનો વૈરભાવ છોડીને જાણે પર-સ્પરનાં મિત્ર હોય તેવાં થઇને એકત્ર રહ્યાં હતાં. એજ ઠેકાણે ગોપાલબાલ-કોનું સ્વરૂપ લેનારા પરમાત્મા, આગળની પેઠેજ હાથમાં દહી ભાતનો કોળીઓ રાખી પોતાના વાછરડાં તથા મિત્રોને શોધતા હતા. એવું જોયું ત્યારે બ્રહ્મા

પોતાના વાહન પરથી નીચે ઉતરી પડયા અને દંડવત્ શ્રીકૃષ્ણને નમન કર્યું. ચાર મુગુટોની અણીથી ચરણને સ્પર્શ કર્યો અને આનંદાશ્રુથી અભિષેક કર્યો. શ્રીકૃષ્ણનું જોએલું માહાત્મ્ય તેમના વારંવાર સ્મરણમાં આવતું હતું, અતએવ તેઓ વારંવાર સદ્દગદ અંતઃકરણથી ઉઠી ઉઠીને પ્રણામ કરતા હતા, અને ઘણો વખત નિશ્ચલ થઇને તેમના ચરણ પાસે બેસી રહ્યા. થોડો વખત ગયા પછી ધીરે ધીરે ઉઠી પોતાની આંખો લૂંછી, અને શ્રીકૃષ્ણને જોઇ હાથ જોડી ડોકું નમાવીને ગદ્દગદ વાણીથી તેમની સ્તુતિ કરવા લાગ્યા.

## ભાવાર્થદીપિકા.

પરમાત્માએ ગોપાલોને 'આપણે બધા ભૂખ્યા થયા છીએ તો અંહીઆજ ભોજન કરીશું' એમ જે કહ્યું તેમાં નીચે લખેલો ભાવ પ્રદર્શિત કર્યો છે; ભકતોનો સંતોષ થાય તે માટે સજ્જન પુરૂષોના આચારની પેઠે હું પણ ખાનપાનાદિ બધો આચાર રાખું છું. નહિ તો, નિત્યતૃપ્ત પરમાત્માને ક્ષુધા શી રીતે પીડા કરી શકે !

'સર્વજ ગોપાલબાલકો કૃષ્ણની સન્મુખ બેસીને પોતપોતાની ખાવાની વસ્તુઓ તેમને આપીને મિત્રોની સાથે જમતા હતા' એમાં એવો ભાવ જોવામાં આવે છે કે, દરેકજ જણાએ પ્રથમતઃ પરમાત્માની સામે બેસીને તેમનું નિરંતર ધ્યાન ધરવું, બાદ તેમને ખાવાના પદાર્થ અર્પણ કરીને પોતાના મિત્રોની સાથે જમવું. આવી રીતે વર્તન કરવાવાળો મનુષ્યજ બુદ્ધિમાન્ અને સત્પુરૂષોથી સ્તુત થાય છે; તથા તેનુંજ ભોજન શ્રુત્યાદિકોને સંમત છે, અને એમ કરવાથીજ તે પાપનિર્મુકત થાય છે. આથી બીજે રસ્તે ગમન કરનાર, યાને પરમાત્માને તથા બીજા અતિથિ બાંધવાદિકોને ન આપતાં કેવળ પોતાને માટેજ રસોઇ બનાવીને જમનાર મનુષ્ય, જો કે તેની દ્દષ્ટિથી તે અન્નજ છે તોપણ, શાસ્ત્રદષ્ટિએ તો તે પાપનુંજ ભોજન કરે છે. '**केवलाघो भवति केवलादी**' તથા '**भुंजते ते त्वघं पापा ये पचंत्यात्मकारणात्**' ઇત્યાદિ શ્રુતિ સ્મૃતિઓમાં પણ એજ કથન કરેલું છે.

'ગોપાલોની સાથે ભોજન કરી કૃષ્ણ પરમાત્માએ એ ભાવ દર્શાવ્યો' કે, યદ્યપિ યજ્ઞમાં હવિર્ભાગ ભક્ષણ કરનાર હું છું તથાપિ ભકતજનોએ આદરપૂર્વક અર્પણ કરેલું અન્ન અલ્પ હોય અને સારૂં ન હોય તોપણ, તેના સેવનથી જેવો મારો સંતોષ થાય છે, તેવો હવિર્ભાગના ગ્રહણથી પણ

થતો નથી એમ સમજવું.

'વાછરડાંઓ દૂર ચાલ્યા ગયા હોવાથી ગોપાલો ભયભીત થયા ત્યારે, કૃષ્ણ પરમાત્માજ તેમને શોધી લાવવા માટે ગયા.' તેમાં એ ભાવ પ્રદર્શિત કર્યો કે, જે સત્પુરૂષો મારા ભક્તિ રસનું પાન કરવા માટે નિરંતર લુબ્ધ થાય છે, તેમનો **ગો** (ઇન્દ્રિય) સમૂહ કદાચ ભ્રમણ કરતાં કરતાં દૈવયોગથી દુષ્ટ વિષયમાં મગ્ન થાય તો, હું જાતે ભોજનનો પરિત્યાગ કરી અત્યંત શીઘ્રતાથી તેનું સંશોધન કરી તેમનું ભય નિવારણ કરૂં છું. માટે મારા ભક્તોએ મારી ભક્તિમાં નિમગ્ન થવું. અથવા, કૃષ્ણ પરમાત્માએ વિચાર કર્યો કે, વાછરડાંઓનું હું નિરંતર રક્ષણ કરૂં છું માટે ગાયો અમને નિરંતર દુધ આપે છે. હવે આજે જો હું તેમનું રક્ષણ કરવામાં આલસ્ય કરીશ તો, મારા સમાન બીજો કૃતઘ્ન કોણ થાય! એ હેતુથીજ કે શું વત્સોનો શોધ કરવાને માટે પરમાત્માએ ગમન કર્યું હોય એમ અમને લાગે છે.

રસના (જીવ્હા)નો સંતોષ કરવામાં જે તત્પર થાય છે તેમનો **ગો** (ઇન્દ્રિય) સમૂહ વિષયતૃષ્ણાથી વ્યાકુલ થાય છેજ; તથા તે માટે તેમનું ભ્રમણ પણ થાય છે અને પરમાત્મા પણ દૂર થાય છે, તે બરાબર છે! કેમકે, ગોપાલો જીવ્હાનો સંતોષ કરવામાં મશગુલ બન્યા હતા તેથી તેમનો ગોસમૂહ દૂર વિષય (પ્રદેશ) માં ભ્રમણ કરતો હતો અને તે માટે તેમને પરમાત્માની પણ પરોક્ષતા થઇ. આ સર્વ વાત રસનેન્દ્રિય લોલુપ મનુષ્યે પોતાના ખ્યાલમાં લેવી. '**जितं सर्वं जिते रसे**' જેણે રસનેન્દ્રિય વશીભૂત કરી, તેણે સકલ ઇન્દ્રિયોનો જય કર્યો એમ સમજવું.

'પરમાત્મા ગયા પછી, બ્રહ્મદેવ કુપિત થઇને ત્યાં આવ્યા અને તેમણે વાછરડાં અને ગોપાલોનું હરણ કર્યું.' તેપરથી એમ જાણવું કે, જ્યારે પરમાત્મા પાસે હોતા નથી ત્યારેજ **વિધિ** (દૈવ) ક્રુધ્ધ થઇને પોતાનું સામર્થ્ય દેખાડે છે. એમ જો ન હોય તો, પરમાત્માની વિદ્યમાન સ્થિતિમાં **વિધિ** (બ્રહ્મદેવ) કેમ પ્રગટ ન થયા! અતએવ સાર્વકાલ પ્રભુનું સંનિધાન કરવાને માટે અને કરેલો રહેવા માટે સાવધ રહી પ્રયત્ન કરવો. હવે વિધિ કેમ કુપિત થયા તેનું કારણ જુઓ! તેમણે વિચાર કર્યો કે, અઘાસુર એ દુષ્ટ મહાપાપી તથા દેવોનો વૈરી અને તમોગુણની ખાણ, એમ સર્વ રીતે નીચ હતો; અને તેથીજ તેને આગળના જન્મમાં નરકવાસ મળવાનો હતો. પરંતુ કૃષ્ણ પરમાત્માએ તેનો સંસારમાંથી ઉધ્ધાર કરી મારી લિપી મિથ્યા કરી. એમ જોઇને વિધિએ સનાતન પ્રભુ ઉપર રૂષ્ટ થઇને તેમના ગોપાલ અને વાછરડાંઓનું હરણ કર્યું.

જ્યારે કૃષ્ણ પરમાત્માને અરણ્યમાં કોઇપણ ઠેકાણે વાછરડાં મળ્યા નહિ ત્યારે 'આ વિધિનું કૃત્ય છે' એમ તેમણે જાણ્યું, તથાપિ તેમનો નિષેધ કર્યો નહિ. આમાં થોડો ચમત્કાર છે તે જુઓ! [અંહિ વિધિ અને નિષેધ શબ્દના બે અર્થ જાણવા. વિધિ એટલે બ્રમ્હદેવ અને વેદવિધિ અર્થાત્ અપૂર્વ અર્થના બોધક વેદવાક્ય. તથા નિષેધ એટલે પ્રતિકાર અને અનર્થ ક્રિયાથી નિવર્તન કરનારૂં વેદવાક્ય.] પરમાત્માએ વિચાર કર્યો કે, મ્હેં જેને વિધિસંજ્ઞા આપેલી છે તેનો નિષેધ હું કેમ કરૂં? માટેજ વિધિનું કૃત્ય જાણવા છતાં પણ કંઇ પ્રતિકાર ન કર્યો અને વાછરડાંઓનો શોધ કરવા માટે ગમન કરી વિધિનું રક્ષણ કર્યું.

સત્પુરૂષો પોતાના અત્યંત પવિત્ર બનેલા અંતરમાં જેનો શોધ કરે છે, તેજ હું આજે અરણ્યમાં ન્હાનાં ન્હાનાં વાછરડાંઓને શોધતો ફરૂ છું; એ કેટલું આશ્ચર્ય છે? પણ આ સઘળું વિધિ (દૈવ)નુંજ કૃત્ય છે. તેનું કોણ ઉલ્લંઘન કરે? એમ શ્રીકૃષ્ણ પરમાત્મા વિચાર કરી વિચરવા લાગ્યા.

'કૃષ્ણ પરમાત્માએ સકલ વત્સો અને વત્સપાલોનું રૂપ ધારણ કર્યું' તેનો હેતુ નીચે પ્રમાણે જાણવો. યશોદા અને નંદની પેઠે ગોકુલના સર્વ લોકોએ પૂર્વજન્મમાં પુણ્ય સંપાદન કર્યું છે માટે અંહિ આપણે સર્વનાજ પુત્ર બનવું જોઇએ. આમ વિચાર કરી પરમાત્મા તે સર્વના પુત્ર ભાવને પ્રાપ્ત થયા. એમ જો ન કહો તો, બ્રમ્હાએ હરણ કરેલા વત્સ અને વત્સપાલોને પોતાના સામર્થ્યવડે પાછા કેમ લાવ્યા નહિ? શું તેમનામાં સામર્થ્ય નહોતું? અથવા, એ પણ હેતુ કવિએ બતાવેલો છે તે જુઓ! પરમાત્મા અચિંત્ય શક્તિમાન્! તેમણે એવો વિચાર કર્યો કે, મારે ભવિષ્યકાલમાં ગોકુલવાસી સર્વ સ્ત્રીઓ સાથે રાસ ક્રીડા કરવાની છે અને તેને લીધે મારી અપકીર્તિ થવાનો પણ સંભવ છે કે, 'આ કૃષ્ણ પરસ્ત્રીઓ સાથે વિહાર કરે છે.' તો આવી અપકીર્તિ ન થાય તેથી તેમણે દરેક બાલિકાનો સાંકેતિક ભર્તા થવાને માટેજ કે શું ગોપાલ પુત્રોના અનેક સ્વરૂપ ધારણ કર્યા હોય એમ લાગે છે. આનો ખુલાસો નીચે લખેલો છે. કૃષ્ણ પરમાત્માએ એક વર્ષ સુધી ગોકુલવાસી સર્વબાલકોનું રૂપ લીધું હતું. તે વરસમાં ગોકુલના સર્વ લોકોનો એવો સંકેત થયો હતો કે, 'આ કન્યા અમુક ગોપાલબાલને આપવી' પરંતુ તે સર્વ બાલકો શ્રીકૃષ્ણજ બનેલાં હતાં તેથી તે સર્વ કન્યાઓ શ્રીકૃષ્ણની સ્ત્રીઓ થઈ. બાદ તેમણે તે કન્યાઓ સાથે રાસ ક્રીડા કરી તો તેમાં શું દોષ! કંઈ પણ નહી. અથવા, કોઇએ એમ ન કહેવું કે,

શ્રીકૃષ્ણ લક્ષ્મીના પતિ છે, ક્ષીર સમુદ્રમાં રહે છે, શેષપર શયન કરે છે, તેમને અમે જે ગરીબ છીએ તેની સ્મૃતિ કયાંથી હોય ? માટે તેમણે ગોપાલો તથા ગાયો વગેરે સઘળાંને સારી રીતે જોઈ શકાય એવું, તેમની તેમની યોગ્યતા પ્રમાણે, અર્થાત્ બાલકો અને વાછરડાંનું રૂપ ધારણ કર્યું, એમ જાણો !

'તે વાછરડાં તથા ગોપાલબાલકોનું જેવું ન્હાનું મોટું શરીર હતું તથા તેમની જેવી ક્રીડા વિગેરેની રૂચી હતી તેવીજ ધારણ કરી શ્રીકૃષ્ણે શું બતાવ્યું ?' તો, મારા ચરણકમલની ભકિત કરવામાં સર્વદા અનુરકત બનેલો નેત્રહીન હોય, અપવિત્ર હોય, તથા શરીરથી અપંગ હોય તોપણ તે મારૂંજ સ્વરૂપ છે; એમ લોકોને બતાવવાને માટેજ, તે વત્સોના અને વત્સપાલોના જેવા જેવા દેહ ઇંદ્રિયાદિક હતા તેવું તેવું, આબેહુબ શ્રીકૃષ્ણચંદ્રજીએ રૂપ ધારણ કર્યું એમ નિશ્ચયાત્મક સમજવું. ગોપાલબાલકોમાં કેટલાક ઉપર લખ્યા પ્રમાણે દેહેન્દ્રિયથી વ્યંગ હતા; પરંતુ શ્રીકૃષ્ણ ભકિતમાં તેઓ નિરત હોવાથી પરમાત્મા તેમને આત્મરૂપ માનતા હતા તત્સમાન જે હશે તે મત્સ્વરૂપ છે, એ ભાવ પ્રસંગાનુરૂપ તેમણે પ્રગટ કરી બતાવ્યો. તથા કેવલ વિશ્વજ મારા સ્વરૂપમાં સ્થિત છે એમ નથી, કિંતુ અખિલ વિશ્વનો આત્મા પણ હું છું. આવી રીતે તેમણે, તે બાલકોની સર્વ ખેલની કૃતિ ઉપરથી બોધિત કર્યું. તેમનો આત્મા જો પરમાત્મા ન હોત તો, તે વાછરડાં અને વત્સપાલની પેઠે રમવાની ચેષ્ટા તથા અભિરૂચી તેઓ કેમ બતાવી શકત ? તેમજ આ જગતમાં જેટલી જડ તથા ચેતન વસ્તુ છે તે સર્વ હુંજ છું, મારા એકલા વિના બીજો કોઈ પદાર્થ નથી. આવી રીતે પરમાત્માએ, રમવાના સાધન જે જડપદાર્થો હતા તેમનું પણ રૂપ લઇને, સ્થાવર જંગમાત્મક સૃષ્ટી મારૂંજ સ્વરૂપ છે એમ બોધિત કર્યું.

'એકજ શ્રીકૃષ્ણ તે તે બાલકોના સ્વરૂપથી તેના તેના ઘરમાં પ્રવિષ્ટ થયા, અને ગાયોને ગોઠામાં બાંધી હંમેશની મુજબ સર્વ વ્યવહાર ઘરમાં કરવા લાગ્યા.' તેમાં એ ભાવ સમજવો કે, આત્મા એકજ છે; પરંતુ પુણ્યની ન્યૂનાધિકતાથી તે નાના પ્રકારના શરીરમાં પ્રવેશ કરીને અભિમાન કરે છે કે, 'આ મારૂં અને આ હું' અને તેથી, તે સ્થૂલદષ્ટિ પુરૂષની નજરમાં પૃથક્ પૃથક્ યાને અનેક રૂપથી પ્રતીત થાય છે.

'ગોપાલબાલકોને જોઇને તેમની માતાના સ્તનમાં પાન્હો આવ્યો,' તેનો ભાવ આમ સમજવો. પરમાત્માએ વિચાર કર્યો કે, મ્હેં સાંપ્રત ગોકુલ વાસિઓના પુણ્યનું ફળ આપવાને માટે જે આ પુત્રરૂપ ધારણ કર્યું

છે, તેની પરિપૂર્ણતા એમનું સ્તનપાન કર્યા વિના નહિ થાય. તેથીજ, તેમના તેમના સ્તનમાં નૂતન દૂધ નિર્માણ કર્યું હશે. એવું ન હોય તો, તે સમયે તેમના સ્તનમાં દુધ ઉત્પન્ન થવાનો બિલકુલ સંભવ નહિ હતો. યોગી, મુનીશ્વર ઈત્યાદિકાને જે અમૃત (મોક્ષ) આપે છે તથા જે રસરૂપ છે, તે પોતે વત્સરૂપ બનેલા પરમાત્માને, જેમણે દુગ્ધ રસનું પાન કરાવ્યું. તેમના સમાન આ પૃથ્વીઉપર કોણ ભાગ્યશાળી હશે !

'બ્રમ્હદેવ એક ક્ષણમાં પાછા આવ્યા પરંતુ તેટલામાં પૃથ્વી ઉપરનું એક વર્ષ વીતી ગયું.' બરાબર છે! યોગમાં અને નિદ્રામાં ઘણો સમય વ્યતીત થાય તોપણ, તે કાલ ક્ષણ સમાન લાગે છે; પરંતુ આ બન્નેમાં ન્યૂનાધિકપણું છે. યોગમાં પરમાત્મપદનું દર્શન થાય છે અને નિદ્રામાં નહિ, અતએવ યોગ શ્રેષ્ઠ અને નિદ્રા કનિષ્ઠ એમ સમજવું. નિદ્રાજ જો પ્રિય હોય તો, યોગનિદ્રા પ્રાપ્ત થાય એવું સાધન કરવું પણ લૌકિકનિદ્રા મહાનર્થકારિણી છે. નિદ્રામાં જેમ દ્વૈતપ્રતીતિ થતી નથી તેમ યોગ (સમાધિ)માં થતી નથી, માટે યોગનું નિદ્રારૂપથી વર્ણન કરેલું છે. સારાંશ, પરમાત્મા કોઇને પણ માયાથી આકુલ કરતા નથી. સર્વજ લોક પોતાના સ્વરૂપના અજ્ઞાનથી આ સંસારમાં ભ્રમણ કરે છે, એ વાત અહિં સ્પષ્ટ થઈ. બ્રમ્હદેવ પોતાની માયાથી (અજ્ઞાનથી) પોતેજ મોહિત થઇને ભ્રમમાં પડયા. જો તેઓ પોતાનું તથા પરમાત્માનું યથાર્થ સ્વરૂપ જાણતા હોત તો, તેમનામાં અજ્ઞાન ઉત્પન્ન ન થાત અને તેઓ ભ્રમિત ન થાત. આ પરથી એ સિદ્ધાંત જાણવો કે, પોતાનું અલ્પત્વ ન જાણતાં જે કોઇ મનુષ્ય બીજા પ્રભાવશાલી પુરૂષની પરિક્ષા કરવાને માટે પ્રયત્ન કરે છે, તેને બ્રમ્હદેવ સમાન ઘણું અપમાન સહેવું પડે છે. સત્પુરૂષોની સેવા ઉત્તમ ફલપ્રદ થાય છે એમાં શું આશ્ચર્ય ? પરંતુ, પરમાત્માની છલના કરવાને પ્રવૃત્ત થએલા બ્રમ્હદેવ તેમનું તાત્વિક વિષ્ણુરૂપ જોઈ શકયા, એ કેટલું આશ્ચર્ય ! ઘણુંજ.

॥ इति शिवम् ॥

---

## અધ્યાય ચૌદમો.



**चतुर्दशेऽद्भुतं दृष्ट्वा पूर्वागंतुकनिश्चयम् ।**
**अनीशः कर्तुमस्तौषीत्कृष्णं ब्रम्हा विमोहितः ॥**

અર્થઃ—આ ચૌદમાં અધ્યાયમાં, ભગવાનની આશ્ચર્યકરક લીલા જેઈને,

પહેલાના તથા નવીન વત્સ અને વત્સપાલ કયા છે તે નિશ્ચય કરવાને અસમર્થ એવા મોહિત થએલા બ્રહ્મદેવે શ્રીકૃષ્ણની સ્તુતિ કીધી, એવી કથા કહેલી છે.

હે પરમાત્મા! તમારૂં ચરિત્ર પ્રશંસનીય છે. મેઘ સમાન તમારી કાંતિ છે, તમે પીતાંબર પરિધાન કરેલું છે; ચણોઠીની માળા, કર્ણભૂષણ, અને મોર પિંછાદિકથી તમારૂં મુખ સુંદર દેખાય છે; દહીં ભાતનો કોળીઓ, છડી, શીંગડી અને મોરલીરૂપ ચિન્હોથી તથા વનમાળાથી તમારી છબી અત્યંત સુંદર દેખાય છે, કમલસમાન આરક્ત અને કોમલ તમારા ચરણો છે તેને હું વંદન કરૂં છું. હે દેવ! મારાપર કૃપા કરવાને માટે તમે જે આ પ્રત્યક્ષ શરીર ધારણ કર્યું છે તેનું મહાત્મ્ય તથા જ્ઞાન જો મને થતું નથી તો, કેવળ આનંદાનુભવ નિર્ગુણ સ્વરૂપ જાણવાને માટે કોણ સમર્થ છે! કોઇ નહી. અતએવ હે અચ્યુત! જ્ઞાન પ્રાપ્તિને માટે પ્રયત્ન છોડીને જે લોકો સત્પુરૂષોના મુખથી તમારી કથા સ્વસ્થાનમાં નિવાસ કરીને અત્યંત પ્રેમથી શ્રવણ કરે છે, અને આનંદથી પોતાનો જીવિતકાલ વ્યતિત કરે છે, તેમનેજ ભક્તિયોગની દૃઢતાથી તમારી પ્રાપ્તિ થાય છે. હે વિભો! ફોતરાંને ખાંડનારાઓને શ્રમ વિના બીજું ફળ મળતું નથી તેવી રીતે ચતુર્વિધ પુરૂષાર્થ પ્રાપ્ત કરવાને સાધનીભૂત જે તમારી ભકિત તેને છોડી દઇને જે લોકો જ્ઞાન પ્રાપ્તીનો પ્રયાસ કરે છે, તેમને કલેશરૂપ ફળનીજ પ્રાપ્તી થાય છે. હે ઇશ્વર! પૂર્વે ઘણા લોકો આ લોકમાં એવા થઇ ગયા છે કે, જેમણે પ્રથમ જ્ઞાનપ્રાપ્તીને માટે અષ્ટાંગયોગનું અવલંબન કર્યું હતું; પરંતુ તેમને જ્ઞાન પ્રાપ્ત ન થવાથી તેમણે સઘળાં કર્મો તમને સમર્પણ કર્યાં, અને તમારી કથા શ્રવણ કરી, તેથી તેમને દૃઢ ભકિત તથા તદ્દ્વારા આત્મજ્ઞાન પ્રાપ્ત થઇને તેઓ મોક્ષને પામ્યા.

હે ઇશ! તમારા સગુણ યા નિર્ગુણ બન્ને સ્વરૂપનું જ્ઞાન થવું કઠણજ છે; તોપણ ગુણાતીતનું જ્ઞાન તેમનેજ થાય છે કે, જેમણે ઇન્દ્રિયોને નિર્મલ અને અંતર્મુખ કરી છે. જગતનું પાલન કરવાને માટે અવતાર ધારણ કરીને તમે અનેક ગુણોને પ્રગટ કરો છો, તેમની ગણના કરવાને કોણ સમર્થ થાય! કોઇ ચતુર પુરૂષ પૃથ્વીનાં રજઃકણ, યા આકાશમાંના નક્ષત્રો અથવા પરમાણુઓની સંખ્યા ગણી કાઢે, પરંતુ તમારા ગુણોની સંખ્યા તેમનાથી ન ગણી શકાય. માટે હું એમ કહું છું કે, તમારી કૃપા આપણાપર કયારે થાય એમ વાટ જોયા કરતો જે પોતાના પૂર્વકર્મનું ફળ આસકિત છોડી દઇને ભોગવ્યા કરે છે, અને કાયાવાચામનથી તમારી શ્રવણાદિ ભકિત કરીને પોતાનો આયુષ્યનો કાલ વ્યતીત કરે છે, તેનેજ મોક્ષનો લાભ થાય છે.

હે વિભો! મારી મૂર્ખાઈ જુઓ! તમે અખિલ જગતને મોહિત કરનારા છો એવા તમારાપર મ્હેં પોતાની માયા ચલાવીને તમારૂં સામર્થ્ય જોવાની ઈચ્છા કરી, પરંતુ જેવી રીતે અગ્નિથી ઉત્પન્ન થએલી જ્વાલાની યોગ્યતા તેની આગળ કંઇપણ નથી, તેવી રીતે તમારી આગળ મારી દશા થઇ. હે અચ્યુત! તત્વજ્ઞાન રહિત હું પોતાને તમારાથી ભિન્ન અને સામર્થ્યવાન્ પુરૂષ જાણતો હતો પણ તે અપરાધની તમે ક્ષમા કરો કારણ કે, હું તમારો સેવક અને તમે મારા સ્વામી છો તેથી મારાઉપર અનુગ્રહ કરવોજ યોગ્ય છે. મહત્તત્વ, અહંકાર પંચમહાભૂતાદિકોથી વિંટળાયેલું જે આ બ્રહ્માંડરૂપ મારૂં શરીર છે તે ક્યાં! અને એવાં અગણિત બ્રહ્માંડરૂપ પરમાણુઓ જેમના રૂવાટાંનાં છિદ્રોમાં ફર્યા કરે છે એવા તમારા સ્વરૂપનું માહાત્મ્ય ક્યાં! ગર્ભમાં રહેલો બાળક પાદપ્રહાર કરે તથાપિ તેનાથી માતાને શું ક્રોધ આવી જાય છે? નહીજ. તેમ તમારા ઉદરમાં રહેતાં બ્રહ્માંડમાં મારી સ્થિતિ હોવાથી મારો આ અપરાધ, માતાની પેઠે કૃપા કરીને તમારે ક્ષમા કરવી જોઇએ. પ્રલયકાલના સમુદ્રમાં રહેલા નારાયણના નાભિકમળમાંથી બ્રહ્મદેવની ઉત્પત્તિ થઈ છે એવી જે લોકવાયકા તે મિથ્યા નથી. તમે કહેશો કે નારાયણનો તું પુત્ર હોય તેથી શું! તો પછી હું પૂછું છું કે, સર્વ પ્રાણિમાત્રનો આત્મા, સર્વસાક્ષી નારાયણ શું તમે નથી? તમેજ છો. હે પ્રભો! જો કે તમે જલમાં શયન કરો છો તોપણ તે તમારૂં સત્ય સ્વરૂપ નથી, કિંતુ માયાથીજ તમે નિર્માણ કર્યું છે. તમારૂં વાસ્તવિકરૂપ તો અપરિચ્છિન્નજ છે.

હે માયાનિવર્તક ઈશ્વર! આજ અવતારમાં તમે પોતાની માને પોતાના મુખમાં આ અખિલ ચરાચર દેખાડયું તે ઉપરથી, જલાદિ સર્વપ્રપંચ માયાનો ખેલ છે એ સ્પષ્ટ પ્રતીત થાય છે. હવે કદાચ બહાર દેખાતા જગતનું મુખમાં પ્રતિબિંબ પડયું હશે એવી કલ્પના કરીયે તો, પ્રતિબિંબ બિંબથી ઉલટું દેખાય છે, અને જેનું પ્રતિબિંબ તેમાં દેખાતું નથી. ક્યાં અરીસો અરીસામાં દેખાય છે? પરંતુ યશોદાને તમારા મ્હોઢામાં જગત્પ્રતિબિંબ ઉલટું દેખાયું નહિ અને તમારા મુખમાં તમારૂંજ પ્રતિબિંબ તેણે જોયું, તે પરથી આ સર્વ માયાજ છે એવો નિશ્ચય થાય છે. વધું શું! પણ આજેજ તમે મને આ સર્વ માયાનો ખેલ છે એમ બતાવી આપ્યું. પ્રથમ તમે એકલાજ હતા; પછી વાછરડાં અને ગોપબાલકો તમેજ થયા; ત્યાર બાદ તેટલા ચતુર્ભુજ સ્વરૂપ તમેજ બન્યા; તે પરથી આ માયાનો ખેલ છે એમ સ્પષ્ટ દેખાય છે. એક ભેદરહિત પર બ્રહ્મરૂપ જ સદ્રૂપથી

અવશેષ રહે છે. તમારું યથાર્થ સ્વરૂપ જેમને સમજાતું નથી તેમને તમે માયાથી અનેકરૂપે ભાસો છો. સૃષ્ટિઉત્પત્તિકાલમાં બ્રહ્મદેવ, પાલન કરવાના સમયમાં વિષ્ણુરૂપ અને સંહારકાલમાં રૂદ્રની પેઠે પ્રતીત થાઓ છો. હે રક્ષક! વસ્તુતઃ તમને જન્મ નથી, પરંતુ દુષ્ટદમન અને સાધુઓ ઉપર કૃપા કરવાને માટે તેમ દેવોમાં, ઋષિઓમાં, મનુષ્યોમાં તથા પશ્વાદિકોમાં જન્મ ધારણ કર્યા છે. તમે પૂર્ણ યોગી છો અને ત્રૈલોક્યમાં પોતાની યોગમાયાથી ક્રીડા કરો છો. તમારી લીલા ક્યાં, અને ક્યારે, કેવી રીતે થઈ, તથા કેટલી છે તે આ જગતમાં જાણવાને કોણ સમર્થ છે? અતએવ તમારૂં યોગમાયાનું વૈભવ અચિંત્ય છે એમ કહેવાય છે.

આ જગત્ તમારા સચ્ચિદાનંદરૂપમાં તમારી સત્તાથી અનિત્ય છે તો પણ નિત્યવત્, દુઃખરૂપ તથાપિ સુખાત્મક, અને જડરૂપ તોપણ ચેતન તુલ્ય ભાસમાન થાય છે. આશ્રય માહાત્મ્યથી તમારા ગુણો તેનામાં પ્રતીત થાય છે. હે પ્રભો! તમે એક, સત્ય, આત્મા, પુરાણપુરૂષ, અક્ષર, અમૃત, અનંત, સ્વયંપ્રકાશ અને ઉપાધિરહિત છો. આવી રીતે ગુરૂથી પ્રાપ્ત થએલા જ્ઞાન-ચક્ષુથી જે લોકો તમને જુએ છે તેજ સંસાર સમુદ્રને તરી જાય છે. જેવી રીતે દોરીના અજ્ઞાનથી ઉત્પન્ન થએલો સર્પ તેના જ્ઞાનથી નષ્ટ થાય છે તેમ, આત્મસ્વરૂપના અજ્ઞાનથી પુરૂષને જે સંસાર દેખાય છે તે, આત્માના સાક્ષાત્કારથી પુનઃ વિલીન થઇ જાય છે. જેવી રીતે સૂર્યમાં રાત્રિ કે દિવસ એ કંઈ નથી તેવી રીતે, નિત્ય અખંડાનુભવરૂપ આત્મામાં બંધ અને મોક્ષ એ બન્ને નથી. અજ્ઞાનથીજ બંધ તથા મોક્ષ એ નામ ઉત્પન્ન થયા છે. લોકોનું અજ્ઞાન કેટલું છે તે જુઓ! પ્રથમ આત્મરૂપ તમારા પર તેઓ દેહાદિકનો અધ્યાસ કરે છે, અને દેહઉપર આત્મબુદ્ધિ રાખે છે; બાદ તે આત્માનો બહાર શોધ કરવા પ્રવૃત્ત થાય છે. પરંતુ ઘરમાં ખોવાઇ ગએલી વસ્તુ વનમાં શોધવાથી કેમ મળે! નહીજ. તેમ આત્મા અંતર્યામી હોવાથી તેનો શોધ બહાર કરવાની જરૂર નથી. તેનું જ્ઞાન થવાથીજ સંસાર બંધ નિર્મુક્ત થઇ જાય છે. અને તેથીજ, વિવેકી સત્પુરૂષો આ શરીરમાંજ જડનો પરિત્યાગ કરીને ચૈતન્યરૂપ તમારો શોધ કરે છે, તથા તત્ત્વ સાક્ષાત્કાર સંપન્ન થઇને મુક્ત થઈ જાય છે. તથાપિ જેણે તમારી ભક્તિ કરીને તમારા ચરણનો પ્રસાદ સંપાદન કર્યો હોય તેનેજ તમારા મહિમાનું તત્ત્વ સમજાય છે; ભક્તિશૂન્યને નહિ. અતએવ મારી એટલી ઇચ્છા છે કે, આ બ્રહ્મજન્મમાં અથવા અન્ય પશુ પક્ષીના જન્મમાં હું તમારા ભક્તોમાંનો એક ભક્ત થઇને તમારા ચરણ કમલની ખૂબ સેવા કરૂં.

હે કૃષ્ણ! અનેક યજ્ઞોથી જે તમારો સંતોષ થતો નથી તે તમે વાછરડાં અને બાલકોના રૂપની ગોકુલની ગાયો તથા ગોપીઓનું દુધ પ્રતિક્ષણે પાન કરીને તૃપ્ત થયા, તો તેમનું કેટલું મહાભાગ્ય! ગોકુલના નંદાદિ ગોપાલ ખરેખર ધન્ય છે! કે પરમાનંદરૂપ પૂર્ણ પરબ્રહ્મ જેમના મિત્ર થયા. એમનો ભાગ્ય મહિમા રહેવા દો! પરંતુ મનોબુદ્ધિ અહંકારાદિ ઈંદ્રિયોની જે અમે દેવતા તેમનો પણ ભાગ્યોદય થયો છે એમ અમે સમજીએ છીએ. કારણ કે, એમની ઇન્દ્રિયોરૂપી પાત્રોથી અમને પણ તમારા ચરણ કમલમાં રહેલો મધુરમકરંદ વારંવાર પાન કરવાને મળે છે. તેથી હે નાથ! આ લોકમાં કિંવા આ અરણ્યમાં, અને તેમાં પણ આ ગોકુલમાં કૃમિકીટકાદિકોનો પણ જન્મ અમને મળે તો તે જન્મ ઉત્તમ કહી શકાય; કે જે જન્મમાં ગોકુલવાસી પ્રાણીની ચરણરજ શરીરપર પડે. કારણ કે, જેના ચરણની રજને શ્રુતિઓ પણ શોધ્યા કરે છે તે તમારે વાસ્તેજ જેમનું સર્વજીવન છે. હે ભગવન્! આપ આ ગોકુલવાસીયોને આત્મસ્વરૂપ વિના બીજું કયું ફળ આપશો? એ વિચારથીજ મારૂં મન ઘણું મુંઝાય છે. કેમકે, ભક્તોના વેષનું અનુકરણ કરનારી જે દુષ્ટ પૂતના તેને, તેના કુલ સાથે જો તમે આત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરી આપી છે તો, જેમનાગૃહ, આપ્ત, સ્નેહી, શરીર, પુત્ર પ્રાણ, મન ઇત્યાદિ સર્વ તમનેજ સમર્પિત થયા છે, તેમને આજ ફળ તમારાથી મળે તો તે અત્યંત અલ્પ સમજવું જોઇએ. અતએવ તમે તેના હંમેશના ઋણીજ છો.

હે કૃષ્ણ! જ્યાં સુધી લોકો તમારા ભક્ત થયા નથી ત્યાંસુધીજ, તેમને ઘર કારાગૃહ સમાન થાય છે, તથા મોહ બેડીરૂપ અને રાગ લોભ ઇત્યાદિ વિકારો વિવેકધૈર્યાદિરૂપ ધન હરણ કરનારા ચોર થાય છે. પરંતુ તમારા ભક્તોના મનમાં જે પ્રીતિ, મોહ વગેરે વિકાર થાય છે તે સર્વ તમારા સંબંધી હોવાથી તેમને તે મોક્ષસાધનરૂપ થાય છે. હે પ્રભો! તમે પ્રપંચરહિત છો તોપણ, શરણાગત લોકોને આનંદ આપી સુખની વૃદ્ધિ કરવા સારૂ આ પૃથ્વીપર તમે પ્રપંચનું અનુકરણ કરો છો હે કૃષ્ણ! જગતમાં તમારા સ્વરૂપનું યથાર્થજ્ઞાન જે જાણતા હોય તે ભલે જાણે, પરંતુ તમારૂં વૈભવ મ્હારા મન વાણી શરીરને સમજાય તેવું નથી એવું હું કહું છું. તમે સર્વ જગતના અધિપતિ છો, તથા સર્વજ્ઞ છો, માટે આ જગત્ અને મારૂં શરીર તમને સમર્પણ કર્યું છે. હવે મને જવાની આજ્ઞા આપો. યાદવકુલરૂપી કમળને આનંદ આપનારા તમે સૂર્ય જેવા છો; ભૂમી દેવ બ્રાહ્મણ ધેનુરૂપી સમુદ્રોને વૃદ્ધી આપનારા ચંદ્રમા પણ તમેજ છો;

સૂર્યાદિકોને તમે પૂજ્ય છો; હે ભગવન્! કલ્પસમાપ્તી સુધી તમને મારા અનંત પ્રણામ હોજો.

શુકદેવજી કહે છે કે હે રાજા! આવી રીતે બ્રહ્માએ કૃષ્ણની સ્તુતી કરી, ત્રણવાર પ્રદક્ષિણા કરી અને ચરણ ઉપર મસ્તક મૂકીને પોતાનાં લોકમાં ગમન કર્યું. બાદ ભગવાન્ શ્રીકૃષ્ણ, 'બ્રહ્માએ વનમાં લાવી રાખેલાં' વાછરડાંઓને લઇને જ્યાં ગોપાલબાલકો જમતા હતા ત્યાં આવ્યા; તો ત્યાં પણ બ્રહ્મદેવે ગોપબાલકો લાવી રાખ્યા હતા, તે સઘળાને લઇને જમુનાજીને કિનારે આવ્યા. શ્રીકૃષ્ણવિના તેમનું એક વર્ષ નીકળી ગયું હતું પરંતુ, તેમને એક ક્ષણમાત્ર લાગ્યો; કેમકે તેઓ શ્રીકૃષ્ણની માયાથી મોહ પામેલા હતા. માયાથી મોહ પામેલા પુરૂષો શું શું ભૂલી જતા નથી? સઘળું જગત્ માયાથી મોહિત થયું છે માટે વારંવાર પોતાને (આત્માને)જ ભૂલી જાય છે. અસ્તુ! શ્રીકૃષ્ણ આવ્યા પછી તે ગોપાલબાલકો બોલ્યા, હે કન્હૈયા! તમે જલદી આવ્યા, તે સારૂ થયું. તમને છોડી અમે એક કોળીઓ હજી સુધી ખાધો નથી, આવો! જલ્દી આવો અને સ્વચ્છતાથી ભોજન કરો સાંભળી શ્રીકૃષ્ણે હાસ્ય કીધું અને તેમની સાથે ભોજન કરીને તેમને અજગરનું ચામડું દેખાડતા દેખાડતા ગોકુલમાં પાછા આવ્યા. તે વખતે શ્રીકૃષ્ણનું શરીર મોરપિંછ, ફુલ, ગેરૂ વગેરેથી ચિત્રવિચિત્ર પ્રકારથી સુશોભિત દેખાતું હતું. તેમણે શીંગડી, વેણૂ, વગેરે વગાડતા વગાડતા ગોકુલમાં પ્રવેશ કર્યો. ત્યાં ગયા પછી બાલકોએ સઘળાને કહ્યું કે, આજે કૃષ્ણે મોટા અજગરને મારી અમારી રક્ષા કરી.

રાજાએ પૂછ્યું હે બ્રહ્મન્! ગોકુલવાસીઓનું પોતાના પુત્રોથી પણ અધિક પ્રેમ પરાયા પુત્રપર (કૃષ્ણ ઉપર) શાથી થયો તે યથાર્થ કહો શુક-દેવજી કહેવા લાગ્યા કે, હે રાજા! સઘળા પ્રાણિઓને પોતાનો આત્મા અતીવ પ્યારો હોય છે. દ્રવ્ય પુત્રાદિ વિષયો આત્માના સુખ સાધનો થાય છે માટે પ્રિય હોય છે. અર્થાત્ મુખ્ય પ્રીતિ આત્માની અને ગૌણ પ્રીતિ બીજા વિષયોની અતએવ આત્મામાં જેવી પ્રીતિ હોય છે તેવી પુત્ર વિત્તા-દિકોમાં નથી હોતી. દેહને આત્મા માનનારા મૂઢ પુરૂષોને પણ દેહ જેવો પ્રિય હોય છે તેમ ગૃહ, દ્રવ્ય, પુત્ર, કલત્રાદિ પ્રિય હોતા નથી. દેહ પણ મમતાનો વિષય છે તેથી આત્માની પેઠે પ્રિય નથી. દેહ મરણોન્મુખ થયો તો પણ જીવિતની આશા વિપુલ હોય છે અને તેથી આ સઘળું જગત્ પ્રિય થાય છે એ સિધ્ધ થયું. હે રાજા! કૃષ્ણજ સર્વ જગત્નો આત્મા છે એમ તું જાણ, તેથી ગોપાલો ઉપર વિશેષ પ્રીતિ કેમ થઈ તે વાત તારા

ખ્યાલમાં આવશે. જગતનું કલ્યાણ કરવાને માટેજ તે માયાથી મનુષ્યરૂપ લઇને તદનુસાર ક્રિડા કરે છે.

કૃષ્ણના યથાર્થ સ્વરૂપને જાણનારા પુરૂષો આ સ્થાવર જંગમાત્મક જગત્‌ને તદ્રુપજ જાણે છે અને જુએ છે. જગત્‌ના સર્વ પદાર્થોના કારણ કૃષ્ણજ છે તો તે વિના કંઈ વસ્તુ હશે? તે કહો. હે રાજા! જે લોકો તેમના ચરણકમલરૂપી નૌકાનો આશ્રય કરે છે તેમને ભવસમુદ્ર વાછરડાંના પગલાંના ખાબોચિયા જેવો ભાસે છે અને મોક્ષ પ્રાપ્ત થાય છે. આવી રીતે ત્હેં જે પૂછ્યું હતું કે, કૃષ્ણે પાંચમે વર્ષે કરેલી લીલા છઠ્ઠે વર્ષે બાલકોએ 'આજેજ કીધી' એમ લોકોને કેમ કહ્યું? તો તેનો હેતુ મ્હેં તને સમજાવ્યો. કૃષ્ણે ગોપાલબાલકોની સાથે ક્રીડા કરી, અઘાસુરને માર્યો, વનમાં ભોજન કર્યું, બાલકો તથા વાછરડાંઓનું રૂપ ધારણ કર્યું, અને બ્રમ્હાએ સ્તુતિ કરી ઇત્યાદિ ચરિત્ર જે કોઇ સાંભળે યા વર્ણન કરે, તેને સકલ પુરૂષાર્થની પ્રાપ્તિ થાય છે. આવી રીતે રામ કૃષ્ણ બન્નેએ કુમાર અવસ્થામાં વિવિધ રમતો રમી ગોકુલમાં પોતાની બાલ્ય અવસ્થાના દિવસો આનંદથી વ્યતીત કર્યા.

---

## ભાવાર્થદીપિકા.

બ્રમ્હાએ ગુંજાફળના અલંકાર, આકાશવત્ નીલવર્ણ, વીજળીસમાન પીતાંબર, કંઠમાં વનમાલા ઇત્યાદિ વસ્ત્રાલંકારયુક્ત જે પરમાત્માની મૂર્તિનું વર્ણન કરી નમન કર્યું છે તેમાં નીચે પ્રમાણે ભાવ સમજવો.

પરમાત્મા આકાશની પેઠે સર્વવ્યાપી છે, વિજળી સમાન તેજોરૂપ છે, સૃષ્ટિ ઉત્પત્તિકાલમાં ગુંજાફળની પેઠે તે રક્તિમા (રજોગુણ) ધારણ કરે છે, માલાની ઉપર જેમ સર્પનો ભ્રમ થાય છે તેમ તેમના સ્વરૂપપરજ આ દૃશ્ય જગતનો લોકોને ભ્રમ થાય છે; અર્થાત્ સર્પને માળા જેમ આધારભૂત તેમ, આ વિશ્વને તે આધારરૂપ છે. સારાંશ, વિશ્વને ભૂષણીભૂત કરનાર, અખિલ દેવોનો ઉત્પાદક અને નિર્મલ આનંદાત્મરૂપ તેજ છે, એવું ગૂઢપદથી વર્ણન કરેલું છે. (બ્રમ્હદેવે જે સ્તવન કરેલું છે તેના પ્રતિપદમાં બ્રમ્હભાવ દર્શિત કરેલો છે; પરંતુ કથારસનો ભંગ અને કાઠિન્યના ભયને લીધે વર્ણન કરવામાં આવતું નથી. માત્ર સુગમ અર્થજ દેખાડીએ છીએ.)

જેમને સર્વકૃત્યમાં પરમાત્મા વશીભૂત થએલો હોય છે અને અલભ્ય સુખ પ્રાપ્ત કરી આપે છે તે સજ્જનોને જ્ઞાન પ્રાપ્તી માટે વજ્રસાર

સમાન પ્રયાસ કરવાની શી જરૂર ! 'હે મિત્રો ! ભોજન છોડવું નહિ; તમારા વાછરડાંઓને હું શોધી લાવું છું.' આવી રીતના પરમાત્માના મુખથી નિકળેલા વચનરૂપી સુધાથી જેમના કર્ણરૂપી પાત્ર પરિપૂર્ણ ભરેલા છે તે ગોપાલબાલકોએ, જો કે પરમાત્મા અજીત છે તોપણ, તેમને જીત્યા નથી એમ કોણ કહી શકે ? માટે ભક્તિનું અવલંબન શ્રેષ્ઠ છે એ ભાવ પ્રગટ કર્યો તે યથાર્થ છે ! જેવી રીતે ગંગા, **अनंत** (આકાશ) પદને સુશોભિત કરે છે અને **शिव** (શંકર) ને ઉલ્લાસિત કરનારી છે તદનુસાર, ઇશભક્તિરૂપ ઝરો પણ **अनंतपद** (વૈકુંઠ)ને સુશોભિત કરીને **शिव** (અદ્વૈતકલ્યાણ) નો ઉલ્લાસ કરી દે છે. તેનો પરિત્યાગ કરીને જે લોકો ગુફામાં બેસી, જેનો માર્ગ પણ ખબર નથી અને શ્રુતિ (કાન, વસ્તુતઃ વેદ)માંજ કેવળ જેની સુંદરતા છે, એવી જ્ઞાનરૂપ વાપીને શોધવાનો પ્રયત્ન કરે છે તેઓ શ્રમરૂપી ફળનોજ લાભ સંપાદન કરે છે, આ બ્રહ્મવાક્ય સત્ય છે, એમાં કાંઇ પણ સંદેહ નથી.

પરમાત્માના ચરણ કમલનો પ્રસાદ થવામાં 'ભક્તિ શ્રેષ્ઠ છે કે જ્ઞાન શ્રેષ્ઠ છે ?' આવી રીતે પોતપોતાની અભિરૂચી પ્રમાણે વાદવિવાદ કરી, કેટલાક ભક્તિશ્રેષ્ઠ અને કેટલાક જ્ઞાનશ્રેષ્ઠ, એવો આગ્રહ કરનારા જગતમાં ઘણા લોકો છે. પરંતુ ભક્તિશ્રેષ્ઠ છે એવો નિર્ણય અનેક સાધુ પુરૂષો કરતા થયા, કે જે જગતમાં સાક્ષીભૂત થઇ રહ્યા છે. બ્રહ્મદેવ જ્ઞાન શ્રેષ્ઠ છે એમ પ્રથમ વાદ કરતા હતા, પરંતુ સાંપ્રત ભક્તિપ્રભાવનો અનુભવ આવવાથી ભક્તોએ તેમને જીત્યા એ સ્પષ્ટ થયું હવે આના પર કોઇ કહેશે કે, અનેક સત્પુરૂષોએ પ્રસિદ્ધ કરેલી અને વિવાદરહિત જો પ્રભુ ભક્તિ છે તો, તેને છોડી કેટલાક લોકો નિરંતર આત્મબોધ થવાને વાસ્તે કેમ ઉદ્યમ કરે છે ! તો તેનું કારણ આ છે. આપણે અંગિકાર કરેલા માર્ગનો જો ત્યાગ કરવામાં આવે તો લૌકિક દૂષણ પ્રાપ્ત થશે, એમ ભય ધારણ કરી તેઓ કષ્ટમય આત્મોપાસનાજ કરે છે. જેમણે, ગોપાલ સ્ત્રીથી લઇને પંડિતો (જ્ઞાની) સુધી સર્વના અભીષ્ટ અર્થ પૂરણકરનારા જે પરમાત્માનું સુંદર રૂપ તે પોતાની દ્રષ્ટીથી દેખ્યું નહિ તેમને ઉપનિષદ્ ભલે કહે કે, 'ગુરૂને શરણ જઇને વેદાંત વાક્યોથી આત્માનું શ્રવણ કરવું તથા મનમાં મનન કરવું અને પછી તેનું ધ્યાન કરવું તેથી આત્મા સાક્ષાત્ થાય છે.' પરંતુ આ ગોપાલોએ આ વિધિ ક્યાં કર્યો હતો, કે જેથી ભગવાન્ તેમને સદૈવ સાક્ષાત્ થયા હતા ? અતએવ બ્રહ્મદેવે જે કહ્યું કે, પરમાત્મભક્તિમાં જે સાર્વકાળ નિરત થાય છે તેની અભીષ્ટ વસ્તુ શીઘ્ર તેને મળે છે, તે

યથાર્થજ છે ?

આ જગતમાં 'પ્રજાપતિ જ્યેષ્ઠ છે' એમ લોકો કહે છે; પણ હે પ્રભુ! તમે અખિલ જગતના ગુરુસ્થાનમાં હોવાથી જ્યેષ્ઠ રૂપથી વિદ્યમાન છો તો પછી, તમારી આગળ બ્રહ્મદેવ જ્યેષ્ઠ કેમ થઇ શકે ? અને તેનો નિર્ણય પણ ત્યારે થયો કે, તેમના સમાન આ જગતમાં બીજું કોઇ પણ અજ્ઞતામાં જ્યેષ્ઠ નથી શા પરથી ? તો, જુઓ ! ન્હાના ન્હાના ગોપબાલકો જેને જાણી શક્યા તેમને બ્રહ્મદેવ જાણી શક્યા નહિ. લોકવાયકા એવી છે કે, 'અતિ વૃદ્ધ હોય છે તેનેજ ભ્રાંતિ થાય છે' આ વચનની પણ યથાર્થતા તેમનામાં થઇ એમ સમજવું. કેમકે, તે લોકોના પિતામહ કહેવાય છે અને પિતામહ અતિવૃદ્ધ હોય છે એ પ્રસિદ્ધજ છે. ત્યારે તેમને ભ્રમ થયો એમાં તે શું આશ્ચર્ય ! અને તેમનામાં આવી રીતે અદૃષ્ટપૂર્વ ભ્રમ ઉત્પન્ન થવાથી પરમાત્માની છલના કરવા માટે તેમની પ્રવૃત્તિ થઇ, એમ સમજવું. બીજું પણ જુઓ !

લોકોનું અદૃષ્ટ (દૈવ) કેવું છે તે પોતે જાણવાવાળા, પણ તેમણે પોતાનાજ અદૃષ્ટને જોયું નહિ એ કેટલું આશ્ચર્ય છે? અથવા આશ્ચર્ય પણ શાનું! અદૃષ્ટમાં અપમાનજ હોવાથી તેમને તે જોવાની ઇચ્છા ન થઇ. અગ્નિની જ્વાળા અગ્નિથી પોતાનો ભિન્નભાવ સમજે છે, પરંતુ અગ્નિનું કાર્ય (અગ્નિથી ઉત્પન્ન થવું તે) હું છું તથા તે મારો આત્મા (સ્વરૂપ) છે એમ જાણતી નથી અને તેથીજ અભિમાન કરે છે પણ કારણરૂપ અને આત્મરૂપથી સ્થિત જે અગ્નિ તેના મનમાં તે અભિમાન થતું નથી. તદ્દનુસાર બ્રહ્મદેવે પોતાને ભગવાનથી ભિન્ન માનીને અભિમાન કર્યું, પરંતુ આખરમાં શરણ થઇને પ્રાર્થના કરવી પડી કે "હે પ્રભો ! અનંતકરોડ બ્રહ્માંડ જે તમારા ઉદરમાં સમાય છે, તો ત્યાં અણુ જેવડો મારો અપરાધ તે કેમ નહિ સમાય? અને તમને તે શું ભારભૂત થાય ? નહિજ. અતએવ તમે ક્ષમા કરો. યદ્યપિ કોઇનો પુત્ર વિદ્વાન્, સકલ લોકમાન્ય અને સંતતિયુક્ત થયો તો પણ, તેના પિતા તો તેને ન્હાના બાળકની પેઠેજ જુવે છે અને પાલન કરે છે. તે નિયમાનુસાર, હું પણ આપનો પુત્ર હોવાથી મારાપર આપની દૃષ્ટિ બાલકવત્ થઇ આપ મારૂં રક્ષણ કરશો એમ હું આશા રાખું છું.!!

બ્રહ્મદેવનું વચન શ્રવણ કરીને પરમાત્મા પણ તેમને કહેવા લાગ્યા કે હે કમલજ ! તમે એવો વિચાર કર્યો હતો કે, 'હું આ સકલ વત્સોને હરણ કરી એને મોહિત કરૂં.' પરંતુ આ વાત તમારા ખ્યાલમાં ન આવી કે, હું

પણ તેમનો **વત્સ** (પુત્ર) રૂપ છું. અર્થાત્ **વત્સ** (બાલ, અજ્ઞ) રૂપતાથી તમારી નજર દૂર પહોંચી નહિ અને તમે પોતાની ઉક્તિથીજ મોહિતબુદ્ધિ થઇને આવું કર્મ કરવાને તૈયાર થવા. આમાં કંઈ મ્હેં તમને મોહિત કર્યા નથી એમ સમજવું. માંગ્યા વગર બ્રહ્મદેવે વત્સ અને વત્સપાલ પાછા લાવી આપ્યા. કેમ ન આપે? જેમણે પોતાની માયાથી વત્સ અને વત્સપાલોને મોહિત કરી મુકયા, તે બ્રહ્મદેવનીજ માયા જેમણે વિફલ કરી, તે પરમાત્માને 'અમારા વાછરડાં અને ગોપાલબાલકો પાછા લાવી આપો' એમ બ્રહ્મદેવને સ્વતંત્ર રીતે કહેવાની શી ગરજ! તેમણેજ ઝટ પાછા લાવી પૂર્વ સ્થાનમાં, પૂર્વ સ્થિતિમાં તેમને મુકી દીધા તે યોગ્યજ !

ગોપાલોએ ગોવત્સની સાથે આવેલો પોતાનો મિત્ર જોઇને આમ કહ્યું કે, 'હે કૃષ્ણ! અમે તમારા વિના હજી સુધી એક કોળિઓ પણ લીધો નથી, તમે જલ્દી આવો તો ભોજન કરશું.' તેમાં એ ભાવ સમજવો કે, જેના પ્રસાદથી ગો (ઇન્દ્રિય) સમૂહ સ્વસ્તિ ક્ષેમ રહે છે, તે (પરમાત્મા)ને છોડીને જે કોઈ અન્નાદિ પદાર્થનું સેવન કરે છે તે આ જગતમાં કૃતઘ્નશ્રેષ્ઠ થાય છે. માટે પ્રથમ પ્રભુને સકલ પદાર્થોનું નિવેદન અને બાદ તેમનું સેવન થાય તોજ કૃતજ્ઞતા પ્રાપ્ત થશે.

શ્રીકૃષ્ણ પરમાત્માએ તેમની સાથે ભોજન કરીને એ ભાવ બતાવ્યો કે, મ્હેં આપેલા ભોગ્ય પદાર્થ હરણ કરવાને માટે **વિધિ** (દૈવ, બ્રહ્મદેવ) પણ સમર્થ થતો નથી. જો હોત તો, પહેલા સમાન તે સઘળાં ગોપાલબાલકો તે સ્થાનમાં હાથ ઉપર તથા પત્ર ઉપર જે જે ભક્ષ્ય લઇને બેઠા હતા તે સાથે કૃષ્ણની રાહ જોતા કેમ સ્થિત થાત? નહિજ. તથા પરમાત્માએ પણ તેજ અન્ન તેમની સાથે ત્યાં ભક્ષણ કર્યું તે ઉપરથી એજ સિદ્ધ થાય છે.

બ્રમ્હાનુસંધાન કરનારા એવા તેમને વચમાં ગએલો કાલ વિદિત ન હોવાથી ગોકુલમાં ગયા પછી 'આજેજ અમે જોયુ" ઇત્યાદિ તેમનું જે બાપણુ થયું તે યોગ્યજ સમજવું. શુકદેવજીએ કહ્યું, 'આત્મ પ્રીતિથી સર્વ પ્રિય હોય છે' એ શ્રુતિવાકય તું જાણે છે અને કૃષ્ણજ પરમાત્મા છે, તો પછી તમારો આ સવાલ કેવો? અને એનો જવાબ પણ શો? આવી રીતે પરમાત્માએ કુમાર અવસ્થામાંજ જ્ઞાન પરિપૂર્ણ ક્રીડા કરીને, પ્રલ્હાદનો ઉપદેશ જે દૈત્ય બાલકોને થયો હતો કે, 'દેહ ક્ષણભંગુર હોવાથી કુમાર અવસ્થામાંજ ભાગવત ધર્મનું અનુષ્ઠાન કરવું' તે સફલ કરી બતાવ્યો. માટે બુદ્ધિમાન્ મનુષ્યે દેહ સાફલ્ય કરવાને માટે બાલપણથી પરમાર્થ સંપાદન

કરવામાં દૃષ્ટી રાખવી, એ ભાવ અંહી પ્રદર્શિત થાય છે.

॥ इति शिवम ॥

## અધ્યાય પંદરમો.

**ततः पंचदशे धेनुपालनं धेनुकार्दनम ।**
**कालियक्ष्वेडतो गोपरक्षणं च निरूप्यते ॥**

**અર્થ**:—આ પંદરમા અધ્યાયમાં, શ્રીકૃષ્ણે કરેલું ધેનુપાલન, ધેનુકાસુર નાશ તથા કાલિય સર્પના વિષથી ગોપાલોનું રક્ષણ ઈત્યાદિનું નિરૂપણ કરવામાં આવે છે.

શુકદેવજી કહે છે કે હે રાજા! જ્યારે રામકૃષ્ણ પૌગંડ વય (૭ વર્ષથી દશ વર્ષના અંદરની અવસ્થા)માં આવ્યા ત્યારે ગાયોનું પાલન કરવાને લાયક થયા એમ નંદાદિ ગોપોને લાગ્યું; અને ત્યાર પછી તે બન્ને, પોતાના મિત્રોને સાથે લઇને વૃંદારણ્યમાં જવા લાગ્યા તથા પોતાના ચરણોયી તે વનને પવિત્ર કરવા લાગ્યા. પાણી તથા ખડ વિપુલ હોવાથી તે સ્થાન પશુઓને હિતકારક હતું. તેમાં એક સમયે બલભદ્ર તથા ગોપાલોની સાથે શ્રીકૃષ્ણ પધાર્યા. તે વન ભ્રમર, મૃગ અને પક્ષીઓના મધુર શબ્દોથી અને કમલોના સુગંધયુક્ત પવનથી વ્યાપ્ત થએલું જોઇને, ત્યાં શ્રીકૃષ્ણજીએ ક્રીડા કરવાનો મનમાં વિચાર કીધો. ફલપુષ્પોના ભારથી નમ્ર થએલા વૃક્ષોની શાખા રાતાં કુંપળિયાઓથી પોતાના ચરણોને સ્પર્શ કરે છે એમ જોઇ, શ્રીકૃષ્ણ હસતા હસતા મોટાભાઇને કહેવા લાગ્યા.

હે દેવાધિદેવ, રામ! આ વૃક્ષો પોતાની શાખાઓથી ફૂલ તથા ફલ ઈત્યાદિ પૂજાનું સાહિત્ય લઇને તમારા ચરણોને પોતાના અગ્રભાગરૂપી મસ્તકો વડે નમન કરે છે કે, જે પાપથી પોતાને વૃક્ષનો જન્મ પ્રાપ્ત થયો છે તે પાપનો નાશ થઇ જાય. આ ભમરાઓ જુઓ! તમારૂં યશગાયન કરી રહ્યા છે. હું માનું છું કે, આ વનમાં તમે મનુષ્યરૂપથી ગુપ્ત થઇને વિચરો છો, તેથી ઋષિસમુદાય પણ ભમરાઓનું સ્વરૂપ ધારણ કરીને તમારો ગુપ્તરૂપથી સમાગમ તથા કીર્તિનું ગાયન કરે છે; પણ છોડતા નથી. હે રામ! આ તરફ જુઓ, મયુરો નાચે છે તથા મૃગસ્ત્રીઓ ગોપીઓની પેઠે પોતાની દૃષ્ટિથી તમને આનંદ આપી રહી છે. તમે અમારે ઘેર આવેલા છો એમ સમજીને કોયલ પક્ષી પણ સજ્જન પુરૂષની પેઠે, પોતાની મધુરવાણીવડે તમારો સત્કાર કરે છે. અતએવ જો કે આ પ્રાણીઓ અરણ્યમાં વસે છે તોપણ ભાગ્યશાળી છે. હે ભાઇ બલરામ! આ ભૂમી, ખડ અને લતાઓ

તમારા ચરણનો સ્પર્શ થવાથી તથા પર્વત, મૃગ, પક્ષી તમારી કૃપાદ્દષ્ટીથી ધન્ય થયા છે. તમારા વક્ષઃસ્થળના આલિંગનથી ગોપીઓ પણ કૃતાર્થ થઇ છે. આવી રીતે વૃંદાવનની શોભા જોઇને શ્રીકૃષ્ણ આનંદિત થઇને, પ્રતિદિન ગોવર્ધન પહાડસમીપ નદીને કિનારે, ગાયોને ચરાવતા ચરાવતા ક્રીડા કરતા હતા.

કોઇ કોઈ સમયે ભ્રમરોનો ગુંજારવ શ્રવણ કરી બલરામ સાથે તેઓ જાતે ગાયન કરતા હતા; કોઈ વેળા હંસના શબ્દસમાન શબ્દ કરતા હતા; એકાદ સમયે મયૂરનું નાચવું જોઇને પોતે પણ નાચતા હતા; કદી કદી મેઘસમાન ગંભીરવાણીથી દૂર ગએલી ગાયોને બોલાવતા હતા તો, કદી ચકોર, ક્રૌંચ, ચક્રવાકાદિ પક્ષીઓના શબ્દ જેવાજ પોતે પણ અવાજ કાઢતા હતા. કોઇ વખતે, વ્યાઘ્રસિંહની ગર્જના શ્રવણ કરીને પશુસમાન પોતે પણ ભયભીત થઇને ભાગી જતા. બલરામ કદી ક્રીડાથી થાકયા હોય તો તેમની પોતે જાતે ચરણ સેવા કરીને તેમને સુખ આપતા હતા; ગોપાલો નૃત્ય તથા ગાયન કરે ત્યારે બલરામ સાથે પોતે તેમની પ્રશંસા કરતા. કદી રમતા થાકી ગયા હોય ત્યારે, પલ્લવની શય્યા ઉપર વૃક્ષમૂલમાં ગોપાલોના ખોળામાં મસ્તક મૂકીને સુતા ત્યારે, કેટલાક ગોપબાલકો તેમના ચરણ દાબતા અને કેટલાક પલ્લવ નિર્મિત પંખાથી પવન નાંખતા હતા, તથા તેમના પ્રભાવને અનુસરીને ગાયન ગાઇ તેમને રીઝવતા હતા. આવી રીતે પરમાત્માએ પોતાનું સત્યસ્વરૂપ ગુપ્ત રાખીને ગોપાલપુત્રનું રૂપ લીધું હતું તેથી, તે ગોપાલબાલકોની સાથે તેમણે તેમના જેવીજ બાલ્યલીલા કરીને કાલ ક્રમણા કરી. અસ્તુ !

એક સમયે સુદામા નામનો ગોપાલ અને સુબલ, સ્તોક, કૃષ્ણાદિ બીજા પણ ગોપાલો રામકૃષ્ણને પ્રેમથી કહેવા લાગ્યા કે, હે રામ! હે કૃષ્ણ ! અહિંથી થોડેક છેટે તાડ વૃક્ષોના સમુદાયથી ભરેલું એક મોટું અરણ્ય છે. એ વનમાં પાકેલાં ફળો ભૂમીઉપર ઘણાં પડ્યાં છે; પરંતુ ધેનુકાસુર લેવાને પ્રતિબંધ કરે છે. તે ગધેડાનું રૂપ લઇને પોતાના સજાતીય એવા ઘણા અસુરોની સાથે ત્યાં રહે છે, તેથી ત્યાં કોઈ પણ જઇ શકતું નથી; કારણ કે તે મનુષ્યોને ભક્ષણ કરે છે. એટલુંજ શું ! પણ પશુ પક્ષીઓએ પણ તેના ભયથી તે સ્થાન છોડી દીધું છે. ત્યાંના ફળોની સુગંધ તો જુઓ, કેવી અહિં સુધી આવી રહી છે ! તે ફળો ખાવાની ઇચ્છા અમને થઈ છે તો અમને મેળવી આપો. અમારૂં વચન તમને રૂચતું હોય તો, તે ફળો લાવવાને આજેજ તમે ત્યાં ચાલો.

આવી રીતે રામકૃષ્ણ પોતાના મિત્રોનું વચન સાંભળી હસવા લાગ્યા અને તેમની કામના પૂરી પાડવાને માટે તે બન્ને તેમની સાથે ત્યાં ગયા. બલભદ્રે પોતાના બાહુબલથી તાડને હલાવી હલાવી ઘણા ફળો નીચે પાડયા. તે પડતાં ફળોનો શબ્દ સાંભળી ધેનુકાસુર ક્રુદ્ધ થઇને ધરતી ધ્રુજી જાય એટલા વેગથી દોડતો આવ્યો, ને તેણે બલરામની છાતીપર પોતાના પાછલા પગથી પ્રહાર કર્યો, તથા ગધેડાની પેઠે ભૂંકારો કરતો દોડવા લાગ્યો. થોડા વખતમાં પાછો આવ્યો અને બલરામને મારવાને માટે પાછલા પગ ઝાટકવા લાગ્યો. એટલામાં બલભદ્રે એકજ હાથથી તેના બન્ને પગ પકડયા અને તેને ખૂબ ફેરવ્યો. પછી ફેરવવાથી તે મરી ગયો છે એમ જોઇ તેને એક તાડના ઝાડપર પછાડયો. દૈત્યનું શરીર પ્રચંડ હોવાથી તેના ભારથી તે તાડનું ઝાડ પડખેના તાડ ઉપર પડયું; તે પણ તુટીને બીજાપર પડયું, તે ત્રીજા ઉપર, ત્રીજું ચોથા ઉપર; આવી રીતે તે ગધેડાનું શરીર પછાડવાથી તે સઘળા તાડ વૃક્ષો, પ્રચંડ પવનથી હલાવેલા હોય, તેમ હાલી ગયા. શેષાવતાર બલરામે આ કામ કીધું તેમાં કંઇ આશ્ચર્ય ન માનવું.

ધેનુકાસુરનો નાશ થવાથી તેના જ્ઞાતીભાઇ અનેક ગર્દભરૂપધારી દૈત્યો ચારે બાજૂથી રામકૃષ્ણ ઉપર દોડી આવ્યા. ત્યારે રામકૃષ્ણ એકેકના પાછલા પગ પકડીને તાડના વૃક્ષઉપર ફેંકવા લાગ્યા. તે સમયે તે ભૂમી પ્રદેશ તુટી પડેલા તાડ વૃક્ષોના અગ્ર ભાગથી અને પડેલા ફળોથી તથા દૈત્યોના પડેલા શરીરોથી, રાતા, સફેદ અને કાળા વર્ણના વાદળાંઓથી છવાએલા આકાશની પેઠે દેખાતો હતો.

આવી રીતે રામકૃષ્ણનું મહત્કર્મ જોઇને દેવતાઓએ પુષ્પવૃષ્ટી, ગંધર્વોએ ગાયન તથા ઋષિઓએ તેમની સ્તુતિ કરી. ધેનુકાસુર મરી જવાથી સઘળા નિર્ભય થયા અને ત્યારથી ત્યાં ગોપાલો તથા બીજા પણ મનુષ્યો તાડના ફળો ખાવા લાગ્યા અને પશુઓ પણ તે વનમાં ખડ ચરવા લાગ્યા. બાદ બલભદ્રની સાથે શ્રીકૃષ્ણ ગોકુલમાં આવવાને પાછા વળ્યા ત્યારે ગોપાલો પણ તેમની સ્તુતિ કરવા લાગ્યા. મોરલી વગાડતા શ્રીકૃષ્ણ પોતાના મિત્રોની સાથે વનમાંથી આવ્યા એમ સાંભળ્યું ત્યારે, તેમનું મુખારવિંદ જોવાને માટે ગોપીઓ ભેગી થઇને સામી આવી. શ્રીકૃષ્ણના વિયોગથી સંતપ્ત થએલાં તેમના શરીરનો તાપ, જ્યારે તેમણે તન્મુખ સંબંધિ મકરંદ નેત્રરૂપી ભ્રમરોથી પાન કર્યો ત્યારે શાંત થયો. પછી તેમણે પણ, તે ગોપીઓએ કરેલો પૂજનાદિ સત્કાર સ્વીકાર કરીને, ગોકુલમાં પ્રવેશ કર્યો. ઘેર આવ્યા પછી યશોદા રોહિણીએ તેમને સમયાનુરૂપ આશીર્વાદો આપ્યા. તે પછી તેમણે

સ્નાન વગેરે કરી સુંદર વસ્ત્રો પરિધાન કર્યાં અને યશોદા માતાએ લાવી આપેલું મધુર અન્ન સેવન કરીને શયનમાં સુખેથી સુઈ ગયા.

હે રાજા ! ભગવાન્ શ્રીકૃષ્ણ એક સમયે બલરામ વિના, પોતાના મિત્રો તથા ગાયોની સાથે લઈને યમુનાપર ગયા. ગ્રીષ્મઋતુના તડકાનો ઘણો તાપ લાગવાથી સર્વ ગોપાલો તથા ગાયો અને તેમનાં વાછરડાં તપી ગયા અને તેથી તેમને તૃષા લાગી; ત્યારે તેમણે યમુનાજીનું જલ વિષથી દૂષિત થએલું હતું છતાં પાન કર્યું. દૈવથી તેમનું અંતઃકરણ મોહિત થઈ જવાથી, જો કે તેઓ જાણતા હતા કે આ જલમાં વિષ છે તો પણ, પાન કરીને ગત પ્રાણ થઇ જળની પાસે પડયા. કૃષ્ણે પોતાના ભકતોની આવી સ્થિતિ જ્યારે જોઈ ત્યારે, અમૃતવૃષ્ટિ કરનારી પોતાની અમીદૃષ્ટીથી તેમને જીવતા કર્યાં. જ્યારે તે બધા સાવધ થયા અને જળ પાસેથી ઉઠયા ત્યારે વિસ્મિત થઇને એક બીજાની સામે જોવા લાગ્યા. તેમણે જાણી લીધું કે, અમે વિષજળ પાન કરીને મરી ગયા હતા તોપણ પાછા જે સજીવ થયા છીએ, તે શ્રી-કૃષ્ણની કૃપાદષ્ટીનુંજ ફળ છે.

## ભાવાર્થદીપિકા.

પાંચ વર્ષની ઉમ્મર થતા સુધીની કુમારાવસ્થામાં ભગવાન્ વત્સપાલ હતા, તે છ થી દશ વર્ષ પર્યંતની પૌગંડ અવસ્થામાં **ગોપાલ** બન્યા. **ગો** (ઇન્દ્રિય) **પાલન** કેવી રીતે કરવું જોઇએ તે ગોપાલ થઇને તેમણે બતાવ્યું છે, તે દેખાડીએ છીએ.

આત્માનુસંધાન કરનારાં જ્ઞાનીએ **ગો** (ઇન્દ્રિય) રક્ષણ એવું કરવું જોઇએ કે જેથી તેમને કદી અને કયાંઈ પણ સંભ્રમ અથવા દુર્માર્ગભીતિ ઉત્પન્ન નહિ થાય; તથા **તાર** (પ્રણવ) થી ઉત્પન્ન થનારા બ્રહ્મરસરૂપ ફળનો આસ્વાદ ગ્રહણ કરવાની ઇચ્છા પણ થાય. એ અર્થ સ્પષ્ટ કરી બતાવવાને માટેજ માનો પરમાત્મા **ગો** (ધેનુ) રક્ષક થયા. દષ્ટાંતમાં સમજવું યોગ્ય છે કે, ગોપાલબાલકો પરમાત્માનો આશ્રય કરી ગો-પાલન કરતા હતા માટે, ભ્રમરહિત અને ભીતિરહિત થએલા તેમને **તાલ** (તાર) ફળનો રસ ચાખવાની ઇચ્છા થઇ. **ર** અને **લ** નો અભેદ હોવાથી **તાલ** તથા **તાર** શબ્દ એકજ જાણવો.

'પરમાત્માએ બલરામનું વર્ણન કર્યું' તેનું કારણ એ છે કે, તે અગ્રજ ( મોટા ભાઈ) હતા. યદ્યપિ પરમાત્મા બધાથી અગ્ર છે તોપણ આ

અવતારમાં તેમણે પોતાની અગ્રતા બલરામને અર્પણ કરેલી હતી તેથી, બલરામે જો આવી રીતે શ્રીકૃષ્ણનું વર્ણન, સત્કાર કર્યો હોત તો, તે ઠીક નહિ દેખાત. માટે તેઓ અગ્રજ બલરામનું સ્તવન કરતા થયા, તે યોગ્યજ.

'વૃક્ષ બલરામના ચરણને વંદન કરે છે.' એમ જે કહ્યું તેમાં એ ભાવ જાણવો. વૃક્ષ પૃથ્વીથી ઉત્પન્ન થાય છે માટે પૃથ્વી તેમની માતા થઇ, અને તેને મસ્તકપર ધારણ કરનારા જે શેષ તેનોજ અવતાર બલરામ છે. તો હવે જુઓ કે, પોતાની માતાને જેમણે નિરંતર પોતાને માથે ધારણ કરી છે અને જે તેનું રક્ષણ કરે છે તે પાસે આવે તો, વૃક્ષો આનંદિત થઇને કેમ નમન નહિ કરે? તેમાં તેઓ '**कुलीनमूल**' હતા. એટલે સત્કુલોત્પન્નમાં મૂલભૂત, વસ્તુતઃ **कु-लीन-मूल** કુ (પૃથ્વી)માં જેમના મૂળ વિલીન છે એવા હતા. (એમ બે અર્થ સમજવા.) કુલીન પુરૂષ, ભારાર્ત થએલી પોતાની માતાને મસ્તકપર ધારણ કરીને એટલે પૂજ્ય માનીને, તેનું રક્ષણ કરનારો પોતાને ઘેર આવે તો ફળ પુષ્પાદિ ઉપચાર સમર્પણ કરીને તેને નમન કરે છેજ. તે ન્યાયાનુસાર વૃક્ષોએ કર્યું તે ઠીકજ! અથવા '**रिक्तपाणिर्न पश्येत्तु राजानं देवतां गुरुं**' ગુરૂ, દેવ અને રાજા એમનું એકેકનું દર્શન કરવું હોય તોપણ ખાલી હાથે જવું નહિ, એવો નિયમ છે. તો પછી, અંહી બલરામમાં તો રાજત્વ, દેવત્વ અને ગુરૂત્વ એ ત્રણે નિવાસ કરતા હોવાથી, પોતાના પલ્લવરૂપ હાથમાં ફલોપાયન લઇને ભુમીથી ઉત્પન્ન થએલા વૃક્ષ ભૂમિપાલ બલરામને નમન કરે છે એમ જે કહ્યું તે બરાબર છે.

'ભ્રમરોને મુનિની ઉપમા આપી તેપણ બરાબર છે.' શ્રીપતિના પદારવિંદમાં જેની રતિ હોય છે, અને જે નિરંતર તેમની લીલા ગાયન કરવામાં પોતાનું ચિત્ત લીન કરે છે, તે ગમે તેવો હોય તોપણ તેને મુનિ શ્રેષ્ઠ જાણવો, એમ પરમાત્માએ અંહિ સ્પષ્ટ કર્યું. '**अपि चेत् सुदुराचारो**' ઇત્યાદિ ગીતાવચન પણ તેને માટે પ્રમાણીભૂત છે.

'મયૂર નાચવા લાગ્યા' કેમ? તો, અમારો પિચ્છસમૂહ પતિત થયો (જાતિ ભ્રષ્ટ થયો, વસ્તુતઃ પડી ગયો) તો પણ, જેણે મસ્તકપર અલંકાર ભૂત કર્યો છે તે બલરામને જોઇને મોર ઘણા આનંદિત થઇને નાચવા લાગ્યા તે યોગ્યજ સમજવું. પતિતને અલંકૃત કરનારો તેની જાતિ તરફથી સત્કારને પ્રાપ્ત થાય છે.

'કોકિલપક્ષી પોતાના મધુર શબ્દથી બલરામનું આગત સ્વાગત કરે છે એમ કહ્યું' તે પરથી આ ભાવ સમજી લેવો કે, જે લોકો પરાન્નજીવી

હોવાથી અતિથીને અન્નદાન કરવામાં સમર્થ થતા નથી, તેમણે પોતાની મધુર વાણીથી અતિથીનો આદર પૂર્વક સન્માન કરવો. કોકિલના '**પરપુષ્ટ, પરભૃત**' એમ બીજા નામ કોષમાં છે. સારંશ, જે લોકો પોતાને ઘેર અતિથિ આવેલા જોઇને રસાલવાણીથી તેમનો સત્કાર કરે છે, તથા જે તેમનું આનંદથી દર્શન કરે છે, અથવા જે મસ્તકથી તેમને વંદન કરે છે; કિંવા તેમને ફલાર્પણ કરવાની બુદ્ધિ જેમને થાય છે, તેજ આ પૃથ્વીઉપર સત્ય સત્પુરૂષ છે; આવી રીતે પરમાત્માએ વૃક્ષ, ભ્રમર, મયૂર, કોકિલ ઇત્યાદિકોના નામનું વર્ણન કરીને પ્રસિદ્ધ કરી બતાવ્યું. વસ્તુતઃ વૃક્ષોએ પ્રણામ, ભ્રમરોએ સ્તુતિ તથા કોકિલાઓએ મધુર ભાષણ કર્યું નહોતું; પરંતુ પરમાત્મા દયાળુ હોવાથી, તેમનું સ્વાભાવિક આચરણ સત્કાર રૂપમાં સમજીને, તેમના ઉપર અનુગ્રહ કર્યો એજ સત્ય સમજવું.

હંસ, ભ્રમર, મોર, પોપટ, ચકોર, ચક્રવાક ઇત્યાદિ પક્ષિઓના શબ્દનું અનુકરણ કરીને તે દ્વારા શ્રીકૃષ્ણજીએ આ બોધ કર્યો કે, અખિલ વિશ્વની જે ક્રીડા થાય છે, તેજ મારી ક્રીડા છે. તેથી ભિન્ન નથી; તથા સાંપ્રત જેવી હું ચેષ્ટા કરી રહ્યો છું તેજ પ્રકારની ચેષ્ટા આ સર્વ વિશ્વ કરે છે. તથા બલરામની સેવા કરીને શ્રીકૃષ્ણ પરમાત્માએ આ ભાવ દેખાડયો કે, તત્વજ્ઞ પુરૂષે પણ લોકપાવન મર્યાદાનું ઉલ્લંઘન નહિ કરવું જોઇએ. શ્રેષ્ઠ વડિલ પુરૂષોની, ગુરૂની, દેવની નિરંતર સેવા કરીને લોકસંગ્રહ કરતા રહેવું.

'રામ અને કૃષ્ણ એ બન્ને જણાની પાસે ગોપાલોએ તાલવૃક્ષના ફ-ળોની યાચના કરી' તેમાં આ ભાવ જાણી લેવો. ભકિત અને યોગ એ બન્નેના અનુસંધાનથીજ તાર-વૃક્ષનું રસયુકત ફલ આસ્વાદન કરવાને માટે મળે છે. ( સંસ્કૃતમાં **ર** અને **લ** નો ભેદ માનવામાં આવ્યો નથી; તેથી તાલના સ્થાનમાં તાર સમજવું ) તારનો અર્થ પ્રણવ થાય છે અને તે અત્યંત ઉચ્ચ (સકલ મંત્રોમાં શ્રેષ્ઠ) હોવાથી તેને તાલવૃક્ષ સમાન કહેલો છે. તેનું ફળ આનંદરસરૂપ પરબ્રમ્હજ છે. તેનો અનુભવ ભકિત અને યોગ (સમાધિ) થીજ શીઘ્ર થાય છે. માટે ગોપાલોની બન્ને પાસે પ્રાર્થના થઇ તે યોગ્યજ.

'તે અરણ્યના ફલને ધેનુકાસુર પ્રતિબંધક થયો હતો.' તેપરથી આપણે પણ સમજવું જોઇએ કે, સંસારારણ્યમાં ઉત્પન્ન થએલી જે રસરૂપ વસ્તુ, અર્થાત્ ભકતો માટે અવતરેલી આનંદરૂપ પરમાત્મમૂર્તિ, તેની પ્રાપ્તિ થવામાં અત્યુગ્ર ક્રોધ પ્રતિબંધક થાય છે.

'મિત્રવચન સાંભળીને તેમની ઇચ્છા પૂર્ણ કરવાને માટે હર્ષયુકત

અંતઃકરણથી રામ અને કૃષ્ણ ત્યાં ગયા.' કેમ ન જાય? આકૃતિથી સુંદર અને પ્રકૃતિથી દુષ્ટ એવો જે બક આવ્યો હતો તેની પણ પરમાત્માએ ઉપેક્ષા ન કીધી. તો, આકૃતિથી પણ ખલ (ખર-ગધેડો) અને પ્રકૃતિથી પણ ખલ (દુષ્ટ) તથા ખલસમૂહયુક્ત જે આ ધેનકાસુર તેને પ્રભુ કેમ શિક્ષા નહિ કરે? અને તેથીજ તે ગોપાલબાલકોનું ભાષણ શ્રવણ કરીને તેને શિક્ષા કરવાને માટે હર્ષની સાથે તે ધેનકાસુરના વનમાં પ્રવિષ્ટ થયા; તથા આ વાત સ્પષ્ટ કરીને દેખાડી કે, નિત્ય તૃપ્ત હું પરમાત્મા મારા પોતાના ભક્તોને, અત્યુગ્ર વિઘ્નોનો પણ નાશ કરીને સત્ફલનો લાભ કરી આપું છું.

'બલરામે તાલવૃક્ષના ફલ પાડવાનું બહાનું કરી આ બોધિત કર્યું' કે, જે **ભૂમિજ** (પૃથ્વીપર ઉત્પન્ન થએલા મનુષ્યો) શીતોષ્ણાદિ સહન કરે છે તથા નિરંતર **વિષ્ણુપદ**નો આશ્રય કરે છે, વનમાં એકાંત પ્રદેશમાં જઇને સ્થિત થાય છે અને મહાન્ તપ કરે છે, તે દૈવયોગથી ખલ સંગતિને પ્રાપ્ત તો તાત્કાલ પોતાના અભીષ્ટ ફલથી ભ્રષ્ટ થશે એમ સમજવું. આ તાલ વૃક્ષો પણ **ભૂમિજ** (પૃથ્વીથી ઉત્પન્ન થએલા છે, તથા ટાઢ તડકો સહન કરે છે. **વિષ્ણુપદ** (આકાશ)નો જેમણે આશ્રય કરેલો છે, યાને આકાશમાં તેઓ ઉંચા વધે છે અને વનમાં જેમની સ્થિતિ છે ઇત્યાદિ મુનિ સમાન તેમનું આચરણ છે. પરંતુ દૈવયોગથી ખલની (ખરરૂપ ધેનુકાસુરની) સંગતિ તેમને થવાથી તેઓ ફલ ભ્રષ્ટ થયા; માટે ખલથી દૂર રહેવું.

'પાછલા પગથી બલરામના વક્ષઃસ્થલપર તેણે પ્રહાર કર્યો' તે પરથી એ સમજવું કે, ખલ, મૂઢ, શૌર્યરહિત મનુષ્ય એ સઘળા પશ્ચાદ્ભાગના પ્રદર્શક થાય છે. તેઓ કદી પણ સજ્જન, પંડિત, શૂરવીરની સન્મુખ થઇને બોલતા નથી. પાછળથીજ ગાળો તથા નિંદા વચનથી તાડન કરે એ વાત સ્વભાવસિદ્ધ છે. અતએવ ખરાસુરે (ધેનુકાસુરે) પોતાની તેવી ગતિ રાખીને તાડન કર્યું તે યોગ્યજ!

'કૃષ્ણે ખરનો નાશ કરવા માટે બલરામની યોજના કીધી પણ પોતે ન ગયા,' તેમાં તેમનો આ હેતુ હતો. યદ્યપિ ખરાંતક રામ સ્વરૂપ હુંજ છું, કારણ પંચવટીમાં મ્હેંજ રામરૂપથી તેને માર્યો હતો, તથાપિ હાલ 'રામ' એ મોટાભાઇનું નામ છે. માટે જો હું મારીશ તો, ખરાંતક કૃષ્ણ છે એમ પ્રસિદ્ધ થશે, અને તેથી 'ખરાંતક રામ છે' એવી જે પ્રસિદ્ધિ છે તે મિથ્યા થશે. તે નામ મિથ્યા ન થાય તે માટે પરમાત્માએ દુષ્ટ ખરાસુરને મારવા માટે મોટાભાઇ રામની યોજના કરી તે યોગ્યજ છે.

'ધેનુકાસુરને તાલવૃક્ષપર કેમ ફેંકી દીધો?' તો, મારા ન્હાનાભાઇએ

પ્રથમ વત્સાસુરના પગ પકડીને તેને વૃક્ષપર ફેંકી દીધો હતો, તો મારે પણ તેમજ કરવું ઠીક છે કે, આ ખરાસુરને વૃક્ષપર ફેંકી દેવો. નહિ તો 'મોટાભાઈ નામથીજ બલી છે પણ કૃતિમાં નિર્બલી' આમ લોકો કહેશે. માટે તે અસુરના બન્ને પગ એક હાથથી પકડીને બલરામે તેને ફેરવ્યો અને તાલ વૃક્ષપર અત્યંત વેગથી ફેંકી દીધો.

'તાલવૃક્ષપર અસુરનો દેહ પડવાની સાથેજ તે કંપિત થયો અને તેના ફળ પડવા લાગ્યા તથા તે બીજા તાલપર પડયો.' તેમાં એમ સમજવું કે, સરલ માણસને ઘણી પીડા થઈ હોય તોપણ તે બીજાને ફળદાનજ કરે છે. જેવી રીતે સરલ તાલવૃક્ષ અસુરનો દેહ પડવાથી પીડિત થયો તોપણ તેણે લોકોને ફળ આપ્યાજ. પરંતુ દુષ્ટના પગ પકડયા હોય અગર ઉંચા સ્થાનપર તેને મોકલવામાં આવે તોપણ, તે દુષ્ટતા છોડતો નથી. આ વાત, તે ખરાસુરના દેહથી તાલવૃક્ષ કંપિત થઇને પડી ગયા તેપરથી સિદ્ધ થાય થાય છે. કેમકે બલરામે તેના પગ પકડયા હતા તથા તેને ઉચ્ચ સ્થાનપર મોકલ્યો હતો.

'બીજાપર અનુપકાર અને ઉપકાર કરવાને માટે ખલસંગતિ અને તેની અસંગતિજ અનુક્રમે હેતુ ભૂત છે,' આવી રીતે પરમાત્માએ તે તાલવનના ઉદાહરણ ઉપરથી લોકોને બતાવી આપ્યું. જ્યાં સુધી તે વનમાં દુષ્ટ ખરાસુરની સ્થિતિ હતી ત્યાં સુધી તેણે કોઈનાપર ઉપકાર કર્યો ન હતો; પણ ખલસંગ છૂટી જવાથી તે વન, પશુ, પક્ષી, મનુષ્ય એમનાપર, ઘાસ, ફલ ઇત્યાદિકોથી ઘણો ઉપકાર કરવા લાગ્યું. અતએવ દુષ્ટની સંગતીજ સદ્દવૃત્તિનો નિરોધ કરે છે એ નિશ્ચયાત્મક જાણી લેવું. સારાંશમાં સમજવાનું કે, સત્ફલથી સુશોભિત એવા તે તાલને ઘણી વખત **आगम** (વૃક્ષ) સમૂહમાં લોકો દેખતા હતા, પણ તે તેમનું જોવું વ્યર્થ થઇ પડતું હતું. કારણ કે, તેની શુદ્ધિ થઈ ન્હોતી માટે ફળ હાથમાં નહિ આવ્યા, પરંતુ જ્યારે પરમાત્માએ ખરાસુરને મારીને તેને (તાલને) નિર્મળ કર્યો, ત્યારેજ તેના રસપ્રદ ફલ આસ્વાદન કરવાને માટે તેમને મળ્યા. તદનુસાર, **तार** (**र ल**એક) એટલે પ્રણવ સદ્રુપ (બ્રમ્હ) ફળથી યુકત છે, તેમાં આનંદરસ ભરેલો છે અને તેને વારંવાર **आगम** (વેદશાસ્ત્ર)માં લોકો જુએ છે. તોપણ, જ્યાં સુધી તેની શુદ્ધિ થઈ નહિ હોય, અર્થાત ગુરૂમુખથી તેનું રહસ્ય સમજીને રાગ-દ્વેપ રહિત થઇને દૃઢાનુસંધાન કર્યું ન હોય, ત્યાં સુધી તેનું જોવું તથા જાણવું નકામુંજ છે. તેની નિર્મલતા થવાથીજ બ્રમ્હરસનું માધુર્ય ચાખી શકાય છે. આ સર્વ વાત, અસુરનો નાશ તથા તાલવનની શુદ્ધી અને ગોપા-

કોને તેના ફલનો લાભ કરી આપી, પરમાત્માએ સૂચિત કરી છે.

'એક દિવસે ભગવાન્, બલરામ વિના ગો અને ગોપાલોની સાથે વૃંદાવનમાં ગયા હતા' તેનો હેતુ તેમના મનમાં એ હતો કે બલરામ એ શેષના અવતાર છે, અને આજે આપણને જમુનાના જલને દૂષિત કરનારા દુષ્ટ કાલિયાને દંડ કરવાનો છે. માટે તેઓ જો સાથે હશે તો, તેમને સ્વકીય જાતીની રક્ષા કરવાની અભિલાષા ઉત્પન્ન થશે, અને તેમની સમક્ષ તેને દંડ કરવો આપણને ભારે થઇ પડશે. કેમકે, તે મોટાભાઈ છે. આમ દૂરવર વિચાર કરીને, અખિલ ગોકુલવાસિઓને આનંદ આપવાને માટે કાલિયામર્દનની ઇચ્છા કરનારા પરમાત્મા, તે દિવસે બલરામને સાથે લીધા વગરજ અરણ્યમાં પોતાના મિત્રો સાથે ગયા, તે યોગ્યજ છે.

'ઉષ્ણતાથી સઘળાને તૃષા લાગી ગઈ, પરંતુ ગોપાલ વિષયુક્ત જલ જાણતા હતા તોપણ તે મણે પાન કર્યું, અને શ્રીકૃષ્ણ પરમાત્માએ પાન નહિ કર્યું.' તેપરથી સમજવું જોઈએ કે, અજ્ઞાની અને જ્ઞાનીમાં વિષયતૃષ્ણા સમાન ઉત્પન્ન થઇ હોય તો પણ, જ્ઞાની વિવેકથી તે વિષયતૃષ્ણાને રોકી રાખે છે, પણ અજ્ઞાની તે વિષય મારક છે એવું જાણતાં છતાં પણ તેનું સેવન કરે છે.

'કૃષ્ણે ગાયોને તથા ગોવાળિઓને પાણી પીતા ન રોકયા,' તેનો ભાવ આ છે. સંસારનદી વિષતુલ્ય વિષયજલથી પરિપૂર્ણ છે, અને તેમાં કાલરૂપ સર્પ સદૈવ જાગૃત બેઠો છે, તથા તેને સ્પર્શ કરવાથી અનંત પ્રાણી મૃત થયા છે, એમ જોવા છતાં પણ લોકો મેદિત થઇને તે ઉપર આસક્તતા રાખે છે, આ વાત સ્પષ્ટ કરવાની હતી. અને બીજું એ પણ દર્શાવવું હતું કે, આમ છે તોપણ, સંસારસંબંધિ વિષયોપભોગ કરનારા લોકો જો મારા ચરણને શરણ આવે અને ભક્તિ કરે તો, હું તેમનો તાત્કાલ ઉદ્ધાર કરૂં છું તે માટે કૃષ્ણ પરમાત્માએ તેમને જલપાન કરતા પ્રતિબંધ કર્યો નહિ, અને મરી ગયા પછી તત્ક્ષણમાં પોતાની દયામૃત દૃષ્ટીથી તેમને જીવતા કર્યા તે યોગ્યજ. તે શિવાય, જન્મકાલમાં દેવકી માતાએ જે સ્તુતિ કરી હતી તેમાં તેણે કહ્યું હતું કે '**मृत्युरस्माद्पैति**' હે પ્રભો! જે તમારો ભક્ત હોય છે તેની પાસેથી મૃત્યુ ભયભીત થઇને દૂર ચાલ્યો જાય છે. તે માતાનું વચન સત્ય કરવાને માટે પરમાત્માએ તેમને જીવતા કરીને પોતાનું ભક્તકલ્યાણકારિત્વ પ્રસિદ્ધ કર્યું, એમ સમજવું. તે ઉપરથી આ સિદ્ધાંત નિકળે છે કે, ગોવિંદની પૂર્ણ કૃપાદૃષ્ટી જેમના પર થાય છે તેમને વિષ અથવા દુષ્ટ વિષય ગમે તેવા મારક હોય તોપણ કાંઇ ભય હોતો નથી; તેમાં ગોપાલોનુંજ ઉદાહરણ પ્રમાણીભૂત સમજો કે, જે ઇશ-

દૃષ્ટીથી પહેલાથી અધિક તેજઃ સંપન્ન થયા પણ જેમને દુર્ધર વિષથી કંઇ પણ બાધા ન થઈ.

॥ इतिशिवम् ॥

## અધ્યાય સોળમો.

**षोडशे कालियस्योक्तो निग्रहो यमुना-हृदे ।**
**तत्पत्नीभिः स्तुतेनाथ कृष्णेनानुग्रहः कृतः ॥**

અર્થઃ—આ સોળમા અધ્યાયમાં, યમુનાના ધ્રોમાં શ્રીકૃષ્ણે કાલિયસર્પનો નિગ્રહ કર્યો ત્યારે નાગપત્નીઓએ સ્તુતિ કીધી અને તેમનાપર શ્રીકૃષ્ણનો અનુગ્રહ થયો, એવી કથા કહેલી છે.

શુકદેવજી કહે છે હે રાજા! યમુના નદીને કાલિયનાગે પોતાના વિષથી દુષિત કરેલી છે એમ જોઇ કૃષ્ણ પરમાત્માના મનમાં તેને નિર્મલ કરવાનો વિચાર ઉત્પન્ન થયો અને તેમણે તે સર્પને તેમાંથી બહાર કાઢયો. આવી રીતે તેમનું ભાષણ શ્રવણ કરીને રાજાએ પૂછયું કે, હે બ્રમ્હન્! યમુનાના તે અગાધ જળમાં ભગવાન શ્રીકૃષ્ણે પ્રવેશ કરીને તે કાલિયાને શિક્ષા કરી ત્યાંથી કેવી રીતે બહાર કાઢી મુકયો, અને સર્પ જાતિ જલચર નહિ હોવા છતાં પણ, તે કાલિયાનો નિવાસ જળની અંદર શી રીતે થયો હતો, તે આપ કહો. શુકદેવજી બોલ્યા કે હે રાજા! યમુનાજીમાં કાલિયાનો જે ધ્રો હતો તેનું પાણી વિષાગ્નિથી ઉકળતું હતું. તેના ઉપરથી ઉડતાં પક્ષીઓ તીવ્ર ઝેરથી મરણ પામી નીચે પડતા હતા. એટલુંજ નહિ! પણ એ ધ્રો કાંઠેના સ્થાવર જંગમ (વૃક્ષ, વનસ્પતિ તથા પશુપક્ષી) પ્રાણી, વિષજલના તરંગો ઉપરથી વહેતા વાયુમાં તે પાણીનાં છાંટાં ઉડતાં હતાં તેના સ્પર્શથી મરી જતાં હતાં. આવી રીતે તે કાલિયસર્પના તીવ્ર વિષથી યમુના દૂષિત થએલી જાણીને, ખલલોકોનો નિગ્રહ કરનારા શ્રીકૃષ્ણ કદંબઝાડ ઉપર ચઢયા અને દૃઢ ભેટ બાંધી, તથા ખંભી ઠોકીને તે ઉપરથી એ ઝેરી પાણીમાં પડયા.

તેમના પડવાના વેગને લીધે તે ધ્રોનું પાણી ચારે કોર ચારસો હાથ સુધી ઉછળીને ફેલાયું. પરમાત્માની શકિતનો અંત નથી માટે તેમાં આશ્ચર્ય માનવા જેવું કશું નથી. તે ધ્રોમાં શ્રીકૃષ્ણે હાથીસમાન ક્રીડા શરૂ કરીને ભુજદંડથી પાણીને ઘુમાવ્યું. તે ઘુમેલા જળનો શબ્દ સાંભળી આજે આપણા ઘરનું અપમાન કોણ કરે છે તે જોવાને માટે તે કાલિયા સર્પ ઘણો ક્રોધી થઇને ઉપર આવ્યો. તેણે ઘનશ્યામની સુંદર મૂર્તિ નિર્ભય રીતે

ક્રીડા કરે છે એમ જોયું અને પાસે આવીને તેમના મર્મસ્થળમાં દંશ કરીને પોતાના શરીરથી આંટો લઇને તેમને લપેટયા. કાલિયાના શરીરથી કૃષ્ણ લપટાઇ ગયા છે એમ જોઇ, ગોવાળીઆઓ તો દુઃખિત થઇને ભીતીથી મૂર્છા પામીને જમીનપર નીચે પડયા. ગાયો, બળદ, તથા વાછરડાંઓ કૃષ્ણની તરફ નજર કરીને દુઃખથી માનો રડતા હોય તેમ સ્તબ્ધ ઉભા રહ્યા.

તે વખતે ગોકુલમાં ભય સૂચવનારા ઉત્પાતો જેવા કે, ભૂકંપ, ઉલ્કાપાત, ડાબી આંખ ફરકવી એમ ત્રણ પ્રકારના અશુભ પ્રકાર થવા લાગ્યા. તેમને જોઇને નંદાદિક ગોવાળીઆઓ ભયથી વ્યાકુલ થયા અને ભગવાનનો શોધ કરવા લાગ્યા. એટલામાં એમ ખબર થઇ કે, આજે બલરામ વિના કૃષ્ણ ગાયો ચારવાને માટે ગયા છે. ત્યારે તો તે અપશુકનો ઉપરથી તેમને મરણ પામેલા જાણી નંદાદિક સર્વ ગોપાલ દુઃખ, શોક તથા ભયથી આતુર થઇ ગયા. બાદ ભગવાનનાં દર્શનની અભિલાષાથી આબાલવૃદ્ધ ગોપાલ અને સ્ત્રીવર્ગ ગોકુલમાંથી બહાર નીકળ્યા. બલરામને શ્રીકૃષ્ણનો પ્રભાવ વિદિત હોવાથી ગોપાલો ભયભીત થયા એમ જોઇને તે હસવા લાગ્યા, પણ કાંઈ બોલ્યા નહિ.

તે ગોવાળીઆઓ શ્રીકૃષ્ણના પાદથી ચિન્હિત થએલા માર્ગથી તેમનો શોધ કરતા યમુનાજીને કાંઠે જવા લાગ્યા. જ્ઞાની પુરૂષ ઉપાધિનો પરિત્યાગ કરીને, શુદ્ધ તત્વનો શોધ કરે છે તદનુસાર તે સર્વ ગાયોના પાદ ચિન્હોનો પરિત્યાગ કરીને, વજ્રાંકુશધ્વજાદિ ચિન્હયુક્ત શ્રીકૃષ્ણના ચરણોને દેખતા દેખતા કાલિયસર્પના ધ્રોઉપર પ્રાપ્ત થયા. ત્યાં આગળ ભગવાનને કાલિય સર્પના શરીરથી વીંટળાએલા જોઈ તથા ગોવાળીઆઓને મૂર્છા પામેલા અને પશુઓને ચીસ નાખતાં જોઈ નંદાદિ ગોવાળીઆઓને મૂર્છા આવી ગઇ. કૃષ્ણ ઉપર જેમનું મન અત્યંત આસક્ત એવી સર્વ ગોપસ્ત્રીઓ કૃષ્ણ સર્પથી લેવાઇ જતાં દુઃખથી તપી ગઇ અને તેમના વગર ત્રૈલોક્યને ઉજ્જડ દેખવા લાગી. શ્રીકૃષ્ણની માતા જસોદા તે પરમાત્માની પાસે જવાને માટે યમુનાના જળમાં પેસવા લાગ્યા ત્યારે તેમને ગોપીઓએ રોકી રાખ્યા અને કૃષ્ણ કથા કહેવા લાગ્યા. તે સઘળાંની દૃષ્ટિ કૃષ્ણ તરફ લાગેલી હતી અને નેત્રથી અશ્રુધારા ચાલતી હતી. નંદાદિ ગોપાલો પણ જળમાં પ્રવેશ કરવા લાગ્યા ત્યાં બલભદ્રે તેઓને રોકયા. અને કહ્યું કે, કાલિયાને શિક્ષા કરીને કૃષ્ણ હમણાં આવશે; તમારે વ્યાકુલ ન થવું, ધીરજ ધરવી.

આવી રીતે પોતાને માટે સર્વ ગોકુલવાસી લોકોને દુઃખ પામતા જોઈ અને પોતાના શરીરને પોતાના વિના બીજું કોઈ રક્ષક નથી એમ જાણી,

શ્રીકૃષ્ણે ક્ષણમાત્ર નિશ્ચલ રહીને કાલિયાના બંધનમાંથી મુકત થવાને માટે ઉદ્યોગ શરૂ કર્યો. પરમાત્માએ પોતાનું શરીર વૃદ્ધિંગત કરવા માંડતાં કાલિયાના શરીરના સાંધા તુટવા લાગ્યા. ત્યારે તેણે વિચાર કર્યો કે, હવે જો હું મારા શરીરના આંટા નહિ છોડી નાંખું તો ઠેક ઠેકાણે ટુકડા થશે; એમ સમજી ક્ષણમાત્રમાં તેણે શ્રીકૃષ્ણનું શરીર છોડી દીધું અને કોપથી દીર્ઘ શ્વાસોશ્વાસ કરી તેમના તરફ જોવા લાગ્યો. પોતાની બબ્બે અણીવાળી જીભથી ગલોફા ચાટયા કરતો કાલિયા પાસે ઉભો છે એમ જોઇ શ્રીકૃષ્ણ રમતાં રમતાં ગરૂડની પેઠે તેની ચારે કોર ફરવા લાગ્યા અને તે પણ દંશ કરવાનો લાગ જોયા કરતો પોતાનું શરીર ફેરવવા લાગ્યો. ફરતા ફરતા તેની શકિત નષ્ટ થઇ છે એમ જોઇને તેની ઉંચી ફેણોને નમાવી શ્રીકૃષ્ણ તેની મોટી ફેણો ઉપર ચઢી ગયા અને નાચવા લાગ્યા. ત્યારે ગંધર્વ, સિદ્ધ, દેવ, ચારણ, અપ્સરાઓ મૃદંગાદિ વદ્યો સાથે ગાયન કરી પુષ્પોનો વરસાદ અને સ્તુતિ કરવા લાગ્યા.

કાલિયાને એકસો માથાં હતા. તેનું જે જે માથું નમતું ન હતું તેને નાચવાના બહાનાથી શ્રીકૃષ્ણ પગ મારીને નમાવવા લાગ્યા. તે વખતે તેના મુખમાંથી તથા નાકમાંથી લોહી નિકળવા લાગ્યું અને તે મૂર્છિત પણ થયો. તો પણ તે ક્રોધથી ઉંચા ઉંચા શ્વાસ લેતો હતો અને માથું ઉંચું કરવા લાગ્યો ત્યારે શ્રીકૃષ્ણ પણ વારંવાર પાદપ્રહાર કરી તેને નીચે નમાવવા લાગ્યા. તે વખતે ગંધર્વાદિ આનંદિત થઇને પુરાણપુરૂષ નારાયણની પેઠે, શ્રીકૃષ્ણની પુષ્પોથી પુજા કરવા લાગ્યા. હે રાજા ! આવી રીતે શ્રીકૃષ્ણના તાંડવ નૃત્યથી કાલિયાની ફેણો શિથિલ થઇ અને મોઢામાંથી લોહી ઓકવા લાગ્યો ત્યારે તે નારાયણનું સ્મરણ કરીને મનથી તેમની શરણે ગયો.

શ્રીકૃષ્ણના ઉદરમાં અખિલ બ્રમ્હાંડનો નિવાસ હોવાથી તેમના ભારથી પોતાનો પતિ બહુજ પીડિત થયો છે તથા તેની સઘળી ફેણો શિથિલ થઈ ગઈ છે એમ જોઇ કાલિયાની સઘળી સ્ત્રીઓ દુઃખિત થઇ. તેમણે પોતાનાં બચ્ચાંઓને આગળ કર્યાં; તથા હાથ જોડી પતિની મુકતતા થવાને માટે તેમણે દંડવત્ પ્રણામ કર્યા અને સ્તુતિ કરવા લાગી

હે શ્રીકૃષ્ણ ! દંશાદિકોથી અપરાધ કરનારા અમારા પતિને તમે શિક્ષા કરી એ યોગ્ય કર્યું છે. કેમકે, દુષ્ટ લોકોના નિગ્રહને માટેજ તમારો અવતાર છે. જન્માંતરમાં એણે પાપ કરેલું હોવાથી આ સર્પયોનિમાં અવતાર લેવો પડયો છે, અને પાપી લોકોને તમારી શિક્ષા પાપ મટાડવાને માટેજ થાય છે, આ બે વાત પ્રસિદ્ધજ છે. અતએવ યદ્યપિ તમે કાલિયાને કોપથી

શિક્ષા કરી તોપણ આ તમારો અનુગ્રહજ છે એમ અમે માનીએ છીએ. આણે પૂર્વજન્મોમાં કયું તપ કર્યું હશે અથવા કયો ધર્મ કર્યો હશે ? કે જેથી સકલ પ્રાણરક્ષક એવા તમે પ્રસન્નતાથી એના મસ્તકપર નાચ કર્યો. બ્રહ્માદિક દેવો જેની ઇચ્છા કરે છે તે લક્ષ્મીજીએ પણ તમારા ચરણસ્પર્શનો અધિકાર મળવાને માટે ઘણા કાળ સુધી તપ કર્યું; તે તમારા ચરણનો સ્પર્શ અમારા પતિને થયો, અતએવ આ અમારા પતિએ જન્મજન્માંતરમાં કયું અને કેટલું પુણ્યાચરણ કર્યું હશે તે અમે જાણતા નથી. તમારા ચરણરજને પામેલા પુરૂષો, ચક્રવર્તીપણું અથવા સ્વર્ગપદ, બ્રહ્માની પદવી, પાતાળનું રાજ્ય, અણિમાદિક અષ્ટસિદ્ધિઓ અથવા મોક્ષને પણ ઇચ્છતા નથી. એવી તે આપની ચરણરજ પ્રયત્ન વિના અમારા પતિને પ્રાપ્ત થઇ, માટે તેનું ભાગ્ય કેટલું વર્ણન કરવું !

હે પરમાત્મન્! તમારી શક્તિ અનંત છે, તમારૂં ઐશ્વર્ય અચિંત્ય છે, આ વિશ્વ તમારૂંજ રૂપ છે. કાળશક્તિના આશ્રયરૂપ તથા સૃષ્ટિ, ઉત્પત્તિ, પ્રલયાદિકાળના સાક્ષી તમેજ છો. અસ્તિનાસ્તિ, સર્વજ્ઞ કિંચિત્જ્ઞ, બદ્ધમુકત, એક અનેક ઇત્યાદિ નાના પ્રકારના વાદાનુરૂપ તમારૂં વર્તન થાય છે. પ્રત્યક્ષાદિ પ્રમાણોના આધારભૂત તથા વેદોની ઉત્પત્તિનું કારણ તમેજ છો. સંકર્ષણ, વાસુદેવ, પ્રદ્યુમ્ન, અનિરૂદ્ધ આ ચારે રૂપ તમારાજ છે. તમને અમારા પ્રણામ છે. હે પ્રભો ! પ્રજાએ અથવા આશ્રિત પુરૂષોએ કરેલો અપરાધ રાજાએ એકવાર સહન કરવો જોઇએ. તે નિયમાનુસાર અમારા પતિના ઉપર તમે ક્ષમા કરવી જોઇએ. એ તમારૂં વાસ્તવિક સ્વરૂપ સમજ્યો નહિ માટે એણે અપરાધ કર્યો. પણ હવે એ પ્રાણ છોડવાની તૈયારીમાં છે, માટે તમે અમોને આ પતિના પ્રાણનું દાન આપો અને સૌભાગ્ય દાન કરો. અમે આપની દાસીઓ છીએ વાસ્તે, જે આજ્ઞા કરવાની હોય તે અમને કરો. અમે તે શ્રદ્ધાથી પાળીશું. કેમકે આપની આજ્ઞા પાલન થાય તો પ્રાણી સંસારના સઘળા ભયથી નિર્મુકત થાય છે.

શુકદેવજી કહે છે હે રાજા ! આવી રીતે નાગપત્નીઓની સ્તુતિ શ્રવણ કરીને ભગવાને મૂર્છા પામેલા તે સર્પને છોડી દીધો થોડા વખત પછી તેના પ્રાણ અને ઇન્દ્રિય સ્વસ્થ થયા ત્યારે તેણે હાથ જોડીને પરમાત્માને કહ્યું કે, હે કૃષ્ણ ! અમો જન્મથીજ દુષ્ટ, તમોગુણી અને અત્યંત ક્રોધવાળા છીએ. પ્રાણિઓને પોતાનો સ્વભાવ છોડવો કઠણ છે. તમેજ ભિન્નભિન્ન સ્વભાવાદિ યુકત આ જગત્ ઉત્પન્ન કરેલું છે, તે જગતમાં અમારી સર્પની જાત જન્મથીજ મહાતામસી છે. અતએવ તમારા અનુગ્રહ વિના તે માયાનો

અને તત્કાર્યભૂત સ્વભાવનો કોણ ત્યાગ કરી શકે ! વાસ્તે તમારા મનમાં અમારાપર અનુગ્રહ અથવા નિગ્રહ કરવાનો જે વિચાર હોય તે કરો.

આવી રીતે કાલિયાનું ભાષણ શ્રવણ કરીને શ્રીકૃષ્ણ એ પ્રમાણે બોલ્યા કે, હે સર્પ ! તારે અહીંથી તારી જ્ઞાતિ, સંતાન અને સ્ત્રીઓ સાથે ચાલ્યા જવું અને સમુદ્રમાં નિવાસ કરવો. કારણ કે, આ નદી ગાયો તથા મનુષ્યોના ઉપભોગને માટે યોગ્ય છે. તને જે મ્હેં આજ્ઞા કરી છે તેનું જે માણસ અહર્નિશ સ્મરણ કરે તેને તારે ત્રાસ દેવો નહિ જોઇએ. આ ધ્રોમાં મ્હેં ક્રીડા કરી છે માટે અંહિ જે માણસ સ્નાન કરીને દેવાદિકનું તર્પણ કરશે અને ઉપવાસ કરીને મારૂં ધ્યાન પૂજન કરશે તે સઘળાં પાપથી મુક્ત થશે. તું જેની બીકથી રમણુક દ્વીપને છોડીને આ ધ્રોમાં આવી રહ્યો છે તે ગરૂડ તારા મસ્તકપર મારાપાદના ચિન્હ લાગેલા છે તેને જોઈ, ફરી તને કદી ત્રાસ આપશે નહિ, અથવા ખાશે નહિ.

શુકદેવજી કહે છે હે રાજા ! શ્રીકૃષ્ણનું આવી રીતે ભાષણ સાંભળીને કાલિયનાગે અને તેની સર્વ સ્ત્રીઓએ આનંદથી તે ભગવાનની પૂજા કરી અને દિવ્ય વસ્ત્રાલંકાર સમર્પણ કરી તેમને પ્રસન્ન કર્યા. બાદ તેમને પ્રદક્ષિણા કરી તથા પ્રણામ કરી પોતાની સ્ત્રીઓ, સંબંધીઓ અને પુત્રોની સાથે તે કાલિયા સમુદ્રમાં આવેલા રમણકદ્વીપમાં ગયો; તે દિવસથી યમુનાનું જળ વિષરહિત અને અમૃતના જેવું મધુર થયું. તેનું કારણ, મનુષ્ય શરીરને ધારણ કરનાર શ્રીકૃષ્ણનો અનુગ્રહ સમજવો.

## ભાવાર્થદીપિકા.

'પરમાત્મા શ્રીકૃષ્ણને કાલિંદીનું જલ શુદ્ધ કરવાની ઇચ્છા થઈ' તેમાં એ ભાવ છે કે, આ સંસારરૂપી અરણ્યમાં જે **વિષય** (શબ્દસ્પર્શાદિ) મારા ભક્તોને અપકાર કરનારો થાય છે તેમાંથી હું તેમનું પૂર્ણ રક્ષણ કરૂં છું; તથા તે વિષયને એવો શુધ્ધ કરૂં છું કે, ત્યાર પછી તેજ વિષય સુખકારક થાય. જેવી રીતે ધન્વંતરી, વિષનું મારકપણું દૂર કરે છે અને તે શુધ્ધ કરેલું વિષ ઔષધિઓમાં નિયોજીત કરી લોકોને પુષ્ટિકારક અને તુષ્ટિકારક બનાવી દે છે, તેવી રીતે પરમાત્મા વિષયોનું મારકત્વ દૂર કરીને ભક્તોને સુખાકારી થાય એવા કરે છે. ધન્વંતરીમાં જો આવી શક્તી છે તો ધન્વંતરીસ્તુત પરમાત્મામાં તે કેમ ન હોય ? માટે, પરમાત્માએ પોતાની ગાયો તથા ગોપાલોનું અનિષ્ટ કરનાર જે વૃંદારણ્યમાં કાલિંદીનો **વિષય**

(પ્રદેશ અર્થાત્ વિષયુક્ત ધ્રો) હતો તેને નિર્મલ કરવાની ઇચ્છા ધારણ કરી, અને નિર્મલ થયા પછી પાછો તેજ **વિષય** (પ્રદેશ) યદ્યપિ તેઓ સેવન કરતા હતા, તોપણ પૂર્વની પેઠે તેમને મારક ન થતાં સુખકારક થયો; એ વાત સ્પષ્ટ દેખાય છે. અથવા, જેમણે પ્રલ્હાદનું પર્વતના શિખરઉપરથી, સમુદ્રમાંથી, તથા શસ્ત્રાસ્ત્ર સમૂહથી, વિષપાનથી અને બીજાં એવા અનેકવિધ ઉત્પન્ન થતા ભયથી રક્ષણ કીધું, તેજ પરમાત્મા તેનું નામ ધારણ કરનારા પ્રન્હાદ ભુવનને (ન્હદ સંબંધી જલને) વિષાકુલ જોઇને, તેને અમૃતમય કરવાની ઇચ્છા કરતા થયા તે યોગ્યજ છે એમ સમજવું. (અંહી '**प्रन्हाद**' અને '**भुवन**' શબ્દના બે અર્થ છે. હિરણ્યકશિપુનો પુત્ર '**प्रन्हाद**' અને **प्र--हाद** એટલે ઉત્તમન્હદ સંબંધિ. તથા **भुवन** યાને જગત્ અને જલ)

'યમુનાનું **जीवन** (જલ) વિષથી સંતપ્ત થયું હતું' તેનું કારણ એમ સમજવું કે, જેનું **जीवन** (આયુષ્ય, જન્મ) આ જગતમાં પરોપકારને માટે ઉપયોગી પડતું નથી તેનુ જીવન (જન્મ) વ્યર્થ અને માટેજ તેને ધિક્કાર છે! એવો વિચાર મનમાં આવવાથી યમુનાના **जीवन** (જલ)ને પશ્ચાત્તાપ થયો અને તે વિષના બહાનાથી અત્યંત સંતપ્ત થયું તે યોગ્ય છે. તથા તેની તેવી સ્થિતિ જોઇને પરમાત્મા પણ તેને શાંત કરવાને માટે દોડી ગયા; કારણ કે, પશ્ચાત્તાપ થએલા લોકોપર કૃપા કરવાનું તેમનું શીલજ છે.

'તે ધ્રોના ઉપરથી ઉડતા **खग** (પક્ષી) પણ તાત્કાલ મરણ પામી નીચે પડતા હતા' એમ જે મહર્ષિએ કહ્યું તેનો અભિપ્રાય એ છે કે, વિષયરૂપી સર્પનું બલ અગાધ અને વિચિત્ર છે. તે કેવલ પૃથ્વીપરના પ્રાણીઓનેજ મારે છે એમ નથી, પણ **ख-ग** ઉર્ધ્વગમન કરનારા, એટલે આકાશમાં વિમાનમાં બેસી વિચરનારા, એવા જે સ્વર્ગસ્થદેવ છે તેમને પણ મારી નીચે ગબડાવી પાડે છે. '**क्षीणे पुण्ये मर्त्यलोकं विशंति**' આ ગીતાવચનાનુસાર સ્વર્ગસ્થ વિષયભોગ ભોગવીને પુણ્ય નષ્ટ થયા પછી તે સકામ પુરૂષો ત્યાંથી ફરી જન્મ ધારણ કરવાને માટે આ મર્ત્યલોકમાં આવે છે. સારાંશ, વિષયવિષનો પ્રભાવ આવી રીતનો છે એમ સમજવું.

'જમુના કિનારા પરના સ્થાવર જંગમ પ્રાણી વિષોદક યુક્ત વાયુના સ્પર્શથી મરી જતા હતા' તેમાં આ ભાવ સમજવો કે, ખલના ગૃહને સ્પર્શ કરી વહેતા વાયુનો સ્પર્શ થાય તોપણ તે, **आगम**નો (શાસ્ત્રનો) તથા **योग**નો આશ્રય કરનારા અને સિદ્ધિમાં નિપુણ એવા ઉત્તમ પ્રાણીઓને પણ નીચે પાડે છે. તો પછી, તે ખલનો પ્રત્યક્ષ સંગ કરનારા અધઃપતિત થાય એમાં શું કહેવું જોઇએ? અતએવ કલ્યાણેચ્છુ પુરૂષે કદી પણ દુર્જ-

નની સંગતિ કરવી નહિ. નહિ તો, **આગમ** (વૃક્ષ)નો **યોગ** (સંબંધ) કરનારા પ્રાણી (પક્ષી)ઓની પેઠે સ્થિતિ પ્રાપ્ત **થશે**, એમ નિઃસંશય સમજવું.

સૂર્ય ઉદયાચલઉપર અથવા ઇન્દ્ર ઐરાવતઉપર ચઢે તેમ શ્રીકૃષ્ણ કદંબના ઝાડ પર ચઢયા ત્યારે શોભવા લાગ્યા. કાલિયાના ધ્રોની પાસેજ કદંબનું ઝાડ હતું તોપણ તે વિષાગ્નિથી શુષ્ક થયું નહોતું. કેમકે, ભવિષ્યમાં ભાગ્યોદય થઇને તેને શ્રીકૃષ્ણના ચરણ કમળનો સ્પર્શ થવાનો હતો. અન્ય પુરાણોમાં એવી કથા વર્ણવેલી છે કે, દૈત્ય અને દેવોએ મળી સમુદ્ર મંથન કર્યું અને અમૃત કાઢયું, તે સમયે ગરૂડ અમૃતનો કલશ લઇને ભાગી જતો હતો. જતાં જતાં તે રસ્તે ઘણો થાકી ગયેલ હોવાથી વિસામો લેવાને માટે આજ કદંબના ઝાડ પર બેઠો હતો; ત્યારે તે અમૃતનો સ્પર્શ થવાથીજ તે મરણ પામ્યો નહિ. તાત્પર્યમાં સમજવું ઉચિત છે કે, આ લોકમાં ભવિષ્યત્કાલમાં જેનાપર પરમાત્માનો અનુગ્રહ થવાનો હોય, તેનો નાશ કરવાને માટે કૃતાંત કાલ પણ સમર્થ થતો નથી; તો પછી જેનાપર પરમાત્માની કૃપા પ્રત્યક્ષ થઇ ગએલી હોય, તેના પર મૃત્યુનું કાંઇ પણ સામર્થ્ય ચાલતું નથી, એ કહેવાની શું જરૂરિયાત છે ! આ વાત કદંબના ઉદાહરણથી સ્પષ્ટ થઇ. તથા **આગમ** (શાસ્ત્ર)નું અવલંબન કરીનેજ બુદ્ધિમાન્ પુરૂષે **જડ-જાત** (સંસાર)નું શોધન કરવું; અર્થાત્ જડચૈતન્યનો વિવેક—પૃથકકરણ કરવું. એ પોતાનો ભાવ પ્રગટ કરવાને માટેજ શ્રીકૃષ્ણ **આગમ** (વૃક્ષ)નો આશ્રય કરી એટલે તેના પર ચડી, **જડ–જાત** (જલ સમૂહ) શુદ્ધ કરવાને તૈયાર થયા.

'કદંબ પર ચઢયા પછી શ્રીકૃષ્ણ પરમાત્માએ વસ્ત્રથી કમ્મરથી કસી' તેમાં નીચેનો ભાવ દેખાય છે કે, હું ભક્તોનું જીવન સુખદ કરવા માટે તથા અનેક ખલોનો મદ નાશ કરવાને માટે સતત કમ્મર કસીને આ જગતમાં રહું છું. અથવા પરમકૃપાળુ શ્રીકૃષ્ણના મનમાં જગતનું રક્ષણ કરવાનો વિચાર ચાલતો હતો. તેમને જણાયું કે, જો હું અંહીથી નીચે જલમાં ભુસકો મારૂં તો તેથી મારા ઉદરમાં રહેતા જગતના લોકોની સ્વસ્થતા ભંગ થશે ને તેઓ ગભરાઇ જશે. પણ એમ ન થવું જોઇએ, એટલે ઉદરસ્થ લોકો જરાપણ હલવા ન જોઇએ, વાસ્તે તેમને અચલ રાખવાને માટેજ કે શું શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાની કમ્મર મજબુત રીતે વસ્ત્રથી કસી લીધી હોય એમ જણાય છે. વ્યવહારમાં પણ એવું દેખાય છે કે, મનુષ્યને કોઇ ઉંચા સ્થાનપરથી નીચે કુદકો મારવો હોય તો, તે પોતાના શરીરઉપર જે કંઇ હોય તે નીચે પડી ન જાય, અચલ રહે માટે, વસ્ત્રથી

કમ્મર કસે છે. તે દૃષ્ટિથી શ્રીકૃષ્ણનું કરવું અયોગ્ય છે એમ કોણ કહી શકે?

'કદંબપરથી શ્રીકૃષ્ણ ભગવાન્ અધોભાગમાં કુદતા થયા.' સકલ જગતનું રક્ષણ કરવાને માટે હું અયોગ્ય કાર્ય પણ શું નહિ કરૂં? તો કરીશજ. આ પોતાના ભાવને બતાવતા શ્રીકૃષ્ણ પરમાત્માએ તે સમયે અધોગતિનો સ્વીકાર કીધો. અર્થાત્ ઉપરથી નીચે શરીરનો પાત કરી દીધો; જમુનાના જલમાં કુદી પડયા એમ જાણવું.

'જલમાં કુદી પડયા પછી લીલા શરૂ કીધી!' પરમાત્માની સ્થિતિ **આગમ** ( વેદશાસ્ત્ર ) માં તટસ્થવત્ હોય છે અને **ભુવન**માં ( જગતમાં ) સર્વદા વિહાર કરનારી થાય છે. એ બન્ને ભાવ વ્યકત કરવાને માટે, શ્રીકૃષ્ણ **આગમ** (વૃક્ષ)પર તટસ્થ અને **ભુવન** (જલ)માં વિહાર કરવા લાગ્યા. આ બન્ને સ્વરૂપમાં, ભકતજનોને અવલોકન કરવાને માટે **ભુવન** ( જગત ) માં ક્રીડા કરનારી મૂર્તિજ સુલભ છે એમ સમજવું. કારણ કે, **આગમ** સ્થિત (કદંબપર ચઢેલા) શ્રીકૃષ્ણને ગોપાલોએ જોયા ન હતા. પરંતુ **ભુવન** (જલ) માં વિહાર કરતી સમયે જોયા હતા તે પરથી આ વાત સ્પષ્ટ થઇ.

'શ્રીવત્સચિન્હ તથા પીતાંબર ધારણ કરેલા પરમાત્માને જોઇને પણ તે કાલિયાએ તેમને ઓળખ્યા નહિ' એમાં આશ્ચર્ય માનવા જેવું કશું નથી. કેમકે, **શ્રુત્યંગ** હીનની યાને ઋગાદિવેદ તથા શિક્ષા કલ્પાદિ વેદાંગોથી જે રહિત હોય છે તેની આવીજ સ્થિતી હોય છે. વેદશાસ્ત્ર પુરાણાદિકોનું શ્રવણ કરનારોજ તત્પ્રતિપાદિત ચિન્હોવાળી પરમાત્માની મૂર્તિને ઓળખી શકે છે. પરંતુ **શ્રુતિ** (કર્ણ) અને સત્વગુણવૃદ્ધિ વગર તેમની શ્રવણ કરવામાં પ્રવૃત્તિ થતી નથી. સર્પ તમોગુણી અને **શ્રુત્યંગ**હીન, એટલે કર્ણરૂપી અંગથી રહિત માટે તેનામાં શ્રવણનો અભાવ હોવાથી તેણે તે ચિન્હોથી યુકત પરમાત્માને ઓળખ્યા નહિ અને ઉલટો દંશ કર્યો તે યોગ્યજ સમજવું. સર્પજાતીને કાન હોતા નથી અને તેથીજ તેમને '**ચક્ષુઃશ્રવા**' કહે છે.

'કાલિયાએ દંશ કર્યો તથા શરીરને વીંટી લીધું તે પરમાત્માએ સહન કીધું.' તેમાં તેમનો આ ભાવ સમજવો અપરાધ કર્યા વિના તેને દંડ કરવો યોગ્ય નથી, એમ જાણીનેજ તેમણે તેની ઉન્માદ કૃતિ એટલે દંશ કરવો, પોતાના શરીરના લપેટા મારવા ઇત્યાદિ સર્વ સહન કીધું. એમ જો ન હોત તો, પ્રથમજ તેને શિક્ષા કરવી તેમને કંઈ અશકય નહોતું. અથવા, શૂરવીર પુરૂષે પ્રથમ શત્રુના સર્વબલની પરિક્ષા કરવી અને બાદ પોતાનું બલ પ્રગટ કરવું; એવી નીતિ પરમાત્માએ સ્પષ્ટ કરવાને માટેજ, કાલિયાના બળની પરિક્ષા કર્યા પછીજ તેને પોતાનું સામર્થ્ય દેખાડી દંડિત કર્યો, તે

યોગ્યજ છે.

માર્કંન્ડેયને યમધર્મે અથવા રામલક્ષ્મણને ઇન્દ્રજીતે નાગપાશથી બાંધ્યા હતા, તેમ શ્રીકૃષ્ણને કાલિયએ પોતાના શરીરથી બધન કર્યું ત્યારે તેમની સર્વ ચેષ્ટા બંધ પડી, એમ જોઇને ગોપાલોને ઘણું દુ:ખ થયું અને તેઓ મૂર્છા પામ્યા એમાં તે શું આશ્ચર્ય ! વ્યવહારમાં પણ એમજ દેખાય છે કે, જે મનુષ્ય જેની નિસ્સીમ પ્રીતિનું પાત્ર હોય છે, તે જો ક્લેશથી યુક્ત હોય તો, તેને ઘણું દુ:ખ થાય છે. આ સિદ્ધાંતને અનુસરી શ્રીકૃષ્ણની તેવી અવસ્થા જોઇને તે ગોપાલો ઘણા દુ:ખી થયા તે યોગ્યજ ! અને આ વાતનો અનુભવ સકલ સંસારી પુરૂષોને હોય છેજ.

'ગોકુલમાં ત્રિવિધ ઉત્પાત થવા લાગ્યા !' જ્યારે **भुवन** ( જગત )માં તમોગુણના પ્રભાવનું અતિશયપણું હોય છે ત્યારે તે વખતે પરમાત્મા ક્ષુબ્ધ થાય છે અને પૃથ્વીપર આકાશમાં તથા **गो-कुल** (દેહેંદ્રિયાદિ સંઘાત)માં ભયપ્રદ ઉત્પાત થવા લાગે છે; આ વાત ગોકુલના ત્રિવિધ ઉત્પાતોથી સ્પષ્ટ થઇ. કેમકે, **भुवन** (જલ)માં તમોગુણની મૂર્તિ જે કાલિયા તેના પ્રભાવથી શ્રી કૃષ્ણને ક્ષુબ્ધતા પ્રાપ્ત થઇ હતી, અને તેને સૂચવનારા અશુભ પ્રકાર **गोकुल** (ગામ)માં થવા લાગ્યા, તે યોગ્યજ છે !

'ઉત્પાતો જોઇને શ્રીકૃષ્ણ પરમાત્માના દર્શનની ઇચ્છાથી આબાલવૃદ્ધ જન ગોકુલમાંથી નિકળ્યા' એ ઉપરથી આમ સમજવું કે, જ્યારે અનિષ્ટ ફલજનક એવા **गोकुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત)માં ઉત્પાત થશે ત્યારે તેનું ફલ શમન થવાને માટે એક પરમાત્માનેજ શરણ જવું યોગ્ય છે અને તેથીજ તેઓ પરમાત્મા તરફ દોડયા.

'બલભદ્રે તે સર્વ ગોપાલોને ભયભીત થએલા જોઈ કંઇ પણ ભાષણ ન કર્યું અને હસવા લાગ્યા' તે પરથી આ આશય સમજવો. બલભદ્રે વિચાર કર્યો કે, આજે શ્રીકૃષ્ણ મને સાથે લીધા વગર વહેલા સવારમાં ઉઠીને વનમાં ચાલ્યા ગયા તેનું કારણ એ છે કે, તેમના મનમાં કોઇ વિશેષ કાર્યભાગ કરવાનો હેતુ ઉત્પન્ન થયો છે તે હું જાણું છું. તોપણ તે વ્યકત કરવો યોગ્ય નથી. એમ સમજીને તેમનો ભય દૂર કરવાને માટે તેઓ હસવા લાગ્યા તે બરાબર છે ! અથવા, તેમણે વિચાર કર્યો કે, પરમાત્માનું ચરિત્ર ઘણું આશ્ચર્યકારક છે. હું તેમનો સેવક તોપણ મારા મનને દુ:ખ ન થાય માટે મને છોડી તેઓ એકલા ચાલ્યા ગયા. કારણ કે, કાલિયા મારો સજાતીય છે. (બલરામ એ શેષનાજ અવતાર છે) માટે તેને શિક્ષા કરે તો મને ક્લેશ થવાનાજ. એ ભાવ કૃષ્ણના મનમાં હતો તે જાણીને બલરામ વિસ્મિત

થઇ ક્ષણુ માત્ર હસતા થયા એમ જાણવું. વસ્તુતઃ પરમાત્માનો પ્રભાવ બલરામને ખબર હતો અને માટેજ તેઓ હાસ્ય કરતા હતા, પરંતુ ગોપાલોએ તેમનો હેતુ જાણ્યો નહિ કે, બલભદ્રનું હાસ્ય અભયસૂચક છે. અથવા, ગોપાલજન પરમાત્માની અદ્‌ભૂત લીલા (પૂતના, તૃણાવર્ત, વત્સાસુર, અઘાસુર વગેરેને મારી નાંખ્યા તે) જોઇને પણ આ સમયે અજ્ઞજનની પેઠે, કૃષ્ણુના મરણની કલ્પના કરી રહ્યા છે અને ગભરાઇ ગયા છે. આવી તેમની અવસ્થા જોઇ વિસ્મિત થઇને હસવા લાગ્યા, એ આશય પણ યોગ્ય કહી શકાય.

'ગોપદ–ગાયોનાપાદ ચિન્હથી કૃષ્ણુપદ દૃગ્ગોચર થયા અને તેના અનુરોધથી તે સઘળા જમુના પર, જ્યાં શ્રીકૃષ્ણુ હતા ત્યાં આવી પહોંચ્યા' **गो–पद** એટલે શ્રુતિના પદ વાકય વગેરે સમજવું. તેથી **कृष्ण** સદાનંદરૂપ આત્માના **पद** સ્થાનનું જ્ઞાન થાય છે, અને તે જ્ઞાનમાર્ગથી તત્સ્વરૂપનો લાભ થાય છે એમ સમજવું. સારાંશ, ગોકુલના વૃત્તથી એ ભાવ સ્પષ્ટ જાણી લેવો કે, કલિયુગમાં ભગવત્પાદ કમલથી રંજીત માર્ગજ સુખપ્રદ થશે અને તેની પ્રાપ્તિ પણુ તે માર્ગથી ગમન કરનારાને થશે. ગોપાલ ગોપી વગેરે સર્વે જણાએ ભગવત્પદાંકિત માર્ગનું આલંબન કીધું ત્યારેજ તેઓ તે પરમાત્માની પાસે સુલભતાની સાથે આવી પહોંચ્યા.

'પરમાત્માને કાલિયાએ લપેટેલા જોઇને સર્વ લોકો આક્રોશ કરવા લાગ્યા અને તે સર્વ જમુનામાં પ્રવેશ કરવા લાગ્યા, ત્યારે બલરામે તેમને રોકયા.' તેમની દુઃખદ સ્થિતિ જોઇને બલરામ મનમાં કહેવા લાગ્યા કે, હે ઇશ ! જેના સ્મરણથી સકલ કલેશ નાશ પામે છે તે તું કલેશલેશનો આભાસ અંગિકાર કરીને પોતાના ભકતજનોને શા માટે દુઃખ આપે છે ? આમ કરવાથી તને કયો લાભ થયો વા થશે ? જળમાં પ્રવેશ કરતા કેમ રોકયા? તો, ઇશ્વરનું **जडजात** (અજ્ઞાનથી ઉત્પન્ન થએલા સંસાર) માં ચિત્રવિચિત્ર લીલાકર્મ થાય છે તેને જોઈ તેમના સેવકોએ તેવાં કર્મો ન કરવા. કેમકે, તે અચિંત્ય શકિતવાળા છે અને સેવકો અલ્પ શકિતવાળા હોય છે; માટે, તેમના કર્મોનું અનુકરણ કરવામાં આવે તો અનર્થની પ્રાપ્તિ થશે. આ હેતુ ધારણ કરી બલરામે તે ગોપ ગોપીઓને, પરમાત્માની પેઠે **जडजात** (જલ-સમૂહ)માં તેમનું પ્રવેશકર્મ જોઇને, રોકી રાખ્યા તે યોગ્યજ છે. કેમકે, પ્રવેશ થાત તો સઘળાની શી સ્થિતિ થાત ! પરમાત્માએ પોતાની શકિતથી તે કાલિયાના વિષને તુચ્છ કરી નાંખ્યું, પણ ગોપ ગોપીકાઓ જલને સ્પર્શ કરત તો તાત્કાલ મરણુ પામત. માટે ભકતજનોએ કદી પરમાત્મા સમાન

પોતાનો આચાર ન રાખવો.

'તે ગોકુલવાસિ લોકોની પોતાના સ્વરૂપમાં અનન્યવૃત્તિ જોઇને પરમાત્માને દયા ઉપજી અને તેમણે તે બંધનથી મુકત થવાને માટે ઉદ્યોગ શરૂ કર્યો' તેમાં નીચેનો ભાવ છે. જે લોકો **गो-कुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત) નું અખિલ બલ તથા અભિમાન છોડીને કેવળ પરમાત્મપ્રાપ્તિને માટેજ મનને એકતાન કરી રહે છે, તેમને જોઇને પરમાત્માના અંતઃકરણમાં દયાનો ઉદય થાય છે. નંદ, યશોદા, ગોપ ગોપિકા વગેરેએ ગોકુલનું અભિમાન છોડી દીધું હતું; એટલે ગોકુલમાંથી તે બહાર આવ્યા હતા તથા તેમનું સર્વેનું મન એક પરમાત્મા શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કયારે થશે તેને માટે અત્યંત ઉત્સુક અને એકતાન થયું હતું. વાસ્તે, પરમાત્માને તેમની દયા આવી અને તેમને આત્મપ્રાપ્તિ કરી આપી આનંદિત કરવાને માટે તેમણે પ્રયત્ન શરૂ કર્યો, તે યોગ્યજ છે!

'શ્રીકૃષ્ણ કાલિયાના મસ્તકપર ચઢીને નાચવા લાગ્યા.' નાચ કરવાના બહાનાથી પરમાત્માએ સૂચિત કર્યું કે, હે ભકત હો! નિષ્પાપ એવા તમારી સાથે જે દ્રેષ કરે છે તથા તમને મારવાની ઇચ્છા રાખે છે તે કાલસર્પને હું આવીજ રીતે મદન કરૂં છું. જે અમારો ભકત આ **भुवन** (સંસાર) માં તથા પોતાના **गो-कुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત)માં રહીને પણ સદા આત્માનુસંધાનમાં તત્પર હશે, તેને અખિલ બ્રમ્હાંડમાં કોઇથી પણ ભીતિ ઉત્પન્ન નહિ થાય. એટલુંજ શું! પણ નિખિલ પ્રાણિઓને ભયપ્રદ જે કૃતાંત, તેના મસ્તકપર પણ તે લીલાથી પદ મુકીને તેને ભયપ્રદ થાય છે, એમ નિશ્ચયાત્મક સમજવું.

'કાલિયાનું જે જે મસ્તક નીચે નમતું નહિ તેને પાદપ્રહારથી શ્રીકૃષ્ણ મર્દન કરતા' તેમાં એ ભાવ સમજવો કે, પૂર્વ સંસ્કારબળથી જે જે વાસના ઉત્પન્ન થશે તેને વિવેકપદથી એવી મર્દિત કરવી કે, તેનો સકલ મદ તથા બળ નષ્ટ થઇને તે પાછી ઉંચું મસ્તક કરી ન શકે. આમ કરવાથીજ મનુષ્ય અહંકાર રિપુને જીતી શકે છે અને સ્વતઃ **मुक्ति** સ્વાતંત્ર્ય સુખનો અનુભવ લે છે. આ અર્થ પરમાત્માએ ઉપર કથિત કૃતિમાં સ્ફુટ કરી બતાવ્યો છે.

'નાગપત્નિઓ પોતાના બાલકોને અગ્રભાગમાં કરીને શ્રીકૃષ્ણની શરણે ગઇ.' તેમણે વિચાર કર્યો કે, દયાલુ પુરૂષને જેવી રીતે બાલકને જોઇ દયા ઉત્પન્ન થાય છે તેવી રીતે વૃદ્ધ, તરૂણ અથવા સ્ત્રીજનોને જોઇને નહી. આ હેતુ ધારણ કરીનેજ તે નાગપત્નીઓ ન્હાનાં ન્હાનાં નૂતન જન્મેલાં બાલ-

કોને આગળ કરીને શ્રીકૃષ્ણને પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગી તે યોગ્યજ છે; અને વ્યવહારમાં આ વાતનો અનુભવ પણ દેખાઈ આવે છે. તેમણે કહ્યું કે હે ભગવન્ ! અમે **ભુવન** (જલ)માં વાસ કરીએ છીએ અને તમે **ત્રિ-ભુવન** (જગત)ના નાથ છો. રાજાએ અનીતિવર્તિ પ્રજાને શાસન કર્યું ન હોય તો, તે શી રીતે સન્માર્ગમાં પ્રવૃત થાય ! આ દૃષ્ટિથી તમે હમારા પતિને જે શિક્ષા કરી તે યથાર્થજ છે! પરંતુ કેવળ પ્રજાને શાસન કરવું એજ રાજાનો ધર્મ નથી; તો તેમનું રક્ષણ કરવાનો પણ તેનો ધર્મ છે દિવ્યરત્ન પાસે હોઇને પણ આંધળાને દેખાતું નથી, અથવા પિશાચ્ચગ્રસ્ત મનુષ્યને હું કોણ છું તે સમજાતું નથી, અથવા સુષુપ્તિમાં નિમગ્ન થયેલા મનુષ્યને ઈંદ્ર પ્રસન્ન થયા હોય તોપણ તેનું જ્ઞાન હોતું નથી, તદ્વત્ તમથી અંધ થએલા અમારા આ પતિને પણ આપ સાક્ષાત્ જગદાત્મા છો તેની ખબર ન થઇ. માટે, તેને હમણાં સુધી તમે શિક્ષા કરી તે યોગ્યજ છે; પરંતુ હવે તેની રક્ષા પણ કરવી જોઇએ. કેવલ અનુગ્રહથી, નિગ્રહ (દંડ) પૂર્વક જે અનુગ્રહ તે શ્રેષ્ઠ કહ્યો છે. કેમકે, નિગ્રહથી અખિલ મદની નિવૃત્તિ થાય છે અને અનુગ્રહથી વરપ્રસાદનો લાભ થાય છે. સબબ તેનો મદ નિવૃત્ત થયો છે તો હવે વરપ્રદાન કરો.

હે ભગવન્ ! તમે ઉદાર છો માટે તમારી પાસે અમે પતિપ્રાણની ભીખ માંગિએ છીએ. ધ્રુવને અવિચળપદ અને બિભીષણને લંકાનું રાજ્ય તમેજ આપેલું છે; છતાં આજે તમારામાં અમારે માટેજ કૃપા કરવાની કૃપણતા ક્યાંથી આવી ? તે સમજાતું નથી. હે ઈશ ! અમે તમને એક વાત પુછીએ છીએ તેનો જવાબ આપો. આ સર્પાધિપતિ કાલિયાની પેઠે શું અમારે હાથે કંઈ અપરાધ થયો છે ! થયો હોય તો સ્પષ્ટ કહો, અને ન થયો હોય તો, તમે અમારા સૌભાગ્યનો નાશરૂપી દંડ અમને શા માટે કરો છો તે કથન કરો. તમે સર્વના આદ્યગુરૂ છો માટે તમારે હાથે આવો અન્યાય થવો ન જોઇએ.

આવી રીતે તેમનું ભાષણ સાંભળી ભગવાન્ નિરૂત્તર બની કાલિકાને મુક્ત કરતા થયા. તેમણે વિચાર કર્યો કે, પોતાના પતિનું કલ્યાણ થવાને માટે આ સ્ત્રીઓએ મારૂં સ્તવન કર્યું અને હવે જો તેને હું ન છોડું તો તે પ્રાણત્યાગ કરશે, તેથી 'દયાનિધિ' એવું જે મારૂં નામ છે તેની અસત્યતા થઇને તેમાં નૂતન કલંક ઉત્પન્ન થશે. માટે તેને પ્રાણદાન કરવું જોઇએ એ હેતુથી પરમાત્માએ તે મૂર્છિત થએલા સર્પને તુરતજ મુક્ત કર્યો તે યોગ્યજ છે.

'અલ્પકાલમાં તે કાલિયાને સ્વસ્થતા પ્રાપ્ત થઈ.' કેમ ન થાય? ઉષ્ણતાથી સંતપ્ત થએલો મનુષ્ય, સામાન્ય નદીના જલથી પણ તાત્કાલ તાપ સમૂહનો પરિત્યાગ કરી શાંત અને સુખી થાય છે. તો પછી, જે પોતાના નામથીજ તાપ અને પાપ નાશ કરે છે એવી ગંગા સર્વકાલ જેનું સ્તવન કરી રહી છે, એવા પરમાત્માના ચરણકમળનો જેને સ્પર્શ થયો, તે કાલિયા સકલ તાપ નિવૃત્ત થઈને શાંત અને સ્વસ્થ થયો તેમાં શું આશ્ચર્ય? શાંત ચેત અને સ્વસ્થતા હોય તોજ ઈશ સ્તવનમાં પ્રવૃત્તિ થાય છે. એ નિયમાનુસાર, કાલિયાએ પણ પરમાત્માનું સ્તવન કર્યું તે બરાબર છે. તેણે કહ્યું હે પ્રભો! 'શત્રુ મિત્રના ઉપર તમારી દૃષ્ટિ સમાન રહે છે' આવી જે પ્રસિદ્ધિ છે તે આજે મારા અનુભવમાં આવી. જો આપ મારા ઉપર કૃપા નહિ કરતાં પ્રાણદંડ આપત તો, જગતમાં આપની અપકીર્તિ થઈ જાત કે, પરમાત્માએ ગરૂડનો પક્ષ લઈને તેના શત્રુ કાલિયાને શિક્ષા કરી; પરંતુ આપે એવું અપયશ સંપાદન ન કર્યું. તમારી કૃપા થાય તો દોષ પણ ગુણથી વધારે ઈષ્ટપ્રદ થાય છે. વેદશાસ્ત્રમાં જે તમોગુણની નિંદા કીધી છે તેની પ્રત્યક્ષ મૂર્તિ હું છું, પરંતુ તે તમોગુણ મને આપની પદ પ્રાપ્તિના સૌખ્ય લાભમાં કારણ થયો; માટે હું સત્વગુણથી પણ તેનેજ વધારે સ્તુત્ય અને પ્રિય સમજું છું. આ તેનું કહેવું બરાબરજ છે.

'પ્રાણીઓ પોતાનો સ્વભાવ છોડી શકતા નથી' એમ સાપે કહ્યું હતું. તેનાપર પરમાત્માએ તેને કહ્યું કે, તારૂં કથન સત્ય છે. જન્મ સ્વભાવજ જો છુટી જાય તો બ્રમ્હાએ કરેલું શાસ્ત્ર અને તેના નિયમો પણ મિથ્યાજ થાય. પણ મારા મનમાં આ યમુનાનું જલ નિર્મલ, અમૃતતુલ્ય કરવાનું છે અને તારો જન્મરવભાવ તો જાય નહિ. માટે આ બન્ને કૃત્ય થવાને માટે તું સમુદ્રાંતગત રમણકદ્વીપમાં પરિવાર સાથે ચાલ્યો જા, એમ પરમાત્માનુ વચન યોગ્યજ જાણી લેવું.

'કાલિયાએ પરમાત્માની આજ્ઞાનુસાર સમુદ્રમાં જવાનુ કબુલ કીધું, અને રત્નાલંકારાદિ સર્વસ્વ સમર્પણ પુર્વક તેમનું પુજન કરીને તે પોતાની સાથે પરિવાર લઇ સમુદ્રમાં ચાલ્યો ગયો.' તેમાં નાચેનો ભાવ દેખાય છે પરમાત્માનો અનુગ્રહ પ્રાણી ઉપર થાય તો, તે સંસારસમુદ્રમાં નિર્ભયતાથી રહી શકે છે. પરંતુ પ્રારબ્ધકર્મના ભોગ ભોગવ્યા પછીજ તેને મુક્તિ સુખનો લાભ થાય છે. આ વાત, પરમાત્માએ કાલિયાને નિર્ભય કરી ત્યાંથી સમુદ્રમાં મોકલી દીધો અને તેણે ત્યાં નિવાસ કર્યો તે ઉપરથી સ્પષ્ટ થઇ. નહી તો, પરમાત્માનો અનુગ્રહ

થતાંની સાથેજ તે મુક્ત થઈ જાત અને સમુદ્રમાં સ્થિતિ કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત ન થાત. તથા જેનાપર શ્રીપતિનો અનુગ્રહ થયો તેનું લક્ષણ એવું હોય છે કે, સાંસારિક કોઇ વસ્તુઉપર પણ તેનો પ્રેમ હોતો નથી; તે સકલ વસ્તુ પરમાત્માને સમર્પણ કરે છે, ઇત્યાદિ હેતુ પણ, કાલિયાએ પોતાની સંપાદન કરેલી વસ્તુઓ શ્રીકૃષ્ણને સમર્પણ કરીને વ્યક્ત કીધો. તેપરથી વિષયપ્રેમી અને લોલુપ પરમાત્માના અનુગ્રહથી રહિત હોય છે એમ સમજવું.

'પરમાત્મપદથી જે ચિન્હિત થયો, યાને નિરંતર જે પ્રભુના ચરણકમલ પોતાના મનમાં ધારણ કરે છે, તેજ એક આ લોકમાં સર્વદા ભીતિ રહિત હોય છે.' એ વાત કાલિયાના ઉદાહરણથી સ્પષ્ટ થઇ. શી રીતે? તો જુઓ. જે કાલિયાને પ્રથમ ગરૂડનો ભય સમુદ્રના રમણક દ્વીપમાં પ્રાપ્ત થતો હતો, તેના મસ્તકપર પરમાત્મપદ ચિન્હિત થવાથી ત્યાંજ નિર્ભયતા પ્રાપ્ત થઇ. ભગવત્પદના ચિન્હો જોઇ, પરમાત્માનો તે અનુગ્રહિત છે એમ સમજીને ગરૂડજીએ તેની સાથેનો વૈરભાવ છોડી દીધો. ત્યારે આપણે પણ, ભક્તોની સાથે કોઇ વેર કરતું નથી એમ જાણીને નિભયતાને માટે પરમાત્માના પદકમલ હૃદય-કમલમાં ધારણ કરવાં, એ ભાવ અંહિ જણાય છે.

'જે યમુનાનું જલ વિષયુક્ત હતું તેજ જલ સ્પર્શમણીથી લોખંડનું જેમ સુવર્ણ બને છે, અથવા જેવી રીતે શ્રીરામપાદ રજથી ગૌતમપત્ની અહલ્યા જડરૂપ ત્યાગી ચેતન સ્વરૂપ બની તેવી રીતે, શ્રીકૃષ્ણ પરમાત્માના સ્પર્શથી અમૃતસમાન થયું.' તેમાં એ ભાવ ગુપ્ત છે કે, આ સર્વ **जडजात** (અજ્ઞાનોત્પન્ન સંસાર)નું વિવેકથી શોધન કર્યું હોય તો, તેજ **अमृत** (બ્રમ્હ) મય થાય છે અને સકલ વેદાંતનું પણ એજ રહસ્ય છે કે '**सर्वं खलु इदं ब्रम्ह**' આ દૃશ્યમાન સર્વ શબ્દવાચ્ય જે જગત્ તે બ્રમ્હજ છે. પરંતુ તેનો અનુભવ આવવા માટે સત્સમાગમ કરવો જોઇએ, તોજ શાસ્ત્રાનુસાર અનુભવ આવશે અને જડચૈતન્ય વિવેક કરવાને માટે પ્રવૃત્તિ થશે. ત્યાર પછી જડદેહથી આત્મા ભિન્ન છે એવો અનુભવ આવશે અને બાદ આ સકલ દેહાદિ પ્રપંચ આત્મભિન્ન નથી પણ બ્રમ્હાત્મરૂપ છે એવો અનુભવ પણ આવશે. જેવી રીતે પરમાત્માએ **जडजात** (જલ સમૂહ)નું શોધન કીધું અને કાલિયારૂપી કલ્મષ દૂર કર્યું ત્યારે તેજ જલ **अमृत** (સુધા) તુલ્ય થયું; તેવી રીતે પ્રાણીને આ જડ પ્રપંચ અજ્ઞાન નષ્ટ થયા પછી અમૃત (બ્રમ્હ) રૂપથી ભાસમાન થશે.

॥ इति शिवम् ॥

## અધ્યાય સત્તરમો.



**नागं सप्तदशे नागालयं तं निरयापयत् ।**
**बंधून्स्वदुःखतः श्रांतान्सुप्तांस्तत्र दवाद्पात् ॥**

અર્થ:—આ સત્તરમા અધ્યાયમાં, કાલિયા સર્પને રમણક દ્વીપમાં કાઢી મૂકયો અને યમુનાજીના કિનારે શ્રાંત થઈને સૂતેલા નંદાદિકોનું દવાગ્નિથી શ્રીકૃષ્ણે રક્ષણ કર્યું, એવી કથા છે.

રાજાએ પ્રશ્ન કર્યો કે, મહારાજ! કાલિયાએ નાગલોકોનું વસતિસ્થાન જે રમણકદ્વીપ તેને શા માટે છોડી યમુનાના જલમાં નિવાસ કર્યો? તેમ તેણે એકલાએજ ગરૂડજીનું શું અપ્રિય કર્યું હતું? તે આપ કહો. શુકદેવજી કહેવા લાગ્યા કે, હે રાજા! સર્પ એ ગરૂડનું ભક્ષરૂપ હોવાથી તે જ્યાં જ્યાં દેખવામાં આવે કે તરતજ તે ઉઠાવીને ખાઇ જતો હતો. અતએવ સકલ સર્પોએ તે પીડા દૂર કરવાને માટે મહિને મહિને એકએક સર્પનું બલિદાન આપવાનો નિયમ કર્યો હતો, અને તે વિના બીજા કોઇ સર્પને ખાવો નહિ એમ તેની પાસેથી કબુલ કરાવી લીધું હતું. તે નિયમાનુસાર સકલ સર્પો પોતપોતાનો ભાગ તેને પોતાના રક્ષણ માટે આપ્યે જતા હતા. પણ કાલિયા, ઝેર અને બળના મદથી છકી જઇને, ગરૂડને તુચ્છ સમજીને પોતે ભાગ આપતો નહિ, અને બીજાએ આપેલો તેનો ભાગ પોતે ખાઇ જતો હતો. એ વાત સાંભળી ગરૂડજી ક્રોધી થઇને તે કાલિયાને મારવા સારૂ તેના ઉપર દોડયા. એ જોઈ કાલિયાએ પોતાનાં અનેક માથાં ઉંચાં કર્યાં, આંખો લાલચોળ કરી અને વિષયુક્ત દાંતથી તે ગરૂડને કરડયો. બાદ ઉગ્ર પરાક્રમવાળા ગરૂડજીએ ક્રોધથી તેને સુવર્ણમય પોતાની ડાબી પાંખથી પ્રહાર કર્યો ત્યારે તેની પાંખના પ્રહારથી તે બહુજ વિહ્વળ થઇને, જમનાજીના ઉંડા ધ્રોમાં આવીને નિવાસ કરવા લાગ્યો; ત્યાં ગરૂડજી આવી શકે એમ ન હતું. તે ત્યાં કેમ આવી શકતો ન્હોતો! તે સાંભળો.

ત્યાં પૂર્વે એકવાર ગરૂડજીએ પોતાનો પ્રિય ભક્ષ્યરૂપ મહામત્સ્યને સૌભરિ મુનિ વારતા હતા છતાં, ક્ષુધાથી પીડિત થએલા હોવાથી બળાત્કારથી પકડયો. તેને પકડવાથી ત્યાંના સર્વ માછલાંઓને ઘણું દુઃખ થયું, કેમકે તે તેમનો રાજા હતો. તેમની દુઃખદ સ્થિતિ જોઈ સૌભરિ મુનીને દયા આવી અને તેમણે તે સર્વને નિર્ભયતા પ્રાપ્ત થવાને માટે કહ્યું કે, 'જો ગરૂડ હવે પછી અહિં આવીને મત્સ્યને પકડીને ખાશે તો તાતકાલ મરણ પામશે; આ વાત કદી મિથ્યા થશે નહિ.' આ વાત કાલિયા વિના બીજા

સર્પોને ખબર નહોતી તેથી તે ગરૂડથી બીધેલો ત્યાં આવીને નિવાસ કરતો હતો. પણ છેવટે શ્રીકૃષ્ણે તે ધ્રોમાંથી તેને બહાર કાઢી મૂક્યો. અસ્તુ !

શ્રીકૃષ્ણ જલમાંથી બહાર આવ્યા ત્યારે દિવ્ય પુષ્પમાલા તથા વસ્ત્રાલંકારથી તેમનું શરીર સુશોભિત જોઇને, ગોપાલો ઉઠયા અને આનંદથી પૂર્ણ ચિત્તવાળા તેઓ આલિંગન કરવા લાગ્યા. યશોદા, રોહિણી, નંદ, ગોપી, ગોપાલ શ્રીકૃષ્ણની પ્રાપ્તિ થવાથી પોતાના મનોરથ પૂરા થયા એમ માનવા લાગ્યા. બલરામ કૃષ્ણને આલિંગન આપીને હસવા લાગ્યા તથા ગાયો, વાછરડાંઓ, બળદ વગેરેને પરમ આનંદ થયો. બ્રાહ્મણો પોતાના સ્ત્રીવર્ગ સાથે આવીને કહેવા લાગ્યા કે, હે નંદ ! કાળિયાએ તમારા પુત્રનો ગ્રાસ કર્યો હતો પરંતુ દૈવયોગથી તેનો છુટકારો થયો એ ઘણું સારૂં થયું. હવે તમારે બ્રાહ્મણોને દાન આપીને સંતુષ્ટ કરવા. તેમનું ભાષણ સાંભળીને ઉદાર નંદરાયે તેમને સુવર્ણ તથા ગાયોનાં દાન દીધાં. યશોદાએ શ્રીકૃષ્ણને આલિંગન આપી પોતાના ખોળામાં બેસાડયો અને આંખોમાંથી આનંદનાં આંસુ ખેરતી હતી કે, છોકરો મૃત્યુના મોઢામાં ગયો હતો પણ પાછો આપણને દૈવયોગથી મળ્યો. તે રોજ રાત્રે સર્વ ગોપાલો તથા ગાયો પણ ભૂખ, તરશથી પીડિત થઇને જમનાજીને કાંઠેજ રહ્યા હતા.

તે રાત્રે ત્યાં અરણ્યમાં ગ્રીષ્મ ઋતુ હોવાથી એકદમ અગ્નિ પ્રદીપ્ત થયો અને સૂતેલા ગોકુલવાસી લોકોને ચોમેર ઘેરી લઇને તેમને બાળવા લાગ્યો. ત્યારે અગ્નિથી બળવા લાગેલાં તે સર્વ વ્રજવાસીઓ ઉઠયા અને મનુષ્યરૂપ ધારણ કરનારા ભગવાન્ શ્રીકૃષ્ણને શરણે ગયા. અને કહેવા લાગ્યા કે, હે રામ ! હે કૃષ્ણ ! આ ભયંકર અગ્નિ અમો, કે જેઓ તમારા મિત્ર છીએ તેઓને બાળી નાંખે છે, તો તમે કૃપા કરીને આ કાલાગ્નિથી અમારૂં રક્ષણ કરો. મરણથી અમો બીતા નથી, પરંતુ તમારા ચરણનો વિયોગ થાય છે માટે દુઃખ થાય છે. આવી રીતે પોતાના સ્વકીય લોકોની વ્યાકુલતા જોઇને શ્રીકૃષ્ણ તે તીવ્ર અગ્નિને પી ગયા.

## ભાવાર્થદીપિકા.

'તે કાલિયાને સ્વસ્થાન પરિત્યાગ કરવાનું અને જમુનાના જલમાં આવી રહેવાનું શું કારણ હતું ?' એમ પરીક્ષિત રાજાએ શુકદેવજીને પ્રશ્ન કર્યો એમાં તેનો એ ભાવ હતો. રમણીક દ્વીપમાં સર્પોનો નિવાસ હોવાથી કાલિયાને ત્યાં ભીતિ હોવી નહિ જોઇએ; તથા તે સ્થાન સુંદર નહોતું એમ પણ

તેના **રમણ** એ નામ ઉપરથી પ્રતીત થતું નથી, પણ રમણ (ક્રીડા) યોગ્ય હતું. તેમ કાલિયાનું ઉત્તર વય (ઘડપણ) પણ નહોતું; કેમકે તે નિરંતર કાંતા સાથે રહેતો હતો. તથા તેમાં વૈરાગ્યબુદ્ધી પણ હતી નહિ, કારણ ક્રોધી હતો. ગરૂડની સાથે તેનો દ્વેષ હોય તો, સર્વ સર્પોની સાથે તેનો દ્વેષ એક સરખોજ છે. એમ છતાં તેણે જે પોતાના આશ્રમ સ્થાનનો પરિત્યાગ કર્યો તેનો હેતુ શો ? કોઈ પણ મનુષ્ય પોતાના આશ્રમ સ્થાનનો જે પરિત્યાગ કરે છે તો, તેમાં તે સ્થાનની અરમણીયતા, વૃદ્ધાવસ્થા, વૈરાગ્યબુદ્ધિ ઇત્યાદિ કારણ હોય છે. તેમાંનો એક પણ ગુણ તેમાં ન હોવાથી કયા હેતુથી તે સ્થાનચ્યુત થયો તે કહો.

ઉત્તરમાં શુકદેવજીએ કહ્યું છે કે, હે રાજા ! મનુષ્યોને સકલઇષ્ટાર્થની સિદ્ધિ કરી આપનારો એક **વિનય** (નમ્રતા) છે. વિનયથી વૈરી પણ મિત્રતાને પ્રાપ્ત થાય છે. પરંતુ તેનો પ્રમાદથી જે તિરસ્કાર કરે છે તેની ગતિ એમજ થાય છે કે, તેને સ્થાનભ્રષ્ટ થવું પડે છે. કાલિયાએ મદથી **વિ-નયનું** (ગરૂડને આપવાને માટે કબુલ કરેલા બલિદાનની નીતિનું) ઉલ્લંઘન કર્યું માટે, યદ્યપિ સકલ સર્પોની સાથે ગરૂડનો વેરભાવ સમાન હતો તથાપિ, તેની સાથે વિશેષ થવાથી, ગરૂડના ભયથી રમણદ્વીપ જેવા સ્વકીય સુંદર નિવાસ સ્થાનનો તેને ત્યાગ કરવો પડ્યો. તે પરથી એ ભાવ વ્યક્ત થાય છે કે, જ્ઞાનવૃદ્ધ, વયોવૃદ્ધ, તપોવૃદ્ધ એવા લોકોએ કરેલી વિભાગ રચના ગર્વથી ભંગ કરવાની ઇચ્છા કરનારો પુરૂષ, પરમાત્મા અને તેમના ભક્તોનો વિશેષ વેરી થાય છે; અને તેથી તેને સ્થાન ભ્રષ્ટતા તથા અનેક વિઘ્ન કષ્ટ પ્રાપ્ત થાય છે. મોટા મોટા મહર્ષીઓએ કરેલી વર્ણાશ્રમ ધર્મની વિભાગ રચના અને મર્યાદાનો પરિત્યાગ કરનારો પુરૂષ કદી સ્વસ્થાન (આત્મ-પદ) પર સ્થિત થઇને સુખનો અનુભવ કરશે કે ? નહિજ. તે માટે કાલિયનું ઉદાહરણ સ્પષ્ટજ છે.

'દયાવાનને આ આપણો અને આ પરાયો એવી બુદ્ધી થતી નથી, માટે સૌભરિ મુનિએ ગરૂડનો તિરસ્કાર કરીને મત્સ્યોનું કલ્યાણ કરવાની બુદ્ધિ ધારણ કરી. યાને ગરૂડને શાપ દઇને દીન મત્સ્યોનું રક્ષણ કર્યું તે યોગ્યજ છે.' પરંતુ, બીજાનું કલ્યાણ કરવું હોય તોપણ જ્ઞાનીએ દૂર વર વિચાર કરીને કરવું કે, જે પરિણામે સુખપ્રદ હોય અને જેથી બીજાને દુઃખનો લેશ પણ પ્રાપ્ત નહિ થઇ શકે. સૌભરિ મુનિએ મત્સ્યોનું તાત્કાલિક કલ્યાણ કરવાના હેતુથી વિચાર કર્યા વિના એકદમ મુખમાંથી શાપવચન કહાડ્યું; પરંતુ તેનો પરિણામ એ થયો કે, અખિલ જલચરાદિ પ્રાણીઓને

ઘણું દુ:ખ થયું. જો તેમનું તેવું શાપવચન ન હોત તો, તે સ્થાનમાં ગરૂડ આવી શકત, અને તેથી ત્યાં કાલિયાની સ્થિતિ પણ ન થાત. તથા જલચર, સ્થલચર, આકાશચર પ્રાણિઓને દુ:ખ પણ ન થાત. અને તેથીજ, શાસ્ત્રકારોએ વારંવાર વિચાર કરીને જે આ કથન કર્યું છે કે, '**धर्मस्य तत्त्वं निहितं गुहायां**' ગુહાસ્થિત પદાર્થ વા પ્રાણી જેવી રીતે દષ્ટીમાં આવતો નથી તેવી રીતે, ધર્મનું રહસ્ય પણ ગુહામાં ગૂઢવત્ સ્થિત છે, તે યથાર્થજ છે એમ સમજવું.

'કાલિયાની ભીતિ ગોકુલવાસીઓના મનમાં હતી તે નષ્ટ થઈ, અને તેના જવાથી **जडजात** (જમુનાની જલરાશિ)ને તેમણે **अमृत**મય જોયો; એટલામાં શ્રીકૃષ્ણ પણ બહાર આવ્યા અને તેમના દરશનથી તેમને અનંત સુખનો લાભ થયો.' તે પરથી સમજવું કે, કામ ક્રોધાદિ દુષ્ટ પડરીનો ભય જે **गो-कुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત)માં રહેતો નથી અને જે ગોકુલ (તત્સ્થજીવ) **जडजात** (સંસાર)ને **अमृत** (બ્રમ્હ) રૂપ દેખે છે તેને ગોવિંદનાં દર્શન તથા નિસ્સીમ આનંદનો લાભ આ જગતમાં થાય છે, એમ આ ચરિત્ર ઉપરથી સ્પષ્ટ થયું.

કૃપણ પુરૂષનું સર્વસ્વ ગયું હોય પરંતુ તેનો તપાસ કરતાં જેમ તે હાથમાં આવી જાય, અથવા ચોરો લુંટતા કોઈ મદદે આવી પહોંચે, અથવા પ્રાણાંતકાલમાં મુખમાં કોઇ અમૃત આણીને રેડે, દાવાગ્નિથી બળતા મેઘનો જેમ વર્ષાવ થાય, તેમ યશોદાને શ્રીકૃષ્ણ પરમાત્મા જોઇને ઘણો આનંદ થયો. નંદરાયને તો, મયશકિત લક્ષ્મણને લાગતા હનુમાનજીએ દ્રોણાચલ લાવી ઉઠાડયા ત્યારે, જેવી રીતે રામચંદ્રજીને આનંદ થયો તેમ, અથવા સંજીવની વિદ્યા સંપાદન કરીને આવેલા કચને જોઇ જેમ દેવેન્દ્રને આનંદ થયો તેમ આનંદ થયો, અને તે બન્ને જણાએ શ્રીકૃષ્ણને આલિંગન આપ્યું તે યોગ્યજ છે.

'બલરામ આલિંગન આપીને હસવા લાગ્યા.' તેમાં એ ભાવ તેમના મનમાં આવ્યો. હે કૃષ્ણ ! જે કાર્ય (કાલિયામર્દન) તમે કીધું તે કરવું આવશ્યકજ હતું અને તે મારે પણ કરવું હતું. તો પછી ત્હેં મારી પ્રતારણા શા માટે કરી ? અર્થાત્ મને છોડી તમે એકલા વનમાં કેમ આવ્યા ? આમ ફસાવવાનું કાંઇપણ કારણ ન્હોતું. એજ આશયથી પ્રેમસાથે બલભદ્રે હાસ્ય કીધુ એમ સમજવું.

'બ્રામ્હણો ત્યાં આવીને નંદને દાનધર્મ કરો એમ કહેવા લાગ્યા' તેમાં બ્રામ્હણોનો એ ભાવ દેખાય છે કે, પ્રસંગવશાત્ ગમે તે શુભ કાય

કરવાનું હોય તો તે સમયે, તે કાર્યને આગળ કરીને વગર બોલાવેલા બ્રામ્હણો લોભથી આવી ધનાઢ્ય પુરૂષને વારંવાર દાન કરવાને માટે બલાત્કારથી પ્રવૃત્ત કરે છે. આ રીતિ કાંઇ નવીન નથી, પ્રાચીનજ છે. અને સકલ ગૃહસ્થોના પરિચયની છે. તેને અનુસરીનેજ બ્રામ્હણોએ નંદને દાન કરવાને માટે કહ્યું તે યોગ્યજ સમજવું.

'તે વનમાં તે રાત્રીએ દાવાગ્નિ પ્રગટ થયો.' તેનું કારણ. દિગ્પાલોને વંદ્ય અને ગોકુલનું કલ્યાણ ચિંતનારા પરમાત્માએ વિચાર કર્યો કે, આ વનમાં જે આ અનેક પ્રકારનું તૃણસમૂહ છે તે, કાલિયાના મુખથી નિકળનારા વિષયુક્ત શ્વાસવાયુથી આર્દ્ર થયેલ છે, અને તેને ગાયો તથા વાછરડાં જો ખાશે તો તેમનું અનિષ્ટ થશે માટે તેમણે અગ્નિને આજ્ઞા કરી કે આ વનમાંના અખિલ ઘાસ સમૂહને તું બાળી નાંખ. એ કારણથીજ તેણે પોતાનું સ્વરૂપ પ્રગટ કર્યું હોય એમ લાગે છે, એમ સમજવું. તથા તેપરથી એમ પણ જણાય છે કે, સંસારવનમાં વિષયરૂપી તૃણ રાગદ્વેષાદિ વિષયુક્ત હોવાથી તેના ખાવાથી અનેક નરપશુ મરી જાય છે. પરંતુ પરમાત્મા પોતાના ભક્તજનોને તેનાથી પીડા ન થાય તે માટે તેમનું મારકત્વ દૂર કરી દે છે; અથવા કેટલીક વખતે અગ્નિ તથા ચોરો પાસે પણ તેમનું હરણ કરાવે છે, અગર અન્ય કોઇપણ રીતે તેમને દૂર કરે છે. કેમકે, પરમાત્મા ગો-કુલના કલ્યાણકર્તા છે. પરંતુ તે ગો-કુલની તેમનાપર પ્રીતિ અને નિરંતર સંનિધાનતા હોવી જોઇએ. તુકારામ, નામદેવ વગેરે ભકતોને પરમાત્માએ વિષયરૂપી વિષની પીડા થવા નહિ દીધી તે પ્રસિદ્ધ છે. તથા ભક્તની પાસે કદાચ દ્રવ્યાદિ હોય તો પરમાત્મા હરણ પણ કરે છે. '**ब्रम्हन्यमनुगृण्हामि तद्विशो विधुनोम्यहं**' ઇત્યાદિ ભાગવતમાં પરમાત્માનુંજ વચન તેને માટે પ્રમાણીભૂત છે. અસ્તુ !

અથવા, અગ્નિ પ્રગટ થવાનો ભાવ એ પણ જાણવો કે, જેણે પોતાની શક્તીથી જમુનાનું સકલજલ હલાવીને ક્ષુબ્ધ કર્યું અને કાલિયાનું દમન કર્યું, તે આનંદકંદની આધભૂમી, દયા સમુદ્ર શ્રીકૃષ્ણની પ્રાપ્તિ આ ગોપાલોને થઇ તોપણ, તેઓ ક્ષુદ્રનિદ્રાસૌખ્યનો અનુભવ લે છે તે કેટલું આશ્ચર્ય છે ! અથવા, તેઓ પશુપતિ (ગોપાલ) હોવાથી નિત્યાનંદસુખાનુભવ છોડી તુચ્છ નિદ્રાસુખમાં નિમગ્ન થયા છે એમાં આશ્ચર્ય પણ શાનું? પરંતુ તેમને જાગૃત કરવાને માટેજ તે અગ્નિ તે સમયે આવ્યો હોય એમ લાગે છે. **શુચિ** (સાધુ) પુરૂષનું એ શીલ હોય છે કે, નિરંતર મૂઢજનોને હિત સંપાદન કરવાને માટે ઉપદેશ કરી સાવધ કરવા. એ નિયમાનુસાર અગ્નિનું

નામ પણ **શુચિ** છે ત્યારે તે પોતાનું શીલ કેમ છોડે? તાપ થવાથીજ મનુષ્ય જાગૃત-સાવધ થાય છે. મનુષ્ય શરીરમાં પરમાત્માનું વિશેષ સંનિધાન થાય છે. એમ છતાં અમે પણ તે પશુપાલ (મૂઢગોપાલ) સમાન સુઇ રહીશું, અર્થાત્ કંઇ સ્વહિત સંપાદન નહિ કરશું અને વિષયસુખ તથા નિદ્રાસુખમાં નિરત થશું તો શી પ્રતિષ્ઠા? તથાપિ પરમાત્મા દયાળુ હોવાથી અમને જાગૃત કરીને પરમાર્થ સંપાદન કરવાની સ્મૃતિ આપવાને માટે આ સંસારરૂપી અરણ્યમાં આધ્યાત્મિકાદિ નાનાવિધ તાપ પ્રગટ કરે છે. તે તાપોને જોઇને જો અમે સાવધ નહિ થશું તો અમારૂં મોટું દુર્દૈવ!! અસ્તુ!

પરમાત્મા જેમનું રક્ષણ કરવાને તત્પર છે તેમને અપકાર કરવાને માટે કોણ સમર્થ થાય? આ વાત સ્પષ્ટ છે તોપણ, બીજાને તાપજ આપવો એવો જેનો સ્વભાવ હોય છે, તે તાપ આપવાને પ્રવૃત્ત થાય છેજ. એ પણ ભાવ અગ્નિએ ગોપાલોને તાપ આપ્યો તે ઉપરથી સમજવો. અગ્નિનો તાપદ સ્વભાવ અને પરમાત્મા ગોપાલોનો રક્ષક એ વાત પ્રસિદ્ધજ છે.

અથવા, અગ્નિએ વિચાર કર્યો કે, જેનું શરીર તેજોમય અને વેદમય છે તે સૂર્ય, પોતાના તેજસ્વી કિરણોથી મને આ જગતમાં તેજોમય બનાવે છે. તેની કન્યા જે જમુના તેને જેમણે નિર્દોષ કરી અમૃતમય બનાવી, તે શ્રીકૃષ્ણનો આદર સત્કાર કરવો મને યોગ્ય છે. કેમકે, આ પરમાત્મા સૂર્યના પણ પ્રકાશક છે. આ હેતુ ધારણ કરીને **मित्र** (સૂર્ય) પ્રિય અનલ તે વનમાં પ્રગટ થયો હશે એમ પ્રતીત થાય છે. અગ્નિએ પોતાના પ્રકાશક સૂર્યના ઉપકાર માની તદર્થ પરમાત્માનો પૂજનાદિ સત્કાર કરવાને માટે આગમન કીધું, તેપરથી તેની કેટલી ધન્યતા? નહિ તો અમે! પરમાત્મા અમારો (જીવનો) મિત્ર છે તથા અમારી સાથે રહે છે અને તેણેજ અમને અંતર્બાહ્ય પ્રકાશિત કર્યા છે. અંતરમાં સચ્ચિદ્રૂપથી અને બાહ્યજગતમાં વિદ્યા, ધન, રૂપ ઇત્યાદિ ગુણોથી પણ અમે તેના ઉપકાર માની કદી તેના સ્તવનાર્ચનમાં પ્રવૃત્ત થઇએ છીએ? નહીજ. એ કેટલી કૃતઘ્નતા! માટે આપણે પણ, આપણા મિત્ર પરમાત્માના ઉપકાર નહિ ભુલવા અને તેનું સદૈવ અર્ચન સ્તવન પૂર્વક સન્માન કરવું. સૂર્ય અને પરમાત્મા એક છે તથા જીવનો પરમાત્મા મિત્ર છે તે માટે **'योऽसावादित्ये'** અને **'द्वा सुपर्णा'** ઇત્યાદિ શ્રુતિ પ્રમાણ છે.

'અગ્નીના તાપથી ગોપાલો ઝટ ઉઠયા અને પરમાત્માની શરણે ગયા?' તે વનમાં શ્રીકૃષ્ણ પરમાત્માએ **जड-जात** જલસમૂહ અહિથી નિર્મુક્ત કીધો', એવું તેમણે જોયું હતું માટે, તેમના મનમાં વિશ્વાસ ઉત્પન્ન થયો કે,

આ કૃપાસિંધુ પરમાત્મા અમને પણ આ અગ્નિના દાહથી નિર્મુકત કરશે. તેથી તેમણે દાવાગ્નિથી મુકતતા થવાને માટે તેમની પ્રાર્થના કરી તથા અનન્યતાથી શરણ ગયા, તે યોગ્યજ સમજવું. પશુપાલોને (મૂઢ ગોપાલોને) વિશ્વાસ ઉપજ્યો પણ અમને ઉપજતો નથી! આ સંસાર વનમાં તે પરમાત્માએ શું થોડા **जडजात** મૂઢ સમૂહનો ઉદ્ધાર કર્યો છે? અને શું એ અમારા સાંભળવામાં નથી? પરંતુ અમારો તેનાપર અવિશ્વાસ હોવાથી અમે કદી આધ્યાત્મિકાદિ ત્રિવિધ તાપોથી નિર્મુકત થવાને માટે તેને શરણ જતા નથી, નમસ્કાર પણ કદી કરતા નથી, અથવા પ્રાર્થના કરતા નથી, એ કેટલું આશ્ચર્ય છે? અથવા આશ્ચર્ય પણ શાનું! બધાજ જો આત્મમુક્તિને માટે તેને શરણ જાય તો, યમ નગરીના નરક ઉજ્જડ થઇ જશે અને તેમની ઉત્પત્તિ નિષ્ફલ થશે; તથા વૈકુંઠમાં પણ જગ્યાનો સંકોચ થશે. માટે ઇશ સૃષ્ટ નરકોનો સુખાનુભવ લેવાને માટે નર, નારાયણને ભજતા નથી તે ઠીક જ છે!!

'પરમાત્માએ તેમની પ્રાર્થના સાંભળીને તથા તેમની વ્યાકુલતા જોઇને ઝટ અગ્નિનું પાન કીધું' તેમણે વિચાર કર્યો કે, સત્પુરૂષોએ મારૂં વર્ણન કર્યું છે કે, પરમાત્મા સર્વ લોકોનો સર્વ પ્રકારનો દાહ (તાપ) શાંત કરવાને માટે સર્વદા રસાશ્રિત થઈ રહ્યો છે, '**रसो वै सः**' ઇત્યાદિ શ્રુતિમાં પરમાત્મા આનંદરસરૂપ છે એમ વર્ણન કર્યું છે. એ વચનાનુસાર જો હું તેમનો અગ્નિતાપ શમન નહિ કરૂં તો મારૂં યશ અને તે વચન પણ વ્યર્થ થશે. અતએવ સ્વપદ શરણાગતનું રક્ષણ કરીને પોતાની કીર્તિ પરમાત્માએ યથાર્થ કરી બતાવી. **रस** (ઉદક) વિના અગ્નિનું ઉપશમન શી રીતે થાય? તાપથી તાપ થોડોજ શાંત થાય છે? નહીજ. પરંતુ એ વિચાર અમારા મનમાં કયાં આવે છે? આવ્યો હોત તો, અમે પણ આધ્યાત્મિકાદિ તાપોની શાંતિ થવાને માટે રસસ્વરૂપ પરમાત્માને શું શરણ નહિ જાત?

અમે જેમને શરણ જઇએ છીએ જેમની સેવા પ્રાર્થના કરીએ છીએ, તે લોકો સર્વદા સર્વદાહથી યુકત હોય છે. તેમની પાસે **रस** (જલ વા પ્રેમરસ)ની શૂન્યતા હોવાથી તે બીજાનો દાહ શી રીતે શમન કરી શકશે? નહીંજ. ઉલટા તેઓ સર્વને દાહપ્રદ થાય છે. જેમની પાસે જે વસ્તુ હોય છે તેજ બીજાને આપે છે. એ ન્યાયથી, તેમની પાસે તાપ હોવાથી, યાને વિષયાભિલાષ પૂર્ણ નહિ હોવાથી તત્સંબંધિ તાપ તેમના હૃદયમાં હોવાથી, તેઓ પોતાનો સમાગમ કરનારને તાપજ આપે છે; નહિ કે આનંદ. એવાઓની પાસે અમે જઇએ છીએ પણ દાહશૂન્ય, રસમૂર્તિ પરમાત્માને શરણ જવાની

વૃત્તિ અમારામાં ઉત્પન્ન થતી નથી, એ કેટલું મૂર્ખત્વ! સંત ભકતજન સર્વદા સાંસારિક તાપથી મુકતતા થવાને માટે રસરૂપ પરમાત્માની સેવા પ્રાર્થના કરે છે અને પરમ શાંતિનો અનુભવ કરે છે; પરંતુ તાપદ લોકોની સેવા અગર પ્રાર્થના કદી કરતા નથી, તેમ તેમનું મુખાવલોકન પણ કરતા નથી. એ વાત ગોપાલોના ચરિત્રો ઉપરથી જ્યારે અમારા મનમાં ઉતરશે ત્યારેજ અમારૂં અહોભાગ્ય સમજવું. ઘણું જ્ઞાન સંપાદન કરીને પણ જો આ જ્ઞાન ન હોય તો, સકલ નિષ્ફલ સમજવું અસ્તુ!

'શ્રીકૃષ્ણ પરમાત્માએ મુખથી અગ્નિનું પાન કર્યું.' એમાં હેતુ એ સમજવો. તેજસ્વી તથા પ્રતાપાધિક અને આપણા ઉપર ઉપકાર કરનારો પુરૂષ આપણે ઘેર આવે તો, તેના સમાન આપણે પણ સુખદ એવી તેની સત્કૃતિ (આદર સન્માન) કરીને પ્રત્યુપકાર કરવો. એ ન્યાયાનુસાર, પરમાત્માએ વિચાર કર્યો કે, પૂર્વાવતારમાં મારી સ્ત્રી જાનકી જ્યારે રાવણને ઘેર હતી ત્યારે, આ અગ્નિએ તેનું રક્ષણ કરીને મારાપર ઉપકાર કીધો; હવે જો એ મારે ઘેર આવે છે, તો ત્હેનો સત્કાર મારે કરવો જોઇએ. અતએવ તે પ્રભુએ મુખ્ય સતકાર કરવાના બહાનાથી તેમ (પાન) કર્યું એમ ભાસે છે. **મુખ્ય** યાને શ્રેષ્ઠ અને મુખમાં સત્કાર એવા બે અર્થ સમજવા. વ્યવહારમાં પણ જોઇએ છીએ કે, કોઇ ધનિક અથવા રાજા વગેરે મોટા સદ્‌ગૃહસ્થો ઘેર આવે છે તો તેમની યોગ્યતાનુસાર ઘરના મુખ્ય સ્થાનમાં અમે તેમને બેસાડીએ છીએ. તદનુસાર, તેજોમૂર્તિ અગ્નિ શ્રેષ્ઠ હોવાથી, શરીરગૃહમાં જે ઉત્કૃષ્ટ સ્થાન મુખ તેમાં તેને લઈ જઇને ભગવાને સતકાર કીધો, તે યોગ્યજ છે. અથવા શ્રુતિમાં એમ કહ્યું છે કે, 'જે વસ્તુ જેનાથી ઉત્પન્ન થાય છે અને જ્યાં સ્થિત થાય છે ત્યાંજ તેની ગતિ થાય છે. તે અર્થ વ્યકત કરવાના બહાનાથી પરમાત્માએ મુખથી અગ્નીનું પાન કર્યું. '**मुखादिंद्रश्चाग्निश्च**' ઇત્યાદિ શ્રુતિમાં ઇન્દ્ર અને અગ્નિની ઉત્પત્તિ મુખથી તથા તેમાંજ તેની સ્થિતિ કહેલી છે અને તેમાંજ તેનો લય પરમાત્માએ પ્રત્યક્ષ બતાવ્યો.

અથવા એમપણ સમજવું. ભવાનલ (સાંસારિક તાપ) શમન કરવાને માટે શૂદ્રાદિ સમર્થનથી કિંતુ એક બ્રાહ્મણજ સમર્થ છે; એ વાત પરમાત્માએ મુખથી અગ્નિ પ્રશાંત કરી બોધિત કરી. '**ब्राम्हणोऽस्यमुखं**' ઇત્યાદિ શ્રુતિ પરમાત્માનું મુખ બ્રાહ્મણ છે એમ પ્રતિપાદન કરે છે. અને બ્રાહ્મણનો સંતોષ થવાથી પરમાત્મા તૃપ્ત થાય છે, એમ પૂર્વ વૃદ્ધાચાર હાલ પણ પ્રસિદ્ધ છે. તથા મુખદ્વારાજ સકલ દેહેંદ્રિયાદિનો સંતોષ થાય છે, નહિ

કે દેહેન્દ્રિયાદિ સંઘાતને અન્નનો લેપ કરવાથી. તાત્પર્ય, પરમાત્માના મુખસ્થાનીય બ્રહ્મજ્ઞાનસંપન્ન બ્રાહ્મણજ સંસારાગ્નિને શાંત કરવાને માટે સમર્થ હોય છે, અન્ય નહી. અથવા, પરમાત્મા શ્રીકૃષ્ણ ઘણા વખત સુધી જલમાં સ્થિત હતા અને તેથી તેમના અંતરમાં ઘણી શૈત્ય પીડા થઇ. તે દૂર કરવાને માટે તેમણે અત્યંત ઉષ્ણ એવા અનલનું ઓસડની પેઠે સેવન કીધું. અગ્નિની ઉષ્ણતાની આગળ શૈત્યનું શું સામર્થ્ય ! '**अग्निर्हिमस्य भेषजं**' એ વાક્ય પ્રસિદ્ધ છે. એમ ન હોય તો તેમણે અગ્નિ શાંત કેમ ન કર્યો ! શું તેમનામાં સામર્થ્ય નહોતું ? અમે પણ સંસારાર્ણવના વિષયરૂપી જલમાં ઘણો વખત થયા ક્રીડા કરી રહ્યા છીએ, અને તેથી અમારા અંતરમાં શૈત્યબાધા થતી રહી છે. અર્થાત્ શૈત્યનું કાર્ય જે જડતા તદનુસાર અમારામાં મંદતા, મૂઢતા ઉત્પન્ન થઇ છે. તે બાધા દૂર થવાને માટે અને પૂર્વપ્રકૃતિનો આનંદ થવાને માટે અમને પણ, અગ્નિવત્ પ્રખર તેજઃસંપન્ન એવો જ્ઞાનરૂપી અનલ સેવવો (સંપાદન કરવો) જોઇએ, તોજ નિઃસંશય રીતે આરોગ્ય પ્રાપ્ત થશે. '**ज्ञानाग्निः सर्वकर्माणि**' ઇત્યાદિ ગીતાવચન પ્રસિદ્ધજ છે. જ્ઞાનાગ્નિથીજ સંચિતાદિ સકલ કર્મોનો નાશ, અગ્નિ ઇંધનની પેઠે થાય છે અને નિત્યાનંદમાં સ્થિતિ થાય છે.

**સારાંશ**, પરમાત્માએ સાર્વકાલ પોતાના પાદપદ્મસેવન કરનારા વૃંદાવનનો તથા તદ્વાસિયોનો તાપ નિવારણ કરીને સંરક્ષણ કીધું અને બધાને આનંદિત કીધા. બાર ગાઉ સુધી પ્રદીપ્ત થએલા અગ્નીનું અનંતશક્તિ પરમાત્માએ એક ક્ષણમાં પાન કરીને તેને નિઃશેષ કર્યો. કેમકે, ઋણ, શત્રુ વિષ અને અગ્નિ એમનો શેષ (અંશ) રહે તો આપણને પાછો તે નિઃશેષ કરી દે છે. આવી રીતે સ્મૃતિવચન ધ્યાનમાં લઇને અગ્નિને નિઃશેષ કરી નાંખ્યો તે યુક્તજ છે.

'ગોપાલોએ બલરામ તથા કૃષ્ણ એ બન્નેની રક્ષાને માટે પ્રાર્થના કરી હતી તોપણ, શ્રીકૃષ્ણ પરમાત્માએ દાવાગ્નિ પાન કર્યો અને બલરામે ન કીધો' તેમાં ભાવ એ સમજવો. બલરામે વિચાર કર્યો કે, મારા મુખમાં પ્રલયાગ્નિ અત્યંત આચ્છાદિત થયેલો છે માટે, જો હું આ દાવાનલને પાન કરી મુખમાં લઉં તો, તે મોટા ઉત્સાહથી આ સજાતીય બાહ્યને મળવાને માટે ઉત્થિત થશે, અને તેથી હાલ જે સંકટ ઉત્પન્ન થયું છે તેથી વધારેજ સંકટ ઉભું થઇ અનિષ્ટ થશે. માટે તેમણે તેનું નિરાકરણ કરવાનો બોજો શ્રીકૃષ્ણને માથે નાંખ્યો અને પોતે કંઇ પણ બોલ્યા વિના સ્થિત થયા. કેમકે, તે સમય સ્થિતિનો હતો નહિ કે પ્રલયનો. બાકી દાવાગ્ની પાન

કરવાનું કંઇ તેમને દહણુ ન્હોતું. બલરામ શેષનો અવતાર અને શેષના મુખથી નિકળનારા અગ્નિથી પ્રલય થાય છે એમ પુરાણોમાં વર્ણવેલું છે. હવે આ દાવાગ્નિપાનના ચરિત્ર ઉપરથી પરમાત્માએ જે બોધિત કર્યું તે પિંડિકાકાર અર્થથી કહિએ છીએ. માયા અમાવાસ્યાની રાત્રી સમાન છે અને તેમાં મહા મોહરૂપી ધાડું અંધઃકાર સ્થિત છે. તે રાત્રીમાં પ્રપંચ (સંસાર) રૂપી ભયંકર વનમાં જે લોકો સ્વેચ્છાથી ગાઢ નિદ્રા કરે છે તેમની પણ સ્થિતિ તે ગોપાલોની પેઠે, અપરિમિત વિષયરૂપી પ્રજ્વલિત અગ્નિમાં થાય છે, એમ નિઃસંશય સમજવું. વિષયો ખદિરાંગારની પેઠે તાપદ છે અને તેમની વચમાં બધાની સ્થિતિ છે એ વાત લૌકિક તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધજ છે. તે વિષયાનલની શાંતિ, તે ગોપાલોના દાવાગ્નિ સમાન, શ્રીકૃષ્ણ કૃપાથીજ થનારી છે. માટે તેમની પેઠે બધાએ તાપનાશપૂર્વક પરમ શાંતિ સુખનો લાભ થવાને માટે હંમેશા એકાગ્ર મનથી શ્રીકૃષ્ણ પરમાત્માને શરણ જઈ ધ્યાન, ભજન, પૂજન કરી જન્મનું સાફલ્ય કરવું.

॥ इति शिवम ॥

---

## અધ્યાય અઢારમો.



**अष्टादशे ततो ग्रीष्मे वसंतगुणलक्षिते ।**
**अघातयद्बलेनालं प्रलंबं लीलया हरिः ॥**

અર્થઃ—આ અઢારમા અધ્યાયમાં, વસંતઋતુના ગુણોથી યુક્ત ગ્રીષ્મઋતુ પ્રાપ્ત થઈ ત્યારે શ્રીકૃષ્ણે સહેલાઇથી બલરામ વડે પ્રલંબાસુરને મરાવ્યો, એવી કથા છે.

શુકદેવજી કહે છે હે રાજા! પ્રાતઃકાળ થયા પછી તે સર્વ ગોકુલવાસી લોકો ત્યાંથી શ્રીકૃષ્ણની સાથે તેમની સ્તુતિ કરતા કરતા ગોકુલમાં આવી પહોંચ્યા. એ પ્રમાણે રામ અને કૃષ્ણ માયાથી ગોપાલોનું રૂપ ધારણ કરીને અનેક પ્રકારની ક્રીડા કરતા હતા, એવામાં પ્રાણીઓને પ્રિય ન લાગે એવી ગ્રીષ્મઋતુ આવી; પરંતુ એ ઋતુ, વૃંદાવનના ઉત્તમ ગુણોને લીધે વસંતઋતુ સમાન જણાતી હતી. ત્યાં વેલીઓ અનેક વૃક્ષોને લપેટીને રહી હતી. અનેક રંગના ફૂલ ફુલ્યા હતા, અને તે ઉપર ભ્રમરોનો સમૂહ ગુંજારવ કરી રહ્યો હતો. અનેક નદીઓ તથા સરોવરો અને ન્હાનાં ન્હાનાં પાણીનાં ઝરણાં ત્યાં આગળ હોવાથી, તેમના ઉપરથી વહેતો શીતલ, મંદ અને સુગંધ વાયુ લોકોનો તાપ દૂર કરતો હતો. અરણ્યભૂમિ કુમળા તૃણથી વ્યાપેલી હતી. તેની આર્દ્રતા

સૂર્યપણ શુષ્ક કરી શકતો નહોતો. કેટલાક ચિત્રવિચિત્ર મૃગો ત્યાં હતા તથા કોયલ, મોર, સારસ વગેરે પક્ષીઓ મધુર શબ્દ કરતા હતા. આવી રીતે વૃંદાવનની રમણીયતા જોઇને ભગવાન્ શ્રીકૃષ્ણ બળભદ્ર સાથે ગાયો તથા ગોપાલોને લઇને વેણુ વગાડતા ત્યાં ક્રીડા કરવાની ઇચ્છાથી હરહંમેશ આવતા હતા. તેઓ પોતાના શરીરને ગેરૂ વગેરે લગાડીને વૃક્ષોના કુંપળીઆં, પુષ્પ-માળા મોરપિંછ ધારણ કરી નૃત્ય, ગાયન, કુસ્તી વગેરે પ્રકારથી ક્રીડા કરતા હતા. શ્રીકૃષ્ણ નાચ કરતાં ત્યારે કેટલાકએક ગોપાલો ગાતા હતા તો કેટલાએક વેણુ, ટાળીઓ તથા શીંગડાં વગાડતા હતા; અને કેટલાએક તેમની 'વાહ, વાહ' ઇત્યાદિ શબ્દોથી પ્રશંસા કરતા હતા; તે સર્વ ગોપાલો દેવ હતા. કૃષ્ણને તથા બલરામને કાકપક્ષ (જુલફાં) રાખેલા હતા, જેથી તેઓ અત્યંત સુંદર જણાતા હતા.

એક સમયે ગોપાલોની સાથે રામકૃષ્ણ ત્યાં ગાયોને ચરાવતા હતા એવામાં, તે બેને હરણ કરી લઇ જવાની ઇચ્છાથી પ્રલંબાસુર નામનો દૈત્ય ગોવાળીઆનું રૂપ લઇને ત્યાં આવ્યો. એ દૈત્યને ભગવાન્ જાણી ગયા હતા. તોપણ તેનો વધ કરવાના ઇરાદાથી ગોવાળીઆઓને તેની સાથે મિત્રતા કર-વાને માટે તેમણે અનુમોદન આપ્યું, પણ તેમને રોકયા નહિ. બાદ કૃષ્ણે ગોવાળીઆને બોલાવીને કહ્યું કે, હે ગોવાળીઆઓ! આજ આપણે બધા સમાન વય તથા બલવાળા છોકરાઓની જોડી બે તરફ એક સરખી વહેંચી લઇને રમત રમશું. ગોપાલોએ કહ્યું ઠીક! અને બાદ તેમણે રામકૃષ્ણને બે પક્ષના નાયક બનાવ્યા. કેટલાએક કૃષ્ણની ટોળીમાં મળ્યા અને બીજાઓ બલરામની ટોળીમાં આવ્યા. બાદ તેમણે એવી રીતની રમત શરૂ કરી કે, એક બીજાની પીઠ ઉપર બેસવું અને તેણે તેને દૂર લઈ જવો. જે પક્ષનો વિજય થાય તે પક્ષના છોકરાઓએ જે પક્ષનો પરાજય થયો હોય તે પક્ષના છોકરાઓની પીઠ પર ચઢવું, અને તેમણે તેમને ઉપાડીને દૂર ચાલ્યા જવું. આવી રીતે રમત ચાલી રહી છે અને ગાયો ચરે છે એમ જોઇ કૃષ્ણાદિ ગોપાલો ભાંડીરક નામક વટ વૃક્ષની પાસે ગયા જ્યારે બલરામની ટોળીમાંના શ્રીદામા, વૃષભ ઇત્યાદિ ગોવાળિઆઓનો જય થયો ત્યારે કૃષ્ણાદિ ગોવાળિઆઓ તેમને પોતાની પીઠ પર ઉપાડી ને ચાલવા લાગ્યા. શ્રીકૃષ્ણે શ્રીદામાને, ભદ્રસેને વૃષભને, અને પ્રલંબાસુરે બલરામને પોતાની પીઠપર ઉપાડીને ચાલવા માંડયું. તેના મનમાં કૃષ્ણનો ભય હતો, પરંતુ બલરામ તો આપણા હાથમાં આવેલા છે એમ સમજીને તે તેમને લઇને દોડવા લાગ્યો અને રમવાની જે મર્યાદા કરી

રાખેલી હતી તેની પેલીકોર ઘણે દૂર જવા લાગ્યો.

પર્વત જેવા ભારે લાગતા બલરામને લઇ જતાં જ્યારે તેનો વેગ ઓછો થયો ત્યારે, તેણે ગોપરૂપ છોડીને પોતાનું દૈત્ય સ્વરૂપ પ્રગટ કર્યું. ત્યારે તો એ વિજળીયુક્ત મેઘની પેઠે શોભવા લાગ્યો. તેની દૃષ્ટિ અગ્નિસમાન, વાળ અગ્નિજ્વાળા સમાન, આવું ભયંકર સ્વરૂપને જોઇને બળરામ કાંઇક ભય પામ્યા. થોડા વખતમાં તેમને સ્મૃતિ થઈ અને નિર્ભય થઇને પોતાને હરણ કરનારા તે દૈત્યના માથામાં દઢ મુષ્ટિથી પ્રહાર કર્યો તેથી પાકેલાં ફળની પેઠે તેનું માથું વિદીર્ણ થયું અને મોઢામાંથી લોહી નિકળવા લાગ્યું તથા તેની સ્મૃતિ નષ્ટ થઇને, ઇન્દ્રના વજ્રથી જેમ પર્વત તેમ, તે દૈત્ય મોટેથી આક્રોશ કરતો ભૂમીઉપર પડ્યો. પ્રલંબાસુરને મારી નાંખેલો જોઈ ગોપાલોને ઘણો વિસ્મય થયો અને તેમણે 'ઠીક થયું,' 'સારૂં થયું' એમ મુખથી કહીને બળરામની પ્રશંસા કરી. મૃત્યુના મોઢામાંથી છૂટીને તે પાછા આવ્યા છે એમ સમજીને તેમને તેમણે આલિંગન આપ્યું અને હે રામ! 'ચિરંજીવ' ઇત્યાદિ આશિર્વાદો પણ આપ્યા. તે દુષ્ટ પ્રલંબાસુરના નાશથી દેવોને આનંદ થયો અને તેમણે બલરામ ઉપર પુષ્પવૃષ્ટિ કીધી અને 'સારૂં થયું, સારૂં થયું' એમ કહીને તેમની પ્રશંસા કરી.

## ભાવાર્થદીપિકા.

'દમન કરવાને કઠણ અને **ભુવન** (જલ)માં રહેનારા અનેક ફણા યુક્ત કાલિય સર્પનું દમન કરી તથા દાવાનળની શાંતિ કરી પરમાત્મા શ્રીકૃષ્ણ ગોકુલમાં આવ્યા. બાદ ગ્રીષ્મ ઋતુ પ્રાપ્ત થઇ તોપણ તે વસંતની પેઠે સુખાવહ અને શાંતિ પ્રદ થઇ.' એ ઉપરથી એ ભાવ નિકળે છે કે ચિત્તરૂપી સર્પને અનેક વાસનારૂપી મુખ છે અને તેનું દમન કરવું ઘણું કષ્ટદાયી છે; તથા નિરંતર તે **ભુવન** (જગત્)માં વિચરે છે. અથવા નિખિલ જગત્ તેના સ્વરૂપમાં સ્થિત છે એમ પણ સમજવું. એવા દુર્દાન્ત ચિત્તાખ્ય અહિનું જે દમન કરે તથા સંતાપદાવાનલને શમન કરે છે અને ગોકુલમાં મંડિત થઇને રહે છે, તેનો પ્રારબ્ધરૂપી તાપ પૂર્ણ શાંત થઇને તે મુક્તિ સુખનો ભાગી થાય છે. આ બધું ગ્રીષ્મઋતુની તે સમયની સ્થિતિ પરથી સ્પષ્ટ થાય છે.

'ગ્રીષ્મઋતુ શીતલ થઈ' એમ કહ્યું તે યથાર્થજ. તે શીતલ કેમ નહિ થાય? દાવાનલનું પાન કરનારા શ્રીકૃષ્ણની આગળ મારી શી યોગ્યતા? હું

મારા તાપનો પ્રભાવ શું પ્રગટ કરૂં! એ વિચારથી તે લજ્જીત થઈ અને શીતગુણ યુક્ત થઇ. પરમાત્માના પ્રતાપ સામે ગ્રીષ્મનો શો તાપ! અથવા સ્વાભાવિક તાપદાયી ગ્રીષ્મઋતુ તાપકારક ન થઇ, તેમાં એ હેતુ પ્રતીત થાય છે કે, તે ગ્રીષ્મને શાંત થવારૂપી ગુણ સાધુ વૃંદાવન (ઉત્તમ વૃંદારણ્ય) ના સમાગમથી પ્રાપ્ત થયો. તે વૃંદારણ્ય સંત સમૂહનું રક્ષણ કરતું હતું તેથી તે સંતરૂપ બન્યું હતું અને તેના સંગથી ગ્રીષ્મઋતુ પણ શીતલ થઇ. સાધુવૃંદ-અવન (સંત સમૂહ રક્ષણ)થીજ તાપ આપવાનો દુષ્ટ સ્વભાવ છુટી જાય છે અને મનુષ્ય શાંતશીલ થાય છે એ વાત પ્રસિદ્ધજ છે. કેમકે, સાધુજનમાં દીનરક્ષકતા તથા તાપરાહિત્ય એ ગુણો નિવાસ કરે છે. માટે તત્સંગ કરનારાઓમાં તેમનો પ્રાદુર્ભાવ સ્વાભાવિક થાય છેજ, એમ નિશ્ચયાત્મક જાણવું.

'જે સ્થાનમાં પરમાત્માની નિત્ય સ્થિતિ અને ક્રીડા થતી હતી તે વૃંદારણ્યના જલ, તૃણ વગેરે પદાર્થો હરણ કરવા માટે યા શુષ્ક કરવાને માટે અથવા બાળવાને માટે ગ્રીષ્મ ઋતુ, સૂર્ય, વાયુ, અગ્નિ વગેરે દિગ્પાલો અથવા અન્ય કોઇ સમર્થ ન થયા.' એ ઉપરથી, જેમના ગો-કુલમાં (દેહેંદ્રિય સમૂહમાં) સદા ભગવાનની સ્થિતિ ધ્યાનાદિકથી થતી હોય અને એમની લીલા નિરંતર સ્મૃતિરૂપથી અંતરમાં રહેતી હોય તો તેમના આસમંતાત્ ભાગના સંસારવનના કોઇ પણ પદાર્થને આકર્ષણ યા દહન વગેરે કરવાને કોઈપણ સમર્થ થઇ શકશે નહિ. એમ આશય જાણવો.

એક સમયે મહાત્મા તુલસીદાસજીના મઠમાં કેટલાક ચોરો ચોરી કરવાને આવ્યા હતા, પણ તે સમયે શ્રીરામચંદ્રજીએ હાથમાં ધનુષ્યબાણ લઇને રક્ષક સિપાઇની પેઠે મઠનું રક્ષણ કર્યું, તથા એકનાથ મહારાજને ત્યાં એવાજ કેટલાક ચોરો આવેલા હતા, પરંતુ પરમાત્માએ તેમને આંધળાજ બનાવી દીધા; એવા એવા ઘણા દૃષ્ટાંતો મળી આવે છે. તાત્પર્ય કહેવાનું કે, જેમના ગોકુલમાં પરમાત્માની નિત્ય સ્થિતિ હોય છે તેમને દેવ, મનુષ્ય, અસુરાદિકોથી કાંઇપણ અપકાર થઈ શકે નહિ એ વાત સ્પષ્ટ થઈ. એટલુંજ શું! પણ,

વૃંદાવનમાં શ્રીકૃષ્ણ નિરંતર ક્રીડા કરતા હતા અતએવ, એકજ કાલમાં ત્યાં સકલ ઋતુની શોભા વિદ્યમાન હતી. તદનુસાર, આ દેહેન્દ્રિય વૃંદમાં સદાનંદરૂપ આત્મા (કૃષ્ણ)નો વિહાર (સ્ફુરણ) થશે તો, અંહિપણ અખિલ ઋતુના ગુણોનું પ્રાકટ્ય થઇને અવર્ણનીય શોભા અને સુખ લાભ થશે. આ વૃંદાવન (દેહેન્દ્રિય સંઘાત) વસંતવત્ સદા પ્રફુલ્લિત રહેશે, ગ્રીષ્મઋતુની પેઠે

અંહિનો શોકરસ સૂકાઈ જશે, વર્ષાઋતુની જેમ આનંદની વૃષ્ટિ થઇને શરદ્ ઋતુ સમાન, મોહાદિ સકલરિપુ કંપિત થઇને ભાગી જશે અને હ્રદયાકાશ અત્યંત નિર્મળ રહેશે. આવી રીતે પરમાત્માની સ્થિતિ થવાથી એકજ સ્થાનમાં બેસી સકલ ઋતુના સુખનો અનુભવ તથા શોભા જોવામાં આવશે. બે મહિનાની એક ઋતુ થાય છે; અર્થાત્ તે કાલનો વિભાગ-પરિમાણ છે એમ સમજવું, અને પરમાત્મા કાલરૂપ છે એમ વર્ણન મળી આવે છે. જુઓ ગીતા ! '**कालोस्मि लोकक्षयकृत्**' કાલનું સ્વરૂપ જે ઋતુ તે પરમાત્માથી શી રીતે ભિન્ન હોઈ શકે ? અને ઋતુ જો ભગવદ્રુપ હોય તો તેના સકલ ગુણો પરમાત્મામાં હોવાજ જોઇએ. માટે જયાં પરમાત્માની સ્થિતિ ત્યાં તે સકલ ગુણો પ્રગટ થાય છે એમાં તે શું આશ્ચર્ય ! ગુણ અને ગુણીમાં અભેદ હોય છે.

'પ્રલંબાસુરે કપટથી ગોપનું રૂપ લીધું અને ત્યાં આવ્યો. તે ગોપાલ શા માટે બન્યો' ? તો, તેના મનમાં, કદાચ મને કોઇ નહિ જાણે તો પ્રયત્ન વિના મારી કાર્યસિદ્ધિ થશે; અર્થાત્ હું રામ કૃષ્ણને મારી નાંખું. અને જો તે મને ઓળખશે તો હું શરણાગત થઇને મારૂં રક્ષણ કરી સુખી થઈશ. બે રીતે એવું કરવામાં આપણું કંઇ અકલ્યાણ નથી, માટે તે ગોપરૂપ ધારણ કરતો થયો. કિંવા, પ્રથમ કંસાજ્ઞા લઇને પૂતના જે ગઇ હતી તે સ્ત્રી જાતીય હતી; બાદ વત્સાસુર ગયો પરંતુ તેની પશુબુદ્ધિ હતી; પશુસમાન મતિ હોવાથીજ પશુરૂપ લેવાની ઈચ્છા થઈ. ત્યારબાદ, પ્રૌઢ એવો બકાસુર કંસાજ્ઞા લઈને ગયો હતો, પરંતુ નિરંતર તેની '**जडजातवृत्ति**' હતી. એટલે **जड** (અજ્ઞાન)થી ઉત્પન્ન થએલા સંસાર સંબંધિ દુષ્ટ વિષયોમાં તેની અંતઃકરણ વૃત્તિ હતી, અને તેથીજ તે, **जडजात** (જલસમૂહ)માં નિવાસ કરનારા મત્સ્યોની વૃત્તિ અર્થાત્ ઉપજીવિકા કરનારા બકપક્ષીનું રૂપ લઇને ગયો હતો. બકની પેઠે ઢોંગી પુરૂષની વૃત્તિ (ઉપજીવિકા) જડ મૂઢ લોકો ઉપરજ ચાલે છે અને બકપક્ષીની જલમાં નિવાસ કરતા મત્સ્યોની ઉપર ચાલે છે, એ વાત પ્રસિદ્ધજ છે. પરંતુ પરમાત્મા થોડાજ જડરૂપ છે ? તે તો જ્ઞાનરૂપ છે. તેમણે ઝટ તે ઢોંગી બક (પક્ષી)નું રૂપ ધારણ કરનારા અસુરને ઓળખી મારી નાંખ્યો. અસ્તુ ! પ્રલંબે વિચાર કર્યો કે, તેમની પેઠે મને ઓળખી ન શકે માટે, હું ગોપાલનું રૂપ ધારણ કરી જઈશ તો, મને ભક્ત સમજીને મારી નહિ નાંખે અને મને કંઇ અનિષ્ટની પણ પ્રાપ્તિ નહિ થાય. એવા આશયથી ત્યાં તે રૂપથી આવ્યો એમ સમજવું. અથવા, અત્યંત ઉતાવળ કરવાથી ઇષ્ટકાર્ય સિદ્ધ

થતું નથી; તેથીજ પ્રથમ જે જે ગયા તે સઘળા મરી ગયા. પણ હું ઉતાવળ નહિ કરીશ અને તે ગોપાલોમાંજ રહી સંધિ મળશે ત્યારે કંસનું કાર્ય સિદ્ધ કરીશ. એવા અભિપ્રાયથી તે ગોપાળોમાં રહેવાને માટે તે ગોપાલ બન્યો. કેમકે, સજાતીયમાં સજાતીય એકરૂપ થઈ જાય છે ને તેને કોઈ ભિન્ન જાણી શકતું નથી. કિંવા, યદુપતિની સાથે કરવામાં આવેલી ક્રીડા બધાનેજ સુખકારક તથા હિતદાયી થાય છે, એમ જે વર્ણન મળી આવે છે તેને માટે અન્ય પ્રમાણની જરૂર નથી. કેમકે, જે સુખની અથવા કલ્યાણની ઇચ્છાથી પ્રલંબાસુર સ્વાભાવિક શત્રુ હોવા છતાં, તેમ મૂર્ખ અને અભકત દુષ્ટ કંસનો સેવક થઇને પણ, ગોપાલનું સ્વરૂપ લેનો થયો તેપરથી એ વાત સિદ્ધ થાય છે.

'પ્રલંબની સાથે શ્રીકૃષ્ણ પરમાત્માએ સખ્ય શા માટે કર્યું.' પરમાત્માએ વિચાર કર્યો કે, હું સમદૃષ્ટિવાળો અને શરણાગતોનું રક્ષણ કરનાર છું, તથા આ ગોપાલો અત્યંત સરલવૃત્તિનાં છે. જો કે હું એને ઓળખી શકયો છું તોપણ આ ગોપાલો આ કપટી ખલને ઓળખી શકશે નહિ. હવે શું કરવું? એવો વિચાર કરીને શ્રીકૃષ્ણ પરમાત્માએ તેની સાથે પ્રથમ સખ્યત્વ કરીને પોતાનું બિરદ (સમદૃષ્ટીત્વ તથા શરણાગત રક્ષકત્વ) સાચવ્યું. કિંવા, જો કદાચ હું સખ્ય ન કરતાં આ ગોપાલ વેષધારી ખલને મારી નાંખીશ તો, આ બધા સરલહૃદયી ગોપાલોના તથા પૃથ્વી પરના અન્ય લોકોના મનમાં મારે વિષે દુષ્ટપણું, મિથ્યા જ્ઞાન ઉત્પન્ન થશે કે, 'આ કૃષ્ણ ગોપાલક નથી કિંતુ ગોપાલઘ્ન છે.' ત્યારે આવો મિથ્યા આરોપ આપણા પર કોઇ નહિ કરે માટે, પરમાત્માએ તેની સાથે મિત્રતા કરી તે યોગ્યજ છે. અથવા, સ્નેહ વિના ખલનો ભાવ સ્પષ્ટ દેખાતો નથી. જો કે આણે સકલ ગોપાલોથી વધારે સુંદર રૂપ ધારણ કર્યું છે તોપણ, તેના મનમાં શો ભાવ છે તે જાણવાને માટે મિત્રતા કરવામાં આવે તોજ તે પોતાનો ભાવ મિત્રની પાસે પ્રગટ કરી બતાવશે. આ યુકિત વગર બીજી યુકિત ન મળવાથી તે પ્રભુ, ખલની સાથેની મિત્રતા તથા તેનો સમાગમ સત્પુરૂષોને નિંદ્ય છે તોપણ કરવાને તૈયાર થયા અને ગોપાલોને પણ અનુમોદન આપતા થયા તે બરાબર છે એમ સમજવું. શ્લિષ્ટાર્થમાં જાણવું ઉચિત છે કે, **ખલ** (દવા વાટવાનો ખરલ)ની સાથે **સ્નેહ** (તેલ)નો સંયોગ થાય તોજ તેનો ભાવ પ્રગટ થાય છે. અર્થાત્ તેલ લગાડવાથીજ ખલની જાતિ સત્ય રીતે પ્રગટ થાય છે. પત્થર પણ શું એક જાતના થાય છે? નહિજ. તથા ખલ (દુષ્ટ) પણ અનેક પ્રકારના થાય છે.

પરંતુ સ્નેહથી બન્નેના આંતરીય ભાવની પરિક્ષા થાય છે. અસ્તુ! કિંવા, એ દુષ્ટ છે તથા ઘાતક છે એમ જાણવા છતાં પણ, કેવલ પોતાના ભકત અને મિત્ર ગોપાલોની પેઠે તેની સુંદર આકૃતિ જોઇનેજ, તેની સાથે સખ્ય કરવામાં શ્રીકૃષ્ણ પરમાત્માએ જે પોતાનો નિરૂપમ આદર બતાવ્યો, તેથી જગતમાં એ વાત સ્પષ્ટ કરી બતાવી કે, મને પરમેશ્વરને ભકતની સાથે સ્નેહ કરવામાં જે સૌખ્ય થાય છે, તેથી અધિક મનમોહક સૌખ્ય બીજે કોઈ પણ ઠેકાણે નથી; એમ સમજવું.

'રમત રમવાનું શરૂ કર્યું.' કૃષ્ણ પરમાત્માએ વિચાર કર્યો કે, આ દુષ્ટે ગોપાલોની સાથે કપટ સ્નેહ સંપાદન કરી તેમના મનમાં પોતાને માટે મમત્વ ઉત્પન્ન કર્યું છે. તો હવે આપણે થોડો પણ વિલંબ અથવા ઉદાસીનતા ધારણ કરવી ન જોઇએ; માટે તેમણે બધાને બોલાવી કપટ ખેલ ખેલવાને શરૂઆત કરી.

'સમાન વય અને સમાન બલવાળા ગોપાલોની જોડી વ્હેંચી લઇને બે ટુકડીઓ કરી અને બાદ તેઓ રમવા લાગ્યા' કેમ? તો, મમત્વનો ઉચ્છેદ કરનારો મુખ્ય દ્વંદ્વભાવજ છે. પરપસ્પરમાં દ્વંદ્વભાવ (બીજાપણું) હોય તો ત્યાં મમતા હોતી નથી એવો વ્યવહારમાં અનુભવ છે; જ્યાં ઐકય ત્યાંજ મમત્વ. એવો વિચાર કરીને મમતા નાશક દ્વંદ્વક્રીડા કરવાને લાગ્યા તે યોગ્યજ. ગોપાલોએ પણ શ્રીકૃષ્ણ બલરામને કહ્યું કે, અદ્વૈત ક્રીડામાં જેમ તમે શ્રેષ્ઠ છો તેમ, આજની દ્વંદ્વક્રીડામાં પણ તમારા બન્ને વિના બીજો કોઇ સમર્થ નથી. માટે તમે બન્ને બન્ને પક્ષના નાયક બનો. આવી રીતે તે ગોપાલોની યુકિતભરી વાણી સાંભળીને તે પોતાને હિતકારક છે એમ જાણી લઇ તે બન્ને એકેક પક્ષના પ્રમુખ બન્યા અને પછી ક્રીડાનો પ્રારંભ થયો. પરમાત્મા અદ્વિતીય હોવાથી અદ્વૈત ક્રીડા કરવામાં તેમનું જેવી રીતે પ્રાવીણ્ય હતું તેમ, દ્વંદ્વ એટલે માયાથી નિર્માએલી સૃષ્ટિમાં પણ ક્રીડા કરવાનું તેમનું અપ્રતિમ કૌશલ્ય છે; અને આવી ક્રીડા કરતા કરતાંજ તેઓ ખલનો નાશ અને સાધુ ભકતોનું રક્ષણ કરે છે. સારાંશ, અદ્વિતીય યા સદ્વિતીય એમ બન્ને રીતની ક્રીડામાં પરમાત્મા સમાન કોનું કૌશલ્ય હોય? અતએવ ગોપાલોએ જે કહ્યું અને તેમણે જે નાયકત્વ સ્વીકાર્યું તે યથાર્થજ છે. બલરામ પણ તદંશ હોવાથી તત્સમાન કુશલ સમજવા.

'બલરામને પોતાથી વિરૂદ્ધ પક્ષના નાયક બનાવ્યા અને શ્રીકૃષ્ણ પરમાત્માએ તેમને પ્રતિસ્પર્ધી બનાવ્યા.' તેમાં હેતુ એ હતો કે, શત્રુ જો કદાચ કપટ માર્ગનો સ્વીકાર કરીને આપણને ભગાવી દૂર લઇ જઇ મારવાનું

મનમાં લાવે તો, બુદ્ધિમાન્ પુરૂષે તાત્કાલ આપસઆપસમાં કપટથી કલહ ઉત્પન્ન કરી તેને જીતવો. આવી નીતિ અંગીકારીને પરમાત્માએ પોતાનાં અત્યંત પ્રિય અને મોટાભાઈ જે બલરામ તેમને પોતાથી વિરૂધ્ધ પક્ષના નાયક બનાવ્યા. કેમકે, પ્રલંબાસુરનો હેતુ તેમને સમજાયો હતો અને બલરામના હાથેજ તેનો નાશ કરાવવાનો હતો; માટે પહેલાંથીજ શ્રીકૃષ્ણ ભગવાને રમવાની જે રચના કીધી તે યોગ્ય હતી.

'પ્રલંબાસુર પરમાત્માના પક્ષમાં હતો અને તેમની સાથે ક્રીડા કરી રહ્યો હતો.' તેપરથી એમ સમજવું. જેના મુખમાંથી નિકળેલું એક અક્ષર શ્રવણ કરવું બ્રમ્હાને પણ દુર્લભ છે તથા જેના હાથની આંગળીઓનો સ્પર્શ મુનિઓને પણ થઈ શકતો નથી અને જેના હૃદયનું આલિંગન રમા નિરંતર ઇચ્છે છે, તે પ્રભુની સાથે મિત્રતા સંપાદન કરી તેમની પાસે રહી તેમની સાથે નાના પ્રકારની રમત રમનારો જે દુષ્ટ પ્રલંબ, તેના ભાગ્યનું કોણ વર્ણન કરે ? જન્માંતરીય પુણ્યસંસ્કાર વિના શું આવું ભાગ્ય પ્રાપ્ત થાય કે ? નહિજ.

'ક્રીડામાં પણ સ્થળની મર્યાદા કરી રાખી હતી.' તેનો હેતુ નીચે પ્રમાણે સમજવો. મર્યાદાનો ત્યાગ કરનાર શત્રુ હોય અથવા મિત્ર હોય, તેને દંડ કરવો. એ કાર્ય નીતિ અને ધર્મની વિરૂધ્ધ નથી. એમ મનમાં વિચાર કરી આર્યધર્માનુસારી શ્રીકૃષ્ણે ઉત્તમ મર્યાદાયુક્ત ક્રીડા કરવાને પ્રારંભ કર્યો તે પરથી એમ જ્ઞાન થાય છે કે, ક્રીડામાં પણ અમર્યાદ થઈ ચાલનારો ઈશના કોપને પ્રાપ્ત થાય છે અને તેનો નાશ થાય છે તો, ધર્મ મર્યાદાનું ઉલ્લંઘન કરનારો પરમાત્મકૃપાને શી રીતે પ્રાપ્ત થાય અને તેને દુર્ગતિ કેમ નહિ મળે ! માટે સર્વદા બધાંએ સર્વ કાર્યમાં મર્યાદિત રહેવું એજ કીર્તિ તથા સુખપ્રદ છે.

'કૃષ્ણપક્ષીય ગોપાલોનો ખેલમાં પરાભવ થયો.' કેમ? તો, પરમાત્માએ એવો વિચાર કર્યો કે, પ્રથમજ આ દુષ્ટ (પ્રલંબ)ના ભારથી દબાયેલી પૃથ્વીને ધારણ કરવાથી શેષ પોતાનું માથું નમાવી રહ્યો છે, અને તેમાં સાર્વકાલ ખેલમાં મારોજ વિજય થતો રહેશે તો શેષાવતાર બલરામને રમતમાં પણ સદા ભાર ધારણ કરી મસ્તક નીચે નમાવવું પડશે. તેથી અત્યંત દયાળુ પરમાત્માએ તે ક્રીડામાં પોતાનું પરાભવપણું તથા અધરભાવ (નીચભાવ, નીચ થવાનો ભાવ) સ્વીકાર્યો તે યોગ્યજ છે; નહિ તો તેમનો પરાભવ કોણ કરી શકે ? **અજિત** એવું એમનું નામ પ્રસિદ્ધજ છે.

'શ્રીકૃષ્ણ પોતાની પીઠ ઉપર શ્રીદામાને લઇને દોડી ગયા' તેમાં એ

માત્ર દેખાય છે કે, કોઇપણ મનુષ્ય કૌતુકથી એક ક્ષણમાત્ર પણ ખલની સંગતિ કરે તોપણ, તે **અચ્યુત** (અવિનાશી) **વિભૂતિ** (સંપત્તિ)ને શીઘ્રજ નીચે કરી દે છે. અતએવ કલ્યાણેચ્છુ પુરૂષે ખલસમાગમ કદી પણ નહિ કરવો. આ વાત પરમાત્માએ પોતાના ઉદાહરણ ઉપરથી જગતમાં સ્પષ્ટ કરી બતાવી છે. પ્રલંબખલની સંગતિ ક્ષણમાત્રજ **અચ્યુત** પરમાત્માને ક્રીડામાં થવાથી, તેમની **વિભૂતિ** (મૂર્તિ) ભ્રષ્ટ થઈ નીચે નમી. એટલે પરાભૂત થઇને નમ્ર થઇ અને પીઠ ઉપર ગોપાલોને લઇને દોડવા લાગી અથવા, જો કે હું અપરાજીત છું તોપણ, મારા વચનાનુસાર જે ક્રીડા કરે છે, યાને વેદોક્ત-કર્માનુષ્ઠાન તથા મારી ભક્તિ કરીને અલંકૃત થઈ, સંસારમાં પોતપોતાના પ્રારબ્ધાનુસાર ક્રીડા કરે છે તેમનાથી હું પૂર્ણ પરાજીત થાઉં છું. એ ભાવ પરમાત્માએ તે ખેલમાં પરાજીતત્વ અંગિકાર કરીને વ્યક્ત કરી બતાવ્યો.

'પ્રલંબાસુર બલરામને લઇને ભાગી ગયો તોપણ તેને કૃષ્ણનો ભય લાગતો હતો.' શ્રીપતિ પરમાત્મા બધાનેજ અભયપ્રદ થાય છે. તે કોઇનો દ્વેષ કરતા નથી અને કોઇને મારતા પણ નથી. મનુષ્ય પોતાના નિંદ્ય કર્મથીજ મરી જાય છે. તે માટે પ્રલંબાસુરનુંજ પ્રત્યક્ષ પ્રમાણ છે. બલરામને લઈ મારવાના હેતુથી મર્યાદા છોડીને તે ભાગી ગયો; એ નિંદ્ય કર્મ તેણે કર્યું હતું તેથી, તે અભયપ્રદ શ્રીકૃષ્ણને ભયપ્રદ માનતો હતો તે યોગ્યજ.

'બલરામનો ભાર દુસ્સહ થયો ત્યારે પ્રલંબે કપટરૂપ છોડયું અને પોતાનું પૂર્વ રૂપ ધારણ કર્યું.' યથાર્થજ. મહાત્માની સંગતિથી નિષ્કપટ પુરૂષને જેવી પોતાના સ્વરૂપ (આત્મરૂપ)ની પ્રાપ્તિ થાય છે તદ્વત્, કૃત્રિમ પુરૂષને મહત્સમાગમ થયો તોપણ, તેના અકૃત્રિમ પૂર્વ સ્વરૂપની પ્રાપ્તિ થાય છે એમ સમજવું. કેમકે, મહાત્મા પુરૂષોનું તેજ તેને દુસ્સહ થાય છે અને કપટ છોડીને પૂર્વ સ્વરૂપ ઉપર આવવું પડે છે. એમ ન કહો તો પ્રલંબે કપટ ગોપાલનું રૂપ કેમ ત્યજી દીધું ?

'પ્રલંબનું પ્રચંડ સ્વરૂપ એકાએક જોવામાં આવતા બલરામને થોડો ભય લાગ્યો.' કેમ? તો, તેમણે વિચાર કર્યો કે, આને ગોપાલ કહું તો શરીર અદ્દભુત દેખાય છે; દૈત્ય કહું તો શ્રીકૃષ્ણની સાથે એનું મિત્રત્વ તથા ક્રીડા પ્રસંગ શી રીતે થાય ? હવે જો કદાચ એ કોણ છે તે કૃષ્ણને ખબર નથી એમ કહું, તો તેમાં અનંતતા શી રીતે થાય ! ખબર છે એમ કહું તો, મારી પાસે આ વાત ગુપ્ત કેમ રાખે ? આવી રીતે અંતરમાં અનેક સંદેહ ઉત્પન્ન થવાથી કિંચિત્ ભયનો ઉદય થયો તે બરાબર ! અથવા, તેણે મર્યાદાનો ત્યાગ કરી દૂર ભાગવા માંડયું હતું અતએવ દંડ કરવાને યોગ્ય છે એમ

બલરામને લાગ્યું હતું; પરંતુ પાછો વિચાર થયો કે, ભગવદ્દભક્તને મર્યાદાનો ઉલ્લંઘન કરવાનો દોષ નથી, '**न किंकरो नायमृणीच**' ભગવદ્દભક્ત વિધિ નિષેધના કિંકર નથી અને તેને કોઈનું પણ ઋણ નથી. એવું સ્મૃતિવચન હોવાથી મર્યાદોલ્લંઘન દોષને માટે તેને શિક્ષા પણ ઉચિત નથી. હવે કેમ કરવું? એ હેતુથી કદાચ મનમાં કિંચિત્ ભય લાગ્યો હોય એમ દેખાય છે.

બલરામના અંતરની સાશંકવૃત્તિ જાણીને શ્રીકૃષ્ણે તેમને સામાન્ય વચનથી કહ્યું કે, હે બલરામ! આટલા વખત સુધી તમારૂં મસ્તક જેના ભારથી નમ્ર થયું છે, તેજ હાલ તમારૂં વાહન થયું છે; માટે તેની પ્રતિક્રિયા કરો. એટલું સાંભળતાંજ બલરામ નિર્ભય બન્યા. કેમકે, શ્રીકૃષ્ણના ભાષણનો વિશેષ અર્થ તેમણે જાણ્યો કે, "આ ગોપાલ નથી, દૈત્ય છે, અને એનાજ ભારથી દબાયેલી પૃથ્વી તમારા (શેષના) મસ્તકપર હોવાથી તે મસ્તક સદા નમ્યું રહે છે, માટે તેને મારી નાંખો."

'બલરામે તેનું મસ્તક દૃઢ મુષ્ટીથી મર્દન કરીને તેને મારી નાંખ્યો.' શેષાવતાર બલરામે વિચાર કર્યો કે, મારા પક્ષનો સજાતીય જે કાલિયા સર્પ **वन** (ઉદક)માં રહેતો હતો તેને મર્યાદા રહિત (સર્પ નિવાસસ્થાન રમણક દ્વીપનો પરિત્યાગ, અને કાલિંદીમાં નિવાસ કરી સ્થાવર જંગમ પ્રાણિઓને મારવા રૂપી કર્મ) જોઈને, શ્રીકૃષ્ણે તેનું મસ્તક મર્દન કરીને, મારા અવિદ્યમાન કાલમાં દંડિત કર્યો. તો હવે આપણે પણ, તેના પક્ષનો **वन** (અરણ્ય)માં રહેલો અને મર્યાદાને ઓળંગી જનારો, તથા સર્પ સમાન ઘાત કરનારો જે આ દુષ્ટ, તેને તેવીજ રીતે મારવો. અતએવ બલરામનું શરીર ધારણ કરેલા સર્પપતિએ તે દુષ્ટના શિરનું મુષ્ટિ પ્રહારોથી મર્દન કરીને ભગવાન્ પાસે નથી એવા સ્થલમાં અને કાલમાં તેને પ્રાણદંડ આપી દીધો એમ લાગે છે. પ્રલંબને મારી નાંખ્યા ત્યારે કૃષ્ણ પાસે નહિ હતા.

'મનુષ્યને જેને લીધે અહંકાર ઉત્પન્ન થાય છે તેને લીધેજ તેનો નાશ થાય છે' એ વાત સ્પષ્ટ છે, અને તેને માટે પ્રલંબનું ઉદાહરણ પણ બસ છે. એને જે **बल** (શક્તિ)નો ગર્વ તથા અહંકાર થયો હતો, અને જેથી એ કંસની પાસે કૃષ્ણને મારવાનું પણ કહીને આવ્યો હતો, તેજ **बल** (બલરામ)થી તેનો ગર્વાહંકાર નાશ થઈ ગયો. અત્યંત બલયુક્ત હોવાથીજ 'બલરામ' એવું તેમનું નામ હતું. રૂપ, બલ, ગુણ, વિદ્યા, ધન ઈત્યાદિકોને લીધે મનુષ્યમાં નિત્ય ગર્વ, અહંકાર વગેરે વાસ કરે છે પરંતુ તે જાણતો નથી કે, ઈશ સૃષ્ટિમાં આપણાથી અધિક અનેક લોકો છે. પણ જ્યારે દૃષ્ટિ માર્ગમાં આવે છે ત્યારેજ નિગર્વ નિરહંકાર થાય છે. અસ્તુ!

'બલરામના હાથેજ તેને કેમ મારી નંખાવ્યો?' પરમાત્માએ વિચાર કર્યો કે, ભૂભાર હરણ કરવાને માટે અમે બન્ને અવતીર્ણ થયા છીએ. અતએવ ભારભૂત થએલા સર્વજ અસુરોને મારવાનું કાર્ય હું કરૂં તો, બલરામ પોતાનો લીધેલો અવતાર નકામો થયો એમ જાણી દુ:ખી થશે. તેથી તે પ્રલંબનો વધ તેમના હાથે કરાવીને ભૂભાર ઓછો કરી નાંખ્યો એમ સમજવું. અથવા, બીજો પણ હેતુ જુઓ! પરમાત્મા સર્વજ્ઞ હોવાથી તેમને આ વાત શું અજાણી હતી? કે, મહાત્મા પુરૂષ જેને એકવાર પોતાનો માને છે તેનો કદી ઘાતપાત કરતા નથી. એ વિચારથીજ તેમણે તેનો ઘાત કર્યો નહિ તે યુકતજ. કારણ કે, તેની સાથે સ્નેહ સંપાદન કરીને તેમણે તેને સ્વકીયજન માન્યો હતો. એને માટે કુમાર સંભવમાં બ્રહ્મદેવની ઉકતી એવી છે કે, 'મારાથી જેને વર મળેલ છે અને જેનો ઉત્કર્ષ થયો છે એવા તારકાસુરનો વધ મારે કરવો યોગ્ય નથી. કેમકે, વિષનું વૃક્ષ કેમ ન હો! તેને વાવી ઉછેરીને મોટો કર્યા પછી પોતેજ તેને કાપી નાંખવું તે અયોગ્ય કહેવાય છે.' તે પરથી જ્ઞાત થશે કે, પ્રલંબાસુર જો કે વિષ સમાન મારક હતો તો પણ, તેની સાથે મિત્રભાવ કર્યા પછી પોતેજ તેને મારી નાંખવો એ કેમ યોગ્ય કહી શકાય? માટે બલરામના હાથે મારી નંખાવ્યો. બ્રહ્માએ તારકાસુરને ન માર્યો તેથી શું તે જીવતો રહ્યો? અથવા દેવોને તે કોના હાથે મરણ પામશે એ શું તેમણે બતાવ્યું નહોતું? પરંતુ સ્વયં મારવું યોગ્ય નહિ એટલોજ તેમનામાં ભાવ હતો. તાત્પર્ય, પરમાત્મા દયાલુ છે એમ જાણીને, બધાએ તેમની સાથે નિષ્કપટતાથી સ્નેહ સંપાદન કરવો, અને કદી પોતાની મર્યાદા (વેદશાસ્ત્રોકત-ધર્મ કર્મ)નો પરિત્યાગ ન કરવો; નહિ તો કપટી અને મર્યાદોલ્લંઘી પ્રલંબની પેઠે ફલ પ્રાપ્ત થશે.

॥ इति शिवम ॥

# અધ્યાય ઓગણીશમો.

**ऊर्वविशो निविष्टं तु गोपगोकुलमच्युतः ।**
**मुंजारण्यमरण्याग्ने ररक्ष तन्निपानतः ॥**

અર્થ:—આ ઓગણીશમા અધ્યયમાં, શ્રીકૃષ્ણે મુંજના અરણ્યમાં ગએલા ગોપોના તથા ગાયોના સમુદાયનું દાવાગ્નિપાન કરીને રક્ષણ કર્યું, એવી કથા વર્ણવેલી છે.

શુકદેવજી કહે છે હે રાજા! એક સમયે ગોપાલો રમવામાં મશગુલ

થયા હતા અને એવામાં તેમની ગાયો જે ચરતી હતી તે સઘળી તૃણની લાલચથી દૂર ઘોર અરણ્યમાં પ્રવિષ્ટ થઈ. તે અરણ્યમાં મુંજ નામનું ઘાસ ઘણું ઉંચુ ઉગેલ હતું અને તેને દાવાગ્નિ લાગેલો હતો; તેના તાપથી તે સઘળી ગાયોને તૃષા લાગી અને તેથી તે સર્વ આક્રોશ કરવા લાગી. બલદેવ રામ કૃષ્ણાદિ ગોપાલો પોતાના પશુઓને જોવા લાગ્યા પરંતુ કયાંઇ પણ જોવામાં નહિ આવ્યાથી તે તેમનો શોધ કરવા લાગ્યા; ઘણી શોધ કરી તોપણ તે કયાંઇ-પણ જોવામાં નહિ આવવાથી તેમને ચિંતા થઇ. ગોધનજ તેમની ઉપજીવિકાનું સાધન હોવાથી, જ્યારે તે જતું રહ્યું ત્યારે તેમને ચિંતા થઇ એમાં શું આશ્ચર્ય ? એવામાં શોધતાં શોધતાં એક દિશામાં ખરીઓથી ચિન્હિત થએલો ભૂપ્રદેશ, તથા ખાતાં ખાતાં દાંતોવડે કપાએલું ખડ જ્યારે તેમના જોવામાં આવ્યું ત્યારે, તેમની ખાત્રી થઇ કે, આજ રસ્તે આપણી ગાયો, ભેંસ, વાછરડાં, બળદ વગેરે સર્વ પશુઓ ગએલા છે. તે રસ્તે થઇને તેઓ જ્યારે જવા લાગ્યા ત્યારે જે ઠેકાણે તેમનો પશુસમુદાય આક્રોશ કરી ફરતો હતો, તે મુંજારણ્યમાં તેઓ આવી પહોંચ્યા અને તેમણે તે પશુસમુદાયને પોતાનાં ઘર તરફ પાછો વાળ્યો. ઘણો વખત માર્ગ ચાલતાં ચાલતાં ગોપાલોને પણ શ્રમ થયો હતો અને તૃષા લાગી હતી ભગવાન્ શ્રીકૃષ્ણે મેઘસમાન ગંભીર વાણીથી તેમને બોલાવ્યા ત્યારે તે સર્વ પોતપોતાનું નામ સંભળીને આનંદિત થઇને પ્રતિશબ્દ કરવા લાગ્યા.

એટલામાં વાયુની સહાયતાથી તે દાવાગ્નિ, જે પહેલા એક બાજુએ લાગેલો હતો તે હવે ચારે કોરથી સળગી ઉઠયો અને તે પશુ, પક્ષી, વૃક્ષ વગેરે સ્થાવર જંગમાત્મક પ્રાણીઓનો ગ્રાસ કરવા લાગ્યો. ચારે કોર પ્રજ્વલિત થએલો તે અગ્નિને જોઈ ગાયો તથા ગોપાલો ભયભીત થયા અને તે બલરામની સાથે કૃષ્ણની શરણે જઇને કહેવા લાગ્યા કે, હે બલરામ ! હે શ્રીકૃષ્ણ ! આ દાવાનળમાં અમે બળીએ છીએ માટે તમે તમારી શરણે આવેલા લોકોની રક્ષા કરો. અમને તમારોજ આશ્રય છે. તમેજ અમારા સ્વામી છો, તેથી અમને દુઃખ થવું યોગ્ય નથી. હે રાજા ! પોતાના ભકતજનોની પ્રાર્થના શ્રવણ કરીને ભકતવત્સલ પરમાત્માએ તેમને કહ્યું કે, “બીશોમા, બીશોમા” તમે બધા આંખો મીંચી લ્યો. ત્યારે તેમણે ‘ઠીક’ એમ કહ્યું અને પોતાની આંખ્યો મીંચી લીધી. ત્યારે ભગવાને તે દાવાગ્નિનું પાન કરીને તે સંકટમાંથી, અર્થાત્ ઘોર મુંજારણ્યમાં પ્રવેશ તથા ક્ષુધા, તૃષ્ણા, શ્રમ ઇત્યાદિ દુઃખમાંથી, તેમને મુકત કર્યા અને ક્ષણમાત્રમાંજ તેમને ભાંડીર નામક અરણ્યમાં લાવી મુક્યા. ગોપાલોએ આંખો ઉઘાડીને જોયું તો, પોતાને

તથા ગાયો વગેરેને શ્રીકૃષ્ણે સંકટમાંથી છોડાવી પ્રથમના સ્થાનઉપર લાવી મુક્યા છે એમ તેમના જાણવામાં આવ્યું, અને આવો ચમત્કાર જોઇ શ્રીકૃષ્ણ સાક્ષાત્ દેવ છે એમ તેમની પૂર્ણ ખાત્રી થઇ.

બાદ સંધ્યાકાલના સમયમાં બલરામ સાથે કૃષ્ણ પરમાત્મા આવ્યા. સાથે વેણુ વગાડતા વગાડતા ગોકુલમાં આવ્યા. માર્ગમાં ગોપાલો તેમની કીર્તિ સ્તુતિ કરવા લાગ્યા. મોરલીનો ધ્વનિ શ્રવણ કરીને ગોપીઓને ઘણો આનંદ થયો અને તેમણે શ્રીકૃષ્ણનું દર્શન કર્યું, ત્યારે તેમને દિવસભરના વિયોગથી થએલો તાપ શાંત થયો. કૃષ્ણવિના એકક્ષણ પણ ગોપીઓને સો યુગ જેવો લાગતો હતો.

---

## ભાવાર્થ દીપિકા.

---

જેના પાદ કમલની રજથી બ્રહ્મદેવનો રજોગુણ શાંત થયો, તથા મહર્ષી અને સુરેન્દ્ર જેની રજને મસ્તકપર ધારણ કરે છે, અને મોટા મોટા વિદ્વત્શ્રેષ્ઠ જેનું પૂજન કરે છે, એવા અનંત શ્રીપતિની કાંધ ઉપર તથા પીઠપર ગોપાલ બાલકો પાદ મૂકીને ચઢયા અને રમ્યા, તેથી તેમને અત્યંત પાપ કેમ ન લાગે? આવી રીતે રાજાનું અંતરંગ જાણીને, 'મૌંજી-બંધન (યજ્ઞોપવીત સંસ્કાર) થાય નહિ ત્યાં સુધીની કોઇ પણ ક્રીડા પાપ વા પુણ્યકારક થતી નથી' એ વાત કથન કરવાને માટે શ્રીશુકદેવજી વનમાંની ગૌરક્ષણ કથાયુક્ત આશ્રમધર્મની સ્થિતિ આ અધ્યાયમાં કહેતા થયા. અથવા, કૃષ્ણની સાથે પૂર્વે કહેલી જે ક્રીડા તે બાલકોએ કરી, તેથી ઉત્પન્ન થએલા પાપથી તેમનો ગોવૃંદ તથા તેઓ જાતે પણ સંતપ્ત થયા. અનંતર પશ્ચાત્તાપપૂર્વક તે બધા શ્રીપતિને શીઘ્રજ શરણ ગયા, અને નિસ્સીમ સુખાનુભવ કરવા લાગ્યા. આવી રીતે સકલ હિતેચ્છુ પુરૂષોએ તાપ નાશ થવાને માટે માધવને શરણ જવું, ઇત્યાદિ ભાવ કથારૂપથી શ્રીશુકદેવજી સમજાવે કથન કરતા થયા એમ સમજવું.

આ સંસાર વનમાં પ્રારબ્ધ કર્મને લઇને જે કોઇ ક્રીડા કરવાને માટે આવે છે તેનો ગો (ઇન્દ્રિય) સમૂહ બાલ્યાવસ્થામાં વેદવિધીના દંડથી ભય રહિત થઇને સ્વેચ્છાથી વિષય ભોગમાં વિચરે છે. તે પછી તે ગો (ઇન્દ્રિય) વૃંદ મૌંજીબંધનથી આવૃત થાય છે, અતએવ પહેલા પ્રમાણે તે સ્વેચ્છાથી ગમે તે કરી શકતો નથી; અને ત્યાં તે સંતપ્ત, ભયયુક્ત તથા તૃષાર્ત થઇને સર્વત્ર ભટકે છે. તે પછી તેની ગતિ, કયા વિષયરૂપ દેશમાં છે તે

જોવાને મનુષ્ય જ્યારે શોધ કરે છે, ત્યારે તે ગો સમૂહ મૌંજીબંધનની આવૃત અવસ્થામાં (બ્રહ્મચર્યમાં) દુઃખી થઇને ભટકે છે એવું તેને દેખાય છે. ત્યારે તો, ત્યાંથી તે શીઘ્ર બહાર કાઢીને સમાવર્તન (વેદાધ્યયન કરી ગુરૂની પાસેથી ઘેર આવવું) કરે છે, અને ગૃહસ્થાશ્રમને સન્માર્ગ સમજીને તેમાં પોતાનો ગો (ઇન્દ્રિય) સમૂહ નિયોજીત કરી દે છે; પરંતુ ત્યાં પણ ફરી ઉગ્ર સંસારરૂપી અગ્નિનું વેષ્ટન જોઇને સંભ્રમિત થાય છે, અને છેવટે શ્રીપતિને શરણ જઇને તાત્કાલ તેની કૃપાથી મહદાનંદને પ્રાપ્ત થાય છે. આવી રીતે બાલ્ય, બ્રમ્હચર્ય, ગાર્હસ્થ્યનો અનુભવ કરનારને શ્રીપતિના આશ્રયથી સુખ થાય છે; અન્યથા નહી. એમ આ અધ્યાયના ભાવાર્થને પિંડિકાકારથી કથન કર્યું છે તે વિચારથી જુઓ. હવે કથા ભાગ કહેવાય છે.

'ક્રીડાસક્ત ગોપાલોનો ગો (ધેનુ) સમૂહ તૃણના લોભથી દૂર વનમાં ગયો.' તેમાં આશય એ સમજવો કે, દુષ્ટ માર્ગનો આશ્રય કરવામાં જે ગો (ઇંદ્રિય) સમૂહની પ્રવૃત્તિ થાય છે તેનું કારણ નહિ જીવ, કે નહિ પરમાત્મા; પરંતુ એક લોભજ છે. ક્રીડાતત્પર પુરૂષોની ઇન્દ્રિયો વિષયલોભથી દૂર દૂર અને અસન્માર્ગમાં ગમન કરે છે તે સંસારમાં નિત્ય દેખાઇ આવે છે. શ્રીપતિના સંનિધાનમાં નિવાસ કરનારા ગોપાલોના ગોવૃંદને તૃણનો લોભ ઉત્પન્ન થયો અને તેથી તેમને પરમાત્માનો વિયોગ થયો. તે ઉપરથી ભગવદ્ભક્ત થઇને સ્ત્રી દ્રવ્યાદિ વિષયોનો લોભ કરનારાને પરમાત્માનો વિયોગ (અપ્રાપ્તિ) થાય એ કહેવાનું શું પ્રયોજન ! અતએવ બુદ્ધિમાન્ પુરૂષે પહેલા લોભને જીતવો. અર્થાત્ ગો(ઇન્દ્રય) સમૂહને વિષયલુબ્ધ થવા નહિ દેવો, તોજ સત્યભક્ત અને ભક્તી સમજાય લોભને જે વશ થયો તેને પગલે પગલે ને ડગલે ડગલે કલેશની પ્રાપ્તિં થશે. એ વાત તે ગો (ધેનુ) વૃંદના વર્તન ઉપરથી સ્પષ્ટ થઇ. ઘાસના લોભથી ગાયો દુર ચાલી ગઈ તો ત્યાં મુંજઘાસને અગ્નિ લાગવાથી તે સળગી ઉઠયો હતો તેનો તેમને તાપ લાગ્યો અને તૃષા પણ લાગી.

'ગોસમુહનો શોધ કર્યો પરંતુ શોધ નહિ લાગવાથી તેમને દુઃખ થયું' બરાબર છે. સકલ વ્યવહારનું ઉપજીવન જેના બળપર ચાલતું હતું તે ગોવૃંદ (ઇન્દ્રિયસમૂહ) માર્ગ ભ્રષ્ટ થાય તો ખેદ કેમ નહિ થાય ? અતએવ યાવજ્જીવ પોતાનો ગોસમૂહ સન્માર્ગથી ચ્યુત થવા નહિ દેવો; નહિ તો આપણુને કલેશ અને સકલ વ્યવહારનો તથા જીવિકાનો નાશ થશે, એમ સમજી લેવું.

'વન વિષય (પ્રદેશ) જોતાં જોતાં તેમને ગો સમૂહની સ્થિતિ નજરે

પડી અને તેઓએ તેમને **સ્વગૃહ** (પોતાના ઘર) તરફ વળાવ્યા.' **વિષયો** (શબ્દસ્પર્શાદિકો)નું શોધન કરવાથી, યાને વિષયોનો સ્વભાવ જાણીને તેના રાગદ્વેષનો પરિત્યાગ કરીને, **ગો** (ઇંદ્રીય) સમુહનું શોધન (નૈર્મલ્ય) કરવું. તેથી કરીનેજ, તેની સ્થિતિ હાથમાં આવે છે; અર્થાત્ નિર્મલ થએલી ઈંદ્રિય વશીભૂત થાય છે. ઇંદ્રિય વશીભૂત થયા વગર તેને **સ્વગૃહ** (આત્મરૂપ ઘર)ની તરફ કોણ ફેરવી શકે? એ આશય આમાં વ્યકત થાય છે.

'શ્રીકૃષ્ણે ગાયોને નામ લઇને બોલાવતાંજ તે આનંદિત થઈ.' આમાં એ ભાવ. જેમ મારા સેવક નામસ્મરણથી મને આનંદિત કરે છે, તે પ્રમાણે જો **ગોગણ** (ઇંદ્રિય સમુહ) મને શરણ થઇને સદા મારા પરાયણ થાય છે, તો તેને હું નામ માત્રથીજ મારા સ્વરૂપનું દર્શન આપી સુખ આપું છું. એ હેતુથીજ તે ગાયોના નામ લઇને શ્રીકૃષ્ણે તેમને હર્ષિત કરી એમ લાગે છે.

'એટલામાં તે દાવાગ્નિ ચારે તરફ પ્રજ્વલિત થઇને તેમને અતીવ સંતાપ થવા લાગ્યો. ત્યારે તે ગાયો અને ગોપાલો ભગવાનને શરણે ગયા.' એમાં એ ભાવ સમજવો કે, જેઓના અંતરમાં પરમાત્મવિષયક પ્રેમ ભકિત છે, એવા સાધુઓની તથા ભકતોની સ્થિતિ સંસાર વનમાં હોવાથી તેઓને દૈવવશાત્ અભકત, અને અસત્પુરૂષની સમાન ભીતિપ્રદ એવો તાપ થાય છે. પરંતુ તેમાં આ વિશેષ છે કે, તે સાધુ તથા ભકતજન તાપ શાંતિને અર્થે તત્કાલ પરમેશ્વરને શરણે જાય છે, અને તેની કૃપાથી પીડા રહિત તથા આનંદિત થાય છે. પરંતુ અસજ્જન, અભકત પુરૂષ, પરમેશ્વરને શરણે થતા નથી અને એટલા માટે તાપ નિર્મુકત, તથા સુખી થતાં નથી. આ વાત તે ગાયો અને ગોપાલોના તાપ ઉપરથી અને તેથી છૂટયાથી તથા આનંદિત થવાથી સ્પષ્ટ થાય છે.

'પુનઃ દાવાનલ કેમ પ્રગટ થયો ?' તો, જુઓ! અગ્નિએ પહેલા જમુના કિનારે પરમાત્માનું સામર્થ્ય જોયું હતું તથાપિ, ફરી તેણે ગોપાલ તથા ગાયોનો ગ્રાસ કરવાની બુદ્ધિ ધારણ કરી, તેનો હેતુ બહુધા એમજ પ્રતીત થાય છે કે, જગતમાં અહંકાર ધારણ કરવાવાળા પુરૂષનો સ્વભાવ વ્યકત કરી બતાવવો; એટલા માટે ફરી તે પ્રગટ થયો. અહંકારી મનુષ્ય પરાભવ પામે તથાપિ ફરી પણ તે કાર્યમાં તે પ્રવૃત્ત થાય છે, પણ લજ્જિત થતો નથી.

અથવા તે અગ્નિએ એકવાર ઇશ્વિર મુખામૃતની રૂચી ચાખી હતી એટલા માટે, તેને લુબ્ધ થઇને તેનું આગમન થયું એ પણ યુકત છે. ઇશ્વિર મુખોદ્ગત વેદશાસ્ત્રપુરાણ આદિકોના વચનામૃતની રૂચી ચાખવામાં

આપણુ જોઇએ અને જે ભાગ્યવાન્ આપે છે તેમનામાં તો આનંદ સુખના ઉભરાઈ આવે છે અને તેમને તે વસનામૃતની આગળ બીજા સઘળા રસ ફીકા લાગે છે, માટે જ્યાં જ્યાં તે ઈશ્વર મુખોદ્ગત અમૃત વરસતું હોય ત્યાં ત્યાં તે વારંવાર જાય છે; એ ભાવ જાણી લેવો.

'ગોપાળોએ શ્રીકૃષ્ણની રક્ષાને માટે પ્રાર્થના કરી.' હે શ્રીકૃષ્ણ ! આ **કૃષ્ણવર્મા** (કાળો માર્ગ જેનો એવો અગ્નિ) પ્રદીપ્ત થઈને તાપ આપે છે તેનું કારણ અમારા ખ્યાલમાં આવ્યું કે, અમે **કૃષ્ણવર્ત્મ** (કાળો, પાપાત્મક દુર્માર્ગ)નો આશ્રય કર્યો; યાને સીધો માર્ગ છોડીને આડે રસ્તે અમે અહીં આમારાં સ્વછંદ જતા થયા. પરંતુ અમે પણ **કૃષ્ણવર્ત્મ** (તમારા કથિત માર્ગ)થી સદા ગમન કરવાવાળા છીએ એટલા માટે, આ **કૃષ્ણવર્ત્મા** (અગ્નિ)માંથી અમને બહાર કાઢીને રક્ષા કરો, અને આપનું નામ સાર્થ કરો. ભક્તોના પાપોનું આકર્ષણ કરીને દુષ્પ્રાપ સુખ આપવાવાળા તમેજ છો. હે પ્રભો ! લોકો તમારા નામનું સ્મરણ કરીને તાપ નિર્મુક્ત થાય છે તો અમારા ચક્ષુઓમાં સર્વકાલ તમારૂં રૂપ ભરેલું છે, અર્થાત્ અમે જોયાજ કરીએ, એમ છતાં આ તાપ શાંત નહી થાય તો એનાથી બીજું શું આશ્ચર્ય !

'તેમની પ્રાર્થના સાંભળી તેમને શ્રીકૃષ્ણે કહ્યું કે, આંખ મીંચી લ્યો બીશોમાં.' એમાં નીચેના ભાવ જાણી લેવા. પરમાત્માએ વિચાર કર્યો કે, આ સર્વ ગોપાલો સ્થુલ દૃષ્ટી તથા સ્થૂલ જ્ઞાનવાળા છે, અને અંતરમાં ધાસ્તી કરે છે; તે પ્રમાણે અગ્નિ પણ ચારે તરફ ભયંકર જ્વાલાથી પ્રગટ થયો છે. એટલા માટે યોગ વિના એની શાંતિ અને ગોપાળો નિર્ભય થાય નહિ. એવું જોઇ સર્વાંતરાત્મા શ્રીકૃષ્ણે તેઓને આંખ બંધ કરવાનું કહ્યું તે યોગ્ય છે યોગમાં આંખ બંધ કરેલી હોય છે અને તાપ શાંતિ પણ થાય છે, એ પ્રસિદ્ધ છે. અથવા, જેઓનો ગો (ઇંદ્રિય) સમૂહ વિષય ભોગોને માટે તૃષાર્ત હોય છે અને જે લોકો દ્રવ્ય કોશમાં સદા ભ્રમિત હોય છે તેઓને સંસાર દાવાગ્નિથી એવોજ (તૃણલુબ્ધ ગોસમૂહ અને મુંજ સમૂહમાં ફરવાવાળા ગોપાલોની સમાન) તાપ થાય છે, તથા જ્યારે તેઓની વિષયતૃષ્ણા નષ્ટ થાય છે ત્યારે તેઓ આનંદિત થાય છે. આ બે વાત તે દાવાગ્નિના તાપથી અને નેત્ર સંમીલનથી તેવી શાંતિ કરી દેવામાં પરમાત્માએ વ્યક્ત કરી બતાવી. સંસાર એ ભયંકર વન છે અને તેમાં વિષયાગ્નિથી તાપ પણ થાય છે, એ સર્વ આપણી દૃષ્ટીથી ગ્રહણ કર્યું છે, પરંતુ વાસ્તવિક નહી. આ પણ 'નેત્ર નિમીલન કરો' એ ઉક્તિથી સ્પષ્ટ થયું. જ્ઞાનદૃષ્ટીથી સંસારજ મિથ્યા કલ્પનાત્મક છે તો તેનો તાપ સત્ય કેમ

હોય ? પરંતુ એવી દૃષ્ટી યોગનો આશ્રય કરવાથી થશે. કિંવા,

પરમાત્માએ વિચાર કર્યો કે, અગ્નિને મેં **મુખ્યેંદ્રિય** (મુખોદ્ગત વાગિંદ્રિય)ની દેવતા બનાવી તથાપિ, એ પ્રાણિઓને સર્વ ઇંદ્રિય દેવતાઓથી અધિક તાપ આપે છે; એટલા માટે એને શાસન કરવું યોગ્ય છે. પરંતુ આ ગોપાલો પણ દેવોના અવતાર છે સબબ, એઓની સમક્ષ દંડ કરવાથી તેને લજ્જાસ્પદ થાય; એવા ચિંતનથી તેઓને આંખ મીંચવાનું પરમાત્માએ કહ્યું તે યોગ્યજ છે. પરમાત્મા સર્વનું કલ્યાણ કરે છે. મોટાને કંઈ શિક્ષા કરવી હોય અગર બોલવું હોય તો, મહાત્મા એકાંતમાં શિક્ષા કરે છે અથવા બોલે છે પરંતુ અન્ય સમક્ષ નહી. અથવા, સજ્જન પુરૂષ પરોપકારનું અથવા બીજું કોઇ કાર્ય કરે છે તે કંઇ લોકોની સમક્ષ નહીં, અથવા કીર્તિ વાસ્તે નહી. તો, કોઇપણ નહી જાણી શકે એ પ્રકારે ગુપ્ત રીતિથી કરે છે. એ ન્યાયથી પરમાત્માએ પણ તે દુરંત અગ્નિનું શમન કરવાનું મહત્કાર્ય કોઇની સમક્ષ નહી કરવું, એમ સમજીને તેઓને આંખ મીંચવાનું કહ્યું; અને એમાં પોતાની પરોક્ષ પ્રિયતા વ્યકત કરી બતાવી, તે ઉચિતજ છે. યદ્વા, બહુ ખાવાવાળા માણસને કોઈ ભોજન કરતા જુએ, તો તેને વિસ્મય થાય છે, અને તેની દૃષ્ટિ (નજર) બાધા જેમ બહુ ભક્ષકને થાય છે તેવી પદાર્થ ભક્ષણથી નહી. અતએવ પરમાત્માએ અલ્પ આહાર કરવાવાળા ગોપાલોની નજર બાધા પોતાને થાય તો ખાધેલું પચે નહીં, અજીર્ણ થાય એટલા માટે, તેઓને આંખ બંધ કરવાનું કહ્યું તે યોગ્યજ. કેમકે, અહીં શ્રીકૃષ્ણને સર્વભક્ષક જે અગ્નિ તેને ખાવાનો હતો.

'શ્રીકૃષ્ણે અગ્નિપાન કરીને ગોપાલોને સંકટમુકત કીધા' એમાં કંઇ આશ્ચર્ય ન માનવું કેમકે, **વિધુ** (ચંદ્ર) **પાદ** (કિરણ)નું સેવન કરવાવાળા જે ક્ષુદ્ર ચકોર પક્ષી તે પણ નિઃશંક અગ્નિનું ભક્ષણ કરે છે તો પછી, તેના વંશમાં ઉત્પન્ન થએલા, અથવા જે સાક્ષાત્ **વિષ્ણુ** (વિષ્ણુ)રૂપ શ્રીકૃષ્ણ તેમને મુખથી અગ્નિપાન કરવું શું કઠણ ? અથવા, ઉષ્ણથી ઉષ્ણ શમન થાય છે. એમ જે શાસ્ત્રમાં વર્ણિત છે તેનો અનુભવ જોવાને માટે કૌતુકથી વિચિત્ર કાર્ય કરવાવાળા વાસુદેવે, પ્રથમ પ્રાશન કરેલા અગ્નિનો તાપ શાંત કરવાને માટેજ, ફરી અગ્નિપાન કર્યું હશે શું ? એમ પ્રતીત થાય છે. કિંવા, '**अग्निमुखावैदेवाः**' ઈત્યાદિ શ્રુતિમાં દેવોને અગ્નિમુખ એમ કહ્યું છે. દેવતાઓના સંતોષને માટે જે જે હવિર્દ્રવ્ય આપવામાં આવે છે તે તે અગ્નિમાં અર્પણ કરવામાં આવે છે અને તે દ્વારા તેઓને પ્રાપ્ત થાય છે. દેવો જો અગ્નિમુખ છે તો તત્સ્વામી પરમાત્મા તેવા કેમ ન હોય ? આ

હેતુથી તેમણે અગ્નિપાન કરીને પોતાનું **અગ્નિમુખત્વ** પ્રગટ કર્યું. [અગ્નિ જેનું મુખ છે અથવા અગ્નિ જેના મુખમાં છે.] એ ઉપરથી પરમાત્માને માટે અગ્નિને કાંઇ વસ્તુ સમર્પણ કરે તો તે તદ્દ્વારા તેમને પ્રાપ્ત થાય છે એમ સમજવું. યદ્વા, જે જે સમયે સાધુ તથા ભકતોને તાપ ઉત્પન્ન થાય છે તે તે સમયે હું રાત્રિ અથવા દિવસનો વિચાર નહી કરતાં શીઘ્રજ તાપ શમન કરીશ. એ ભાવ પરમાત્માએ કાલિયાના ધ્રો ઉપર રાત્રિમાં ઉત્પન્ન થએલા અને સાંપ્રત દિવસમાં ઉત્પન્ન થએલા તથા ભકતોનો ગ્રાસ કરનારા જે દાવાગ્નિ તેનું પાન કરીને બોધિત કર્યો; એ પણ યોગ્યજ છે.

'ગોપાલોએ આંખ ખોલી જોયું તો અગ્નિ વગેરે કંઇ તેઓના જોવામાં આવ્યું નહી.' કેમ આવે? પરમાત્મા વિચિત્ર ચરિત્ર છે. તેમણે પોતાના ચરણને શરણે આવેલા, નિરંતર પોતાની ભકિત અને આજ્ઞામાં તત્પર એવા ગોપાલોને આંખ બંધ કરવાનું કહ્યું, અને ક્ષણમાત્રમાં અગ્નિ-પાન કરીને તેઓને ભાંડીર વનમાં લાવીને મુકી દીધા. બાદ તેઓ નેત્ર ખોલી જોવા લાગ્યા તો અગ્નિ નહી અને શરીરપર તેની પીડા પણ નહી તથા કંઇ શ્રમ પણ નહી. એટલુંજ શું? પરંતુ પૂર્વસ્થાનમાંજ પોતે સ્થિત છે એમ નજરે પડયું. એ ઉપરથી આપણે પણ તેમની આજ્ઞા પાલન કરીને ચરણસેવા તત્પર રહીશું તો, ક્ષણમાત્રમાં સંસાર તાપ વગેરે મૃગ-જળવત્ થશે અને આપણને પુર્વસ્થળ (આત્મરૂપ)પર લાવીને સ્થિત કરશે એમ સમજવું.

સાધુનો પ્રયત્ન સ્વાર્થને માટે હોય તથાપિ તે બીજાને ઉપકારક થાય છે, તો પછી પરાર્થ હોય તો શું પુછવું? ગોપાલોએ પોતાને માટે શ્રીકૃષ્ણ-ની પ્રાર્થના કરી કે, આ દાવાગ્નિ શાંત કરો; પરંતુ તેમનું તે કૃત્ય તે અરણ્યમાં નિવાસ કરનારા સકલ પ્રાણીયોને સુખાવહ થયું. આ ઉપરથી એ વાત સ્પષ્ટ થઇ કે, નિરંતર સાધુ સમાગમ કરવામાં આવે તો તેમની સંગતિથી વિષયાગ્નિ શાંત થાય.

'પરમાત્માએ તે ગોપાલોને પૂર્વસ્થળમાં વટવૃક્ષ પાસે લાવીને મુકયા' એમાં એ હેતુ સમજવો કે, જે મનુષ્યને વિકટ માર્ગથી ગમન કરતા દિગ્ભ્રમ થયો હશે, તેને સ્વસ્થતા અને ભ્રાંતિ રાહિત્ય ત્યારેજ પ્રાપ્ત થાય છે, જયારે તે પૂર્વદૃષ્ટ વસ્તુને જુએ છે. ગોપાલોએ તે ભાંડીર નામક વડને, જયાં તેઓ રમતા હતા તેને, જ્યારે જોયો ત્યારે તેઓનો ભય તથા ભ્રાંતિ દૂર થઇ. એપરથી એ વાત વ્યકત થઇ કે, આપણી ભ્રાંતિ તથા ભય ત્યારેજ દૂર થાય કે જયારે આપણી વસ્તુ (આત્મા) જોવામાં આવે. કેમકે, અમે

પણ સંસારરૂપી વિકટ માર્ગથી ગમન કરિયે છીએ અને તેથી દિગ્ભ્રમ પણ થએલો છે. અસ્તુ ! શ્રીકૃષ્ણે ગોપાલોના આગંતુક (દાવાનલોત્પન્ન) તાપની શાંતિ કરી તદ્વત્ તેમને સ્વાભાવિક (ગ્રીષ્મઋતુનો) તાપ પણ નહીં થાય એટલા માટે તેમને તે વડની પાસે લાવ્યા. કેમકે, વડવૃક્ષમાં શૈત્યગુણ છે એમ કહ્યું છે, અને પરમાત્મા હિતકર્તા છે એ વાત પ્રસિદ્ધ છે.

'ગોકુળમાં જતી વખતે ભગવાને વેણુવાદન કીધું.' એમાં શું સમજવું? તો, **सरल** (નિષ્કપટ) અને ઉત્તમ **वंश** (કુલ)માં ઉત્પન્ન થએલાની વાણી **श्रुति** (વેદશાસ્ત્રાદિ) સદ્ગુણ શાલિની હોય છે અને તેથી ઉગ્ર ભવાનળના તાપની શાંતિ થાય છે. એ ભાવ પરમાત્માએ, **सरल** (સીધા) તથા ઉત્તમ **वंश** (વાંસ)થી ઉત્પન્ન થયેલી અને **श्रुति**ને (કાનને) માધુર્ય ગુણ શાલિની એવી મુરલીનું વાદન કરીને બોધિત કર્યો એમ જાણવું.

'ગોપિઓને ભગવાનના વિયોગનો એક ક્ષણ શતાવધિ યુગ સમાન લાગતો હતો.' એમાં આશ્ચર્ય શું ? મુનિ જેમના પ્રસાદની વાસનાથી શતાવધિ યુગોનું ઉલ્લંઘન કરે છે, યાને અનંત યુગ પર્યંત તપ કરે છે, તે પ્રભુનો વિયોગ એક ક્ષણ સો યુગ સમાન લાગવાનોજ ! પરંતું જ્યારે તે ગોપિકા તેમનું મુખ જોતી હતી ત્યારે તેમને નિસ્સીમ સુખ થતું હતું. સામાન્ય જગતની પ્રિય વસ્તુનો વિયોગ થાય ત્યારે એક પલ વર્ષ સમાન લાગે છે, આ વાત શું કોઈના અનુભવમાં નથી? તથા તેના લાભથી અપરિમિત આનંદ થાય છે એ પણ શું કોઇને અજ્ઞાત છે ? નહીંજ. પછી અલૌકિક વસ્તુ (બ્રમ્હરૂપ શ્રીકૃષ્ણ)ના વિયોગથી તેમને કાલની દીર્ઘતા અને દર્શનથી પરમાનંદરૂપતા લાગતી હોય તો કંઈ વિસ્મયજનક નહી. અસ્તુ !

તાત્પર્યમાં એમ સમજવું ઉચિત છે કે, જે કોઇ મનુષ્ય દૈવયોગથી અથવા કૌતુકથી યદૃચ્છાથી મળેલા વિષયોની સાથે નિષ્કપટતાથી ઉચ્ચ અથવા નિકૃષ્ટ સંસાર ક્રીડા કરે છે, પરંતુ કદી **गोसमूह** (ઇંદ્રિયસંઘાત)ને માર્ગ ભ્રાંતિ થવા દેતો નથી; એ પ્રકારે સન્મર્યાદામાં ચાલનારાને કોઇપણ ઠેકાણે કદિ અનિષ્ટ પ્રાપ્તિ થશે નહી. પરંતુ એથી ઉલટું, એટલે વિષય ક્રીડારત થઇને **गो** (ઇંદ્રિય) સમુહને સન્માર્ગ ભ્રષ્ટ થવા દેશે, અને અમર્યાદ (ધર્મમર્યાદા છોડીને) ચાલશે તો તેને પ્રતિપદમાં તાપ થશે તથા તે અતીવ ક્લેશી થશે. એ વાતને ધ્યાનમાં લઈને યોગ્ય હોય તે કરવું.

॥ इतिशिवम ॥



## અધ્યાય વીસમો.



**विंशे प्रावृट्शरच्छोभावर्णनेन वनोचिताः ।**
**प्रावृट्क्रीडा निरूप्यंते गोपरामयुजो हरेः ॥**

**અર્થ**:—આ વીસમા અધ્યાયમાં, વર્ષા તથા શરદઋતુની શોભા વર્ણનથી ગોપ અને બલરામ સમેત શ્રીકૃષ્ણની વનમાં થએલી વર્ષાઋતુમાંની ક્રીડા વર્ણવેલી છે.

શુકદેવજી કહે છે હે રાજા ! બલરામે કરેલો પ્રલંબાસુરનો વધ તથા શ્રીકૃષ્ણે પોતાની કરેલી દાવાગ્નિમાંથી નિર્મુકતતા, આ બન્ને વાતો ગોપાલોએ ગોકુલની દરેક ઘરની સ્ત્રીઓ પાસે કથન કરી. વૃદ્ધ ગોપાલો તથા સ્ત્રીઓએ વાત શ્રવણ કરી ઘણા વિસ્મય પામ્યા અને તેમણે રામ કૃષ્ણ એ શ્રેષ્ઠ દેવોજ ગોકુલમાં પ્રગટ થયા છે એમ માન્યું. બાદ થોડાજ દિવસોમાં, અનેક પ્રાણીઓને ઉત્પન્ન કરનારી વર્ષાઋતુ પ્રારંભ થઇને તેણે મેઘોથી આકાશ વ્યાપ્ત કરી નાંખ્યું. તે વખતે વીજળીની ગર્જનાઓ સાથે મેઘોથી આકાશ, જેમ સત્વાદિગુણોથી આચ્છાદિત થએલું બ્રહ્મ શોભે છે તેમ, સુશોભિત દેખાવા લાગ્યું. સૂર્યનારાયણે આઠ મહિના સુધી પૃથ્વીનું જળ શોષી લીધું હતું તે ફરી પૃથ્વી ઉપર વૃષ્ટીદ્વારા છોડવાનું શરૂ કર્યું. જેવી રીતે કામ્યતપ કરનારાનું શરીર તપથી કૃશ થાય છે અને તપનું ફળ મળ્યા પછી પુનઃ પુષ્ટ થાય છે તેવી રીતે, ગ્રીષ્મઋતુથી કૃશ થએલી પૃથ્વી પર્જન્યથી પુષ્ટ દેખાવા લાગી. કલીમાં પાખંડનો પ્રકાશ થાય છે પણ વેદોનો નહીં; તેમ વર્ષાઋતુની રાતમાં ખદ્યોત (આગીઓ) નામના કીડા પ્રકાશવા લાગ્યા પણ ગ્રહનક્ષત્રો પ્રકાશિત ન થયા.

જેવી રીતે નિત્યકર્મ સમાપ્ત થયા પછી ગુરૂનો શબ્દ સાંભળી શિષ્યો અધ્યયન કરવા લાગે છે તેવી રીતે, પર્જન્યની ગર્જના સાંભળીને દેડકાંઓ મોટમોટેથી પોતાનો શબ્દ કરવા લાગ્યા. ઇન્દ્રિયાસકત પુરૂષની દ્રવ્યાદિ સંપત્તિ કુમાર્ગમાં ગમન કરે છે તેમ, નાની નાની નદીઓ પહેલાં સુકાઇ ગઇ હતી પરંતુ વૃષ્ટી થતાંજ મર્યાદા છોડી દુર્માર્ગથી ગમન કરવા લાગી. લીલાં ઘાસથી તથા રાતા કીડાથી લીલી અને રાતી થએલી ભૂમી, રાજાની સેના સંપત્તિ સમાન શોભવા લાગી. ધાન્યોની સંપત્તિથીયુકત ખેતરો જોઇને ખેડુતલોકોને આનંદ થતો હતો, તથા વૃષ્ટી બંધ પડવાથી દુઃખપણ થતું હતું. પરંતુ વૃષ્ટી થવી ન થવી દૈવાધીન છે એ વાત તેમના જાણવામાં આવી નહોતી. હરિની સેવાથી જેમ ભકત સુંદર અને સંતુષ્ટ દેખાય છે તદનુસાર, જળચર,

સ્થળચર, સર્વ પ્રાણી સુંદર દેખાવા લાગ્યા. તથા જેવી રીતે, અપરિપક્વ યોગીઓનું ચિત્ત કામવાસનાથી ક્ષોભ પામે તેવી રીતે, નદીઓના સમાગમથી સમુદ્ર ક્ષોભ પામવા લાગ્યો. ભગવદ્દભકત જેમ સંકટ આવી પડતાં પણ દુઃખિત થતા નથી તદનુસાર, પર્જન્યની ધારાથી તાડિત થએલા પર્વતો પણ જરા હાલ્યા નહિ કે ચાલ્યા નહિ.

બ્રાહ્મણ જો કદાચ અધ્યયન ન કરે તો, પૂર્વે પઠન કરેલા વેદો જેમ સ્મૃતિમાં આવતા નથી અને સંદિગ્ધ થાય છે તદનુસાર, ઘાસથી ઢંકાએલા માર્ગપણ સંદિગ્ધ થયા હતા; યાને કોઈ તેને ઓળખી શકતા નહોતા. જારિણી સ્ત્રીઓ પુરૂષોમાં સ્થિર પ્રેમ કરતી નથી તેમ, મેઘોની સાથે વિજળી પણ સ્થિરતાથી રહેતી નહોતી. સત્વાદિ ગુણાત્મક સંસારમાં નિર્ગુણ પુરૂષની પેઠે આકાશમાં ગુણરહિત ઇન્દ્ર ધનુષ્ય શોભતું હતું. અહંકારથી આવૃત થએલો પુરૂષ જેમ શોભતો નથી તદનુસાર મેઘથી આવૃત થએલો ચંદ્રમા શોભતો નહોતો. ઘરમાં સંતાપ પામેલા પુરૂષને ભકતનો સમાગમ થાય તો આનંદ પ્રાપ્ત થાય છે, તેમ મેઘના દર્શનથી મયૂરો આનંદિત થઇને નાચવા તથા ટોકારો કરવા લાગ્યા. જેવી રીતે તપસ્વી લોકો પ્રથમ તપથી કૃશ થાય છે અને ફરી વિષય સેવનથી પુષ્ટ થાય છે તેવી રીતે ગ્રીષ્મઋતુમાં કૃશ થએલા વૃક્ષો, મૂળીયાંવડે પાણી પીને, પુષ્ટ દેખાવા લાગ્યા. વિષયાસકત મૂઢ પુરૂષ અશાંતગૃહમાં નિવાસ કરે છે તેમ, પંક (કાદવ) અને કંટકયુકત સરોવરને કાંઠે ચક્રવાસ પક્ષીઓ રહેતા હતા. કળિયુગમાં પાખંડી લોકોના દુષ્ટ ભાષણથી વેદમાર્ગ ઉચ્છિન્ન થાય છે તદનુસાર, મુસળધાર વરસાદ પડવાથી નદીઓની મર્યાદા ભગ્ન થઇ હતી. રાજા લોકોના દાનની પેઠે મેઘ સકલ પ્રાણીઓને જળદાન કરતો હતો.

આવી રીતે ખજુર તથા જાંબુના પાકેલાં ફળોથી યુકત એવું તે વન જોઇને, બલરામ સહિત શ્રીકૃષ્ણ ગોપાલો અને ગાયોને સાથે લઇને વર્ષાઋતુમાં ક્રીડા કરવાને માટે જતા હતા. તે સમયે પરમાત્મા જો કદાચ ગાયોને બોલાવે તો તે સર્વ, તેમના પ્રેમથી સંતુષ્ટ થઇને સ્તનોમાંથી દુધ છોડતી છોડતી તેમની પાસે જતી હતી. તે વનમાં પોતાની લીલા અવલોકન કરીને આનંદ પામેલી ભીલડીઓને પરમાત્મા કદી કદી જોતા હતા. તથા કેટલાક સ્થાનમાં પર્વતો ઉપરથી પડતી અને મોટા શબ્દ કરનારી એવી જલની ધારાઓ અને તેમની પાસે આવેલી ગુફાઓને જોતા જોતા પરમાત્મા વિચરતા હતા. કદાચ પર્જન્યવૃષ્ટી થતી હોય તો તે વખતે શ્રીકૃષ્ણ ગુફામાં અથવા વૃક્ષની ઘટામાં કંદમૂલ ભક્ષણ કરીને રહેતા હતા. કદી ઘેરથી લાવેલો

દહીં ભાત પત્થરપર મુકીને બલરામ અને ગોપાલો સહિત ખાતા હતા. ઘાસ ખાઇને તૃપ્ત થએલા વાછરડાં તથા ગાય, બળદો લીલા ઘાસપર બેસી વાગોળતા હતા. તેમને તથા વર્ષાઋતુની શોભા જોઇને શ્રીકૃષ્ણને ધન્યતા લાગતી હતી.

થોડા દિવસ પછી શરદ્ઋતુ આવી ત્યારે આકાશ નિરભ્ર અને ઉદક નિર્મલ હતું તથા શાંત પવન પણ વાતો હતો. યોગભ્રષ્ટ પુરૂષનું અંતઃકરણ યોગાભ્યાસથી જેવી રીતે પૂર્વસ્થાનપર આવે છે તેવી રીતે શરદ્ઋતુના આગમનથી, મલિન થએલું જલ પૂર્વની નિર્મલ સ્થિતિને પ્રાપ્ત થયું. બ્રહ્મચર્યાદિ ચારે આશ્રમીઓના પાપ પરમાત્મભક્તિ નષ્ટ કરે છે તદ્વત્ શરદે આકાશનો મેઘરૂપીમેલ (પાપ) તથા પ્રાણિઓની ઉદાસીનતા, પૃથ્વીનો કર્દમ, અને ઉદકની મલિનતા ઇત્યાદિ દોષો દૂર કર્યા. વિવેકી પુરૂષ પુત્રૈષણા, લોકૈષણા, વિત્તૈષણા ઇત્યાદિને છોડી શોભે છે તેમ, મેઘો પણ પોતાનું સર્વસ્વ (જલ) છોડવાથી શુદ્ધ થઇને શોભવા લાગ્યા જ્ઞાની પુરૂષ કદી કોઇને જ્ઞાનામૃત આપે છે અને કદી નથી આપતા તદનુસાર, પર્વતો કયાંઇ જલપ્રવાહ છોડતા હતા અને કયાંઇ છોડતા નહોતા. મૂઢ પુરૂષ જેમ પ્રત્યેક દિવસે પોતાનું આયુષ્ય ઘટતું જાય છે તે જાણતો નથી, તેમજ જળચરોને પોતાનું જીવન (આશ્રય) જલ કમી થતું જાય છે તેની ખબર પડતી નહોતી.

કુટુંબી મનુષ્ય દારિદ્રથી પીડિત થઇને સંતપ્ત થાય છે તદ્વત્ અલ્પ જળમાં વિચરતા મત્સ્યોને સૂર્યનો તાપ સહન કરવો પડતો હતો. ધીર પુરૂષ જેવી રીતે શરીરની અહંતા તથા મમતા છોડી દે છે તેવી રીતે, સ્થળો કાદવનો અને લતાઓ અપકવનાનો ધીરે ધીરે ત્યાગ કરવા લાગ્યા; મુની કર્મમાર્ગનો પરિત્યાગ કરીને શાંત થાય છે તદ્વત્ સમુદ્રે ચાંચલ્ય અને ગર્જના છોડી દીધી. યોગી પુરૂષ ઇન્દ્રિઓનો નિરોધ કરીને જ્ઞાનનો સંગ્રહ કરે છે તેમ ખેડુત લોકો ખેતરના પાણીનું બંધ બાંધી રક્ષણ કરવા લાગ્યા. દેહાભિમાનથી થએલો તાપ જેમ જ્ઞાન નષ્ટ કરી દે છે તેમ શરદના સૂર્યથી થતો તાપ ચંદ્ર દૂર કરવા લાગ્યો. અંતઃકરણ શુદ્ધ થયા પછી તેમાં વેદનો અર્થ યથાર્થ પ્રકાશે છે તદ્વત્ આકાશ નિરભ્ર (સ્વચ્છ) થવાથી તેમાં તારાઓ, ગ્રહો ઇત્યાદિ પ્રકાશવા લાગ્યા. જેવી રીતે યાદવ સેનાથી ઘેરાયેલા શ્રીકૃષ્ણ શોભતા હતા તેવી રીતે નક્ષત્રોથી ઘેરાઇ ગયેલ પૂર્ણચંદ્રમા આકાશમાં શોભવા લાગ્યો.

પુષ્પવનમાંથી આવેલા સમશીતોષ્ણ વાયુનો સ્પર્શ થવાથી લોકોનો તાપ દૂર થયા, પરંતુ ગોપીઓનું મન શ્રીકૃષ્ણે હરી લીધું હતું તેથી તેમનો

તાપ દૂર ન થયો. ગાયો, હરણી, પક્ષિણી તથા સ્ત્રીઓ પતિ સમાગમથી ગર્ભવતી થઈ. ચોર વિના બીજા સઘળા લોકોને રાજાનું દર્શન થાય તો આનંદ થાય છે તેમ, કુમુદ વિના અખિલ કમલોને સૂર્યોદયથી આનંદ થવા લાગ્યો. નગરમાં તથા નાના નાના ગામોમાં નવાન્નપ્રાશન યજ્ઞ અને લૌકિક ઉત્સાહથી પકવધાન્યથી યુક્ત ભૂમી શોભવા લાગી. યોગસિધ્ધ પુરૂષ આયુષ્યના અંતમાં યોગથી પ્રાપ્ત થએલા દેવાદિ શરીરને ધારણ કરે છે તેમ, વેપારી, મુની, રાજાલોકો વગેરે જે બધાં, વર્ષાઋતુમાં વ્યવસાય કરવાને અટકી પડયા હતા તે બધાં તેનો નાશ થઇને શરદ્‌ની પ્રાપ્તિથી પોતપોતાનો વ્યવહાર બહાર નિકળી કરવા લાગ્યા.

---

## ભાવાર્થદીપિકા.

'વર્ષાઋતુએ ગોકુલમાં પોતાનું રૂપ પ્રગટ કર્યું.' તેણે વિચાર કર્યો કે, જગતનો દાવાનલ શમન કરવો એ મારૂં કર્મ, પરંતુ હાલ પરમાત્મા શ્રીકૃષ્ણે આદરપૂર્વક તે કર્યું. એટલા માટે તેણે હર્ષથી પોતાનું સ્વરૂપ આકાશમાં પ્રગટ કર્યું હોય એમ પ્રતીત થવા લાગ્યું. અથવા લજ્જાથી પણ કેમ ન આવી હોય? ધણી, સમયપર સેવક નહીં આવે તો તેનું કામ જાતે કરી લે છે અને સેવક તે જુએ તો લજ્જિત થઇને આગળ આવે છે એવો જગતમાં અનુભવ છે. તદનુસાર વર્ષાને પણ લજ્જા થઈ હશે એ પણ સંભવિત છે. કિંવા રોષથી પણ કેમ ન આવે? પોતાનો અધિકાર પોતાના પુછયા વગર કોઈ ચલાવે તો મનુષ્યને ક્રોધ આવે છે એમ દેખાઇ આવે છે. તે ન્યાયથી તે પણ રોષથી ઝટ દોડી આવી હશે એમ લાગે છે.

'સત્વાદિ ગુણોથી આચ્છાદિત બ્રમ્હ સ્વયં પ્રકાશરૂપથી પ્રતીત થતું નથી.' એમાં એ હેતુ સમજી લેવાનો છે. સકલ પ્રાણીયોની રક્ષા કરવાને માટે ગુણયુક્ત થઇને વૃંદારણ્યમાં ભગવાન્ નિરંતર ક્રીડા કરે છે; એ પ્રકારે યદ્યપિ અભ્રાચ્છાદિત ગૂઢ કાંતિ આકાશની સમાન ગુણાશ્રિત શરીર ધારણ કરે છે તથાપિ, દાવાગ્નિપાનવત્ કાર્ય કરતી સમયે તે શરીરની નિસ્સીમ શક્તિ અને સત્યપ્રભા પ્રગટ થાય છે.

'મેઘ દયાયુકત પુરૂષની સમાન્ જીવન વર્ષાવ કરતા થયા.' એમ વર્ણન કર્યું છે, પરંતુ મેઘનો અધિપતિ ઇંદ્ર, જ્યારે યજ્ઞ કરો ત્યારે પ્રસન્ન થઇને પર્જન્ય વૃષ્ટિ કરે છે. **'यज्ञाद्भवति पर्जन्यो'** એ ગીતોપનિષદના વચનમાં એ સ્પષ્ટ છે. અર્થાત્ સાધનની અપેક્ષા કરવાવાળા ઇંદ્ર વા મેઘ,

નિરપેક્ષ કૃપાદૃષ્ટિ કરનારા પરમાત્માની તુલ્યતાને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે? દાવાગ્નિનું પાન કરતી સમયે પોતાના આશ્રિત ગોપાલોપર સાધન વિનાજ પરમાત્માએ દયામૃત દૃષ્ટિ કરી અને જીવનદાન કર્યું. અતએવ તેમનો આશ્રય તથા સ્તુતિ વગેરે કરતા રહેવું.

'કામ્ય તપનું ફળ તનુને પુષ્ટિપ્રદ થાય છે' એમ કહ્યું છે તેથી શું સમજવાનું? તો, શરીરની પુષ્ટિ થઇ તથાપિ તેથી કરીને તાપ શાંતિ થશે નહી. પરંતુ પરમાત્માના ચરણે તપાદિ સર્વકર્મોનું ફળ સમર્પણ કરે તો શુદ્ધ ચિત્તદ્વારા જ્ઞાન પ્રાપ્તિ, અને અધ્યાત્મિકાદિ તાપ નાશપૂર્વક મોક્ષ સુખનો લાભ નિઃસંદેહ થશે. એટલા માટે કામ્યફળોની **તનુ**પુષ્ટિથી **અ-તનુ** (મોક્ષ) સુખનો નાશ ન કરવો; **અતનુ** (મોક્ષ) વાસના પુષ્ટિથી **તનુ** (દેહ) નાશ યાને પુનર્જન્મ રહિત સંપાદન કરવું. એ આશય ગ્રહણ કરવો.

'પર્જન્યધ્વની શ્રવણ કરીને દેડકાં કર્કશ શબ્દ કરવા લાગ્યા.' એમાં એ ભાવ સમજવો કે, પાપાત્મક સંસાર પ્રાપ્ત કરાવનારી તથા યજ્ઞાદિકર્મોની જનની, એવી વેદની સ્તાવક વાણી શ્રવણ કરીને, **પંકયુક્ત** રાગદ્વેષાદિ મલયુક્ત (રજોગુણી) પુરૂષ 'અમે યજ્ઞ કરીએ છીએ, અમે યજ્ઞ કરીએ છીએ,' એ પ્રકારે વ્યર્થ કોલાહલ ધ્વનિ કરે છે; તથા કેટલાક યજ્ઞ કરે છે પણ ખરા. પરંતુ શું? વ્યર્થજ. કેમકે, દેવાલયના શિખરપરની ધ્વજા જેમ સર્વદા ફડફડ કરે છે, તત્સમાન તે યજ્ઞાદિ કરીને, 'મેં સોમયાગ કર્યો, ચાતુર્માસ્ય યજ્ઞ કર્યો, જ્યોતિષ્ટોમ કર્યો' ઇત્યાદિ પોતાની કીર્તિ પોતેજ અહંકારયુક્ત થઈ ગાય છે, અને સંપાદિત પુણ્ય વ્યર્થ કરે છે. ઇંદ્રે, રાજા યયાતિને સ્વર્ગમાં ગયા પછી "તમે શું શું પુણ્યકર્મ કર્યું છે? એમ પુછ્યું અને તેણે પણ જેટલું પુણ્યકર્મ કર્યું હતું તે કહી સંભળાવ્યું; પરંતુ તેનાથી તેને સ્વર્ગભ્રષ્ટતા પ્રાપ્ત થઈ. આ વાત ભારતના આદિપર્વમાં તથા વિષ્ણુપુરાણમાં પણ છે. સારાંશ, **પંકસ્થિત** (કાદવમાં રહેલા) મંડુકવત્ કર્મઠોની યજ્ઞાદિ કર્મની ગર્જના નિષ્ફળ થાય છે. અતએવ કર્માભિમાન છોડી સત્યત્રાતા પરમાત્માના ચરણને શરણે જવું?

'ક્ષુદ્ર નદીઓ **વસુ** (જલ) વૃષ્ટિથી અમર્યાદ વહેવા લાગી,' એમાં એ ભાવ સમજવો કે, જલની સમાન **વસુ** (દ્રવ્ય) પણ અત્યંત ચંચલ છે અને તેથી, ચાહે પુરૂષ હોય અથવા સ્ત્રી હોય તથાપિ તેનામાં મદ અથવા અમર્યાદવર્તન સ્વાભાવિક હોય છે. એમ જાણીનેજ મહાત્મા પુરૂષ મોક્ષસાધન પ્રાપ્ત્યર્થ, વિકાર રહિત તથા નિત્ય એવા ઇશ્વરના ચરણારવિંદનો આશ્રય કરે છે. અમર્યાદ વહેવાથી જેમ ક્ષુદ્ર નદીઓનું જલ શીઘ્રજ નષ્ટ થઇને તે સુકાઇ જાય છે, તદનુસાર મર્યા-

દાનું ઉલ્લંઘન કરીને ચાલનારાનું દ્રવ્ય પણ શીઘ્રજ નષ્ટ થાય છે. મર્યાદિતજ મોક્ષસાધન કરી શકે છે.

'પૃથ્વી, ઘાસ તથા ઇંદ્રગોપ નામના લાલ જીવડાંઓ વગેરેથી લીલી, લાલ ઇત્યાદિ સુંદર રંગથી શોભવા લાગી.' એમાં શું સમજવાનું? તો, ભૂમીના ઘરમાં (ભીતર) અગણિત (રત્નાદિ) સંપત્તિ છે તોપણ, તે કદી તેને બહાર કાઢતી નથી અને શરીર પર ધારણ કરીને સુશોભિત થતી નથી; પરંતુ બીજાની સંપત્તિથી શ્રૃંગારિત થાય છે. પછી જેની પાસે કંઇજ નથી એવો દરિદ્રી પુરૂપ અન્યની સંપત્તિથી સુશોભિત થાય તેમાં શું આશ્ચર્ય? કૃપણ કદી પોતાની સંપદા બહાર કાઢે છે? નહીં. ખાય પીએ છે? શરીરપર સારા વસ્ત્રાલંકાર ધારણ કરે છે? નહીં. બીજા આપે તો લે છે. તે પ્રમાણે પૃથ્વી પણ કૃપણની બહેન છે એમ જાણવું. અને એટલા માટે બીજા લોક (ચોરની સમાન) તેનું ઘર ખોદી ખોદીને સંપત્તિ લઈ જાય છે. તાત્પર્યમાં, સંપદાનો ઉપભોગ કરવો એ આશય સમજવો.

'ખેડુતોને વૃષ્ટિ થાય ત્યારે આનંદ અને બંધ થાય ત્યારે ખેદ થતો હતો.' એમાં આ આશય છે. મનુષ્ય પ્રયાસ વગર મળનારા ધનને, "મેં કષ્ટ કરીને ઉદ્યમ કરીને આ મેળવ્યું છે," એમ વારંવાર અભિમાનથી કહે છે. અને જ્યારે તે નષ્ટ થાય છે ત્યારે 'દૈવથી ગયું' એમ સંતપ્ત હૃદય થઇને બોલે છે અને રડે છે. પરંતુ વસ્તુતઃ તેનું તત્વ તે જાણતો નથી કે, મળવું અને નાશ પામવું એનું સાધન એક દૈવજ છે. એમ નહી હોય તો, મનુષ્ય પ્રયત્ન કરીને ધનને કદી જવા દે નહી. અતએવ પ્રાપ્તિ અપ્રાપ્તિનું કારણ એક દૈવજ બળવત્તર છે એમ જાણીને તાપનાશક અને **વસુ** (દ્રવ્ય) દાયક એવા ઉદાર લક્ષ્મીપતિના ચરણની જે સેવા કરે છે તેના સકલ મનોરથ પરિપૂર્ણ થાય છે તે ખેડુતોના સમાન ખેદ કરવાનો સમયજ આવે નહી. તેમને વૃષ્ટિ અવૃષ્ટિનું કારણ દૈવનું અજ્ઞાન હોય છે અને ઇશસેવામાં તત્પર તે થતા નથી, તેથી પશ્ચાતાપ કરતા રહે છે.

'નદીઓના સમાગમથી સમુદ્ર ક્ષુબ્ધ થયો.' એમાં શો હેતુ છે? તે જુવો. **ક્ષમા** ધારણ કરનારા એવા **અચલ** (સ્થિર) છે અંતર જેનું, વસ્તુતઃ **ક્ષમા** (પૃથ્વી)ને ધારણ કરનારા એવા **અચલ** (મેનાકપર્વત) છે જેના અંતરમાં; તથા નિસ્સીમ **સત્વ** (ગુણ)નો આશ્રય કર્યો છે જેણે, વસ્તુતઃ અસંખ્ય **સત્ત્વ** (જલચર પ્રાણિઓ) ને આશ્રય છે જેનો; તે પ્રમાણે શ્રીપતિના પદથી સુશોભિત છે હૃદયસ્થાન જેનું, વસ્તુતઃ શ્રીપતિનો નિવાસસ્થાન જેની વચમાં છે; અને સદા જે **અમૃત** (મુક્ત) રૂપ, વસ્તુતઃ

**અમૃત** ( જલ ) મય એવો જે સમુદ્ર, તેપણ જો **જડમય અંગના** (જલરૂપ નદીઓ)ના સંગમથી ક્ષુબ્ધ થાય તો અન્યની શું કથા? સારાંશ યોષિતો (સ્ત્રીઓ)માં નિસ્સીમ બલ હોય છે એમ આ ઉપરથી જાણવું અને મોક્ષેચ્છુએ તેનો સંગ છોડી દેવો યોગ્ય છે.

'પર્જન્ય ધારાથી પર્વત વ્યથિત ન થયા' એમાં આ હેતુ દેખાય છે કે, અનેક પ્રકારના દુઃખ ફલ દેનારા કર્મ વારંવાર પ્રાપ્ત થયા તથાપિ, સાધુની પાસે તે બધા પહાડની ઉપર વર્ષાકાલના જલ સમાન, નિષ્ફળ થાય છે. એમ સમજી આત્મસુખની ઇચ્છાવાળાએ સદા હરિનું સેવન કરવું, અને અખિલ કર્મોનો નાશ કરીને જન્મમરણાત્મક સંસારથી મુક્ત થવું.

'વર્ષાઋતુમાં માર્ગ તૃણાચ્છાદિત થવાથી સારી રીતે જાણવામાં આવતા ન હતા.' એપરથી શું જાણવાનું? તો, અન્ય યુગમાં ચાહે યોગ માર્ગ, જપમાર્ગ, તપસાધકમાર્ગ, યાજ્ઞિકમાર્ગ ઇત્યાદિ અનેક માર્ગો હશે, તથાપિ તેમાં એકપણ માર્ગ એવો નથી કે જેમાં બીલકુલ **પંક** (પાપ)ની પ્રસક્તિ નહી હોય. એ પ્રમાણે સમજીને આ કલિયુગમાં ગહન સંસારમાર્ગ ઉલ્લંઘન કરવાને માટે, શ્રેયસ્કર અને સકલપાપનાશક એવા શ્રીપતિના ભક્તિમાર્ગનોજ એક આશ્રય કરવો. અન્ય યુગના માર્ગો અસ્પષ્ટ થયા છે પરંતુ ભક્તિ માર્ગ સ્વચ્છ અને નિષ્કંટક દેખાય છે, એ આશય સમજવો.

'મેઘની પાસે વીજળી, ગુણીજનની પાસે વેશ્યાસમાન સ્થિર રહેતી નથી.' એ ઉપરથી એમ જાણી લેવું કે, લોકોપકાર તથા વિદ્યાવિનયાદિ સદ્-ગુણસંપન્ન પુરૂષની પાસે સંપત્તિ પણ સ્થિરતાથી રહેતી નથી **ગુણ** નામ દોરીનું છે, એટલા માટે તે લક્ષ્મી ગુણયુક્ત પુરૂષ મને પોતાના **ગુણ** (દોરી)થી બાંધી રાખશે એમ સમજીને ચકિત થઇને ચાલી જાય છે. નિર્ગુણ (વિદ્યાદિગુણરહિત)ની પાસે તેને બંધનનો ભય ન હોવાથી ત્યાં અચળ રહે છે. પશુ વગેરે પણ **ગુણ** (દોરી)ને હાથમાં જોઇને બંધનના ભયથી ભાગી જાય છે તો લક્ષ્મી કેમ ન દોડે? વસ્તુતઃ **નિર્ગુણ પુરુષ** (સત્વાદિગુણ શૂન્ય, ઉત્તમ પુરૂષ પરબ્રહ્મ)ની પાસેજ મોક્ષલક્ષ્મી અચલ નિવાસ કરે છે. વાસ્તે તેનો આશ્રય કરવો અને અવિનાશી લક્ષ્મી સંપાદન કરવી.

'ગુણવાન્ આકાશમાં નિર્ગુણ ઇંદ્ર ધનુષ્ય શોભતું હતું.' આકાશમાં મેઘ ગર્જનાત્મક ગુણ છે માટે તેને ગુણવાન્ કહ્યું છે, અને ઇંદ્ર ધનુષ્યને બીજા ધનુષ્યની સમાન **ગુણ** ( દોરી ) ન હોવાથી **નિર્ગુણ** (પ્રત્યંચાશૂન્ય) એમ કહ્યું છે. તે ઉપરથી એવો ભાવ જાણી લેવો કે, મનુષ્ય મોટો હોય તથાપિ ગુણવાનની સંગતિ કર્યા વિના તેની પ્રતિષ્ઠા અને સુંદરતા થતી

નથી. ઇંદ્ર ધનુષ્ય મોટું તથાપિ ગુણશૂન્ય, પરંતુ તેણે ગુણી આકાશની સંગતિ કરવાથી તેની કેટલી પ્રતિષ્ઠા અને સુંદરતા દેખાય છે, તે શું કોઇને અજ્ઞાત છે? નહીજ. ઇંદ્ર ધનુષ્યનું દર્શન કરવાને માટે સર્વ ઉત્સુક હોય છે. તદનુસાર અમે પણ શરીરથી, કુલથી, શક્તિથી, દ્રવ્યથી મોટા હોઇશું તથાપિ, જ્યાં સુધી અમે ભગવાનના ગુણની સંગતિ નથી કરી ત્યાં સુધી અમારી પણ શું સુંદરતા અને પ્રતિષ્ઠા? જેઓએ સર્વકાલ સત્વગુણી પરમાત્માનો સમાગમ કર્યો હતો અને કર્યો છે તેમની કીર્તિ અદ્યાપિ અમે ગાઇએ છીએ, અને તેઓની મૂર્તિનું સૌંદર્ય અખિલ જનોના હૃદયમાં, શ્રુતિપ્રતિપાદ્ય ભગવન્મૂર્તિની સમાન, વિરાજમાન છે. રાજસ અથવા તામસ ગુણ સંપાદન કર્યો પરંતુ તેથી કરી સંસાર દુઃખ થોડું કંઇ નિમૂલ થાય છે? એક સત્ત્વગુણજ પ્રકાશાત્મક જ્ઞાનદ્વારા મુક્ત કરી દે છે. અતએવ તેના સિવાય બીજા ગુણ નિગુર્ણજ જાણવા. એવા નિર્ગુણી જનોએ સત્વ ગુણવાન્ ભગવાનનો આશ્રય કરીને તદ્દગુણ ગાયન કરવા તોજ તેમની શોભા છે, નહિ કે વસ્ત્રાલંકારથી.

'ચંદ્ર પ્રકાશથી પ્રકાશિત થએલા મેઘોએ ચંદ્રનેજ આચ્છાદિત કર્યો.' એમાં અહંકારનો પ્રભાવ બતાવ્યો છે. જગમાં કેટલાક લોક એવા કૃતઘ્ન હોય છે કે, જેણે પોતાને દ્રવ્યાદિ સમર્પણ કરીને સુશોભિત કર્યા છે, તેનેજ તેઓ શીઘ્ર પોતાની કાંતિથી પરાભૂત કરવા ચાહે છે અને પ્રતિરોધી થાય છે; પરંતુ સજ્જન તો તેમને પોતાની સંપત્તિથી સુભૂષિત કરે છે તથા જગમાં પ્રકાશિત કરે છે. એ વાત અહંતાથી મનુષ્ય કરે છે. જુઓ.! કૃષ્ણ વર્ણના મેઘોને જે ચંદ્રમાએ પોતાની કિરણ સંપત્તિથી પ્રકાશિત કર્યા તેનેજ તે આચ્છાદિત કરવા લાગ્યા; પરંતુ ચંદ્રમા સ્વયં તેજોરૂપ હોવાથી તેમનો પ્રતિસેધ નહી ગણીને ફરી પણ તેમને પ્રકાશિત કરતા થયા, યાને જનોના ચક્ષુઓને તેમનું સ્વરૂપ બતાવ્યું. ચંદ્રે પ્રકાશિત નહી કર્યા હતે તો આ મેઘ છે એમ લોક કેમ જાણતે તથા જોઇ શકતે? સારાંશ કલંકી (પાપી) પુરૂષ, જે પરમાત્માએ પોતાને જગમાં પ્રકાશિન (પ્રસિદ્ધ) કર્યો તેનો ઉપકાર નહી માનીને અહંકારથી તેનોજ તિરસ્કાર કરે છે. રૂપ, ધન, બલ, વિદ્યા ઇત્યાદિ અનેક ગુણોનો પરમાત્મકૃપાથી મનુષ્યમાં વિકાસ થયો છે અને તેથી કરીને તે જગતમાં પ્રકાશિત (પ્રસિદ્ધ) થાય છે. પરંતુ અહંકારથી જાણતો નથી અને ઉલટું તેના તેજસ્વી ગુણોનો તિરસ્કાર તથા નિંદા કરે છે.

'સંતપ્ત થએલા મયૂરોએ આકાશમાં આવેલા મેઘોને જોઇ આનંદથી

ગર્જના કરીને તેમનું સન્માન કર્યું' એમાં આ હેતુ દેખાય છે કે, શ્રુતિના **'नेति नेति'** ઇત્યાદિ આદેશ વચનોને જોઇને અથવા સાંભળીને જેના અંતરમાં ભવતાપથી તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન થયો છે તેનેજ અતીવ સુખ થાય છે. પરંતુ ગૃહસ્થાશ્રમીઓને તેજ **(नेति नेति)** વચન શત્રુની સમાન સર્વદા ત્રાસોત્પાદક થાય છે. તેથી શું ફળ? પરંતુ સર્વને સંતાપ ત્રાસ-રહિત કરનારો એવો અજાત શત્રુ સાધુઓનો સમાગમજ સુલભ અને આ-નંદપ્રદ આ જગતમાં છે, એ વાત મયૂર અને મેઘના દૃષ્ટાંતથી સ્પષ્ટ થઈ. મયૂર ગ્રીષ્મ તાપથી સંતપ્ત હતા, તેમને અજાત શત્રુ મેઘે દર્શન તથા વૃષ્ટીથી આનંદિ અને શાંત કર્યા. તે પ્રમાણે સંતોથી સાંસારિક તાપની શાંતિ અને આત્માનંદની પ્રાપ્તિ થાય છે એ વાત પ્રસિદ્ધજ છે.

'ગ્રીષ્મતાપથી શુષ્ક થએલા વૃક્ષોએ જ્યારે મૂળથી ઉદકપાન કર્યું ત્યારે તેઓનું શરીર પલ્લવ શાખાદિકોથી વિસ્તાર પામ્યું.' એમાં આ ભાવ જાણવો. જગતમાં એવા બહુ મનુષ્યો જોવામાં આવે છે કે, જે પ્રથમ સાંસારિક તાપથી શ્રમિતચિત્ત અને કૃશ હતા તે વૃક્ષ મૂલવત્ ગુપ્ત અને અદ્ભુત એવા પોતાના ચરિત્રથી વૃત્તિ (ઉપજીવિકા) સંપાદન કરીને તેના વિલાસનો અનુભવ કરે છે, અને તેના જોરથી વૃક્ષવત્ પોતાના આપ્તેષ્ટ વર્ગને વિસ્તૃત કરે છે. પરંતુ વૃક્ષ જેમ સર્વ પ્રકારથી (પત્ર, ફૂલ, ફળ, મૂળ, છાલ ઇત્યાદિકોથી) ઉદાર હોય છે, તદનુસાર તે જો ઔદાર્યશીલ હશે તોજ તેની, વિસ્તૃત કુટુંબની અને સંપત્તિની સફલતા અને શોભા સમજવી. નહીંતો, પક્ષી શું પોતાના કુટુંબનો વિસ્તાર કરતા નથી અથવા પેટ ભરતા નથી? તે પ્રમાણે તેને સમજવો. એનાથી પરિવાર શૂન્ય એકલો **द्विजाग्र्य** (પક્ષી શ્રેષ્ઠ, બ્રાહ્મણ શ્રેષ્ઠ) શુકજ સકલ જગતને સુખદાયી હોવાથી અતી ઉત્તમ સમજવો. જે શુકદેવ પ્રથમ યોગાદિથી કૃશ શરીર અને શ્રાંતચિત્ત હતા તેમણે ગુપ્ત અને અદ્ભૂત ચરિત્રથી **'अहंब्रह्मास्मि'** ઇત્યાદિ **वृत्ति** સંપા-દન કરીને તેનો અનુભવ લીધો; અને તેજ આનંદાનુભવ જગતમાં ઉદારતાથી અધિકારીઓને પ્રાપ્ત કરી આપ્યો સબબ અદ્યાપિ તે કુટુંબ પરિવારરહિત છે તથાપિ, વૃક્ષવત્ જેણે પોતાના શિષ્ય પરિવારનો વિસ્તાર કરીને, નિરૂપમ ઔદાર્ય પ્રગટ કરી બ્રહ્મસંપત્તિ સમર્પણ કરી તેનું ભવભયથી રક્ષણ કર્યું. એ ઉપરથી કેવલ કુટુંબ તથા આપ્તેષ્ટાદિ પરિવારનુંજ દ્રવ્યાદિથી પોષણ કરવામાં શોભા નથી એમ જાણીને ઉદારતાથી દીનજનોનું પણ પાલન કરવું એ સ્પષ્ટ થયું.

'વાયુની પ્રેરણાથી મેઘોએ ભૂતોને ઉદકદાન કર્યું.' એમાં એ ભવ

જાણવો કે, જે પ્રકારે વાયુપ્રેરિત મેઘ **વસુ** (જલ)ની વૃષ્ટિ કરે છે તે પ્રમાણે પ્રારબ્ધ કર્મની પ્રેરણા (અનુકૂલતા) થયા વિના આપણને પણ મેઘ સમાન ઉદાર પુરૂષ હોય તથાપિ તેનાથી, **વસુ** (દ્રવ્ય) લાભ થતા નહી. એ પ્રમાણે નિશ્ચય કરીને ધીરજતાથી જે રહે છે તેજ નિરંતર સુખી થાય છે.

શ્રી શુકદેવજીએ વર્ષાકાલનું વર્ણન કરીને આ બોધિત કર્યું કે, તે સમયે શ્રીકૃષ્ણરૂપી મેઘની કૃપામૃત વૃષ્ટિથી કેવલ ગાયો તથા ગોપાલોજ તાપરહિત થયા એટલુંજ નહી પરંતુ પર્વત, વૃક્ષ, વેલી, પત્થર, અરણ્ય ઇત્યાદિકોથી સકલ પૃથ્વી **સરસા** (આનંદ યુક્ત) થઈ હતી. અસ્તુ ! અનંતર શરદ ઋતુનો પ્રારંભ થયો એમ વર્ણન છે. તેમાંથી કેટલાક ભાવ કહીએ છીએ.

'આકાશનો **મલ** (મેઘ) શરદ ઋતુએ દૂર કર્યો.' એ ઉપરથી જાણવું જોઇએ કે, સકલ આશ્રમિઓને હૃદયાકાશનો **મલ** (પાપરૂપ કામક્રોધાદિ વિકાર) દૂર કરવાને માટે અને શુભ પ્રાપ્તિને માટે એક પરમાત્મભક્તિજ ઉત્કૃષ્ટ સાધન છે. અતએવ શરદની સમાન સકલજનોએ તેની ઇચ્છા કરવી યોગ્ય છે.

'મેઘોએ સર્વસ્વ ત્યાગ કરી દેવાથી તે શુદ્ધ તેજથી સુશોભિત દેખાવા લાગ્યા.' એમાં આ ચમત્કાર જાણવો ઉચિત છે. **વસુ** (જલ)નો સંગ્રહ કરવાથી મેઘને **કૃષ્ણ** (કાળા) રૂપની પ્રાપ્તિ થાય છે અને સકલ **વસુ** (જલ)ના ત્યાગથી **શુદ્ધ** (શુભ્ર, સફેદ) રૂપનો લાભ થાય છે. શરદના મેઘ સફેદ હોય છે. તો હે પરમાત્મન્ ! એમાં તમને કયો મત અધિક પ્રિય છે યા સંમત છે, તે સમજાતું નથી. યાને મનુષ્યે **વસુ** (દ્રવ્ય)નો સંગ્રહ કરીને કૃષ્ણ રૂપની પ્રાપ્તિ કરી લેવી, કે તેનો સર્વથા **ત્યાગ** (દાન) કરીને (અવધૂત થઇને) **શુદ્ધ**, માયા અને તત્કાર્ય મલરહિત એવું **બ્રહ્મસ્વરૂપ** પ્રાપ્ત કરી લેવું ? જગતમાં પોતપોતાની રૂચીને અનુસારે લોકો સગુણ કૃષ્ણ અથવા નિર્ગુણ બ્રહ્મના ઉપાસક હોય છે અને તે કૃષ્ણ અથવા શુદ્ધ રૂપની પ્રાપ્તિ કરી લે છે. એ ઉપરથી જે લોકો **વસુ** (દ્રવ્ય) સંગ્રહ કરે છે તેઓની એવીજ ઇચ્છા હોવી જોઇએ કે, પોતાને **કૃષ્ણ** (કાળો, કલંકી) રૂપની પ્રાપ્તિ થાય તો ઉત્તમ ! તથા જે ત્યાગ કરે છે તેની ઇચ્છા પોતાને **શુદ્ધ** (બ્રહ્મ) રૂપની પ્રાપ્તિ થાય તો ઉત્તમ ! એમ અનુમાન કરવું યોગ્ય છે. દ્રવ્ય સંગ્રહ કરનારની અપકીર્તિ અને દુર્ગતિ તથા ત્યાગીની નિર્મલ કીર્તિ અને સદ્ગતિ લૌકિક તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધજ છે.

'ઉત્તાન **વસુ** (છાછરા પાણી)માં રહેનારા જલચરોને પોતાનો **આશ્રય** જે જલ તે શરદથી કમી થાય છે એ વાત ન સમજી.' **એ ઉપરથી અતિ અલ્પ વસુ** (દ્રવ્ય)માં આસકિતથી વિચરનારા મૂઢ પુરૂષ પ્રતિદિન પોતાનું **આયુષ્ય** ક્ષીણ થતું જાય છે એ વાત **જાણતા** નથી, અને સંસાર કર્દમમાં નિશ્ચિંતતાથી રહે છે, તો તેઓમાં અને અલ્પજલ નિવાસી જડ જલચરોમાં શું વિશેષ? કંઈપણ નહી. તે જળચરો **અજ્ઞ** હોય છે પરંતુ, **મનુષ્ય** જ્ઞાની **થઇને** પોતાના આયુષ્યની અમૂલ્યતા અને તે નિષ્ફળ વિષય **સેવનમાં ક્ષીણ થાય છે એમ** નહી જાણે તો જડથી પણ જડ કેમ ન કહેવાય? **એ ભાવ જાણવો.**

'**શરદ** ઋતુમાં **સમુદ્રે** નિશ્ચળ થઇને ગર્જના બંધ કરી **અને** મૌની **થયો.**' એમાં એ ભાવ જાણવો કે, જેને પ્રયત્ન વિના અખિલ ઉત્તમ **વસુ** (**દ્રવ્ય**)ની **પ્રાપ્તિ થઈ** છે તથા જે **स्वर्ण** (સુવર્ણ) વત્ કાંતિથી સંપન્ન **છે, અને કલ્યાણપ્રદ** એવા ભગવાનના નામરૂપી રત્નથી જેનું હૃદય શોભાયમાન **છે, તેમ સંસારમુકત** સજ્જનસમુદાયમાં જેની તનુ શોભિત **છે, તથા** જે **સેતુ** (મર્યાદા)ને **જાણે છે**, જેણે ગર્વોકિતનો ત્યાગ કર્યો છે, **विधियुक्त-वेलाथी** (વેદોકતકર્મથી) જે પ્રકાશિત છે, તેના અંતરમાં સાર્વકાળ **હરિની સ્ફુર્તિ** (સ્ફુર્તિ) **થાય છે**; એ વાત શારદ **સમુદ્રથી** સ્ફુટ **થઇ**. કેવી રીતે તે **જુઓ**! **સમુદ્રને** પ્રયત્ન વગરજ નદીદ્વારા સકલ ઉત્તમ **वसु** (જલ)ની **પ્રાપ્તિ થાય** છે, તથા જે **स्वर्ण** એટલે **सु–अर्ण** (શોભનઉદક)થી કાંતિ **યુકત** છે, ઉત્કૃષ્ટ રત્ન જેના હૃદયમાં (અંદર) **છે** અને **मुक्त** સમુદાય (**મોતીઓ**)**થી** જેનું શરીર સુશોભિત છે, જે સેતુને **જાણે છે** અને ગર્જના રૂપી ગર્વનો જેણે ત્યાગ કર્યો છે તથા **विधियुक्तवेला** (શાસ્રોકત કાલ **પર્વણી** વગેરે)માં જેનું પુજન થાય છે એવા **સમુદ્રમાં** પરમાત્મા **જાગૃત રહે છે. પરમાત્મા** ચાર માસ સુએ **છે** અને શરદમાં **જાગ્રત થાય છે. સારાંશ, શારદ સમુદ્રવત્** જે **હોય છે** તેમાં પરમાત્માની સ્ફુર્તિ **હોય છે.**

'ખેડુતોએ ખેતીનું પાણી બહાર ન જાય એટલા માટે **સેતુ બાંધીને પાણીનો નિરોધ કરી દીધો.**' એમાં એ ભાવ પ્રગટ **થાય** છે કે, **જળની સમાન ચિત્ત પણ ચંચળ હોય** છે અને **તેનો સ્વભાવ તત્સમાન નીચગમન કરનારો હોય છે.** જળ નીચી ભૂમિપર અને ચિત્ત નીચ વિષય વા **મનુષ્ય તરફ દોડે** છે. તે ચિત્ત જો કદાચિત્ ખેતીના જલ **સમાન નિરર્થક વિષયોની તરફ** બહાર દોડયું **જાય**, તો તેના નિગ્રહનો ઉપાય **કરવો જોઈએ. શાસ્રમાં** **દૃઢ** વૈરાગ્યરૂપ સેતુ બાંધીને **ક્ષેત્ર** (શરીર)માં ચિત્ત **પ્રવાહનો નિરોધ કર-**

વાનું કહ્યું છે. તદનુસાર જે ધીરપુરૂષ તેને ક્ષેત્ર ( શરીર ) બહાર જવા દેતા નથી તેને તે એકુતોના ધાન્ય ફલ સમાન, આત્મફળનો લાભ થાય છે.

'પુષ્પવનસ્થ સમશીતોષ્ણ વાયુથી લોકોનો તાપ દૂર થયો પરંતુ ગોપિઓનો નહી.' એમાં એવો આશય વ્યક્ત થાય છે કે, શરદ્ઋતુના વાયુ સમાન શીતોષ્ણાદિ દ્વંદ્વમાં જેની સમાન સ્થિતિ હોય છે, તથા જેની અમલ ગતિ (આચરણ) છે, વેદની સકલ શાખાગ્રમાં જેનો પ્રકાશ છે, સંસારવન-ભૂમિમાં જે નિત્ય પ્રવાસ કરે છે અને જે कौ- मुमेय(પૃથ્વીપર) ઉત્તમતાથી ગણનીય) તથા જીતચિત્ત હોય છે તે પુરૂષનો સંગ, મુમુક્ષુનો ભલે તાપ નાશ કરે પરંતુ શ્રીપતિના પદકમળમાં આસક્તચિત્ત થએલા ભકતોનો તાપ તેથી શાંત થતો નથી; એ વાત ગોપિઓના ઉદાહરણથી સ્પષ્ટ થાય છે.

એ પ્રકારે આ અધ્યાયમાં વર્ષા અને શરદઋતુનું સ્પષ્ટ વર્ણન કરીને પ્રવૃત્તિ નિવૃત્તિ ધર્મના માર્ગ તે તે ઉદાહરણની યોજનાથી સ્પષ્ટ બતાવ્યા છે. તેમાથી અહીંઆ કેટલાક ભાવ પ્રદર્શિત કર્યા છે. સારાંશ, કૃત ત્રેતા દ્વાપરમાં પ્રણુવ ધ્યાન, યજ્ઞયાગ, પૂજાર્ચન વગેરે ક્રમથી અથવા ત્રણે યુગોમાં તે સર્વ સાધનોથી કૃતાર્થતા પ્રાપ્ત થતી હતી; પરંતુ કલિયુગમાં રમણીય, સકલ પ્રસિદ્ધાત્રી એવી પરમાત્માની નામસંકીર્તનાદિ વિવિધ ભકિતજ કરવી યોગ્ય છે. તેથી કરીને મનુષ્યોને કૃતાર્થતા પ્રાપ્ત થશે, અતએવ સર્વથૈવ તેની સ્પૃહા રાખવી.

॥ इति शिवम् ॥

## અધ્યાય એકવીસમો.

**एकविंशे शरद्रम्यवृन्दावनगते हरौ ।**
**तद्वेणुस्वनमाकर्ण्य गोपीभिर्गीतमीर्यते ॥**

અર્થઃ—આ એકવીસમા અધ્યાયમાં, શરદ્ઋતુથી રમણીય દીસતા વૃન્દાવનમાં શ્રીકૃષ્ણે જ્યારે વાંસળી વગાડવા માંડી, ત્યારે તે ધ્વનિને સાંભળીને ગોપીઓએ જે ગીત ગાયું, તે વર્ણવામાં આવે છે.

શુકાચાર્ય કહે છે. હે રાજા ! શરદ્ઋતુવડે જેનું પાણી નિર્મલ થયું છે, અને જ્યાં કમલોથી પરિપૂર્ણ એવા જલાશયપરથી પ્રસરી રહેલો સુગંધી વાયુ વહેતો હતો, એવા વૃન્દાવનમાં એક દિવસ ભગવાન્ શ્રીકૃષ્ણ, ગોપાળ તથા ગાયોની સંગાથે જતા હતા. તે વખતે ત્યાં સરોવરમાં, નદીઓમાં અને

પહાડ ઉપર કમલસમૂહ તથા વૃક્ષપંક્તિ પ્રફુલ્લિત થઈ હતી; તેમના પુષ્પોનાં મકરંદને પીને મસ્ત થએલા ભ્રમર અને પક્ષી કિલકિલાટ કરી રહ્યા હતા; એવા સમયે ગાયોને ચરાવતાં ચરાવતાં ત્હેમણે વાંસળીનો ધ્વનિ કર્યો. મદનને ઉદ્દીપ્ત કરનારા તે અવાજને સાંભળીને ગોકુળની કેટલીક સ્ત્રીઓ પોતાની સખીઓની આગળ ત્હેમના ગુણોનું વર્ણન કરવા લાગી. ત્હેમણે શ્રીકૃષ્ણનું ચરિત્ર વર્ણવાનું શરૂ કરી દીધું, પરંતુ ત્હેમની મૂર્તિ ધ્યાનમાં ઠસતાંજ તેઓનાં ચિત્ત મદનના વેગથી વ્યાકુલ થતાં હતાં, તેથી એ કાય કરવાને તેઓ અસમર્થ નીવડી. ભગવાન્ શ્રીકૃષ્ણ વૃન્દાવનમાં ગયા તે વખતનું ત્હેમનું સ્વરૂપ ગોપીઓને યાદ આવતું હતું, અને તેનાથી તેઓનું ચિત્ત ખળભળી ઉઠતું હતું. ત્હેમના મસ્તકપર મોરનાં પીછાંનો મુકુટ હતો, નટની જેમ જેમનું શરીર ચિત્રવિચિત્ર વેશથી સુંદર જણાતું હતું. કાનોને વિષે કર્ણિકાર પુષ્પો રાખ્યાં હતાં, સુવર્ણસમુ પીતવર્ણનું પીતાંબર પહેરીને ગળામાં વૈજયન્તી માળા ધારણ કરી હતી, અને મુખવતી વેણુ વગાડી રહ્યા હતા, તથા ત્હેમના સમોવડીઆ ગોવાળીઆ ત્હેમની કીર્તિનું વર્ણન કરી રહ્યા હતા; આવી તરેહથી ત્હેમણે વૃન્દાવનને વિષે પ્રવેશ કર્યો. ત્હેમની વેણુના મનોહારી નાદને સાંભળીને ગોપીઓએ ત્હેમનું ચરિત્ર વર્ણવા માંડયું અને પ્રત્યેક પદને વિષે મનમાં ખડી થતી કૃષ્ણ મૂર્તિને તેઓ પ્રેમપૂર્વક દૃઢ આલિંગવા લાગી.

તેઓ બોલી, નેત્ર ધારણ કરનારા લોકોનાં નેત્રનું ફળ હમે એજ સમજીએ છીએ કે, નંદના બન્ને છોકરા ગાયોને લઇને જ્યારે મિત્રોની સાથે અરણ્યમાં જાય છે, તે વખતે વેણુ વગાડનારા અને સપ્રેમ કટાક્ષ ફેંકનારા ત્હેમનાં મુખનાં જેમણે દર્શન કર્યાં હોય. બીજી બોલી, એ રામ કૃષ્ણ બન્ને પોતાનાં કંઠમાં આંબાના કોમળ પાંદડા, મોરપીછ, પુષ્પગુચ્છ અને કમલમાલા ધારણ કરે છે, તથા ભૂરાં પીળાં વસ્ત્ર પહેરે છે અને ગાય છે, તે સમયે જાણે રંગભૂમિ ઉપર ઉત્તમ નટજ ગાયન કરી રહ્યા ના હોય એ પ્રમાણે ગોપાલોના સમૂદાયમાં ત્હેમનું શરીર શોભે છે. તોપણ લૌકિક નટના કરતાં આ નટવરની શોભા અધિકજ છે! કેવી રીતે તો જુઓ! રંગભૂમિપર નટલોક આપણો સ્ત્રીઓનો વેશ લઇને હાવભાવ દેખાડીને પ્રેક્ષક લોકોનાં ચિત્તને હરી લે છે. પરંતુ આ નટવર તો પોતાનાં રૂપાદિકોથી આપણુંજ મનને મોહ પમાડે છે, તેથી એને અલૌકિક કેમ નહિ કહી શકાય? એવો નટવર જેમનાં સમૂહમાં નિરંતર ગાતો નાચતો રહે છે, તે ગોપાલોનું કેવું અહોભાગ્ય?

બીજી કેટલીક કહેવા લાગી, હે સખી ! આ વેણુએ શાં પુણ્ય કર્યાં હશે તે સમજાતું નથી. કેમકે, કૃષ્ણનું અધરામૃત ગોપીઓએજ પાન કરવા યોગ્ય હોવા છતાં એ તો કોઇની પરવા નહિ રાખીને સ્વતંત્રપણે પાન કરે છે અને બીજાને માટે પોતાનો ઉચ્છિષ્ટ રસ અવશિષ્ટ રહેવા દે છે. એ વાત ત્હમે શા ઉપરથી કહો છો એમ પૂછતા હો, તો જુઓ ! પોતાના કુલમાં અગર પોતાના પેટે કોઇ ભગવાનના ભક્તનો જન્મ થાય, તો માતાને તથા વંશના ઘરડા ઘરડા માણસોને જેવો આનંદ થાય છે, તેજ પ્રકારનો આનંદ આ વેણુની માતા નદીઓ અને એના કુલના વૃદ્ધ પુરૂષ રૂપ જે વૃક્ષો છે તે સર્વને થયો છે. અને તે કારણને લઇને તેઓનાં શરીરપર હરખથી રોમાંચ ખડાં થયાં છે, અને આંખોમાંથી આનંદાશ્રુ વહી રહ્યાં છે. "નદીઓના શરીરપર રોમાંચ એટલે પાણી પરનાં કમલ અને અશ્રુ એટલે પ્રવાહ જાણવો. વૃક્ષોનાં રોમાંચ સ્થાનમાં નવા પલ્લવ અને અશ્રુપાતના સ્થાનમાં પાકાં પાંદડાંનું તૂટીને નીચે ખરી પડવું સમજવું. માતા છોકરાને દૂધ પીવરાવીને પોષે છે, તેજ પ્રમાણે વેણુ (વંશ, મુરલી)ને પાણી પીવડાવીને પોષનારી નદીઓ હોવાથી માતાના સ્થાનમાં જાણી લેવી. તથા વૃક્ષ અને વંશ (વાંસ) એ બન્નેનાં કુલ એકજ હોવાથી તેમને કુલના વૃદ્ધ પુરૂષની જગ્યાએ જાણવા."

બીજી એક કહેવા લાગી, સ્વર્ગની કીર્તિ તો જગતમાં ફેલાઈ રહેલી છે, પરંતુ આ વૃન્દાવન તેના કરતાંયે અધિક પૃથ્વીની કીર્તિ પ્રસારી રહ્યું છે. કેમકે, શ્રીકૃષ્ણ ચરણકમલના સ્પર્શથી તેને અત્યંત શોભા પ્રાપ્ત થઈ છે. હમે તો નિશ્ચયપૂર્વક સમજીએ છીએ કે ત્રૈલોક્યમાં આ વૃન્દાવન સમાન સ્થળ બીજે કયાંઇ નહિ હોય. જ્યાં કૃષ્ણની વાંસળીનો અવાજ સાંભળીને મોર પક્ષીને જાણે મેઘની ગર્જના ના થતી હોય એમ ભાસે છે અને તેમને જોઇને 'આ મેઘજ આવ્યો છે' એમ માનીને તેઓ નાચવા લાગે છે. અને એવા સમયે તેમનું નૃત્ય જોવા સારૂ પર્વતોના શિખરો પરનાં સકલ પશુ પક્ષી સ્તબ્ધ થઈ રહે છે. એવો ચમત્કાર બીજા કોઇ સ્થલમાં જોવામાં આવશે ખરો કે ? બીજી કેટલીક ગોપીઓ બોલી ઉઠી, પશુયોનિમાં ઉત્પન્ન થવાથી હરિણીઓની બુદ્ધિ જડ ખરી; પરંતુ વેણુનો મધુર સ્વર કાનપર પડતાં વારને તેઓ સઘળી પ્રેમયુક્ત કટાક્ષો વડે નંદકુમારનું પૂજન કરવા મંડી જાય છે. એટલુંજ શું ? પરંતુ તેઓના પતિ જે કૃષ્ણસાર છે, તેઓ પણ ત્હેમને એ કાર્યમાં સહાય કરે છે. યાને, ત્હેમની જેમ રૂપદર્શન તથા ગાન શ્રવણ કરે છે. અને હમે જો પ્રેમયુકત નેત્રવડે શ્રીકૃષ્ણને નીહાળવા

મંડી જઇએ છીએ, તો હમારા પતિઓને એ વાત દુઃસહ થઈ પડે છે. એટલા માટે હમારા કરતાં એ હરિણીઓના જન્મને ધન્ય છે, એમાં તે સંદેહ શો ?

બીજી બોલી, એક વખત વિમાનમાં બેસીને દેવાંગનાઓ ચાલી જતી હતી, તેવામાં શ્રીકૃષ્ણની મુરલીનો મધુર અવાજ ત્હેમના કાનપર પડ્યો અને તેઓ નીચે જોવા લાગી, ત્યારે શ્રીકૃષ્ણની સુંદર મૂર્તિ ત્હેમની નજરે પડી. પછી તો પૂછવુંજ શું ? મદનથી ત્હેમનું ધૈર્ય ગળી ગયું, સારાસારનું ભાન લુપ્ત થયું, અને હમે હમારા પતિના ખોળાપર સ્થિત થએલી છીએ, તેનો ખ્યાલ પણ ત્હેમને રહ્યો નહિ. તેઓની વેણીમાંથી પુષ્પ તથા વસ્ત્ર પણ સરી પડવા લાગ્યાં. અપ્સરાઓને પણ આવો મોહ ઉપજ્યો હતો, તો પછી આપણને ઉપજે તેમાં તે શી નવાઇ ? ગાયો પણ પોતાના કાન ખડા કરે છે અને શ્રીકૃષ્ણના મુખમાંથી નીકળતા વેણુધ્વનિરૂપી અમૃતનું પાન કરે છે. તેમજ ત્હેમનાં વાછરડાં પણ દૂધ પીતાં પીતાં મુરલીનો ધ્વનિ કાન પર પડતાંવારને દેહભાન ભૂલી જાય છે, અને તેમનાં મુખમાંથી દૂધ નીચે ગરી જાય છે. વેણુના મધુર સ્વરને સાંભળવામાં તેઓનાં ચિત્ત એટલાંબધાં ઓતપ્રોત બની ગયાં હોય છે.

અને એકજણ કહેતી હતી કે આ વૃન્દારણ્યનાં પક્ષી મોટે ભાગે ઋષિજન જ હોવા જોઇએ. કેમકે, તેઓ મુનિઓની પેઠે શ્રીકૃષ્ણના દર્શન કરવાને અને વેણુના અવાજને સાંભળવાને બીજો બધો ઉદ્યમ છોડી દઇને પોતાનાં નેત્ર અને કાનને તે તરફ પરોવે છે. મુનિજન પણ વેદોક્ત કર્મના ફલનો પરિત્યાગ કરીને વેદરૂપી વૃક્ષના આશ્રય હેઠળ રહે છે અને શ્રીકૃષ્ણનાં દર્શન થાય એ હેતુથી ત્હેમની કથાઓ સાંભળે છે. હે સખી ! જીવતાં પ્રાણીઓની આવી દશા થાય એમાં શું આશ્ચર્ય ? પરંતુ નિર્જીવ નદીઓ પણ શ્રીકૃષ્ણનું ગાયન શ્રવણગોચર થતાંવારને કામવિકારથી સ્તબ્ધ થઈ જાય છે; અર્થાત્ તેમનો પ્રવાહવેગ બંધ થઇ જાય છે. મેઘ પણ કૃષ્ણને પોતાના મિત્ર માને છે, અને જ્યારે તેઓ ગાય ચરાવતા તડકામાં ફરતા હોય છે, ત્યારે ત્હેમને માથે પોતાના શરીરનું છત્ર કરે છે; યાને છાયા કરે છે તથા પુષ્પવૃષ્ટિસમો પાણીનો છંટકાવ કરે છે.

ત્રીજી એક બોલી, હે સાહેલીઓ ! અરણ્યમાં રહેનારી ભીલડીઓને પણ ધન્ય સમજવી જોઇએ ! કેમકે, શ્રીકૃષ્ણનાં ચરણકમલનાં કુંકુમ અરણ્યમાં ચાલતી વખતે ઘાસને લાગે છે, અને તે જોઇને એ સ્ત્રીઓ તે કુંકુમને લેઇ લેઇને પોતાનાં મુખ તથા સ્તનપર લગાડીને કામપીડાને દૂર કરી

દે છે. પરંતુ આપણને અરણ્યમાં જઇને તે કુંકુમ મેળવીને આપણી પીડા દૂર કરવાનો પ્રસંગ આવતો નથી તેથી આપણે અભાગણી સમજવી. હે સખી ! ગોવર્દ્ધન પર્વત તો ભગવદ્ભકતોમાં શ્રેષ્ઠ સમજવો. કેમકે, તે તો ગાયો સહિત બલરામ કૃષ્ણને ઉદક, તૃણ, કંદમૂળ, ગુહા ઇત્યાદિ સમર્પણ કરીને તેઓને સત્કારે છે. એથી તેની ધન્યતાને તે કોણ વર્ણવી શકે તેમ છે ? જેમની મધુર મુરલીને સાંભળીને શરીરધારી પ્રાણી સ્થાવરસમાન થઈ જાય છે, અને વૃક્ષાદિ સ્થાવર પ્રાણીઓનાં શરીરપર રોમાંચ વગેરે જંગમ પ્રાણીઓના ધર્મ જોવામાં આવે છે. એ કેવું આશ્ચર્ય ? શુકદેવ કહે છે હે રાજા ! આ પ્રકારે એ ગોપીઓ વૃન્દાવનવિહારી ભગવાન્ શ્રીકૃષ્ણની અનેક લીલા પરસ્પરની આગળ વર્ણવતી હતી અને ત્હેમનાં સ્વરૂપને વિષે વિલીન થઈ જતી હતી.

## ભાવાર્થદીપિકા.

'શરદ ઋતુમાં કમલગંધ યુકત વાયુ વહેવા લાગ્યો, ત્યારે શ્રીકૃષ્ણ વૃંદાવનમાં મુરલી વગાડી વિહરવા લાગ્યા,' એમ જે કહ્યું છે, તેપરથી એ ભાવ જાણી લેવો કે, જે વખતે યોગીલોક દેહેન્દ્રિયાદિ સમૂહનાં વાયુનું આકર્ષણ કરીને ષટ્ચક્રનું ભેદન કરે છે અને સુષુમ્નાદ્વારા ચલાવીને સહસ્ત્ર-દલ કમલમાં લઇ જાય છે, તે વખતે તેઓને દશપ્રકારના (અનાહત) નાદ સંભળાય છે, અને એવાજ કાળમાં કાર્ય કારણાતીત આનંદસ્વરૂપ જે આત્મા છે, તે એ આનંદપ્રદ હૃદય પ્રદેશને વિષે સ્વેચ્છાથી વિહાર કરે છે, એટલે સાક્ષાત થાય છે. આ પ્રકારે ખાસ કરીને કૃતયુગના લોક ધ્યાન ધારણાદિક વડે પરમાત્માની પ્રાપ્તિ કરી લેતા હતા, એ પ્રમાણે તે યુગના ધર્મ શરદાદિ વર્ણનદ્વારા શ્રી શુકદેવે જીજ્ઞાસુ રાજા પરીક્ષિતિને કથી દીધા છે. પરમાત્મા **नाद** (ધ્વનિ) વડેજ લક્ષ્યીભૂત થાય છે, અને તે નાદ કર્ણને વિષેજ સ્થિત છે; તેથી યોગીલોક તેને આ **गो–कुल** (દેહેન્દ્રિયાદિ સમૂહ)ને વિષે શ્રવણ કરીને સદાનંદરૂપ આત્માને પ્રત્યક્ષ કરીને ત્હેના સ્વરૂપને વિષે તલ્લીન થાય છે અને ગુણાનુવાદ ગાય છે. જે પ્રકારે ગોપીઓ ગોકુલમાં સ્થિત થઇને શ્રીકૃષ્ણનો વેણુધ્વનિ કાનવડે સાંભળીને ત્હેમની લીલા ગાવા લાગી હતી. નાદથી કેવા પ્રકારે ઇશિલાભ થાય છે તેનું કાંઇક દિગ્દર્શન કર-વામાં આવે છે.

ચિત્ત સ્વાભાવિક રીતેજ ચંચળ હોવાથી નિશ્ચલપણે થનારા સુખને

જાણતા નથી. એજ કારણથી ભગવાન્ શંકરજીએ પાર્વતિને તે સુખના અનુભવને ખાતર મનને સ્થિર કરવા સારૂ લયયોગ કહ્યો છે. તેના અનેક ભેદ છે, તોપણ તે સઘળામાં નાદાનુસંધાનજ શ્રેષ્ઠ છે. અર્થાત્ દક્ષિણ કાનમાં સ્થિત અનાહત નાદનું શ્રવણ તે સમસ્ત જગત્માંહેના બાહ્ય પદાર્થોની વિસ્મૃતિનો હેતુ છે. વ્યવહારમાં પણ જોવામાં આવે છે કે, ગાયન વાદ્યાદિ નાદને વિષે લુબ્ધ થએલા મનુષ્યને તમામ કાર્યની દેહાદિકની પણ વિસ્મૃતિ થાય છે. ભ્રમર મકરંદનું પાન કર્યા પછી જેવી રીતે તે કમલની બહારની કેસરની સુગંધની આકાંક્ષા રાખતો નથી, તેજ પ્રકારે અનાહત નાદને વિષે આસક્ત થએલું ચિત્ત તેના સિવાય બીજા વિષયોની ઇચ્છા કરતું નથી. મનરૂપી મત્તહાથી વિષયઉદ્યાનમાં સદા ફરતું રહે છે, તેને વશ કરવાને માટે નાદનું અનુસંધાનજ અંકુશ સમાન છે. એટલા માટેજ, યોગી લોક સ્થિરાસન થઇને પોતાના કાનોને આંગળીઓથી બંધ કરી દે છે, અને કર્ણના અવાજને સાંભળીને નાદાનુસંધાનની ક્રિયા કરે છે. શરૂઆતમાં અનેક પ્રકારના નાદ સાંભળવામાં આવે છે, પરંતુ જેમ જેમ અભ્યાસની વૃદ્ધિ થાય છે, તેમ તેમ સૂક્ષ્મનાદ સાંભળવામાં આવે છે. યથાર્થ અનાહત નાદ જયારે શ્રવણગોચર થાય છે, ત્યારે તેના અંતર્ગત ઇશ્વરનાં દર્શન થાય છે અને ત્યાર બાદ પરમાત્માને વિષે મનનો લય થતાં જીવ પરમપદને પામે છે. નાદરૂપથી જે કાંઇ શ્રવણ થાય છે, તે મહાશકિતમાન્ ઇશ્વર જાણવા, અને શબ્દરહિત જે નિરાકાર સ્થિતિ તેજ પરંબ્રહ્મરૂપ સમજવું. અર્થાત્ નાદની અવસ્થામાં સગુણ બ્રહ્મનો અનુભવ અને ત્યાર બાદ નિર્ગુણ બ્રહ્મનો અનુભવ થાય છે. અસ્તુ!

'પરમાત્મા શ્રીકૃષ્ણ વૃન્દાવનમાં અને ગોપીઓ ગોકુળમાં હતી; હેમની વેણુના નાદને સાંભળીને ત્હેમનાં પરોક્ષમાં (ગેરહાજરીમાં) તેઓ ગુણગાન કરતી હતી.' એમાં એ સૂચવ્યું કે, શ્રુતિઓ સુદ્ધાં સચ્ચિદાનંદ પરબ્રહ્મને પરોક્ષતાથીજ વર્ણવે છે. તેમને પણ સદ્વસ્તુ કયાં અપરોક્ષ (પ્રત્યક્ષ) થાય છે? અને જો સદ્વસ્તુ અપરોક્ષ થાય, તો ત્યાં વર્ણ્ય, વર્ણન અને વર્ણનકર્તા ઇત્યાદિ ત્રિપુટીનોજ નાશ થઈ જાય છે. એટલા માટે, એ શ્રુતિઓ સદ્વસ્તુના નાદને લક્ષીભૂત કરીને દૂરથીજ વર્ણનમાં તત્પર થાય છે, અને સદ્વસ્તુ (બ્રહ્મ, આત્મા)ના ઉપર આરોપણ કરવામાં આવેલા સકલ વિશેષોનું — નામરૂપાત્મક જગતનું નિરસન કરીને, યાને, 'એ આત્મા નથી,' 'એ આત્મા નથી' એવો બાધ કરીને સર્વાધિષ્ઠાનભૂત સન્માત્ર નિર્વિશેષ આત્માને દેખાડી આપે છે. નહિ કે, 'આ આત્મા છે' એવો સાક્ષાત્ નિર્દેશ કરે છે. અસ્તુ!

'પરમાત્માએ વેણુને હાથમાં ધારણ કીધી અને વગાડી.' એમાં ત્હેમણે એ ભાવ પ્રકટ કર્યો કે જે મનુષ્ય અંદરથી તેમજ બહારથી સરલ હોય છે, યાને કપૂર અગર સુવર્ણ સમાન એકવર્ણ થાય છે; નહિ કે અંતરમાં એક અને બહાર કાંઇ જૂદોજ એવો વિષમ થાય છે, તથા જે **શ્રુતિને** (વેદને) અનુકૂલ એવોજ **ध्वनि** (ભાષણ) કરે છે, પાખંડીઓની પેઠે નહિ. તે મ્હને ઘણો પ્રિય થઇ પડે છે. પછી લોકદૃષ્ટિએ ભલે તે **जड**–મૂઢ હોય અને દુર્જન હોય! દૃષ્ટાંતમાં કહે છે કે, **वेणु** (વાંસ) અંદર બહાર સરલજ હોય છે અને **श्रुति** (કાન)ને અનુકૂલ–મધુર શબ્દજ કરે છે, તેટલા માટે પરમાત્માએ તેને હાથમાં ધારણ કરી છે. લોક તો તેને **जड**જ માને છે, પરંતુ પરમાત્માના હાથનો સ્પર્શ થયા બાદ તેનામાં જડતા કેમ કરીને રહી શકે? જે વેણુનો ધ્વનિ સાંભળીને ચરાચર વશીભૂત થઇ જાય છે, તેનાં ભાગ્યને કોણ વર્ણવી શકે તેમ છે? અથવા, જેમાં **मुक्तो** (જીવન્મુક્તો)ની ઉત્પત્તિ થાય છે, તે **वंश** કુલ ગમે તેવો હોય તોપણ તે મ્હને ઘણો માન્ય થઇ પડે છે; એ આશયથી પરમાત્માએ તેને પોતાના હાથનો આશ્રય આપીને તેનો ઉદ્ધાર કર્યો એમ સમજવું. **वंश** (વેણુ, વાંસ)માં **मुक्त** (મોતી) ઉત્પન્ન થાય છે એ વાત પ્રસિદ્ધજ છે.

'વેણુને મુખ વતી વગાડી,' એમાં એ આશય પ્રતીત થાય છે કે, જેનાથી **मुक्त** (મોતી અને જીવન્મુક્ત)નો ઉદય થાય છે, તે **कु-वंश** (કુત્સિત કુલ, અને કુ-પૃથ્વીમાંથી ઉત્પન્ન થનારી વેણુ) જડ થાય એ યુકત નથી, તેથી દીન વત્સલ પ્રભુએ તેનાં મુખને પોતાનાં મુખ સમીપ કરીને, તેમાં વાયુ પૂરણનાં નિમિત્તથી પોતાના **मुख्य** (શ્રેષ્ઠ, મુખ સંબંધી) મંત્રને ઉપદેશ્યો અને તેને મ્હોંએથી **श्रुत्यर्थ** (વેદાર્થ, ગાયનના સ્વર જાતિ) કઢાવીને લોકોનો ભ્રમ દૂર કર્યો કે, એ જડ નથી પરંતુ ચિદ્રૂપ છે. ગુરૂ શિષ્યને મંત્રનો ઉપદેશ કરીનેજ સદ્રૂપ ચિદ્રૂપ બનાવે છે, અને ત્હેની અવિદ્યાથી ઉત્પન્ન થએલી જડતા દૂર કરી દે છે, એ વાત જાણીતી છે. પરમાત્મા અનાદિ હોઇ, ગુરૂ વગેરેઓના પણ ગુરૂ હોવાથી ત્હેમને **कु-वंश** (ભૂમી માંહેથી ઉત્પન્ન થએલ)ની જડતા દૂર કરવામાં શી કઠીણતા નડવાની હતી? ત્હેમની કૃપાથી જડના જ્ઞાની અને જ્ઞાનીના જડ થઇ શકે છે.

પરમાત્માના હાથનો આશ્રય જેને પ્રાપ્ત થાય, તે સર્વદા સર્વત્ર માહાત્મ્યને મેળવે છે- વેણુ જે પ્રથમ **धरा** (પૃથ્વી)ની આશ્રિત હતી, તે **अधराश्रित** થઇ; યાને પરમાત્માનાં અધરોષ્ઠને વિષે જઇને સ્થિત થઇ, અને જે **रसाभेदक** (પૃથ્વીને ભેદનારો, અને રસનો ભંગ કરનારો)

હતો, તે ઇશ મુખ રસનો અનુયોગ કરનારો થયો તથા જેની **કૂત્પત્તિ** (પૃથ્વીમાંથી જન્મ અને કુત્સિત જન્મ) થઇ હતી, તે ઉત્તમ **વંશ** (કુળ અને વાંસ) ને વિષે પૂજાયો, તેનો હેતુ તેને પરમાત્માના હાથનો આશ્રય મળ્યો તેજ. ઘણા પુણ્યવડેજ ભગવાનનો આશ્રય મળે છે. જે વેણુએ અખંડ શીતોષ્ણ, પવન, વૃષ્ટિ ઇત્યાદિ સહન કરીને પોતાનાં શરીરને સૂકવી નાંખ્યું અને ઘણા વખત સુધી તપ કર્યું તથા શસ્ત્રાદિથી તેને કાપીને તેના શરીરની અંદર છિદ્ર કરવામાં આવ્યું તો પણ તેણે તે દુઃખ સહન કર્યું, તે તપ તિતિક્ષા ઇત્યાદિનું તેને ફળ મળ્યું કે પ્રભુએ તેને હાથમાં પકડી અને તેના મુખને વિષે પોતાનાં મુખનો **મુખ્ય** (ઉપનિષદ્ વગેરેએ પ્રતિપાદિત કરેલો) રસ પૂરેપૂરો ભરી દીધો. પછી શું તે મધુર ના બોલે ? અને અખિલ પ્રાણી શું ત્હેની પાસે હાથ જોડીને ઉભાં ના રહે ? તાત્પર્ય, જન્મ જન્માંતરમાં જ્યારે સુકૃત સંપાદન થાય, ત્યારેજ એવો ઇશ આશ્રય અને બ્રહ્મરસનાં પાનવડે કૃતાર્થતા પ્રાપ્ત થશે. અસ્તુ !

'ગોપીઓએ મોરનાં પીછાં વગેરે ઘણાં જેમણે કર્યાં હતાં એવા ભગવાનની મૂર્તિને હૃદયને વિષે ધારણ કીધી હતી' એ ઉપરથી એમ સમજાય છે કે, પરમાત્માનું યથાર્થ સ્વરૂપ સત્યજ્ઞાન, આનંદ તેમજ અનંતાત્મક છે, એ પ્રમાણે નિરંતર ચિત્તને વિષે જાણીને ધ્યાનને માટે તો સકલ સૌખ્ય અને પ્રેમના સ્થાનરૂપ એવી જે ત્હેમની વિશેષ આકૃતિ છે, તેનો સ્વીકાર કરવો; અને કૃતયુગના સમયના લોકો એમજ કરતા હતા.

'પરમાત્માનાં મુખનું દર્શન એજ નેત્રધારી લોકનાં નેત્રનું ઉત્તમ ફળ' એમ જે કહ્યું તે યથાર્થજ છે. છાંદોગ્યમાં પિતા આરૂણિએ શ્વેતકેતુને જે જે પૂછ્યું હતું કે, જે એક વસ્તુના શ્રવણવડે સંપૂર્ણ અશ્રુત પદાર્થોનું વિજ્ઞાન થાય છે, અને જે એક વસ્તુના મનનવડે કરીને સંપૂર્ણ અવિદિત પદાર્થોનું વિજ્ઞાન થઇ જાય છે, એવી વસ્તુ તું જાણે છે ? તે એજ વસ્તુ (બ્રહ્મરૂપ શ્રીકૃષ્ણ) હોવાથી, અને તે એકને જોવાથી સંપૂર્ણ અદૃષ્ટ પદાર્થોનું દર્શન થતું હોવાથી, તે પરમાત્મા શ્રીકૃષ્ણનાં મુખને જેમનાં ચક્ષુએ જોયું હોય, તો તેનાં કરતાં તેઓને બીજું ઉત્તમ ફળ કયું મળવાનું બાકી રહ્યું હોય ? અને તે નેત્રોનાં કરતાં અધિક ધન્ય બીજું કોણ હોઇ શકે ? કોઇ પણ નહિ.

'એ વેણુએ શું પુણ્ય કર્યું હશે.' એમ ગોપીઓએ જે કહ્યું તે ત્હેમને આશ્ચર્ય લાગવાથી. કેમકે, ત્હેમના મનમાં એમ હતું કે પુણ્યવાનને **જડ** (સ્થાવર યોનિને વિષે) જન્મ પ્રાપ્ત થાય નહિ અને પાપીઓને પરમાત્માનો

**મુખ્ય** (મુખ સંબંધી અને ઉપનીષદે પ્રતિપાદન કરેલો) રસ સુલભ **થતો** નથી. પરંતુ અહિઆં તો એ અદ્‌ભુતજ થાય છે કે, એ વેણુનો જન્મ **જડ** (સ્થાવર યોનિમાં અને મૂઢ) હોવા છતાં પણ એ સદાનંદરૂપ કૃષ્ણના મુખ્ય રસનો ઉપભોગ કરે **છે** ! વેણુ વગાડતી વખતે અધરોષ્ઠપર રાખવામાં આવે છે, તેના ઉદ્દેશથી એ વાત કહી છે, એમ સમજવું. અને વળી જુઓ! હે સખી ! કોઇ મનુષ્ય આ જગત્‌માં કોઇના યત્કિંચિત્ પદાર્થને પણ હરી લે, તો ત્હેને પાપી સમજીને કોઇ ત્હેનો સ્વીકાર કરતું નથી. અને આ વેણુ ઇશનાં અધરને વિષે સ્થિત થઇને હમારા અમૃતનું હરણ કરે છે, તો પણ શ્રીકૃષ્ણે તેને પોતાના હાથનો આશ્રય આપ્યો, તેનું હમને ઘણું આશ્ચર્ય ઉપજે છે.

'વૃન્દાવન આ પૃથ્વીની કીર્તિને સ્વર્ગના કરતાંયે અધિક કરી રહ્યું છે.' એવું ગોપીઓનું કથન સત્યજ સમજવું. જેના ભાલપટલ ઉપર ઉત્તમ અર્થયુક્ત **પદ્મ** (અક્ષર)ની પંક્તિ હોય છે, યાને ઉત્તમ બ્રહ્મલિપિ લખાએલી હોય છે, તે પુરૂષને એ ભાલ સ્થલ આ જગતમાં વિપુલ કીર્તિયુકત કરી દે છે; યાને ભાગ્યવાનની કીર્તિ સર્વત્ર થાય છે, એ ભાવ. અને આ વૃંદાવન પ્રદેશમાં તો સાક્ષાત્ લક્ષ્મીપતિ શ્રીકૃષ્ણની ઉત્તમ **પદ્મ**પંક્તિ શોભિત થઈ છે, તો આ પૃથ્વીને વિપુલ કીર્તિનું પાત્ર કરે એમાં શું આશ્ચર્ય ? જુઓ ! પૃથ્વીરૂપી સ્ત્રીનું વૃંદાવન એ ભાલપટલ છે, અને સકલ સૌભાગ્યના સ્થાન સમા શ્રીકૃષ્ણ તેના ઉપર તિલકની પેઠે શોભી રહે છે. ભાલપટલપર સૌભાગ્ય સૂચક કુંકુમનું તિલક થાય છે, તે પ્રસિદ્ધજ છે. જેના કપાળપર શ્રીકૃષ્ણરૂપી તિલક વિરાજતું હોય, તેનાં ભાગ્યને તથા તેની કીર્તિને કોણ વર્ણવી શકે તેમ છે ? સ્વર્ગ અને સ્વર્ગીય દેવના કરતાંયે વિશેષ સમજવું.

'હમારાં કરતાં હરિણીઓના જન્મને ધન્ય.' એમ કહ્યું તે કેવી રીતે તો જુઓ ! મોટા મોટા મુનિઓને યજ્ઞ કરવા સારૂ કૃષ્ણસાર (કાળી પીઠવાળો હરણ)થી યુક્ત પ્રદેશ દુર્મિલ થઇ પડે છે, તે કૃષ્ણસાર (હરણ) પતિઓ સહિત હરિણીઓ કર્ણને આનંદપ્રદ એવો શ્રીકૃષ્ણની વેણુનો મધુર ધ્વનિ સાંભળીને તેને (**કૃષ્ણ**)નેજ સારભૂત સમજે છે, તેઓના જેવું બીજા કોનું એવું ભાગ્ય હશે ? એટલુંજ શું ? પરંતુ શ્રીકૃષ્ણનું સુંદર મુખ તેઓ જોતી હોવાથી, હમારાં નેત્રને તેઓનાં નેત્રની જે ઉપમા અપાય છે, તેપણ સફળ થઈ એવો તેઓનો આશય જાણવો.

'અપ્સરાઓને મોહ થયો ત્યાં હમારી શી વાત ?' એમ ગોપીઓએ કહ્યું છે, તે સત્યજ. અપ્સરાઓ નિરંતર **સુખ**માં સ્થિત થએલી, અર્થાત્

**સુ-ख** યાને શોભન આકાશને વિષે વિમાનમાં બેસીને વિચરનારી અને સ્વર્ગીય અનેક વિષયોપભોગનું સુખ લેનારી હોવા છતાં તેઓ શ્રીકૃષ્ણને જોઇને વારંવાર મોહિત થઈ ગઈ, ત્યાં ભૂમીપર પૈદલ ચાલનારી અને વિષય-સુખવિહીન ગોપીઓ મોહિત થઇ જાય એમાં આશ્ચર્ય સરખું શું છે!

'ગાયો તથા વાછરડાં વેણુના ધ્વનિને એકાગ્રતાથી સાંભળતા હતા.' એ ઉપરથી એ ભાવ જાણી લેવો કે, જેઓ નિરંતર ગોવિન્દનું ચિન્તવન કરે છે તથા ગીતામૃતને રૂચિપૂર્વક સેવે છે, તેઓ ભલે સ્ત્રીઓ હોય, બાળક હોય, પશુપક્ષી હોય તોપણ આ જગતને વિષે તેઓનોજ જન્મ સફલ થયો છે, એમ જાણવું.

'ઇશિરૂપને અવલોકીને ગીતામૃતનું પાન કરનારાં પક્ષીઓ મુનીઓજ હશે' એમ કહ્યું, તે એ બન્નેની સમાન સ્થિતિ જોઇનેજ. મુની **आगम** (વેદ)ની અનેક શાખાઓનો આશ્રય કરીને, નેત્રોને મીંચીને આત્મવિષયક (ઉપનિષદ્રૂપ) વાણીને ઉચ્ચારે છે અને ગીતામૃતનું પાન કરતાં કરતાં ઇશ્વરનો સાક્ષાત્કાર કરે છે. તે પ્રમાણે પક્ષી પણ **आगम** (વૃક્ષો)ની અનેક શાખા (ડાળી)નો આશ્રય કરી રહ્યા હતા અને શ્રીકૃષ્ણની તરફ પોતાનાં નેત્રોને દર્શનને કાજે તથા કાનોને ત્હેમનાં મુખનાં ગીતરૂપી અમૃતનું પાન કરવા ખાતર લગાડી રહ્યાં હતાં. એથી તેઓ મુનીઓનાં સમાન કેમ ના હોઈ શકે? પશુપક્ષી ઇત્યાદિકોમાં પણ જ્ઞાન હોય છે; જન્માન્તરનાં કોઇ કર્મને લીધે તેઓને ભલે એવી યોનિ પ્રાપ્ત થઇ હોય, તોપણ શું થયું? અને વાસ્તવિક રીતે કેટલાક મુનીઓ પણ વૃન્દારણ્યને વિષે પક્ષીઓનાં રૂપથી સ્થિત થયા હતા. કેમકે, ત્યાં નિરંતર શ્રીકૃષ્ણચંદ્રનાં દર્શન તથા મધુરગાન શ્રવણ અને અનેક પ્રકારની અલૌકિક લીલા જોવામાં આવે એ હેતુથી. અસ્તુ!

'નદીઓ પણ ગાયન સાંભળવાને સ્તબ્ધ થઇ જાય છે' એમાં એ હેતુ જાણી લેવો કે, જેઓની **जडमय** (અતિશય મૂઢ) સ્થિતિ છે, વાસ્તવિક જલમય સ્થિતિ (**ड** અને **ल** નો અભેદ) છે, તે નદીઓ શ્રીકૃષ્ણચંદ્રના મુખનો ગાયન ધ્વનિ સાંભળીને પ્રવાહિત જલના વેગને બંધ કરીને તટસ્થ થાય છે, અને પોતાના તરંગરૂપી હાથવતી ત્હેમને આલિંગન આપવાને ઉત્સુક થાય છે. તો જે લોક જડ નથી અર્થાત્ સજીવ છે, તોપણ શ્રીકૃષ્ણ-મુખ નિર્ગત ગીતાદિ અમૃતનું પાન કરવા સારૂ પોતાના હૃદયને વિષે રહેલા વિષય સંબંધી પ્રવાહને બંધ કરી દઇને શ્રવણ પરાયણ થતા નથી, અને ત્હેમનાં રૂપનું નિરીક્ષણ કરવા સારૂ નેત્રેન્દ્રિય ઉલ્લાસિત કરતા નથી, તેઓને

શું કહેવું ? '**ते शवाः पुरुषा लोके येषां हृदि न केशवः।**' જેમના હૃદયને વિષે કેશવની સ્થિતિ કોઈ કાળે થતી નથી, પરંતુ નિરંતર વિષયોની થાય છે તે પુરૂષને શવતુલ્ય સમજવા. એ વચનાનુસાર શ્રીકૃષ્ણલીલા ગાન, શ્રવણ, વર્ણન કરવાને પરાઙ્મુખ થએલા લોકોને સજીવપ્રેત સમાન સમજવા એ શું અયુક્ત છે ?

'ગોપીઓએ પોતાના કરતાં ભીલડીઓનાં ભાગ્યને વિશેષ વર્ણવ્યું છે' તે યથાર્થજ ! વાસ્તવિક અધમ કોટિની જે ભીલડીઓ, તેઓ ભગવાનના પાદકમલને વિષે અનુરાગ રાખવાથી નિસ્સીમ ઉચ્ચ કોટિને પ્રાપ્ત થઈ, ત્હેમનાં ભાગ્ય અને પુણ્યપુંજની ગણત્રી કોણ કરી શકશે ? બ્રહ્મદેવ પણ તેમ કરવાને નિપુણ થઈ શકે નહિ, ત્યાં ગોપીઓની શી વાત ? તથાપિ તેઓ એમનું અગણ્ય પુણ્ય છે એમ ડગલે ડગલે બોલતી હતી.

'મેઘ આત્મસ્વરૂપ (દેહ) તુલ્ય શ્રીકૃષ્ણની ઉપર પોતાના દેહની છાયા કરે છે,' એમ ગોપીઓએ કહ્યું, તેમાં ત્હેમનો આશય એજ હતો. હમે કૃષ્ણરૂપી ધનને પ્રાપ્ત થવા છતાં પણ કામાગ્નિના તાપને સહન કરીએ છીએ એ કેટલું બધું આશ્ચર્ય ! ! વાસ્તવિક રીતે એ કૃષ્ણ કામના છત્રજ છે. છત્રથી છાયા થઇને તડકાનો ત્રાસ થતો નથી, તેજ પ્રમાણે કૃષ્ણ ધનના આશ્રયથી કામરૂપી તાપની બાધા નહિ થવી જોઇએ અને શીતલતા મળવી જોઇએ, પરંતુ ઉલટું તાપાધિક્ય થાય છે, તેથી આપણું દુર્ભાગ્યજ સમજવું બીજું શું ? સફેદ મેઘ હોય છે (જેમાં વિશેષ જળ હોતું નથી) તોપણ તેના આશ્રયથી પણ (માથા પર આવવાથી) છાયા થાય છે, પરંતુ આ કૃષ્ણવર્ણ (જેમાં ખૂબ પાણી ભરેલો) મેઘ હોવા છતાંયે તેની છાયા (કૃપા) બીલકુલ હમારા પર પડતી નથી અને કામરૂપી તાપ દૂર થતો નથી એના કરતાં વિશેષ આશ્ચર્ય બીજું શું હોઈ શકે ?

'ગોવર્દ્ધનનેજ હરિદાસવર્ય એમ કહ્યું' તે યથાર્થજ ! જે હરિદાસ અનન્યતાથી નિત્ય પરમાત્મા તથા ત્હેમના ભક્તોનો ઉત્તમ અર્ચનાદિ સત્કાર કરે કરે છે, ત્હેનેજ સકલાર્થની પ્રાપ્તિ કરાવી આપનારા પરમાત્માનાં ચરણ કમલનો લાભ થાય છે, એ વાત નિર્ણીત થઈ. ગોવર્દ્ધન પહાડની આ પ્રકારની સ્થિતિ હોવાથી ત્હેને, બ્રહ્માદિદેવ તથા ઋગ્વેદ આદિવેદ જેમના ચરણની ધૂળ શું હમને પ્રાપ્ત થશે કે ? એ પ્રકારે ઇચ્છા કરે છે, તે શ્રીકૃષ્ણ ચરણનો લાભ થયો; તેમ છતાં તેણે પોતાનો સત્કારનો નિયમ છોડયો નહિ. એવી રીતે જે કોઇ અતિથિ જનોનો અર્ચનાદિથી સત્કાર કરવાને આસક્તચિત્ત થાય, તેજ આ જગતને વિષે હરિદાસોમાં શ્રેષ્ઠ અને પૂર્ણતાને પ્રાપ્ત થાય. પછી લોકદૃષ્ટિથી ભલે

તે જડ પણ ક્યાં ન નહિ હોય? તોપણ પરમાત્માની ક્રીડાનું સ્થાન તે થાય છેજ. જેવી રીતે ગોવર્દ્ધનને લોક જડ સમજતા અને જોતાજ હતા, પરંતુ ઉપરોક્ત ગુણસંપન્ન હોવાથી, તે શ્રીકૃષ્ણના વિહારનું સ્થાન બન્યો હતો તેવી રીતે.

'વેણુનો ધ્વનિ સાંભળીને ચરાચરના ધર્મ પરસ્પરમાં વિપરીત થઈ ગયા.' એમ એક ગોપીએ કહીને આશ્ચર્ય બતાવ્યું. ત્યારે એકે કહ્યું, એમાં શું આશ્ચર્ય? પરંતુ જે ધ્વનિએ **अनंग** (અંગ રહિત) જે કામ ત્હેને પણ **सांग** અંગ સહિત અને રૂપસહિત કર્યો એ ખરૂં આશ્ચર્ય! એ પ્રકારે વેણુગીતનાં વર્ણનથી મહર્ષિ વ્યાસજીએ એ બોધ કર્યો છે કે, ગોપીઓની પેઠે જો અનન્યભાવથી રમાપતિનું ચિન્તવન થાય, તો તે પુરૂષને આત્મરૂપની પ્રાપ્તિ દુર્ઘટ થઇ પડતી નથી. વેણુગીતસહિત ઇશચિંતન કરનારા પુણ્યવાનની આગળ વેદ બોધિત યજ્ઞનું ફળ પણ અણુ જેટલુંજ થાય છે. પરમાત્મા જેનો અંગિકાર કરે છે તે જડ હોય તથા અનેક છિદ્રોવાળો હોય, તોપણ તે એમનાં સ્વરૂપનો દર્શક થાય છે. એને માટે વેણુજ પ્રમાણ છે! તે અનેક છિદ્રયુક્ત અને જડ હતી, પરંતુ પરમાત્માએ તેનો સ્વીકાર કર્યો હતો, તેથી તેના ધ્વનિથી ગોપીઓનાં મનને વિષે શ્રીકૃષ્ણની મૂર્તિ પ્રકટ થઇ ગઈ. એટલા માટે આપણે નિરંતર શ્રીઇશપદનું ચિન્તન કરતા રહેવું અને વિષય ચિન્તનનો અભ્યાસ છોડી દેવો.

**॥ इतिशिवम ॥**

## અધ્યાય બાવીસમો.

**द्वाविंशे गोपकन्यानां वस्त्राहरणलीलया ।**
**वरं दत्वा गतो कृष्णो यज्ञशालामितीर्यते ॥**

**અર્થ**:—આ અધ્યાયમાં, શ્રીકૃષ્ણે ગોપ કન્યાઓની વસ્ત્રહરણરૂપી લીલા કરીને તેમને વરપ્રદાન કર્યુ અને ત્યાંથી યજ્ઞશાળાને વિષે ગમન કર્યું, એવી કથા વર્ણવેલી છે.

શુકદેવ કહે છે હે રાજા! હેમંતઋતુના પ્રથમ (માર્ગશીર્ષ) માસમાં નંદના ગોકુળને વિષે રહેનારી ગોપ કુમારીઓએ હવિષ્યાન્ન ભક્ષીને કાત્યાયની દેવીનાં પૂજનરૂપી વ્રતનો પ્રારંભ કર્યો હતો. અરૂણોદયના સમયે તે કુમારીકાઓ જમુનામાં સ્નાન કરીને તેને કિનારે રેતીની દેવીની પ્રતિમા કરીને, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, ફળ વગેરે સર્વોપચારથી ત્હેનું પૂજન કરતી હતી.

તથા હે કાત્યાયની, મહામાયે, હે દેવી, નંદરાજના પુત્ર શ્રીકૃષ્ણ મને પતિ મળે એ મંત્રનો પોતાના મનમાં જપ કરીને દેવીની પ્રાર્થના કરતી હતી. એવી રીતે ત્હેમણે એક મહિના સુધી વ્રત કર્યું. તેઓ નિત્ય સ્હવારના પ્હોરમાં વહેલી ઉઠતી હતી અને પરસ્પરના હાથમાં હાથ નાંખીને જમુનાપર જતી વખતે શ્રીકૃષ્ણલીલાનું મ્હોંએથી ગાયન ગાતી હતી. નદીપર આવ્યાબાદ પોતાનાં વસ્ત્ર ત્યાં ઉતારીને મુકતી હતી અને કૃષ્ણલીલા ગાતી ગાતી પાણીને વિષે આનંદભેર વિહાર કરતી હતી.

આ પ્રકારે ચાલી રહેલું ગોપીઓનું વ્રત પોતાની પ્રાપ્તિને કાજેજ છે એવું જાણીને, ભગવાન્ શ્રીકૃષ્ણ ત્હેમને તેઓનાં કર્મનું ફળ આપવા સારૂ મિત્રો સહિત ત્યાં આવી પહોંચ્યા. આવ્યા બાદ, તે ગોપીઓનાં વસ્ત્ર ત્હેમણે ઝટ ઉપાડી લીધાં અને પોતે કદંબના ઝાડપર ચઢી બેઠા. એવું જોઇને ત્હેમના બરોબરીયા ગોપાળમિત્રો હસવા લાગ્યા અને શ્રીકૃષ્ણજીએ પણ મોટેથી હાંસી કીધી. ત્યારે એક ગોપીએ તેઓને દીઠા અને માંહોમાંહ્ય બધી સખીઓને કહ્યું, હે સખીઓ ! આપણાં બધાંયનાં વસ્ત્ર શ્રીકૃષ્ણ ઉપાડીને લઇ ગયા તે જુઓ ! તે કદંબના ઝાડપર ચઢી બેઠા છે. ત્યારે તો સઘળીજ લજવાઇ ગઇ અને ગળા લગી પાણીમાં ડૂબી રહી તથા વસ્ત્ર માંગવા લાગી.

એક બોલી હે કૃષ્ણ ! સીધા સીધા વસ્ત્ર આપી દો નહિ તો હમે જસોદાને કહી દઇશું અને તે ત્હમને માર મારશે. બીજી બોલી, હે કૃષ્ણ ! ગોકુળમાં ચોરી કરીને સતાવતા હતા તેવીજ રીતે અંહિઆં વનમાં ગાય ચરાવતાં આ વસ્ત્રની ચોરી ત્હમે કીધી, તે ઠીક નથી. વસ્ત્ર નહિ આપશો, તો હમે અંહિઆંથી નીકળીને કદંબપર ચઢીને ત્હમને ખુબ ફટકારીશું. ત્રીજી બોલી, હમે ત્હમને દૂધ દંહી ખુબ આપીશું, પરંતુ આ વખત હમારી લાજ રાખો અને વસ્ત્રદાન કરો. ચોથી બોલી, વસ્ત્ર ત્હમે નહિ આપશો, તો હમે અંહિઆંજ પ્રાણ આપીશું.

આ પ્રકારે સઘળીજ બોલવા લાગી ત્યારે શ્રીકૃષ્ણે તેઓને કહ્યું કે, ત્હમે અંહિ આવીને પોતપોતાનાં વસ્ત્ર લઇ જાઓ; નહિતર ત્હમે ઘેર જાઓ, ત્યાં હું ત્હમારાં વસ્ત્ર આપીશ અને ત્હમારી આવી સ્થિતિ વડીલોને કહી દઇશ. પરમપવિત્ર સૂર્યકન્યા જે યમુના છે તેમાં ત્હમે નગ્ન થઇને ક્રીડા કેમ કરો છો ? અને ત્હમારા પોતાનાં અપરાધ મ્હારાપર નાંખીને દોષ કેમ દો છો ? એ વાત હું સાચી કહું છું. ત્હમે વ્રત કરીને શ્રમિત થઈ ગઈ છો તેથી ઠઠ્ઠા કરવાને આ સમય નથી, એ હું સારી પઠેમ જાણું છું. ત્હમે એક પછી એક આવીને વસ્ત્ર લઇ જાઓ, અગર સઘળીજ એકદમ સામટી આવીને લઇ જાઓ.

એ પ્રકારે શ્રીકૃષ્ણે વસ્ત્રહરણરૂપી મશ્કરી શરૂ કરેલી જોઇને, તે કુમારિકાઓ પ્રેમરસમાં ડૂબી ગઇ તથા લજવાઇને પરસ્પરના તરફ જોવા લાગી અને હસવા લાગી, પરંતુ જળની બહાર આવી નહિ. ઠંડા પાણીમાં ગળાલગી ડૂબી રહેવાથી ત્હેમનાં શરીર ધ્રુજવા લાગ્યાં, ત્યારે તેઓ બોલી, હે શ્રીકૃષ્ણ ! આવું અન્યાયનું કૃત્ય ત્હમને કરવું શોભતું નથી; ત્હમે નંદ રાજાના પુત્ર છો. ઠંડીથી હમારા શરીર કંપે છે, માટે હમને જલદી વસ્ત્ર આપો. હમે ત્હમારી દાસી છીએ, ત્હમે જે કહેશો તે કરવાને તૈયાર છીએ. ત્હમે ધર્મ સારી પેઠે સમજો છો. તેથી હમારાં વસ્ત્ર હમને આપી દો, નહિતર હમે રાજાને કહી દઇશું. ભગવાન્ શ્રીકૃષ્ણ બોલ્યા, ત્હમે જો મ્હારી દાસી હો અને હું જે કહું તે કરવાને તૈયાર હો તો અંહિ આવીને સહુ પોતપોતાનાં વસ્ત્ર લઈ જાઓ.

'કૃષ્ણ પોતાની હઠ છોડતા નથી અને શરીર તો ઠંડીનાં માર્યાં ધ્રૂજવા લાગ્યા.' ત્યારે તે સર્વ વ્રજબાલિકાઓ બન્ને હાથવતી પોતાના યોનીપ્રદેશને ઢાંકીને જલાશયની બહાર આવી. ત્યાર બાદ ભગવાન્ શ્રીકૃષ્ણે તેઓને તે સ્થિતિમાં દીઠી અને શુદ્ધ ભાવથી સંતુષ્ટ થઇને તથા વસ્ત્રોને ઉંચે વૃક્ષના થડ ઉપર રાખીને હસતાં હસતાં ત્હેમને કહ્યું કે, હે વ્રજકુમારિકાઓ ! ત્હમે સર્વ વ્રત કરો છો અને વસ્ત્ર કાઢી નાંખીને પાણીમાં ન્હાઓ છો એ ત્હમારા હાથે સૂર્યદેવનો ભારે અપરાધ થયો છે. કેમકે, યમુના ત્હેની કન્યા છે. એ પાપની નિવૃત્તિ થવા સારૂ પ્રથમ ત્હમારે બન્ને હાથની અંજલિ કરીને સૂર્યને વંદન કરવું અને ત્યાર બાદ પોતપોતાનાં વસ્ત્ર લઇ લેવાં.

તે સાંભળીને તે કુમારિકાઓને એમજ લાગ્યું કે શ્રીકૃષ્ણે જે વાત કહી તે સત્યજ છે. પોતાને હાથે એ ભારે અપરાધ તથા પાપ થયું કે વસ્ત્રરહિત થઇને જમુનામાં સ્નાન કર્યું; એથી પોતાના વ્રતમાં વૈગુણ્ય થશે. ત્હેમની ઇચ્છા વ્રત સાંગ (સંપૂર્ણ) થાય એવી હોવાથી તે પાપનાં નિવારણને ખાતર ત્હેમણે શ્રીકૃષ્ણનાં વચનને અનુસરીને સકલ કર્મોના સાક્ષીભૂત એવા જે નારાયણ (સૂર્ય તથા બ્રહ્મરૂપ કૃષ્ણ) ત્હેમને એક હાથવતીજ નમન કીધું. કેમકે, ત્હેમને લજ્જા ઘણી લાગતી હતી. પરંતુ શ્રીકૃષ્ણે જ્યારે એક હાથવતી નમન કરવાનો નિષેધ કર્યો, ત્યારે તો ત્હેમણે બન્નેય હાથવતી નમસ્કાર કર્યા. પાપનો નાશ કરનારા તેઓશ્રીજ છે. તેઓની એ પ્રકારની વિલીનતા જોઇને ભગવાન્ શ્રીકૃષ્ણને દયા ઉપજી અને ત્હેમણે તેઓને વસ્ત્ર આપી દીધાં. આ પ્રમાણે શ્રીકૃષ્ણે તેઓને ફસાવી, લજ્જા છોડવાની ફરજ પાડી, ઠઠ્ઠા મશ્કરી કીધી, વસ્ત્રો હરી લીધાં, તેમ છતાં તે વ્રજબાલિ-

કાઓએ ત્હેમને માટે મનમાં કાંઈ પણ વૈષમ્ય ભાવ ધારણ કર્યો નહિ. ત્હેમણે પોતાનાં વસ્ત્ર પહેરી લીધાં અને લજ્જાયુક્ત થઇને શ્રીકૃષ્ણની આગળ તેઓ સઘળી નિશ્ચલ ઉભી રહી કેમકે, કૃષ્ણના સમાગમથી તેઓ પરાધીન થઈ હતી.

ત્યાર બાદ તેઓનો સંકલ્પ જાણીને, ભક્તવત્સલ પરમાત્મા ત્હેમને કહેવા લાગ્યા કે, હે સ્ત્રીઓ ! લજ્જાની મારી ત્હમે જો કે કહી શકતી નથી, તોપણ ત્હમારો મનોરથ મ્હેં જાણ્યો છે અને તેને મારૂં અનુમોદન છે, તેથી તે પૂર્ણ થશે. અનાજ ભુંજીને અગર પકવીને ખેતરમાં વાવ્યું હોય તો તેને અંકુર ફુટતો નથી, તેવીજ રીતે મ્હારા સ્વરૂપને વિષે જેમણે પોતાની બુદ્ધિવૃત્તિ પરોવી હશે, તેઓને ઉપભોગની ઇચ્છાથી નવીન ઉપભોગેચ્છા ઉત્પન્ન થશે નહિ. ત્હમે કૃતાર્થ થાઓ, હવે ગોકુલમાં જજો. આગળ આવનારી શરદ્ ઋતુની રાત્રીમાં ત્હમે મ્હારી સંગાથે વિહાર કરશો, અને તેથી ત્હમારા મનોરથ પૂર્ણ થશે. કૃષ્ણે એ પ્રમાણે કહ્યા બાદ તે કુમારિકાઓ ત્હેમનાં ચરણ કમળને વન્દન કરીને તથા ધ્યાન કરતી કરતી ગોકુલને વિષે ચાલી ગઇ. પરંતુ ત્યાં આગળથી છૂટા પડવાનું તેઓને ઘણું દુઃખદાયી થઈ પડયું.

"હે રાજા ! ત્યાર પછી ભગવાન્ શ્રીકૃષ્ણ ગોપાલોની સાથે ત્યાંથી નીકળ્યા અને બલરામ જ્યાં હતા, ત્યાં આવ્યા. ત્યાં ત્હેમની સાથે ગાયોને ચરાવતા ચરાવતા વૃન્દાવનથી ઘણે દૂર બીજા વનમાં જતા રહ્યા. ગ્રીષ્મ-ઋતુનાં જેવાં સૂર્યનાં પ્રખર કિરણો પથરાઇ રહ્યાં હતાં અને વૃક્ષ પોતાની છાયાથી શ્રી કૃષ્ણની ઉપર છત્રી ધરાવતું કામ કરી રહ્યો હતો. એવું જોઇને ભગવાન્ બોલ્યા, હે મિત્રો ! આ વૃક્ષોનું જીવન પરોપકારને કાજે છે તેથી એઓ ઘણા ભાગ્યશાળી છે. એઓ પોતે ટાઢ, તડકો, વરસાદ, પવન વગેરે વેઠી લઇને બીજાની પીડા દૂર કરે છે. એમના આશ્રયથી સઘળાં પ્રાણી-ઓનું જીવન ચાલે છે, તેથી એમનાં જન્મને ધન્ય છે. કોઇપણ યાચક એમની પાસેથી વિમુખ પાછો ફરતો નથી પાંદડાં, ફુલ, ફળ, મૂળ, છાયા, લાકડાં વગેરે પૂરાં પાડીને એ પ્રાણીઓની કામના પૂરી કરે છે. જે લોકો પ્રાણ, દ્રવ્ય, બુદ્ધિ, વાણી વગેરે વડે બીજાનું કલ્યાણ કરે છે તેઓના જન્મનું સાફલ્ય સમજવું. વૃન્દારણ્યના વૃક્ષોનું એ પ્રકારે વર્ણન કરતા કરતા શ્રીકૃષ્ણજી જમુનાપર આવી પહોંચ્યા. ત્યાં ગોપાલોએ ગાયોને પ્રથમ જળપાન કરાવ્યું અને ત્યાર બાદ ત્હેમણે પણ પીધું. પછી ગાયોને જમનાજીને કિનારે ચરવાને છુટી મુકી દીધી અને થોડીવારમાં તેઓ ક્ષુધાકુળ થઇને રામકૃષ્ણની પાસે આવીને કહેવા લાગ્યા.

---

## ભાવાર્થદીપિકા.



પૂર્વાધ્યાયમાં, નાદપ્રધાન પરમાત્માનું ધ્યાન કૃતયુગને વિષે આત્મસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારૂં હતું, એવું કથન કરી દીધું અને હવે આ અધ્યાયમાં દ્વાપર યુગમાં શ્રી ઇશનું અર્ચનજ લોક કરતા હતા, એ કથવામાં આવે છે. શ્રીમદ્‌ભાગવત એમ સમજો કે દક્ષિણ સમુદ્ર છે અને શ્રીકૃષ્ણ રામેશ્વર મહાદેવને સ્થાને છે. [બન્નેનો અભેદ 'દત્તપ્રબોધ કલ્પદ્રુમના તૃતીય સ્કંધમાં તથા હરિહર ભક્તિ રહસ્યમાં વિસ્તારપૂર્વક વર્ણવામાં આવ્યો છે, તે ત્યાંજ જોઇ લેવો.] રામેશ્વરની યાત્રાની પેઠે એમની યાત્રાને માટે, ભક્તિરૂપી કાવડ, પ્રેમરૂપી ગંગાજળથી ભરીને ખાંધપર ઉપાડીને લાવવી પડે છે. રામેશ્વરની ઉપર ગંગોદક ચઢાવતી વખતે તે લિંગ જેમ ઉંચું ઉપસેલું જેવું જણાય છે, તેજ પ્રમાણે પ્રેમરૂપી ગંગાજળ સમર્પણ કરતી વખતે એ કૃષ્ણરૂપી મહાદેવ પણ આનંદથી વૃદ્ધિંગત થાય છે અને તેનાથી ભાવિક યાત્રાળુ લોક સંસાર સમુદ્રમાંથી નિર્મુકત થઇ જાય છે. અસ્તુ ! જે લોક સંસારમાં રહીને નાના પ્રકારના વિષયોપભોગ કરતાં ઋગ્આદિ વેદોકત કર્માનુષ્ઠાન ઉત્તમ પ્રકારે કરીને શ્રીપતિનાં ચરણ કમળને પૂજે છે તેમને આ લોકને વિષે ભગવત્પદની પ્રાપ્તિ અથવા બીજા ઇષ્ટાર્થની સિદ્ધિ પણ દુર્લભ થઇ પડતી નથી, એવી દ્વાપરની પદ્ધતિ આમાં ધ્વનિત કરવામાં આવી છે.

'ગોપીઓએ હેમંતઋતુમાંજ વ્રત કેમ કર્યું હતું ?' તો વ્રતનો તથા હેમંતનો હેતુ આ પ્રકારનો છે. પોતે કરેલાં અનિષ્ટ આચરણનાં ફળને અંકુર ફુટે નહિ અને સુખની પ્રાપ્તિ થાય એ હેતુથી બુદ્ધિમાન્ પુરૂષ વ્રત વગેરે કરે છે. હેમંતને વિષે પદ્મિની (કમલિની) કરમાઈ જાય છે એવું જોઇને, તે ઋતુમાં અનિષ્ટ ફળનો અંકુર પણ નાશ પામે, અને પોતાને સુખ થાય, એ હેતુથી ગોપીઓએ હેમંતમાંજ વ્રત આરંભ્યું હતું તે યોગ્યજ સમજવું. પુષ્પ વિના ફળ થતું નથી, અને હેમંતમાં અતિશય ઠંડી પડતી હોવાથી પુષ્પ વગેરે સુકાઈ જાય છે, મરી જાય છે એ વાત અનુભવમાં છે. ગોપીઓનું જે વ્રતાચરણ ચાલી રહ્યું હતું, તે લૌકિક દૃષ્ટિથી અનિષ્ટ હતું તેથી તેને અંકુર ફુટે નહિ અને દુઃખ થાય નહિ એ ઇરાદાથી હેમંતનો આશ્રય કર્યો હતો એ પ્રકારના મુગ્ધભાવનું રમણીયત્વ કવિએ વર્ણવ્યું છે તે દર્શાવી આપ્યું છે.

'માર્ગશીર્ષ માસમાં વ્રતનો આરંભ કર્યો હતો,' તે પણ યુકતજ હતું. અલંકારોમાં મુકુટ શ્રેષ્ઠ, નવગ્રહોને વિષે સૂર્ય, સર્પોને વિષે શેષ, પક્ષી-

ઓમાં ગરૂડ, દેવોમાં ઇન્દ્ર, ધનાઢ્યમાં કુબેર, કવિઓને વિષે વ્યાસ અને માનવોમાં જેમ રાજા શ્રેષ્ઠ છે તેજ પ્રમાણે સઘળા મહિનાઓમાં માર્ગશીર્ષ માસ શ્રેષ્ઠ છે. તેમાં થોડાં પણ દાનધર્મ, બ્રાહ્મણ ભોજન વગેરે કરવામાં આવે, તો તે અનંત ફલપ્રદ નીવડે છે. 'मासानां मार्गशीर्षोऽहं' એવું ભગવદ્દવચન પ્રસિદ્ધજ છે. એવા ભગવદ્ વિભૂતિ માસને વિષે વ્રત જો આરંભવામાં આવે તો તે (ભગવાન્)ની પ્રાપ્તિ સત્વર થાય એ હેતુથી ગોપીઓએ માર્ગશીર્ષ માસને સ્વીકાર્યો હતો, એમ જાણવું. ઉપરોક્ત વચન ગીતાનું છે અને ગીતા તો કૃષ્ણે મોટી ઉમ્મરે અર્જુનને કહી હતી. તેથી શંકા થશે કે, ગોપીઓને એ વચન કેમ કરીને સમજાયું? તો એનું સમાધાન એ પ્રમાણે સમજી લેવું કે એ વચન જો કે ગીતાનું છે, તોપણ તેની પહેલાં માર્ગશીર્ષ માસ ભગવાનની વિભૂતિ છે, એ વાત શું મોટા મોટા મુની, મહર્ષિ વગેરેને તથા એમનાં મુખેથી લોકોને વિદિત ન હતી? હતીજ. ગીતામાં અનેક વિભૂતિનું કથન કરતાં ત્યાં તેનું નામ આવ્યું એટલુંજ! પુરાણો જોયાથી એ વાતની પ્રતીતિ થઈ શકશે તેથી શંકા નહિ કરવી.

'ગોપીઓએ રેતીની દેવીની પ્રતિમા કેમ બનાવી હતી?' શાસ્ત્રમાં પૂજાને માટે આઠ પ્રકારની મૂર્તિ બનાવવાની કહી છે, તેમાં રેતીની પણ કહી છે. જો કે સુવર્ણ વગેરેની પ્રતિમાં જગતમાં ઘણા લોકો કરે છે, અને તે ફલપ્રદ પણ થાય છે, તોપણ સિકતા (રેતી)ની ઉત્તમતા વિશેષ કહેલી છે. પંઢરપુર, કોલ્હાપુર વગેરે સ્થાનમાં શ્રી વિઠ્ઠલ તથા જગદંબાની મૂર્તિ રેતીની છે. રેતી **जड** (જલ) ને વિષે સ્થિત હોવા છતાં પણ ઉત્તમ કાંતિ ધારણ કરે છે એવું ત્હેમના જોવામાં આવેલું હોવાથી ત્હેમને પોતાને પણ **जड** (સંસાર)માં શ્રીકૃષ્ણની પ્રાપ્તિ કરીને ઉત્તમ કાંતિ પ્રાપ્ત થવા સારૂ તે રેતીનીજ ભદ્રકાલીની મૂર્તિ બનાવીને તેઓ પૂજન કરતી હતી, એમ જાણવું. દેવ અથવા દેવીની મૂર્તિ બનાવીને પૂજા કરવા છતાં પૂજકને ફળ તો એક સરખુંજ મળે છે; તેમાં કશોય ન્યૂનાધિક ભાવ થતો નથી. પરમાત્માના પાદ (પગ)નો પ્રસાદજ બન્નેને થાય છે એ વાત પણ ધ્યાનમાં રાખવી. અથવા રેતીની મૂર્તિ બનાવવામાં એ પણ સમજી લેવું કે **जड** (જલ) સમૂહને વિષે નિરંતર તે રહેતી હોવા છતાં કાંતિહીન થતી નથી, તેથીજ તેને દેવરૂપતા પ્રાપ્ત થઈ છે; તેજ પ્રમાણે જે કોઇ આ **जड**રૂપ સંસારમાં રહીને પોતાની સ્થિતિ વિષયનાં વિયોગથી અગર અપ્રાપ્તિથી મ્લાન, શોકાકુલ થવા દેતા નથી, યાને દ્વંદ્વ સહેવારૂપી તિતિક્ષા ધારણ કરે છે, તેઓનેજ ભગવદ્દભક્ત મહાનુભાવ પુરૂષોદ્વારા જ્ઞાનોપદેશ વડે ચિદ્રૂપતા પ્રાપ્ત થાય છે. જે પ્રકારે ભગવદ્દભક્ત ગોપીઓ માર્-

ફ્ત જડ રેતીને દિવ્ય દેવી ભાવનો લાભ થયો હતો. અસ્તુ !

હવે 'ગોપીઓએ ભગવતીનુંજ આરાધન તથા સ્તવન કેમ કર્યું ?' તેનો હેતુ આ પ્રમાણે જાણુલો યુક્ત છે. માયાધીશ પરમાત્માનાં સમાગમને સારૂ ઉત્સુક થએલી ગોપબાલિકાઓના મનમાં એમ હતું કે આ માયા, ભગવતી, દેવી ઈશની કાંતા હોવાથી ત્હેની સંમતિ વગર, પ્રસન્નતા વગર ત્હેના પતિ એવા જે શ્રીકૃષ્ણ છે, ત્હેમનો લાભ થઈ શકે નહિ. એટલા માટેજ ત્હેમણે બીજા ઘણા દેવો હોવા છતાં માયાની આરાધના કરીને પોતાનો અભીષ્ટ હેતુ પૂર્ણ કરવા ખાતર ત્હેનીજ પ્રાર્થના કીધી. અને આ વાતનો પણ ખ્યાલ કરો ! જગતમાં મનુષ્યનું કલ્યાણ કરનારા આપ્તજન જો કે અનેક હોય છે, તેમ છતાં માતાની ગરજ કોઈ સારતું નથી. એ વાત તે કન્યાઓને વિદિત હોવાથીજ ત્હેમણે અન્ય દેવોને છોડીને ઈષ્ટફલપ્રદ એવી જે જગદંબા–લોક-માતા–ત્હેનુંજ અર્ચન કર્યું તે યોગ્યજ જાણવું. અથવા જ્ઞાન કલા વગર સઘળી કલા અવકલા નીવડે છે અને તેના વિના શ્રીહરિની પ્રાપ્તિ થતી નથી, એમ કહ્યું છે. તેથી હરિની જ્ઞાનકલા જે કાત્યાયની દેવી ત્હેનું ત્હેમણે આરાધન કર્યું એમ સમજવું. અસ્તુ !

'ગોપકુમારિકા નદીપર આવ્યા બાદ પોતાનાં વસ્ત્રોને કાઢીને દૂર કિનારાપર મુકી દેતી હતી' એનાપર કવિ ઉત્પ્રેક્ષા કરે છે બાહોશ બુદ્ધિશાળી માણુસ જ્યાં સ્વેચ્છા વિહાર કરતો હોય ત્યાં કોઇએ પણ આવવું ના જોઇએ અને એ વાત કોઇને પણ કાને પહોંચવી નહિ જોઇએ, એટલા માટે તે જગોએ તેઓ નિષ્કપટ, વિશ્વાસપાત્ર, ગુહ્ય વાતનું રક્ષણ કરવામાં કાબેલ એવા માણસો રાખે છે. ગોપીઓની પણ એજ પ્રકારની સ્વેચ્છાનુસાર ક્રીડા ચાલી રહી હતી, અને એ વાતની કોઇને ખબર ન પડે તથા ત્યાં કોઇપણ ન આવી શકે એ હેતુથી ત્હેમણે પણ તે નદી કિનારાપર ગુણરક્ષણપટુ એવાં પોતાનાં વસ્ત્રસમૂહને રાખી મૂકયાં હતાં. વસ્ત્રને સજ્જન મનુષ્ય સમાન સમજવાં, સામાન્ય કોટિના માણુસ જેવાં નહિ. કેવી રીતે તે જુઓ! સજ્જન બીજાનું ગુહ્ય રક્ષવામાં કુશળ હોય છે; યાને સકલ ગુપ્ત રાખવા લાયક વિષયના કરતાંયે પરમાત્મા સંબંધી જ્ઞાન સહુથી વધારે ગુપ્ત રાખવા જેવું (ગોપ્ય) છે, તેનું તેઓ રક્ષણ કરે છે; અર્થાત્ અધિકારી સિવાય ગમે તે કોઇ અલફાઉ માણુસને પરમ રહસ્ય બતાવતા નથી. વસ્ત્રપણ બીજાનાં ગુહ્ય (સ્થાન)નું રક્ષણ કરવામાં કુશળ હોય છે. તથા સજ્જન, દયા ક્ષમા સત્ય ઉદારતા ઇત્યાદિ ગુણોથી યુક્ત હોય છે, તેવીજ રીતે વસ્ત્ર પણ ગુણ (તંતુ) યુક્ત હોય છે. અને સજ્જનને જેમ બધા લોક ચાહે છે, તેજ

પ્રમાણે વસ્ત્રની પણ સઘળાને ઇચ્છા થાય છે. વસ્ત્રને વિષે આ પ્રકારનો સજ્જનભાવ જોઇને, એમ સમજો કે જાણે ત્હેમણે તે વસ્ત્રોને પોતાનું રક્ષણ કરવા ખાતર રક્ષકની જેમ કિનારાપર મૂકી છાંડયાં હતાં.

'વિવસ્ત્ર નદીને વિષે ક્રીડા કરતી હતી,' તેમ કરીને ત્હેમણે પોતાના અધિકારને પ્રકટ કરી દીધો છે. જે પ્રકારે પરમાત્માનો **जड** ( સંસાર )માં અને જડની બહાર-સંસારાતીત વાસ--સ્થિતિ છે, તેજ પ્રમાણે હમારો પણ **जड** (જલ)માં અને જડને કિનારે–નદીના તટાકપર વાસ છે. વાસના અર્થ બે છે. એક સ્થિતિ અને બીજો વસ્ત્ર. જળમાં તેઓનો **वास** (સ્થિતિ) અને કિનારાપર **वास** (વસ્ત્ર)ની સ્થિતિ એમ સમજવું; એમાં દ્વિઅર્થક '**जड** અને **वास**' એ બન્ને પદ છે. અથવા, આવરણ રહિત થઇને જે મનુષ્ય આ જડ સંસારમાં ક્રીડા કરે છે, યાને સંચરે છે ત્હેને સત્વરજ પરમાત્મ-પ્રાપ્તિ થાય છે; એવું તેઓને જ્ઞાન હતું તેથી તેઓ **आवरण** (વસ્ત્ર) રહિત થઇને **जड** (જલ)ને વિષે ક્રીડા કરી રહી હતી એમ માનવું. માયાની આવરણ અને વિક્ષેપ એવી બે પ્રકારની શક્તિ હોય છે. સ્વરૂપને ઢાંકી દેવું એ આવરણ અને દેહાદિ ભ્રમ ઉત્પન્ન કરવો એ વિક્ષેપ. શૈવાલ (લીલ) જલનાં રૂપને ઢાંકી નાંખે છે તેમ છતાં હાથવતી તેને ખસેડી નાંખ્યાથી જેમ નિર્મલ જલનો લાભ થાય છે, તેજ પ્રમાણે જેણે વિવેકનાં બળવતી માયાનાં આવરણને દૂર કર્યું હોય ત્હેને શુદ્ધ આત્માનો લાભ થઈ શકે.

'ભગવાન્ શ્રીકૃષ્ણ પોતાના ગોપાલ મિત્રોની સંગાથે ત્યાં આવ્યા' એમાં ત્હેમનો આશય શો હતો ? તો, જે ભક્તશ્રેષ્ઠોએ સંસારરૂપી સર્પનો તિરસ્કાર કર્યો છે અને સમાધિ વિધિથી બ્રહ્માનંદરસને પ્રથમ અનુભવી લીધો છે, તેઓજ આવરણરહિત અને સર્વ સુખોમાં શ્રેષ્ઠ એવાં પરમહંસ દીક્ષાનાં સુખને અવલોકવાને યોગ્ય નીવડે છે; તેટલા માટે પરમાત્મા ત્હેમને પોતાની સાથે લઇને ત્યાં આવ્યા. ગોપાલોનાં મન સંસારનાં સુખોને વિષે અનાસક્ત હતાં અને ત્હેમણે બ્રહ્મસ્વરૂપ શ્રીકૃષ્ણના સંયોગવડે આનંદરસનો અનુભવ પણ લીધો હતો, તેથી પરમહંસ દીક્ષાનાં સુખદર્શનને માટે તેઓની યોગ્યતા હતી એમ સમજવું.

'તે દિવસે બલરામનો **संयोग** (સંબંધ) કર્યા વગર શ્રીકૃષ્ણ આવ્યા હતા.' તેમાં ત્હેમણે એમ બોધિત કર્યું કે કૃષ્ણામૃતને વિષે જેમનાં શરીર અને વાણી મગ્ન થયાં છે તથા ચિત્તમાં અનંગ (મોક્ષ)ની ઉત્સુકતા ઉપજી છે, તેમજ જેમણે આવરણનો પરિત્યાગ કરીને લોકોની નિંદા પણ તિરસ્કારી નાંખી છે, અને મ્હારા વિના બીજા કોઇની પણ સ્પૃહા જેમના

ચિત્તમાં નથી, એવા હંસ સ્થિતિને પ્રાપ્ત થએલા જ્ઞાનીઓને મ્હારા દર્શનને કાજે સહજ પણ સં-યોગ ઉત્તમ યોગાદિની અપેક્ષા નથી. એવો આશય, રામને સાથે લાવ્યા વગર આવવામાં પરમાત્માનો હતો. ઉપરોક્ત સર્વ ગુણ ગોપ કુમારિકાઓને વિષે હોવાથી પરમાત્મા તેઓને પ્રત્યક્ષ થયા. કેવી રીતે તે જુઓ! તેઓનાં શરીર **कृष्णामृत** (જમુનાનાં જલ)ને વિષે સ્થિત થયાં હતાં અને રસના **कृष्णामृत** (શ્રીકૃષ્ણની અમૃત સમી લીલાનાં ગાન)માં આસકત થઇ હતી, **आवरण** (વસ્ત્રો)નો પરિત્યાગ તથા જનનિન્દાનો તિરસ્કાર ત્હેમણે કર્યો હતો અને તેઓ **अनंग** (કામ અને મોક્ષ. કામ શરીરરહિત છે અને મોક્ષમાં અંગનો અભાવ હોય છે, તેથી તે)ની પ્રાપ્તિને સારૂ પણ ઉત્સુક થઇ હતી, અને તેથી એક પરમાત્માનીજ એમને સ્પૃહા હતી. એ પ્રકારે **हंस** (જ્ઞાની)ની સ્થિતિને પ્રાપ્ત થએલી ગોપકુમારિકાઓને યોગનું અવલંબન કરવાની શી આવશ્યકતા રહી? એ ભાવ ખુલ્લો કરીને લોકોને દર્શાવી આપવાના હેતુથી બલરામ રહિત તે વખતે એમનું આગમન થયું હતું. નહિ તર હંમેશાં તો ત્હેમનાં સંયોગથીજ ફરતા હતા. અસ્તુ! પરમાત્મા ઘેરથી તો બલરામની સાથે નીકળ્યા હતા. પરંતુ ગોપીઓના ઉપર તે દિવસે ત્હેમને અનુગ્રહ કરવાનો હતો, તેથી ગોપાલો ભેગાં ત્હેમને ગાયોનું પાલન કરવાનું કહીને, પોતે થોડા મિત્રોને સાથે લઇને, ત્હેમને ખબર કર્યા વગર ત્યાં આવ્યા હતા એમ સમજવું; નહિ તર કથાભાગની સંગતિ બરાબર બેસતી નથી અસ્તુ!

'વસ્ત્ર હરણ કર્યાં એમાં શો ભાવ?' તો, જ્યાં સુધી આવરણ હોય, ત્યાં સુધી મ્હારા પ્રસાદની સુલભતા થતી નથી. એ વાત ત્હેમના ઉપર અનુગ્રહ કરવા ઇચ્છનારા પરમાત્માએ ચીર હરણનાં નિમિત્તથી, તેઓનું આવરણ દૂર કરીને લોકોને સ્પષ્ટતાથી સમજાવી. **आवरण** (વસ્ત્ર) ગયા પછીજ ત્હેમને કૃષ્ણનાં દર્શન થયાં.

'ગોપાલોએ હાસ્ય કેમ કર્યું?' કારણ એ હતું કે **जडजात** (અવિદ્યાથી ઉત્પન્ન થએલા) સંસારને વિષે ક્રીડા કરવાનું મુખ્ય સાધન આવરણજ છે, એ વાત વેદશાસ્ત્ર તથા લૌકિકમાં પ્રસિદ્ધ છે. એ આવરણને દૂર કરી દેવા છતાં એ કુમારિકાઓ **जडजात** (જલ સમૂહ)માં ક્રીડા કરવાની બુદ્ધિ છોડતી નથી તેથી તેઓ વિસ્મય પામ્યા અને હસ્યા. આવરણ નષ્ટ થયા બાદ સંસારમાં વિહાર કરવાની કોઇ ઇચ્છા અગર બુદ્ધિ ધારણ કરે, તો ત્હેને આબાલવૃદ્ધ કેમ નહિ હસે?

'પરમાત્માએ તેમની સાથે ઠઠ્ઠા મશ્કરીથી ભાષણ કેમ કર્યું? નિયમ એવો છે કે, જે ઠેકાણે ગૂઢ અર્થનો ઉપદેશ કરવાનો હોય, તે ઠેકાણે બુદ્ધિમાન

પુરૂષે બાહ્ય દૃષ્ટિથી તો લોકોને મઝાક મશ્કરી જેવું જણાય એવું બોલવું. તેથી પરમાત્માએ તેઓને એ પ્રમાણે કહ્યું. કેમકે, પ્રારબ્ધ કર્મ નિઃશેષ આવરણ દૂર થયું હોય, તો પછી લોકોએ તેને માટે આસકિત ધરાવવી નહિ એ પ્રકારનો મુખ્ય પક્ષ શ્રુતિમાં કહેલો છે. અને જો કદાપિ તેના (આવરણના) સંગ્રહની વાસના ઉત્પન્ન થાય, તો ઝટ બુદ્ધિવાન્ પુરૂષે जडजात (અવિદ્યાથી ઉત્પન્ન થએલ સંસાર)ની સંગતિ છોડી દેવી; પરમાત્માનું એ પ્રકારનું ભાષણ યથાર્થજ હતું. સાંપ્રત ગોપીઓનાં આવરણ (વસ્ત્રાદિ) દૂર થયાં હતાં, તોપણ તેઓને તેમનો સંગ્રહ કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ હતી, તેથી પરમાત્માએ તેઓને जडजात (જલ સમૂહ)ની સંગતિ છોડવાનું કહ્યું. એમાં અયુકત શું હતું ?

નરસિંહ મહેતા, તુકારામ વગેરે ભકત દૈવયોગથી પોતાનાં આવરણ દૂર થતાંજ, યાને સ્ત્રી પુત્ર વગેરે મરી જતાંવારને, પહેલાંના કરતાંયે અધિક ઇશ ભકિતને વિષે તત્પર થયા હતા અને પરમાત્માએ એ ઉપાધિ દૂર કીધી એમ કહેતા હતા. પરંતુ દૂર થએલાં આવરણનો ફરી પાછો સંગ્રહ કરવાની વાસના ત્હેમણે ધારણ કરી ન્હોતી. જેઓ એવી વાસના ધરાવે છે તેઓની દુર્દશા થાય છે. એ વાત આજકાલના વિષયાસકત, પરમાત્મભકિત શૂન્ય, લોકોને ઠીક નહિ લાગે. પરંતુ સત્યના ઉપદેશને સારૂ સંત મહાત્મા તથા વેદશાસ્ત્ર, પુરાણ, ઇત્યાદિ ઓછાંજ એવાઓની પરવા કરે છે ?! અનધિકારીનો એ વિષય છેજ નહિ અસ્તુ ! જતાં રહેલાં આવરણની ફરીથી વાસના થઈ સંગ્રહ કરવાને વિષે પ્રવૃત્તિ થાય તો પરિણામ કેવું થાય છે, ફજેતી કેવી થાય છે, તેને માટે એક દૃષ્ટાંત કહેવામાં આવે છે.

એક ગૃહસ્થને પોતાનાં સ્ત્રી પુત્રાદિ પરિવાર નષ્ટ થયા બાદ એટલી બધી વિરકિત થઇ કે તે સઘળા સંગનો પરિત્યાગ કરીને દિગંબરપણે (નગ્ન સ્થિતિમાં) અરણ્યને વિષે ભટકવા લાગ્યો. ત્યાં આસપાસ ખેડૂત લોક ખેતરનાં કામ કરતા હતા અને ત્હેમની સ્ત્રીઓ પણ નિત્ય ત્યાં રહેતી હતી. ત્હેમણે પોતાના ધરધણીઓને કહ્યું કે અંહિ પડોશમાંજ એક સાધુ નગ્ન ફરે છે, તે નદી પર ન્હાવાને આવે છે. ત્હેને જોઇને હમને ઘણીજ શરમ ઉપજે છે. તેથી તે લંગોટી પહેરીને રહે એવી હમારી ઇચ્છા છે. પછી દશ પાંચ આદમી ત્હેની પાસે આવીને કહેવા લાગ્યા, મહારાજ ! આપ તો મોટા ઓલીયા છો, અવધૂત છો, પરંતુ અંહિ હમારી સ્ત્રી ખેતરમાં રહે છે, તેઓને આપની નગ્ન હાલત શરમ ભરી લાગે છે. તેથી હમારી એક વિનંતિ છે કે, આપ લંગોટી પહેરીને ફરશો તો તેમાં આપનું કાંઇ બગડ-

વાનું નથી. તે સાધુએ ત્હેમની વાત કબુલ કીધી ત્યારે તેઓએ ત્હેને બે લંગોટીઓ આપી. ત્યાર પછી તે સાધુ રોજ એક લંગોટી પહેરે અને બીજી એક ત્યાંજ નદી કિનારે ઝાડ પર સૂકવવાને નાંખી દે, તથા બીજે દિવસે સ્નાન કરીને તે પહેરે, એવો ત્હેનો નિયમ ચાલ્યો હતો.

થોડા દિવસ પછી ત્હેના મનમાં તે નદીના કિનારાપર એક ઝુંપડી બનાવવાની ઇચ્છા થઈ, અને તેટલા માટે ત્હેણે તે ખેડૂતોની પાસે લાકડાં, ઘાસ વગેરે માંગવાનું શરૂ કર્યું. તે લોકોએ પણ ત્હેને મોટો સાધુ સમજીને એક ઝાડ હેઠળ એક ઝુંપડી ત્હેને રહેવા માટે તૈયાર કરી આપી. થોડાંક દિવસ પછી એક દિવસ એવો ચમત્કાર થયો કે, તે સાધુએ જે એક લંગોટીને ઝુંપડી પર સૂકવવાને નાંખી હતી, તેને ઉંદરે કાપી નાંખી. ત્યારે ત્હેણે વિચાર કર્યો કે, જંગલમાં ઉંદરો હેરાન કરે છે, તો તેનો પ્રતીકાર કરવો જોઇએ; તેથી ત્હેણે એક બિલાડીને પાળી. બિલાડીને દૂધ ઘણું વહાલું હોય છે, તેથી તે બિલાડીને માટે ત્હેણે ખેડૂત લોકોની પાસે દૂધની યાચના કરવા માંડી. ત્હેમને ત્યાં ગાય ભેંસ વગેરે ઘણા જનાવર હોવાથી તેઓ તે સાધુને હરહમેશ દૂધ દેવા લાગ્યા. તેમાંથી ત્હેણે બીલાડીને પીવડાવતાં બાકી સીલકમાં રહે તે પી જવાનો નિત્યનો નિયમ રાખ્યો હતો. આમ દૂધને માટે રોજ યાચના કરતાં કરતાં ત્હેને ઘણો ત્રાસ પડવા લાગ્યો; ત્યારે ત્હેણે વિચાર કીધો કે આપણે એકાદ ગાય પાળીએ, તો ઠીક થઇ પડે. બિલાડીનું તથા આપણું પોતાનું પોષણ થશે અને યાચના કરવાની ખટપટ પણ દૂર થઈ જશે.

એવો નિશ્ચય કરીને ત્હેણે એ લોકોની પાસે એક ગાયની માંગણી કીધી. તેઓમાંથી એક જણે ત્હેને એક ગાય પણ આપી. પરંતુ ગાયને રોજ ઘાસ જોઇએ, તે વિના તે કેમ જીવી શકે? તેથી ખેતરમાં જઇને દરેક જણની પાસે રોજ ઘાસ માંગવા માંડયું. તે લોક પણ અકકેક ઘાસની પૂળી ત્હેને આપવા લાગ્યા. એમ રોજ ઘાસનો ભારો માથાપર ઉપાડી લાવીને ગાયને તે ખવડાવતો અને દૂધ કાઢીને બિલાડીને આપીને પોતે પણ પીતો. પછી ઘાસની યાચના અને તેને ઉપાડી લાવવાની મહેનત વગેરેનો ત્હેને ત્રાસ છુટવા લાગ્યો; ત્યારે તો એવી વાસના થઇ કે એકાદ ખેતરજ હોય તો માલકીનું ઘાસ થાય અને યાચના બંધ થઈ જાય તથા આપણાં ગાય, બીલાડી વગેરે સઘળાંનું સારી રીતે ગુજરાન ચાલી શકે. એવા વિચારથી ત્હેણે તે લોકોની આગળ જમીનને માટે યાચના કરવા માંડી. ત્યારે એક જણે ત્હેને સાધુ સમજીને તે જયાં રહેતો હતો, તેની

પડોશમાંજ જમીનનો એકાદ ટુકડો કાઢી આપ્યો. ખેતર તો મળ્યું પરંતુ એક માણસથી ખેતી કેમ કરીને થઇ શકે? એવો વિચાર ત્હેના મનમાં આવ્યો અને તેટલા ખાતર લગ્ન કરવાની ત્હેને ફરી પાછી વાસના થઇ. એટલુંજ નહિ પરંતુ કન્યાની શોધ પણ તે કરવા લાગ્યો.

ત્યારે તો બધાયને નવાઇ ઉપજી કે નાગો ફરતો હતો, જેને લંગોટીનું આવરણ સુધ્ધાં ખપતું નહોતું ત્હેને ફરીથી લગ્ન કરીને સંસાર માંડવાની વાસના થઈ! આખરે તે લોકો ત્હેની પાસે આવીને ત્હેને ધીકકારવા લાગ્યા. મહારાજ! આપ મોટા સાધુ, વિરક્ત છો એમ સમજીનેજ હમે આપને આશ્રય આપ્યો હતો. નિત્ય દૂધ, ઘાસ વગેરે આપને આપતા હતા. અને આખરે ખેતર સુદ્ધાં આપ્યું. પરંતુ હવે તો આપની ઇચ્છા લગ્ન કરીને સંસાર તથા ખેતીવાડી કરવાની જણાય છે. વાહ વાહ!! એ પ્રકારની આપની વાસના નષ્ટ થઈ ન હતી, તો આપે શું કરવા સંસારનો ત્યાગ કર્યો? વમન કરેલા અન્નને કોણ ખાય છે? પદાર્થોની વિરસતા તથા મિથ્યતા જાણીને જેણે તેમને તજી દીધા છે, તે જો ફરી પાછા તેમને વિષે વાસના રાખે અને સંગ્રહ કરે, તો ત્હેને નર કોણ કહે? ખર જ જાણવો જોઇએ. આવા ઉપદેશથી ત્હેનાં નેત્ર ખુલી ગયાં અને ત્હેણે વિચાર્યું કે મ્હને આવી વાસના શાથી થઇ? શોધ કરતાં કરતાં તેનો હેતુ એના ખ્યાલમાં આવ્યો કે લંગોટીજ એનું બીજ છે. મ્હેં લંગોટીનેજ જો સંગ્રહી ના હોત, તો મ્હને આ પ્રકારની વધુ અને વધુ પ્રમાણમાં વાસના પરંપરા ઉપજત નહિ. એથી ત્હેણે તેજ ક્ષણે લંગોટીને ફેંકી દીધી અને આવરણ રહિત થઇને ત્યાંથી બીજે ઠેકાણે જઈને રહેવા લાગ્યો.

તાત્પર્યમાં, સમજવું યુક્ત છે કે, આવરણ રહિત થવા છતાંય જો પાછી તે આવરણને સંગ્રહવાની ઇચ્છા, વાસના ઉત્પન્ન થાય, તો તે જડ સ્થિતિનો સર્વદા ત્યાગ કરી દેવો. અસ્તુ! અર્જુનનાં નિમિત્તથી ભગવાને સકલ જગતનેજ જેમ ગીતા ઉપદેશી છે, તેવીજ રીતે અંહી પણ ગોપીઓનાં નિમિત્તથી, યાને આ પ્રકારની લીલા કરીને, પરમાત્માએ અધિકારી જનોને ગૂઢતાથી (રહસ્યાત્મક રીતે) ઉપરોકત અર્થ દર્શાવી દીધો છે, એમ નિશ્ચયપૂર્વક સમજી લેવું. પરમાત્માએ ઉપરોક્ત ભાષણ ગોપીઓની સાથે કર્યું, તે વખતે ગોપાળ પણ ત્યાં હતા; તે ઉપરથી લોકોને એ પણ સૂચવી દીધું કે, એકાંતમાં પરસ્ત્રીઓની સાથે કદી કોઇએ ભાષણ કરવું નહિ. અન્ય કોઇ સાક્ષીભૂત જેમ અંહિ ગોપાલ હતા, તેમ હોય તો હરકત નહિ. કેમકે, પછી ત્યાં એકાંતપણુંજ રહી શકતું નથી.

'જલની બહાર ગોપીઓ આવી નહિ' એનો આશય આવો જાણવો. जड़માં[1] (સંસારમાં તથા જલમાં) આપણી જે સ્થિતિ છે, તે દૂર કરવા ખાતર દયાર્દ્રદષ્ટિ શ્રીકૃષ્ણનું આ સ્થળે આગમન થયું છે, એ પ્રમાણે નિશ્ચયાત્મક રીતે તેઓ જાણતી હતી તોપણ ઉદકની બહાર આવી નહિ; ત્હેમના મનમાં એવી શંકા ઉપજી કે બહાર આવવાથી વિરસતા પ્રાપ્ત થશે તેટલા માટે ત્યાંજ रस (જલ)ને વિષે સ્થિત થઇ. रस શબ્દ સુખ અને ઉદકનો વાચક છે. ત્હેમણે જલમાંથીજ ભાષણ કર્યું કે, તમારી વાણી જે શ્રુતિ છે તે હમેજ છીએ. તેથી ત્હમારૂં ભાષણ ખરૂં યા ખોટું છે તેનો વિચાર કર્યાથી શો ફાયદો ? ત્હમે તો મન અને વાણીથી પર (પેલેપાર)જ સ્થિત છો, તેથી હાલ જે ત્હમારી વાણી નીકળી તે કૌતુકાવહ છે, એ સિદ્ધ થાય છે. હે કૃષ્ણ ! अंबर (આકાશ)નો આશ્રય કર્યા વિના કૃષ્ણમેઘનાં દર્શન થતાં નથી, એ વાત પ્રસિદ્ધ છે. તેજ પ્રમાણે તેને વિષે સદા स-रसत्व (ઉદક સહિતત્વ) હોય છે, એ પણ સ્પષ્ટ છે. તેવીજ રીતે માયા રૂપી अंबर (વસ્ત્ર)નો આશ્રય કર્યા વગર કૃષ્ણરૂપી મેઘનાં દર્શન થતાં નથી, એ વાત સ્પષ્ટ થઈ, પરંતુ એવા કૃષ્ણ મેઘને વિષે દયા રસનો નિવાસ જણાતો નથી એ મહાન્ આશ્ચર્ય લાગે છે. મૂઢ બુધ્ધિવાળો માણુસ પોતાના સ્વભાવ મુજબ सरस (રસિક) જનને જેમ વિરસ કરી નાંખે છે તે પ્રમાણે ત્હમારે કુમાર્ગને વિષે ત્હમારી બુદ્ધિને દોડાવવી નહિ અને હમને वि-रस (આનંદ રસ રહિત તથા ઉદક રહિત) કરવી નહિ. અર્થાત્ બહાર નગ્ન હાલતમાં આવવાને કહેવું નહિ. દયા લાવીને હમારાં વસ્ત્ર હમને આપી દો. ઠંડા જલથી અને પવનથી શરીરને ધ્રૂજારી છૂટે છે અને હમને જીવ જવા જેવું દુઃખ થાય છે માટે કૃપા કરો. હમે ત્હમારો ઉપકાર માનીશું; નહિ આપશો તો હમે રાજાને કહી દઇશું.

તે સાંભળીને ભગવાન બોલ્યા, ત્હમે ત્હમારાં અપ્રૌઢપણાનું મ્હારા પર આરોપણ કરો છો. જે પ્રકારે પ્રકૃતિ (માયા)નો વિલાસ શરૂ થાય તો તે

---

૧. સંસાર જડ-અવિદ્યાથી ઉત્પન્ન થએલ છે અને જલ પણ જડ છે. જડ મૂઢ જેમ અધોગમન કરે છે નહિ કે ઉચ્ચસ્થાન પર, તેવીજ રીતે જલ પણ ઉંચી ભૂમીના ઉપર ચઢતું નથી, નિમ્નગામી હોવાથી અધો-ભૂમીપર ગમન કરે છે. એટલા માટે જડ શબ્દ વડે સંસાર તથા જલ એવા બે અર્થ ગ્રહણ કરવા. ड તથા लનો ભેદ નથી તેથી जड અને जल એ બન્નેને એકરૂપ સમજવા. ગૂઢાર્થને ખાતર શ્લિષ્ટ અનેક અર્થાત્મક શબ્દ યોજવામાં આવે છે.

બધું પોતાના અબળા ગુણોને મ્હારા પર આરોપે છે; પરંતુ વસ્તુતઃ હું નિર્મલ છું. હવે રાજાની પાસે જઇને ત્હમે ફરીયાદ કરવાની છો, તો પહેલાં હું ત્હમને પૂછું છું કે, ત્હમારા રાજા કોણ છે? ચંદ્ર, નંદ, કિંવા કંસ? ચંદ્ર જો રાજા હોય (ચંદ્રનું નામ સંસ્કૃતમાં રાજા છે) તો તે મ્હારા વંશનો આદ્ય પુરૂષ છે. નંદ જો રાજા હોય તો તે મ્હારો પિતા છે. કંસ જો રાજા હોય, તો તે દુષ્ટ વૈરીનો મ્હને શો ભય? ઉંદર કોપાયમાન થતાં બિલાડીને તેનો શો ભય ઉપજવાનો હતો? તે મુજબ ત્હમારા કહેવાથી જો કંસ ગુસ્સે થયો હશે, તોપણ તે મ્હને શું કરવાનો હતો? તે સાંભળીને ફરીથી ગોપીઓએ કહ્યું કે ધર્મના વકતા તથા રક્ષક ત્હમેજ છો એમ શ્રુતિને વિષે પ્રસિદ્ધ છે, અને અત્યારે ત્હમે હમને પ્રત્યક્ષ આમ વિપરીત કહો છો, તો એમાં ધર્મ યા અધર્મ થાય છે, તે બધું ત્હમેજ જાણો છો. માટે આવું ભાષણ કરીને નાહક હમને મોહિત કરશો મા. હમે નિરંતર ત્હમારા મુખને વિષેજ સ્થિત હોવાથી, ત્હમારો બધોય આશય હમે જાણી ગયાં છીએ, તેથી આવું બાલ ભાષણ બસ કરો. (શ્રુતિઓજ ગોપીઓના રૂપથી અવતરી હતી શ્રુતિ એટલેજ ઇશવાણી અને વાણી સદા મુખમાંજ રહે છે. એ ઉદ્દેશથી ગોપીઓએ કહ્યું છે કે હમે સદા ત્હમારા મુખને વિષે રહીએ છીએ.)

આખરે તે ગોપકુમારિકા 'હાથવતી યોનિસ્થાનને ઢાંકી દઇને બહાર આવી.' એનો હેતુ આ પ્રમાણે છે. જગતની ઉત્પત્તિનું સ્થાન અવ્યક્ત (અદૃષ્ટ)જ હોય છે. એ અર્થની ઉપર તેઓની દૃષ્ટિ હોવાથી, ત્હેમણે યોનિને આચ્છાદિત કરી દીધી તે યુક્તજ હતું. જગતની યોનિ (ઉત્પત્તિ સ્થાન અથવા કારણ) માયાજ છે, અને તે કદી કોઇની દૃષ્ટિનો વિષય થતી નથી, તેથી તેને અવ્યક્ત કહેવામાં આવે છે. '**मम योनिर्महद्ब्रह्म तस्मिन्गर्भं दधाम्यहम्**' એ ગીતાનું વચન પણ એ અર્થને પ્રમાણભૂત અને પ્રસિદ્ધ છે. હે અર્જુન! મ્હારા ઇશ્વિરત્વના ઉપાધિભૂત ગુણત્રયની સામ્યાવસ્થા જે માયા યાને પ્રકૃતિ તે સકલ ભૂતોની યોનિ-ઉત્પત્તિ કારણ છે. તેને આપણાં સકલ કાર્યોની અપેક્ષાથી મહત્વ હોવાથી મહત્ કહે છે અને આપણાં સકલ કાર્યોને તે ખુબ વૃદ્ધિંગત કરતી હોવાથી તેને બ્રહ્મ કહે છે. તે જગદ્બીજ અવ્યકતમાં સાક્ષાત્ અને પરંપરાથી કાર્યકારણરૂપ પરિણામની સિદ્ધિને માટે હું ઇશ્વર મ્હારો આભાસરૂપ ગર્ભ રાખી મુકું છું. તેનાંથી આકાશાદિ સકલભૂત અને તેમનાં કાર્યભૂત ચતુર્વિધ પ્રાણીઓનાં શરીર ઉત્પન્ન થાય છે. સારાંશ, માયાને સકલ જગતની યોની અને

અવ્યકત નામથી કહેવામાં આવી છે. તેને કોઈ દેખી શકતું નથી યા શકશે પણ નહિ એવો આશય એમાં ગૂઢ હતો એ જગદ્યોની (માયા)ને જોવા સારૂ માર્કંડેયે તથા ગાધી નામના વિપ્રે અને નારદે પણ પરમાત્માની પાસે યાચના કીધી હતી, ત્યારે પરમાત્માએ ત્હેમને સમજાવ્યું હતું કે એનાથી ત્હમને દુ:ખ થશે. તેમ છતાં તેઓએ નહિ માનવાથી ત્હેમને તેનો પ્રભાવ બતાવ્યો હતો, પરંતુ તે પ્રત્યક્ષ જોવામાં આવી ન હતી; એવાં અનેક ઉદાહરણ છે. તેથી કોઇએ એ યોની (માયા)ને જોવાનો આગ્રહ નહિ કરવો. પ્રયત્ન કરવામાં આવે, તો દુ:ખ અને ક્લેશ વિપુલ થશે, પરંતુ તે કદી દૃષ્ટિગોચર થશે નહિ તેનાં કાર્યપરથી તેનું અનુમાન કરવામાં આવે છે. અસ્તુ!

'પરમાત્માએ હાથમાહેનાં વસ્ત્રને વૃક્ષના ઉંચા થડ ઉપર મૂકી દીધાં' એમાં અભિપ્રાય આવો જાણી લેવો. આટલા કાળ સુધી ગોપીઓ સંશયિત મનવાળી હતી, તેથી મ્હેં પણ ત્હેમનાં **वास** (વસ્ત્ર)ને **सं-शय** (ઉત્તમ હાથ)ને વિષે ધારણ કર્યાં હતાં. પરંતુ હવે તો **संशय** (સંદેહ) રહિત થઇ, મ્હારાં વચનનો નિશ્ચિત અર્થ જાણી લીધો અને મ્હારી પાસે આવી, તેથી **सं-शय** (ઉત્તમ હાથ) વતી તેમને દૂર કરી દીધાં એ સિવાય આ પણ આશય યુકત છે. પરમાત્માએ વિચાર કીધો કે, મ્હારા બન્ને હાથ સત્ પુરૂષોને વરદાન તથા અભયપ્રદાન કરે છે, તે બન્ને હાથની ગોપીઓના ઉપર પ્રસાદ કરતી વખતે આવરણ (વસ્ત્ર) યુકત સ્થિતિ નહિ હોવી જોઇએ. તેથી પરમાત્માએ પોતાના હાથને આવરણ રહિત કરવાના હેતુથી તે વસ્ત્રોનો ખાંધ પર તથા વૃક્ષ પર રાખી દીધાં. હાથજ જો વસ્ત્રાદિક વડે આવૃત થઈ જાય, તો વરદાન શી રીતે આપી શકાય? તાત્પર્યમાં સમજવું કે, પરમાત્માના હાથ જો કે અન્ય કાર્યને વિષે આવૃત થયા હશે, તોપણ ભકતોના ઉપર અનુગ્રહ કરવા સારૂ તેઓશ્રી આવરણ (કાર્ય)ને દૂર કરી જલદી આવીને પ્રસાદ કરે છે.

'ત્હમને નગ્ન ન્હાવાથી પાપ લાગ્યું માટે સૂર્યને નમસ્કાર કરીને તેનો પરિહાર કરો,' એમ કહ્યું તે સાંભળીને ગોપીઓએ વિચાર કીધો કે '**कृष्णामृत**' ને સેવનારી એવી જે હમે છીએ તેઓને હવે પાપની પ્રસકિત શાની? તથાપિ પરમાત્માની વાણી દેવોને પણ વંદ્ય છે, તેથી માનવી જોઇએ. એ વિચારથી ત્હેમણે નમન કર્યું અને પ્રાર્થના કીધી. કૃષ્ણામૃતના બે અર્થ જાણવા. કૃષ્ણા—યમુના તેનું અમૃત યાને જલ એ એક, અને કૃષ્ણ અમૃત, યાને ભગવાનની અમૃત સમ મોક્ષપ્રદ લીલા, એ બીજો અર્થ. યમુનાને વિષે ત્હેમની સ્થિતિ અને મુખવતી કૃષ્ણ લીલા ગાતી હતી. એ પ્રકારને

આચાર પ્રવર્તાવનારા પુણ્ય પુરૂષોને પાપ પ્રસકિત થતી નથી. તેમ છતાં લોક સંગ્રહને ખાતર ત્હેમણે ઈશ આજ્ઞામાં સદૈવ ચાલવું જોઈએ, એ પણ ગૂઢ ધ્વનિ જાણી લેવો.

ગોપીઓએ સૂર્યની પ્રાર્થના કીધી કે, હે નારાયણ, અમારૂં આ વ્રત [અનંગ સર્વ અંગોથી યુકત નથી થયું તો પણ ત્હમારે કૃપા કરીને પૂર્ણ કરવું. ત્હમે अंबर (આકાશ)નો આશ્રય કર્યો નહિ, એવું જાણીનેજ યાને ત્હમારો ઉદય થતાં પહેલાં હમે પણ अंबर (વસ્ત્ર)નો આશ્રય નહિ કરતા યાને નગ્ન અવસ્થામાં, ત્હમારી કન્યા યમુનાને વિષે સ્નાન કર્યું, એ દોષ થયો હોય, તો તે દૂર કરો. કેમકે, દુ:पाप ।क દોષને દૂર કરનારા ત્હમેજ છો. દોષા-રાત્રિ-તેને દૂર કરીને જગતને નિર્મલતા પ્રાપ્ત કરાવી આપનારા તથા દોષ (પાપ)નો નાશ કરનાર બીજો કોણ છે? એવા બે અર્થ જાણવા. दोषाकर (દોષની ખાણ) એવો જે ચન્દ્ર, તે પણ ત્હમારા पाद (કિરણ)નાં આશ્રયવડે દ્વિજરાજ (નક્ષત્રશ્રેષ્ઠ, વિપ્રશ્રેષ્ઠ) પદવીને પામ્યો. તેથી હમે પણ ત્હમારા पादને મસ્તકપર ધારણ કરીએ છીએ, તો હમારાં પાપ દૂર કરો કે જેથી શ્રીહરિની કૃપા હમારાપર થાય. એવી પ્રાર્થના કરીને ત્હેમણે એક હાથવતી જ નમન કર્યું.

ત્યારે શ્રીકૃષ્ણ બોલ્યા, એક હાથવતી નમસ્કાર કરવાનો શાસ્ત્રમાં નિષેધ કર્યો છે. ત્હમે એક હાથવડે સૂર્યને નમસ્કાર કરો છો અને એક હાથ યોનિ (જગત્‌ કારણ માયા-સંસાર)ના ઉપર રાખો છો, તો બે સ્થાનને વિષે ચિત્ત થઈ જવાથી ત્હમારાં પાપ સૂર્યનારાયણ પ્રસન્ન થઇને દૂર કેમ કરીને કરશે? એટલા માટે કામગૃહ (અનેક વાસનાઓનું સ્થાન સંસાર)ની ઉપરથી હાથ (ચિત્ત) ખસેડી દઇને બન્ને હાથવતી સૂર્યને નમન કરો. એ ઉપરથી લોકોએ બોધ લેવો જોઇએ કે પાપ નિવૃત્ત થઇને પરમાત્માનો લાભ થાય તેટલા માટે બન્ને સ્થાન ઉપર, યાને સંસાર અને પરમાત્મા એ બન્નેના ઉપર, ચિત્તવૃત્તિ ના હોવી જોઇએ. જેઓ રાખશે ત્હેમને પરમાર્થની પ્રાપ્તિ થશે નહિ, એમ નિ:સંશય સમજવું. તે સાંભળીને ગોપીઓએ બન્ને હાથવતી સૂર્યને નમન કીધું, અને તેનાથી પરમાત્મા પણ સંતુષ્ટ થયા. આપણે પણ જે દિવસે એવી રીતે લજ્જાનો ત્યાગ કરીને નારાયણનાં વચન (વેદ)ને અનુસરીને એકાગ્ર ચિત્ત થઇને પરમાર્થને માટે પ્રવૃત્ત થઇશું, તે દિવસે પરમાત્મા પ્રસન્ન થઇને આપણાં પણ અભીષ્ટ કામ પૂર્ણ કરશે. ગોપીઓનાં એ પ્રકારનાં વર્તનદ્વારા પરમાત્માએ બીજું પણ શું પ્રદર્શિત કરી આપ્યું તે જુઓ!

માયારૂપી આવરણ (વસ્ત્ર)ને ધારણ કરનારા અને સદા **આગમ** (વેદ-શાસ્ત્ર)ને વિષે સુશોભિત રૂપથી સ્થિત થનારો જે હું, તે આ જગતને વિષે અંતર્યામીપણાથી રહું છું, અને ગોકુલ (દેહેન્દ્રિયાદિ સંઘાત)માં વિચરનારી વૃત્તિઓને પ્રતિક્ષણમાં વ્યાપાર કરાવવાને પ્રવૃત્ત કરું છું તથા તેમનાં ઇષ્ટ કામ પૂરિત કરી દઉં છું. એ આશય, **आगम** ( વૃક્ષ ) પર સ્થિત થઇને આવરણ (વસ્ત્ર)ને ધારણ કરીને અને ગોકુલ (વ્રજ) નિવાસી ગોપીઓને પૂર્વોક્ત વ્યાપાર કરાવવા મંડાવીને પ્રભુએ સ્પષ્ટ કરી દીધો. અસ્તુ !

પછી પરમાત્માએ ત્હેમનો હેતુ જાણીને કહ્યું કે, '**अत्रामुत्राप्यनंगाप्तिर्मत्प्रसादाद् भविष्यति**' મ્હારા પ્રસાદથી ત્હમને આ લોક તથા પરલોકમાં અનંગ (કામ અને મોક્ષ)ની પ્રાપ્તિ થશે; અને વસ્ત્ર પણ આપી દીધાં તથા ગોકુલને વિષે જવાનું કહ્યું. જે મનુષ્ય દૈવયોગથી **आगम** શિખર ઉપર (વેદ શિરોભાગ ઉપનિષદને વિષે) સ્થિત થયેલા મ્હને જુએ છે, અને હું પણ જેને જોઉં છું, તે મ્હારા સિવાય અન્યત્ર કોઇપણ સ્થળે ચિત્ત રાખતો નથી. તે મ્હારી સંમતિથી જો કે અજ્ઞાનોત્પન્ન સંસારમાં રહ્યો હોય અને **गोकुल** (દેહેન્દ્રિયાદિ સંઘાત)ને વિષે ગમે તેવી ત્હેને હાથે ક્રીડા થઇ હોય, તોપણ તે જન્માન્તરને માટે કારણીભૂત થતી નથી. એ સર્વ ભાવ, પરમાત્માએ ગોપીઓને ગોકુલમાં રહેવાને જાઓ એવુ કહીને વિશદ કર્યો કેમકે, ત્હેમણે **आगम** (વૃક્ષ)નાં શિખરઉપર શ્રીકૃષ્ણને દીઠા હતા અને શ્રીકૃષ્ણે પણ ગોપીઓને જોઇ હતી. તથા ભૂંજેલાં અનાજનાં દૃષ્ટાંતથી કહ્યું પણ હતું કે, મ્હારા સ્વરૂપને વિષે જેમની બુદ્ધિ થાય છે, તેઓની કામના પાછી સંસારોત્પત્તિને માટે થતી નથી. વેદાંતવેદ્ય પરમાત્મા જેની વાણીનો વિષય થાય, યાને જે હંમેશાં ત્હેનું વર્ણન કરે કિંવા જેની સાથે પરમાત્મા પ્રત્યક્ષ બોલતા હોય, ત્હેનું શું શું **सांग** (સંપૂર્ણ) નહિ થાય ? **अंनग** (કામ) પણ **सांग** (મૂર્તિમંત) થાય, તો પછી બીજાની શી વાત ? વસ્તુતઃ **अनंग**–વિદેહ મોક્ષની કામના પણ સાંગ થશે. દૃષ્ટાંત તરીકે, ગોપીઓ પરમાત્માની સાથે પ્રત્યક્ષ બોલતી હતી, તો ત્હેમની અનંગકામના સાંગ થઇ.

સારાંશ, આ પ્રકારે જે લોક સકલ લોકોની લજ્જા છોડીને અનન્યતાથી શ્રીકૃષ્ણને ગાતા રહે છે, તેઓની **जड** (સંસાર)ની ક્રીડા ઇશ પ્રાપ્તિ કરી આપનારી નીવડે છે. એ વાત ગોપીઓનાં ઉદાહરણ પરથી જાણી લેવી. કેમકે, ત્હેમણે લજ્જા છોડીને કૃષ્ણગાયન પૂર્વક **जड** (જલ) ક્રીડા ચલાવી હતી, તો તેઓને ત્હેમની પ્રાપ્તિ થઇ. (આ અધ્યાયમાં કેટલાક

સમાચાર દ્વિઅર્થક શબ્દની યોજના કરેલી છે અને તેના બન્ને અર્થ કોંસમાં દેખાડી દીધા છે. તે ઉપરથી બાહ્યાર્થ અને ગૂઢાર્થ ધ્યાનમાં આવશે ) વ્યવહારમાં પણ આપણે જોઇએ છીએ કે, બીજાને પોતાનો કાંઇ ગૂઢાર્થ, રહસ્યની જાણ નહિ થાય તેટલા ખાતર કેટલાક આદમી સાંકેતિક બોલે છે. કરપલ્લવી તથા મિતાક્ષરી ભાષા એવીજ છે. હાલ પણ તારાયંત્રની ભાષા કરપલ્લવી જેવી છે; અર્થાત્ હાથને હલાવવાથી અક્ષરનું જ્ઞાન થાય છે. પાંડવોને વિદુરજીએ કૌરવોની સમક્ષ ગૂઢ બોલવાને માટે બર્બર ભાષા શીખવી હતી. આ કૃષ્ણલીલાની ભાષાનું પણ એવુંજ સમજવું.

આ પ્રકારે ગોપીઓને વરપ્રદાન કરીને પરમાત્મા ત્યાંથી નીકળ્યા, અને ભાઇને મળીને ત્હેમની સાથે ગાયોને ચરાવતા ચરાવતા દૂર વનમાં ગયા ત્હેમના મનમાં વૃક્ષોના ઉપર અનુગ્રહ કરવાનો વિચાર હતો. કેમકે, આ પૃથ્વીપર જે જે કોઇ બીજાને આનંદ ફળ દેનારા વ્રતનું અનુષ્ઠાન કરે છે, ત્હેમના ઉપર પરમાત્મા સન્મુખ થઇને અનુગ્રહ કરે છે. એ નિયમાનુસાર, વૃક્ષ નિરંતર બીજાને આનંદકારક ફળ આપે છે, તેથી તેઓ પણ પ્રસાદ કરવાને યોગ્ય છે, એમ સમજીને ભગવાન્ ત્યાંથી દૂર અરણ્યમાં આવ્યા અને વૃક્ષનું વર્ણન કરવા લાગ્યા. વૃક્ષનાં વર્ણનથી એ વાત પણ સ્પષ્ટ થઇ કે, જે પુરુષો પોતે જાતિ કલેશ કષ્ટ સહીને પોતાની પાસે આવનારાને પોતાનું સર્વસ્વ આપી દે છે, અને તેઓની રક્ષા કરે છે, ત્હેમનો સંસાર અમૃતની જેમ મધુર નીવડે છે તથા ત્હેમનો જન્મ સફલ થઇને તેઓ પરમાત્માના સ્તુતિપાત્ર થાય છે. જુઓ! જે વૃક્ષ પોતાનાં ચામડાંનાં અંબર બનાવીને લોકોને આપે છે. વલ્કલ વૃક્ષની ત્વચાનાં થાય છે અને અરણ્યવાસીજન પહેરે છે, એ વાત પ્રસિદ્ધ છે. તથા જેમનાં પલ્લવની શય્યા થાય છે, પુષ્પો વડે પૂજા થાય છે, છાયાથી છત્રીની પેઠે તાપનું નિવારણ થાય છે અને અમૃત તુલ્ય મિષ્ટ ફળો વડે આહાર થાય છે; એવાં જે વૃક્ષ તે નિત્ય પોતાની પાસે આવનારા અતિથિ, અભ્યાગત અને માર્ગસ્થ વગેરેનો સત્કાર કરે છે, તેમની પ્રશંસા પરમાત્માએ જે કીધી કે, 'એ ઘણા ભાગ્યશાળી છે એમનો જન્મ સફળ છે' તે યોગ્યજ.

દાનશૂર કર્ણે ઇન્દ્રને પોતાનાં શરીરની સાથે ઉત્પન્ન થએલાં એવાં જે કવચકુંડલ તે કાપીને આપી દીધાં; શિબિ રાજાએ પોતાનાં શરીરનું માંસ કપોતની રક્ષાને કાજે કાપી આપ્યું; બલીએ વામનને દેહ સમર્પણ કર્યો; ચંદ્ર પોતાની કલાઓને દેવને પાન કરવા સારૂં આપે છે; મેઘ, જળ પ્રદાન કરે છે, અને દધીચી ઋષિએ તો વજ્ર તૈયાર કરવાના હેતુથી પોતાનાં

હાડકાં સુદ્ધાં આપી દીધા હતાં. એ પ્રમાણે દરેકે એક એક વસ્તુ સમર્પણ કરવાથી, આ પૃથ્વીપર મોટા મોટા કવિઓએ 'તેઓ ભારે દાનશૂર છે' એ મુજબ કીર્તિ વર્ણવી છે; તો પછી સર્વને કાજે સર્વસ્વાર્પણ કરવાને જેઓ નિરંતર તત્પર છે, તે વૃક્ષોનું વર્ણન શ્રીકૃષ્ણે કર્યું એમાં તે શું આશ્ચર્ય ? સારાંશ, અતિથિ સત્કારસમું મ્હારા સંતોષને સારૂ અન્ય કોઇ સાધન નથી, એ પ્રકારનો પોતાનાં હૃદયનો આશય સ્પષ્ટ કરવા માટે તે વૃક્ષોનાં સત્કાર કર્મનું પરમાત્માએ વર્ણન કરી દીધું છે એમ જાણવું. નહિ તો અરણ્યમાં અનેક વસ્તુઓ હતી તેમને મુકીને વૃક્ષોનુંજ વર્ણન કેમ કર્યું ? ત્હેમનાં એ પ્રકારનાં વર્ણનવડે પરમાત્માએ પોતાના ભક્ત ગોપાલોને નિઃસ્પૃહ સજ્જનોની રીત પણ બતાવી દીધી છે. કેવી રીતે ? તો જુઓ !

સત્પુરૂષ, અતિ દાનનિપુણ પુરૂષોને જોઇને ત્હેમનું વર્ણન કરે છે, તેનો હેતુ પરોપકારને ખાતરજ હોય છે; નહિકે તેઓની પાસેથી કાંઇપણ મેળવવાને માટે. તેજ પ્રમાણે, પરમાત્માએ દાનતત્પર વૃક્ષોનું સ્તવન કર્યું તે પોતાને ખાતર નહિ. પોતાને ખાતર હત, તો વૃક્ષો ફળોથી પૂર્ણ હતા, તેમના ફળ તેઓ લેત. પરંતુ ત્હેમણે લીધાં ન્હોતાં. શા ઉપરથી નહિ લીધાં? એમ ત્હમે પૂછતા હો, તો આગળજ ગોપાલ તથા કૃષ્ણ બલરામ વગેરેનું ક્ષુધા સંબંધી ભાષણ થયું છે, તે ઉપરથી એ સ્પષ્ટ પ્રતીત થાય છે કે, પરમાત્માએ અગર બીજા કોઇએ પણ ત્યાંનું ફળ લીધું ન્હોતું તેમજ ખાધું પણ ન્હોતું. શ્રમિત થઇ ગયા હતા તેથી ગાયોને પાણી પીવડાવીને ત્હેમણે બધાએ પણ પાણી પીધું અને પછી થોડીજવારમાં ગોપાળ ક્ષુધાથી પીડિત થયા, ત્યારે રામ કૃષ્ણની પાસે આવીને હમને ભૂખ લાગી છે, એ પ્રમાણે તેઓ એમને કહેવા લાગ્યા. કેમકે, ક્ષુધાએ ગોપાલોના ઉદરમાં પ્રકટ થઇને ત્હેમને કહ્યું કે, હે ગોપાલો ! આ ત્હમારા મિત્ર શ્રીકૃષ્ણે સ્ત્રીઓના ઉપર અનુગ્રહ કરવાની દીક્ષા લીધી છે, તો ત્હમે તેઓને જઇને કહો, અને મ્હારી તૃપ્તિને માટે કાંઇક તજવીજ કરો. ક્ષુધાની આ પ્રકારની ધમકીથી ત્હેમને પીડા થતી હતી, તેથી શ્રીકૃષ્ણની પાસે તેઓ આવ્યા

યોગી હોય, વ્રતી હોય, તપસ્વી હોય, હરકોઇ હોય પણ ભૂખ અને તરસની બાધા સઘળાને એકસરખીજ થાય છે. તે દિવસે ઘેરથી કોઇએ કાંઇપણ ખાવાનું આણ્યું નહોતું, બધાજ ભૂલી ગયા હતા. દરરોજ ગાયોને લઇને કૃષ્ણ બલરામ અને ગોપાલ સઘળા સાથેજ વૃન્દાવનમાં જતા હતા. જે દિવસે ગોપાલ બાલકો જલદી ઉઠીને કૃષ્ણને બોલાવવાને આવતા હતા,

તે દિવસે પોતાનું ખાવાનું સાથે લઇને ઘેરથી નીકળતા હતા. અને જે દિવસે ભગવાન્ શ્રીકૃષ્ણ જલદી ઉઠીને ગોપાલ બાલકોને બોલાવતા હતા, તે દિવસે ત્વરાના માર્યા તથા આનંદના જોસમાં ખાવાનું સાથે લેવાનું કોઇને પણ યાદ રહેતું ન્હોતું. ઘણુંખરૂં ગોપાલબાળજ દરરોજ શ્રીકૃષ્ણને બોલાવતા હતા, પરંતુ તે દિવસે ગોપીઓના વ્રતનું ઇચ્છિત ફળ આપવાનું કૃષ્ણનાં મનમાં હોવાથી, તેઓ જલદી ઉઠયા અને પોતે પણ કશુંએ ખાવાનું લીધા વગર ગાયોને લઇને નીકળી પડયા તથા ગોપાલ બાલકોને બુમ પાડી. તે ગોપબાળોએ પણ ખાવાનું કશું લીધું નહિ અને ઉતાવળમાં ત્હેમની સાથે વાછરડાં વગેરે લઇને ઘેરથી નીકળ્યા. એમ હોવાથી કોઇની પાસેથી કશુંએ ખાવાનું નીકળ્યું નહિ અને બધાય ક્ષુધાથી પીડાવા લાગ્યા. નહિ તો રોજ બધાયની પાસે પોતપોતાનું ખાવાનું રહેતુંજ હતું. અસ્તુ !

આકાશને વિષે હજારો નક્ષત્ર વાસ કરે છે, તેમ છતાં ચંદ્ર વગર આનંદસૌખ્ય થતું નથી અને શોભા પણ જણાતી નથી. તેજ પ્રમાણે પૃથ્વીપર અનંત પ્રકારનાં ફળ નિવાસ કરે છે તથા શોભાદાયી હોય છે, પરંતુ તેઓ સઘળાં અન્નવિના વ્યર્થ છે. મનુષ્યોએ ગમે તેટલાં ફળ ખાધાં હશે તો પણ તેનાથી તેઓને સંતોષ સુખ થશે નહિ અને ત્હેમનાં મુખની શોભા પણ સુપ્રસન્ન જણાશે નહિ. એ અનુભવને લીધે, સર્વ ઋતુઓનાં ફલ સમૂહ વડે પૂર્ણ શોભી રહેલા તે વનને વિષે તે ગોપાલોએ ક્ષુધાની શાંન્તિને કાજે શ્રીકૃષ્ણની પ્રાર્થના કીધી. એમાં એ પણ ભાવ જાણી લેવો કે, પરમાત્માની કૃપા જેના ઉપર થશે ત્હેનીજ ભૂખ શાંત થશે નહિતર પૃથ્વીનું રાજ્ય મળવા છતાંય ભૂખ શાંત થતી નથી. એટલા માટે, ગોપાલોની પેઠે આપણે પણ ભૂખ જો આપણને દુઃસહ થતી હોય, તો ભગવાનની પ્રાર્થના કરવી. પરમાત્માની કૃપા હોય તો અલ્પ મળવાથી યા ખાધાથી ભૂખ મટીને પરમ સંતોષાત્મક સુખનો લાભ થાય છે. સારાંશ, ગોપીઓને ઇચ્છિત અર્થનો લાભ અર્ચનથી ( દેવી પૂજાથી ) થયો, તથા શ્રીકૃષ્ણે વૃક્ષોનાં અતિથિ પૂજનની પ્રશંસા કીધી અને તે વડે દ્વાપરયુગને વિષે અર્ચનવિધિ મુખ્ય છે, એવો બોધ કર્યો.

॥ इति शिवम ॥

# અધ્યાય તેવીસમો.



**त्रयोविंशे ततो गोपैरन्नयाञ्चापदेशतः ।**
**तत्पत्न्यनुग्रहात्कृष्णो दीक्षितानन्वतापयत् ॥**

અર્થઃ—આ અધ્યાયમાં શ્રીકૃષ્ણે ગોપાલોની પાસે અન્નની યાચના કરાવી અને તે બ્હાને યજ્ઞ કરનારા દીક્ષિતોની સ્ત્રીઓની ઉપર અનુગ્રહ કરીને ત્હેમને પશ્ચાત્તાપ કરવાની ફરજ પાડી, એવી કથા વર્ણવેલી છે.

ગોપાળ કહેવા લાગ્યા, હે બલરામ! હે કૃષ્ણ! હમને ઘણી ભૂખ લાગી છે અને તે દુઃસહ પીડા આપે છે, માટે તેની શાંતિ કરો, ત્હમે સમર્થ છો. શુકદેવ કહે છે, હે રાજા! તે સમયે એક બ્રાહ્મણની સ્ત્રી શ્રીકૃષ્ણની અત્યંત ભકિત કરતી હતી, ત્હેના ઉપર અનુગ્રહ કરવાનો વિચાર ત્હેમના મનમાં આવ્યો, અને તેઓશ્રી ગોપાલોને કહેવા લાગ્યા; હે ગોપાળો! અંહીથી થોડાક મજલ પર દેવયજન કરવા સારૂ જે મંડપ સિદ્ધ કર્યો છે, ત્યાં સ્વર્ગ પ્રાપ્તિની ઇચ્છાથી મોટા મોટા વેદપાઠી બ્રાહ્મણ બૃહસ્પતિસત્ર નામનો યજ્ઞ કરે છે, ત્યાં જઇને ત્હમે ત્હેમની પાસે અન્નની યાચના કરો. ત્હેમને કહેજો કે, 'બલરામ, કૃષ્ણ અંહી આવ્યા છે અને ત્હેમને ઘણી ભૂખ લાગી છે, તેથી અન્ન માંગે છે, માટે આપો; ત્હેમણે હમને મોકલ્યા છે.' તેમ કર્યાથી ત્હમારી ક્ષુધા શાંત થશે.

ભગવાનની એવી આજ્ઞા થતાંવારને ગોપાળ ત્યાં ગયા અને બ્રાહ્મણોને દંડવત્ પ્રણામ કરીને હાથ જોડીને ત્હેમની પાસે અન્નની યાચના કરવા લાગ્યા. તેઓ બોલ્યા, હે બ્રાહ્મણો! હમે શ્રીકૃષ્ણના સેવક છીએ અને બલરામે મોકલ્યા છે, તેથી અંહી આવ્યા છીએ. તેઓ બન્ને પાડોશમાંજ ગાયોનું રક્ષણ કરે છે અને તેમને ચરાવે છે; એ બન્ને જણાને ઘણી ભૂખ લાગી છે, તેથી આપની પાસેથી કાંઇક અન્ન મળે એવી તેઓની ઇચ્છા છે. આપની ત્હેમના ઉપર શ્રદ્ધા હોય, તો આપ તેઓને અન્ન આપો. તે પર આપ કહેશો કે, હમે યજ્ઞદીક્ષા લીધી છે, તેથી હમારે ત્યાંનું અન્ન ખાવાથી ત્હમે દોષીત થશો, પણ એમ નહિ સમજવું. કેમકે, હમે સાંભળ્યું છે કે, 'દીક્ષા લીધી હોય તેજ વખતથીજ અગ્નિ અને સોમના ઉદ્દેશથી પશુવધ થાય ત્યાં સુધીજ દોષ લાગે છે; તેવોજ સૌત્રામણી યાગના સમયનો દોષ છે. પરંતુ તે સિવાય બીજા કોઇ વખતે યજ્ઞના દીક્ષિતનું અન્ન લેવામાં આવે, તો દોષ લાગતો નથી.' ગોપાળોને મ્હોંએથી એ પ્રકારની ભગવાનની યાચના સાંભળીને તે તરફ ત્હેમણે લક્ષ સરખું આપ્યું નહિ. કેમકે, વાસ્ત-

વિક રીતે તેઓ મૂઢ હોવા છતાં પોતાને જ્ઞાનવૃદ્ધ સમજતા હતા અને ક્ષુદ્ર સ્વર્ગ કામનાથી હ્મેમની બુદ્ધિ મલિન થઇ હતી.

હે રાજા! દ્રવ્ય, મંત્ર, તંત્ર, દેશકાળ, યજ્ઞ ઇત્યાદિ સઘળાજ એમનાં રૂપ છે, તે પરબ્રહ્મ શ્રીકૃષ્ણને, 'એ એક સામાન્ય મનુષ્ય છે,' એમ સમજીને તેઓએ એમનો અનાદર કર્યો. હમે બ્રાહ્મણ હોવાથી અખિલ વર્ણોના ગુરૂ છીએ, તેથી શ્રેષ્ઠ છીએ, એવો હ્મેમનામાં અહંકાર ભરાયો હતો. તે ગોપાળોને જોઇને બ્રાહ્મણો ઘણા કોપાયમાન થયા અને માંહોમાંહ્ય કહેવા લાગ્યા કે, 'જુઓ! અહીંઆ પણ આ ભ્રષ્ટ લોકો આપણને સતાવવાને આવ્યા છે. એમની સાથે સંભાષણ કર્યાથી આપણને સચૈલ (વસ્ત્રસહિત) સ્નાન કરવુ પડશે; એમને અન્ન આપવું નહિ. એ પ્રકારે હ્મેમનું પરસ્પર ભાષણ ચાલ્યું, પરંતુ ગોપાલોને 'હા અથવા ના' એવો જવાબ હ્મેમણે ન આપ્યો અને વક્ર ભ્રુકુટી કરીને, નેત્ર લાલ કરીને હ્મેમના તરફ જોવા લાગ્યા. ગોપાલોએ હ્મેમનાં મુખ નેત્રના વિકાર પરથી હ્મેમનાં અંતઃકરણનો ભાવ જાણી લીધો અને નિરાશ થઇને તેઓ પાછા ચાલ્યા ગયા- મનુષ્યનાં આચરણ ઉપરથી પૂર્વ જન્મને વિષે સંપાદન કરેલાં પુણ્ય-પાપનું ભાન થાય છે. જેમ દાન ઉપરથી ઉદારતા પ્રતીત થાય છે, પ્રેમ આદર ઇત્યાદિ પરથી ભક્તની પરીક્ષા થાય છે, પુષ્પ જોવાથી સુગંધ સમજાય છે, તેજ પ્રમાણે બ્રાહ્મણોના આકાર ઉપરથી અને ઉત્તર નહિ મળવાથી હ્મેમનાં મનનો ભાવ ગોપાલોએ જાણી લીધો. કેમકે, તેઓ પરમાત્માના નિઃસીમ ઉપાસક હોવાથી, તેઓ એટલા પ્રવીણ તથા જ્ઞાની હતા. દૈવયોગથી કામધેનુ ઘેર આવે, તો તેને લાકડીવતી મારીને કાઢી મૂકવી, અથવા સ્પર્શમણીને પાષાણ સમજીને ફેંકી દેવો, કિંવા જ્યોતિર્લિંગને પગવતી પ્રહાર કરવો, અથવા અમૃત રસને ઉકરડા ઉપર ફેંકી દેવો, એવુંજ બ્રાહ્મણોએ એ કામ કર્યું.

તે ગોપાલોએ એ સઘળી હકીકત શ્રીકૃષ્ણ તથા બલરામને કહી દીધી. તે સાંભળીને ભગવાન્ હસવા લાગ્યા કે, મ્હારી માયાએ આ જ્ઞાની બ્રાહ્મણોને કેવા વિમોહિત કરી દીધા છે તે જુઓ! પરંતુ યાચક જનોનો લોક કેવો તિરસ્કાર કરે છે, તે એમને દેખાડવા સારૂ પાછા કહેવા લાગ્યા કે, હે ગોપાળો! હ્મમારે પાછા ત્યાં જવુ અને હ્મેમની સ્ત્રીઓને એમ કહી દેવું કે 'બલરામ અને કૃષ્ણ અહીં આવ્યા છે અને હ્મેમને ઘણી ભૂખ લાગવાથી તેઓ અન્ન માંગે છે, માટે જલદી આપી દો.' હ્મેમની બુદ્ધિ મ્હારા વિષે પ્રેમયુક્ત હોવાથી હ્મમારી કામના ત્યાં પૂરી થશે. શ્રીકૃષ્ણનું

એવું વચન સાંભળીને ગોપાલ નીકળી પડયા અને યજ્ઞ મંડપની પાસે પત્નીશાળામાં આવ્યા. ત્યાં તે બધા બ્રાહ્મણોની સ્ત્રીઓ બેઠી હતી, ત્હેમને જોઇને તેઓએ નમસ્કાર કર્યા, અને કહ્યું કે, હે સાધ્વીઓ! બલરામ અને શ્રીકૃષ્ણ અંહીથી થોડેજ દૂર ગાયોને ચરાવતા ચરાવતા આવ્યા છે, અને તેઓને ઘણી ભૂખ લાગી છે, તો ત્હમારે અન્નદાન કરવું; ત્હેમણેજ અમને ત્હમારી તરફ મોકલ્યા છે.

એટલું સાંભળતાવારને તે સર્વ ઋષિ સ્ત્રીઓ ત્હેમનાં દર્શન કરવાને ઉત્સુક થઈ ચતુર્વિધ અન્નપાત્રમાં ભરીને જવાને માટે નીકળી. કેમકે, ભગવાન શ્રીકૃષ્ણની લીલા સાંભળીને તે બધીયનાં મન ત્હેમના ઉપર પૂર્ણ આસક્ત થઇ રહ્યાં હતાં એ વાતની ત્હેમના પતિઓને, પુત્રોને, ભાઇઓને ખબર પડી, ત્યારે તેઓ ત્હેમને જવાનો પ્રતિબંધ કરી રહ્યા; પરંતુ નદીઓ જે પ્રકારે સમુદ્રને મળવાને જતી હોય છે અને માર્ગમાં ગમે તેટલા ખાડા તથા પર્વત પ્રતિબંધક થઈ પડવા છતાં, તેઓ તેમની પરવા નહિ કરતાં તેની પાસે જઇ પહોંચે છે, તેજ પ્રકારે ઋષિ પત્નીઓએ સઘળાંજ પ્રતિબંધ દૂર કર્યા અને જ્યાં શ્રીકૃષ્ણ પોતાના મોટાભાઈ તથા ગોપાલો સહિત જમુનાને કિનારે બાગમાં ફરતા હતા, ત્યાં તેઓ બધીય આવી પહોંચી.

તે સ્ત્રીઓમાં એક સ્ત્રીનો પતિ ઘણોજ ક્રોધી હતો, ત્હેણે પોતાની સ્ત્રી અન્ન લઇને નીકળી એવું જોઇને, ત્હેને મારપીટ કરીને ગાળ દેવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, ગોવાળીયાની પૂજા કરીને ત્હેને અન્ન આપવાનું કયા શાસ્ત્રને વિષે કહ્યું છે? યજ્ઞના બ્રાહ્મણની પૂજા કીધી નથી તથા ત્હેમને અન્ન ખવડાવ્યું નથી તેના પહેલાં તું બીજાને કેમ આપે છે? આ રસોઇ ભ્રષ્ટ થઇ, હવે બીજી કરવી પડશે. દેવબ્રાહ્મણ અગ્નિની સાક્ષીથી ત્હારા પિતાએ ત્હને મ્હારી સાથે પરણાવી છે એ તું કેમ ભૂલી ગઈ! મ્હારી ભકિત તથા પૂજા કરવાનું મૂકી દઇને, તે ગોવાળીયાની તરફ દોડે છે ને? જા, જા; કેવી જાય છે તે હું જોઈ લઉં છું. એમ કહીને મારપીટ કરીને ત્હેને એક વૃક્ષની સાથે બાંધી રાખી અને પોતે ચાલ્યો ગયો. ત્હેની બધીજ સખીઓ શ્રીકૃષ્ણને જોવાને તથા અન્ન સમર્પણ કરવાને ગઈ એવું ત્હેણે જોયું અને તે ઘણું રડવા લાગી. ત્હેને પરમાત્માની ઉપર ઘણોજ પ્રેમ હોવાથી, ત્હેણે જેવું ત્હેમનું રૂપ સાંભળ્યું હતું તેજ પ્રમાણે ત્હેમનું ધ્યાન કર્યું અને મુખથી હે ગોપાળ, ગોવિન્દ, માધવ એમ બોલીને તેજ ક્ષણે ત્યાંજ પ્રાણાવરોધ કરીને ત્હેણે પ્રાણ તજી દીધા.

આણી તરફ ત્હેના પતિએ બીજા સર્વ બ્રાહ્મણોને જઇને કહ્યું કે,

જુઓ ! ત્હમારી બધાની સ્ત્રીઓ ગઇ, પરંતુ મ્હેં મારી સ્ત્રીને બાંધી રાખી છે. ત્યારે તેઓ બધા કહેવા લાગ્યા કે, હમે પણ હમારી સ્ત્રીઓને આવ્યા બાદ શિક્ષા કરીશું. થોડા વખત પછી તે બ્રાહ્મણ પોતાની સ્ત્રીની પાસે આવીને ત્હેને બોલાવવા લાગ્યો, ત્યારે ત્હેણે કશોય જવાબ દીધો નહિ. ત્હેના મનમાં કે રીસાઈ હશે, તેથી બોલતી નથી. એમ ધારીને ત્હેની પાસે જઇને ત્હેને હલાવવા લાગ્યો, પરંતુ શ્વાસોશ્વાસ બંધ થએલો જોઇને રડવા લાગ્યો. ત્યારે બ્રાહ્મણો ત્હેને શાંત પાડવા લાગ્યા કે, ભાઈ! તું ઘણો ભાગ્યશાળી છે તેથી ત્હારી સ્ત્રીનાં મુડદાંને પણ જુએ છે પરંતુ હમારી સ્ત્રીઓ તો તે ગોવાળીયાની પાસે જે ગઈ છે તે પાછી આવશે અને હમે તેમને જોઇ શકીશું એવું જણાતું નથી. અસ્તુ!

પરમાત્માને ખાતર જે સ્ત્રીએ પોતાનું શરીર છોડયું હતું, ત્હેણે પરમાત્માને જોવાની તથા અન્ન અર્પણ કરવાની ઇચ્છા રહી ગઇ હતી, તેથી તે સૂક્ષ્મ દેહથી ભગવાનની પાસે આવી. ત્યારે પરમાત્માએ ત્હેની ઇચ્છા મુજબ નવો સ્થૂલ દેહ નિર્માણ કર્યો અને ત્હેના હાથમાં ષડ્રસ અન્નનું ભરેલું પાત્ર પણ આપ્યું. એટલામાં આણી તરફથી પેલી બધી સ્ત્રીઓ આવી, ત્યારે તેઓએ પરમાત્માની પાસે ઉભી રહેલી તે સ્ત્રીને જોઇ અને કહેવા લાગી કે, એના પતિએ એને રોકી રાખી હતી, છતાં હમારા પહેલાં અંહી કેવી રીતે આવી? અસ્તુ! ત્યાં શામસુંદર, પીતાંબરધારી શ્રીકૃષ્ણ ત્હેમની નજરે પડતાંજ ત્હેમણે નેત્રોદ્વારા ત્હેમને પોતાના હૃદયને વિષે આણ્યા અને ઘણા કાળસુધી આલિંગન દઇને, જે પ્રકારે સુષુપ્તિના સાક્ષી પ્રાજ્ઞ આત્માને અહંકારી જીવ આલિંગન દઇને તેને વિષે વિલીન થઇને તાપ નિર્મુકત થઈ જાય છે, તેવીજ રીતે પોતાના સંસારતાપોને શાંત કરી દીધા.

ભગવાન્ જાણી ગયા કે આ સઘળી યુવતિઓ સાંસારિક આશા વાસનાનો પરિત્યાગ કરીને મ્હારાં દર્શનો કાજે અંહી આવી છે. ત્યારે મજાક કરતા કરતા પ્રભુએ તેઓને કહ્યું કે, હે દ્વિજસ્ત્રીઓ! ત્હમે અંહી આવી તે સારૂં થયું, આવો બેસો ત્હમારૂં કયું કાય હું કરૂં? સકલ પ્રાણીઓનો અંતરાત્મા હું હોવાથી મ્હારાપર બધાયનો પ્રેમ હોય છે, અને વિવેકયુકત પુરૂષ મ્હારી નિષ્કામ ભક્તિ કરે છે. ત્હમને પતિ વગેરે મ્હારાં દર્શન કરવાને આવવા ન્હોતા દેતા તોપણ તે પ્રતિબંધને દૂર કરીને ત્હમે મ્હારે વાસ્તે આ અનાજ લઈ આવી, તેથી ત્હમે ઘણી ભાગ્યવતી છો! હવે મ્હારાં દર્શનથી ત્હમે કૃતાર્થ થઇ છો, માટે યજ્ઞ મંડપને

વિષે જજો, તો તમારી સહાયથી ત્હમારા પતિ યજ્ઞ પૂર્ણ કરશે. ત્હમાર વડે તેઓનો ગૃહસ્થાશ્રમ ચાલ્યો છે, તેથી ત્હેમના પર અનુગ્રહ કરવા ખાત રજ હું ત્હમને જવાનું કહું છું.

તે સાંભળીને તેઓ બોલી, હે પ્રભો ! આવું ક્રૂર ભાષણ કરશો નહિ ગન્તવ્ય સ્થાનપર પહોંચ્યા બાદ ગતિ બંધ થાય છે, તેથી સંસારને પેલે પાર જે ત્હમારૂં પદ (સ્થાન) છે, તેને હમે પ્રાપ્ત થયા બાદ પછી કય અને કેમ કરીને જઇએ ? શ્રુતિએ એમ કહ્યું છે કે, ત્હમારા (બ્રહ્મ) પદન પ્રાપ્તિ થયા બાદ સંસારને વિષે ફરી ફેરો ખાવો પડતો નથી, અને ત્હે તો પાછા જવાનું કહો છો, તો એ શું મિથ્યા વચન છે ? પરંતુ શ્રુતિ તે ત્હમારી જ વાણી હોવાનું પ્રસિદ્ધ છે. માટે તે વચન સત્ય કરો. 'મ્હારે ભક્ત કદી નાશ પામતો નથી' એ પણ આપનું કથન છે, તો હમારો ત્ય ગ ના કરો. હમે સર્વ પરિવારને તજીને ત્હમારૂં દાસ્ય કરવા ખાતરજ આ છીએ. હવે હમે પાછી જઇએ, તો હમારા પતિ, માતા પિતા, ભાઈ વગે કોઈ પણ હમારો અંગિકાર કરશે નહિ. ત્હમે કામ ક્રોધાદિક શત્રુઓનો ના કરો છો, તેથી હમે ત્હમારાં ચરણની સેવા કરવાને આવી છીએ. હમ સ્વર્ગાદિ લોકોની ઇચ્છા નથી, તેથી હમે અંહીથી પાછી જવાની નથ ત્હમારાં ચરણનો વિયોગ હવે હમારૂં જીવનજ હરી લેશે. સંસારના સ ભોગો ખદિરના અંગારાની શય્યા સમા છે, તે ઉપર સુખનિદ્રા કેમ કરી આવશે ? વિષવલ્લીના વનને વિષે આરામ કોણ પામી શકે ? કાલ સર્પન મુખમાં કોણ પ્રવેશ કરે ? વીંછીઓથી ભરેલા મકાનમાં સુખપૂર્વક કોણ સ્થિતિ કરી શકશે ? તેજ પ્રમાણે સંસારને વિષે કયું પ્રાણી આનંદ ભોગવ શકે તેમ છે ? એના કરતાં તો બહેતર છે કે, ત્હમેજ ત્હમારા હા વતી હમને જમનામાં ડૂબાડી દો, તો સઘળા દુઃખોમાંથી હમે છુટીએ.

ભગવાન્ બોલ્યા, હે ઋષિ પત્નીઓ ! મ્હારી કૃપા દૃષ્ટિ જેમના ઉપ થઇ, તેઓની સામે વક્રદૃષ્ટિથી જોવાને કાલ પણ સમર્થ ના થઇ શકે, તે બીજાની શી વાત ! ત્હમારા પતિ પુત્ર બાંધવ વગેરે ત્હમને બીલકુલ દો દેશે નહિ, પરંતુ ઉલટા ધન્યવાદ આપશે. તથા દેવતા પણ ત્હમારૂં સન્મા કરશે. પ્રત્યક્ષ શરીર સમાગમ (સન્નિધિ)થી મનુષ્યોને સુખ મળે છે, ય પ્રેમની વૃદ્ધિ થાય છે, એવો કાંઇ નિયમ નથી. જે બે વ્યક્તિઓનાં મ પરસ્પરને વિષે અનુરાગયુક્ત થાય છે, તેઓનો જો કે વિયોગ થયો હોય તોપણ તે સમાગમજ છે એમ જાણવું. પરંતુ શરીરવડે પાસે હોવા છત પણ હૃદયને વિષે પ્રેમ જો હોય નહિ, તો તે સમાગમ વિયોગ સમાન

જાણવો. એટલા માટે હમે મ્હારાં સ્વરૂપને વિષે હમારાં ચિત્ત ચોંટાડો, અને આ ચરાચર મ્હારૂં સ્વરૂપ છે, એમ સમજીને પ્રપંચ કાર્ય કરો, તો હમે સત્વરજ મ્હારા પદને પામશો. એટલું સાંભળીને, હેમણે જે અન્ન આણ્યું હતું, તે એમને સમર્પણ કીધું, અને તેઓ બધીય પ્રદક્ષિણા કરીને પાછી યજ્ઞ સ્થાનને વિષે ચાલી ગઇ. જતી વખતે જો કે હેમના પતિ પુત્રાદિકોએ તેઓને અટકાવ કર્યો હતો, તોપણ પાછા આવ્યા બાદ હેમને કશો દોષ દીધો નહિ, અને હેમની સહાયથી હેમણે યજ્ઞ સંપૂર્ણ કર્યો. આણી તરફ હેમણે આણેલાં અન્ન વગેરે વડે શ્રી કૃષ્ણે ગોપાલોને ભોજન આપ્યું તથા ભાઇ સમેત પોતે પણ ભોજન કર્યું.

શુકદેવ કહે છે હે રાજા! આમ મનુષ્યને અનુરૂપ એવી લીલા કરીને પરમાત્મા, ગાય, ગોપાલ અને ગોપી વગેરેને આનંદ પમાડતા હતા. હે રાજા! તે બ્રાહ્મણોએ શ્રીકૃષ્ણ અને બલરામની અન્નની યાચનાનો ભંગ કીધો, તેથી હેમને ઘણો પશ્ચાત્તાપ થયો. તેઓ કહેવા લાગ્યા કે, હમારી સ્ત્રીઓએ શ્રીકૃષ્ણની અલૌકિક ભકિત કીધી પરંતુ હમે તો ભકિત વિનાના રહી ગયા. હમારા જન્મને તથા વ્રત, વિદ્યા, કુલ, કર્મ અને દક્ષતાને ધીક્કાર છે. કેમકે, હમે ભગવાનની વિમુખ થયા. પરમાત્માની માયા યોગીઓને પણ મોહ પમાડે છે ત્યાં હમારી શી વાત? પરંતુ એ સ્ત્રીઓનાં તો ઉપનયન સંસ્કાર પણ ન્હોતા થયા, તથા એમનામાં કાંઈ પણ તપ અને આત્મવિચાર નથી, શુદ્ધતા તથા શુદ્ધ કર્મ પણ નથી અને હમારે તો સઘળા સંસ્કાર થએલા હોવા છતાંય પરમાત્માને વિષે એમના જેવી હમારી દઢ ભકિત નથી, એ કેટલું બધું આશ્ચર્ય?

અથવા આમ તો નહિ હોય? કે હમારૂં અજ્ઞાન પ્રકટ કરી બતાવવા ખાતરજ શ્રીકૃષ્ણે ગોપાલોને મોકલ્યા અને અન્નની યાચના કીધી? નહિ તો પૂર્ણકામ પરમાત્માને અન્નની યાચના કરવી સંભવે કેવી રીતે? દેશ, કાલ, ઋત્વિજ, અગ્નિ, યજ્ઞ, યજમાન, ધર્મ ઇત્યાદિ જેમનું સ્વરૂપ છે, તે ભગવાન્ વિષ્ણુ યાદવકુલમાં પ્રકટ થયા છે, એવું સાંભળવા છતાંય આ વખતે હમને તે વાતની વિસ્મૃતિ થઇ તો પછી હમારા જેવા મૂઢ કોણ? તો હમેજ. તેમ છતાં, હમે હમારી જાતને ધન્ય સમજીએ છીએ કે પરમાત્માની ભકિત કરનારી સ્ત્રીઓ હમને મળી છે. તેને લીધેજ હમારી પરમાત્માના પ્રત્યે આટલી શ્રદ્ધા અને ભકિત ઉત્પન્ન થઇ. હે ભગવન્! હમારી માયાવડે હમારી બુદ્ધિ મોહિત થઈ જવાથી, હમે કર્મ માર્ગને વિષે ભ્રમણ કરીએ છીએ. હમારે હાથે જે કાંઈ હમારો અનાદર થયો હોય, તે ક્ષમા કરો. તે

ઋષિઓને આ પ્રકારે પોતાના અપરાધને માટે પશ્ચાત્તાપ થયો, અને શ્રીકૃષ્ણ પરમાત્માનાં દર્શન કરવાની ત્હેમને ઇચ્છા થઇ. પરંતુ કંસના ભયના માર્યા તેઓનું એણી તરફ જવાનું થયું નહિ.



## ભાવાર્થદીપિકા.

આના પહેલાના બે અધ્યાયમાં, કૃતયુગના ધ્યાન ધારણ આદિ ધર્મ અને દ્વાપરયુગનો અર્ચનધર્મ કથીને, આ અધ્યાયને વિષે ચતુર્થ કલિયુગમાં પરમાત્માનાં નામનું સંકીર્તન એજ ઉત્તમ ધર્મ છે, સત્પથ છે, એવો ઉલ્લેખ કર્યો છે.

'તે સર્વ ગોપાળો બળરામ તથા કૃષ્ણની પાસે આવીને ક્ષુધાની શાંતિને સારૂ તેઓની પ્રાર્થના કરવા લાગ્યા' તેમાં ત્હેમનો એજ આશય હતો. આજ સુધી જે જે દુષ્ટ દાનવો હમને પીડતા હતા, તેઓનો નાશ એમણેજ કર્યો છે; તેથી આ સમયે હમને જે આ ક્ષુધા રાક્ષસી દુઃખ દઇ રહી છે, તેના નાશનો પણ એઓજ જલદી ઉપાય શોધશે અને નાશ કરશે. હમે જો **अनाशित** (ખાધા વગરના) રહીશું, તો આ (ક્ષુધા) પણ **अ-नाशित** (નષ્ટ નહિ એવી) થશે, તેથી કાંઇક તજવીજ કરો એમ કહ્યું. જે ક્ષુધાના નાશને ખાતર સઘળા લોક રાતદિવસ આલસ્ય રહિત થઇને પ્રયત્ન કરે છે, તથા જેને જીતવાને માટે તપસ્વી લોક તૃણ, જલ, પવન, વગેરે ખાઇને તપ કરે છે તેમ છતાં તેને પરાભવ પમાડવાને કોઇ સમર્થ થયું નથી, એવી એ દુષ્કર છે. તેથી એ બન્ને જણા મળીને એના નાશની યુક્તિ ખોળી કાઢશે. એવો પોતાનો હેતુ દર્શાવી આપવા સારૂજ ત્હેમણે તે બન્નેની પ્રાર્થના કરી હોય, એમ લાગે છે.

અથવા એ ક્ષુધા વૈરીરૂપ નથી. કેમકે, એ હમારા ઉદરને વિષેજ નિરંતર વાસ કરે છે; તથા એની તુષ્ટિ થવાથી હમે પુષ્ટ થઇએ છીએ અને એ નિરંતર જગતની વૃત્તિ (વર્તન, જીવન)નો પણ હેતુ છે. એ પ્રમાણે મિત્ર સમી થએલી હોવા છતાં, દયારહિત થઇને હમને એ ખુબ પીડા આપે છે, તેનું તત્વ બલરામ અથવા શ્રીકૃષ્ણ જાણતા હશે, તેની હમને શી ખબર ? એવા આશયથીજ ત્હેમણે તે બન્નેનાં નામ લઇને પ્રાર્થના કીધી હશે, એમ જાણવું. ભગવાન્ શ્રીકૃષ્ણને પણ તે વખતે ક્ષુધા લાગી હતી. તે દિવસે કોઇએ પણ પોતાને ઘેરથી ખાવાનું આણ્યું ન્હોતું,

એ પ્રમાણે પહેલાં કહી ચુકયા છીએ એટલા માટે ત્હેમણે પણ એ લોકોની સાથે પોતાની પણ ક્ષુધાને શાંત કરવાનો ઉદ્યમ કીધો, યાને 'મ્હને અને બલરામને ભુખ લાગી છે અને અન્ન માંગીએ છીએ' એવો સદેશો કહેવાનો કહ્યો. ત્હેમણે વિચાર કર્યો કે, પહેલાં જમનાજીને કિનારે પ્રકટેલો જે દાવાગ્નિ, તથા મુંજારણ્યને વિષે ઉત્પન્ન થએલો જે દાવાગ્નિ, તેની શાંતિ તે વખતે તેને ખાવાનું કશુંય નહિ મળવાથી ન્હોતી થઈ; કેમકે, મ્હેંજ તેનું પાન કર્યું હતું. પરંતુ આ સમયે જે જઠરાગ્નિ પ્રદીપ્ત થયો છે, તે એના કરતાં પણ ક્રૂર દેખાય છે, તેથી એને કાંઇક ખાવાનું આપ્યા વગર એ શાંત થશે નહિ, એમ લાગે છે. એવા આશયથીજ ત્હેમણે તેને શાંત-તૃપ્ત કરી દેવાના હેતુથીજ, તે ગોપાળ બાળકોની સાથે ભોજનનો ઉદ્યમ કર્યો હોય એમ પ્રતીત થાય છે. ક્ષુધા કેવી અનિવાર્ય છે, તે સઘળા લોક જાણે છેજ, તથા તેનું દુઃખ કયાં સુધી થાય છે એ પણ કહી શકાય તેમ નથી; જીંદગી ભર અને દરરોજ. મનુષ્યની માતા મરી જાય, તો છ માસ સુધી દુઃખ થાય; પિતા મરી જાય તો એક વરસ સુધી થાય, પત્ની મરી જાય તો તેનું દુઃખ જ્યાં સુધી પાછી બીજી પત્ની નહિ મળે ત્યાં સુધી. આ પ્રમાણે જગતનાં સઘળાં દુઃખોની કાંઇને કાંઈ મર્યાદા છે; પરંતુ ક્ષુધાનું દુઃખ તો દરરોજ થયાંજ કરે છે. અસ્તુ !

'અન્ન માંગવાનું કહ્યું અને મોકલ્યા' એમાં આ ભાવ જાણવો હૃદયસ્થ વાસનાનો નાશ ભક્તના સમાગમ વડે થાય છે, એ પ્રકારનો પોતાનો આશય સ્પષ્ટ કરવા સારૂ ભગવાને તેઓને भक्त (અન્ન)નો સમાગમ કરવા માટે મોકલ્યા, એમ જાણવું. કેમકે, તે भक्त (અન્ન)ના સમાગમ વડેજ ત્હેમનાં હૃદય (ઉદર)માં રહેલી ક્ષુધા રૂપી વાસનાનો નાશ થવાનો હતો, અને તે થયોજ. અથવા, ગોપાલોના મનમાં એમ હતું કે, હમે જે નીચ જાતિને વિષે ઉત્પન્ન થએલા ગોવાળીયા છીએ, ત્હેમનાં અંતરમાં ભગવાનના પ્રત્યે આટલી બધી પ્રીતિ છે, તો ઉત્તમ જાતિવાળા આ બ્રાહ્મણોમાં કેટલી બધી હશે, તેની કલ્પના પણ હમને થતી નથી. તેઓની એ પ્રકારની ભ્રાન્તિ દૂર કરવા માટેજ તેઓને એમના તરફ મોકલ્યા એમ સમજવું. અને વળી ખ્યાલ કરો ! પરમાત્મા અંતર્યામી હોવાથી ત્હેમને શું એ વાત વિદિત ન હતી? કે એ બ્રાહ્મણોને હાથે એમને અન્ન નહિ મળે ? વિદિત હતુંજ. તો પછી શું કામ તેઓની પાસે પોતાના મિત્ર ગોપાલોને મોકલ્યા ? તો સાંભળો. જગતમાં ब्रह्म (વેદ)ની વાર્તા-ચર્ચા-કરનારા અને બ્રહ્મની વ્યાખ્યા કરનારા પરંતુ અસત્ સત્ જાણીને તેનો ત્યાગ તથા ગ્રહણ કરવાને વિષે જેમની

મતિ નથી એ પ્રકારના બહિર્મુખ અને યજ્ઞ વગેરે કર્મ કરીને તેનાથી પોતાની કીર્તિ, મંદીરની ધ્વજાની પેઠે પોતાના મુખથીજ ફડફડાટ કરી દેખાડનારા જે લોક હોય છે, તેઓના મનમાં કાંઇ પણ શ્રદ્ધા હોતી નથી, અને તેને લીધેજ ત્હેમને કશુંયે ફળ મળતું નથી, તથા મ્હારા પર તો ત્હેમને બીલકુલ પ્રીતિ હોતીજ નથી. એ બધીય બાબતનું જ્ઞાન લોકોને કરી દેવા માટેજ જાણી બુઝીને કૃષ્ણે ગોપાલોને ત્યાં મોકલી આપ્યા. નહિ તો, જે પ્રભુથી પોતાના ભક્તોનું કોઇ અપમાન કરે તે સહન થતું નથી, તે ગોપાલોને ત્હેમની પાસે અપમાન કરાવવાને મોકલે, એ વાત સંભવિત છે ? નહિજ. તેથી ઉપરોક્ત આશય જાણી લેવો.

'બન્નેનાં નામ કહી દેવાં એમ કહ્યું હતું,' તેમાં તેનો આશય આવો પ્રતીત થાય છે કે, જો કદાચ તેઓ **भोगी** (વિષયભોગી) હશે, તો બલરામનાં નામ પર ત્હેમને શ્રદ્ધા ઉપજશે. કેમકે, તેઓ **भोगी** (શેષાવતારી) છે. અને જો **भक्त** (પ્રેમી) હશે, તો મ્હારૂં નામ સાંભળીને શ્રદ્ધાળુ થશે અને અન્ન પ્રદાન કરશે. કૃષ્ણની આજ્ઞા થતાંજ તે સર્વ ગોપાલો તેઓ જ્યાં જમુના કિનારે યજ્ઞ કરી રહ્યા હતા, ત્યાં જઈ પહોંચ્યા. હવે સહુથી પહેલાં તો તે બ્રાહ્મણો ગોકુલથી દૂર અરણ્યને વિષે જઇને કેમ સ્થિત થયા હતા, તે જુઓ !

પરમાત્માએ બાળપણમાં પૂતના, તૃણાવર્ત, શકટાસુર, અઘ, બક, વત્સાસુર ઇત્યાદિકોને મારી નાંખ્યા હતા, તથા બાર ગામ સુધી પ્રસરી રહેલા અગ્નિનું પાન કર્યું હતું, વાછરડાંનું હરણ કરીને બ્રહ્મદેવનાં અભિમાનને પણ ખંડિત કરી નાંખ્યું હતું. એ પ્રકારનાં અનેક અલૌકિક કર્મ કર્યાં હતાં, તે બધું તે બ્રાહ્મણો જાણતા હોવા છતાંય નિન્દા કરતા હતા. તેઓ કહેવા લાગ્યા કે, આ ગોવાળીઆએ સારાંય ગોકુલને કર્મભ્રષ્ટ કરી દીધું છે. સ્નાન, સંધ્યા, યજ્ઞ, આચાર ઇત્યાદિ સઘળું ડુબી ગયું. જ્યાં ત્યાં ગોપાલ બાલકોને સાથે લઇને ચોરીનું કર્મ એ કરે છે, અને પરસ્ત્રીઓની મશ્કરી કરે છે. એવાં ગોકુલમાં રહેવાથી હમારા આચાર શુદ્ધ રહે નહિ. હમે ઉચ્ચ કુલમાં ઉત્પન્ન થએલા બ્રાહ્મણ, હમને કોઇનો પણ સ્પર્શ નહિ થવો જોઇએ, તોજ હમારૂં વૈદિક કર્મ પરિપૂર્ણ થાય. એવા વિચારથી તે બ્રાહ્મણોએ ગોકુળ છોડીને, કૃષ્ણના ભયના માર્યા દૂર અરણ્યમાં જમુનાને કિનારે નિવાસ કર્યો હતો, અને ત્યાં તેઓ એક વખત બૃહસ્પતિસવ નામનો યજ્ઞ કરતા હતા. પરમાત્માનું યથાર્થ સ્વરૂપ ત્હેમણે ન્હોતું જાણ્યું અને જ્ઞાતાપણાનું અભિમાન ધારણ કરીને સ્વર્ગાદિ ભોગોની પ્રાપ્તિને કાજે યજ્ઞ

કરી રહ્યા હતા. પરમાત્માને હૃદયમાં જાણ્યા વિનાનો જેટલો આચાર તેટલો અનાચાર, જેટલી કલા તેટલી વિકલા, વેદશાસ્ત્ર પુરાણપઠન વગેરે દારૂડીયાનાં ભાષણ સમાનજ સમજવું. એકાદ સ્ત્રી સુંદર, ચતુર, બત્રીસ લક્ષણ સંપન્ન હોવા છતાંય ત્હેનું મન પતિસેવા–ભજનને વિષે પ્રવૃત્ત ન થયું હોય, તો તે સઘળા ગુણ શા કામના? અથવા ગધેડાની પીઠપર ચંદનનો ભાર, અગર ષડ્રસ અન્નને વિષે દર્વી (કડછી) નો નિવાસ, તેના જેવુંજ એ સઘળું નિષ્ફળ જાણવું. કિંવા વિધવાનું યૌવન, ગર્ભાંધનાં નેત્ર, ભાટનું શૂરત્વ, લોભીનું તત્વજ્ઞાન તથા જાર પુરૂષનો આચાર, કૃપણનું ઉચ્ચ મકાન અને કંટક વૃક્ષનું અરણ્ય જેમ વ્યર્થ છે, તેજ પ્રમાણે પરમાત્માની કૃપા સંપાદન કર્યા વગરની અને તેટલા ખાતર ત્હેમની ભકિત કર્યા વિનાની ચૌદેય વિદ્યા ને ચોસેઠેય કલા વ્યર્થજ જાણવી. અસ્તુ !

'ગોપાળ બાળકોએ ત્યાં આવીને બ્રાહ્મણોને નમસ્કાર કર્યાં.' એ ઉપરથી બ્રાહ્મણ દાતા હોય અથવા શઠ (કૃપણ) હોય, તોપણ આ લોકમાં તે વન્દ્યજ ગણાય છે, એમ નમનથી સ્પષ્ટ થયું એ જાણી લેવું. તથા યાચકનું સ્વરૂપ પણ વ્યક્ત કરી દીધું કે, ત્હેને બીજાને નમસ્કાર કરવા પડે છે અને હાથ જોડીને નમ્ર ભાષણ કરવું પડે છે. સંસારમા સઘળાને સમયાનુસાર યાચના કરવાનો પ્રસંગ આવે છે, અને તે વખતે એમ કર્યા વિના ચાલતું નથી, એ વાત અનુભવ સિધ્ધ છે જ; પછી તે ગમે તે હોય.

'ગોપાળોએ કહ્યું કે બળરામે હમને મોકલ્યા છે.' વસ્તુઃ કૃષ્ણે મોકલ્યા હતા પરંતુ ત્હેમનું નામ નહિ કહ્યું અને રામનું કેમ કહ્યું ? તો સાંભળો ! અગર જો કે પોતાના સ્વામીએ યાચના કીધી હોય, તોપણ દાતાની આગળ સેવકોએ ત્હેનું નામ લેવું ન જોઇએ. કેમકે, જો કદાચ તે કાંઇપણ ના આપે, તો તેમાં પોતાના પ્રભુને અત્યંત લઘુતા પ્રાપ્ત થાય છે. એવો વિચાર તેઓના મનમાં આવ્યો, અને તેઓએ તે બ્રાહ્મણોને કહ્યું કે, હમે બળરામના કહેવાથીજ આવ્યા છીએ, તે યુક્તજ સમજવું. અથવા આ પણ ભાવ જાણી લેવો. રામ શેષનો અવતાર છે, અને જે ભૂમીપર હમે ભૂદેવ નામ ધારણ કરીને સદ્ધર્મની પ્રતિષ્ઠા કરવાને કાજે સ્થિત થયા છીએ, તે ભૂમીને ત્હેમણે પોતાના માથાપર ધારણ કરી છે. તે સકલ અભીષ્ટ દાતા અને સકલના આધારભૂત રામ, અંહીઆ આવ્યા છે, એવું સાંભળીને તે બ્રાહ્મણો જલદી હમને કાંઇક આપશે, એવા આશયથી ત્હેમણે રામનું નામ તેઓની આગળ દીધું.

'ગાયોની રક્ષા કરે છે, તેઓને ઘાસ ચરાવે છે' ઇત્યાદિ કહીને

ગોપાળોએ તેઓને એ વાતનું સૂચન કર્યું કે, જે **ગો** (ઇન્દ્રિય)નાં રક્ષણથી અર્થાત્ નિગ્રહ કરવાથી આ જગત્માં ત્હમારી વિશેષ પ્રતિષ્ઠા થાય છે, તે પરમાત્મા વડેજ. કેમકે, તેઓ નિત્ય અંતરમાં સ્થિત થઇનેજ તે ગો (ઇન્દ્રિયો)નું પ્રતિક્ષણ પાલન કરે છે. આ પ્રકારના હમારાં વચન ઉપર જો ત્હમને શ્રધ્ધા થતી હોય, તો એમનાં તરફથી આવેલા હમને આપ અન્નપ્રદાન કરો; નહી તો 'ના' એવો જવાબ દો. અથવા, પ્રાતઃકાળથી ગાયોને ચરાવતા દૂર આવ્યા છે, અને તેને લીધે ઘણા થાકી ગયા છે તથા ક્ષુધાકુળ થયા છે, એવો વિચાર કરીને એમનો સંતોષ કરો. કિંવા, યજ્ઞના સમયે જે કોઇ અતિથિ આવે ત્હેને અન્નદાન કરવું જોઇએ, એવો જે યજ્ઞનો ગુણ, તે જોઇને પણ આપો તો ઠીક! જેમ કર્યાથી ત્હમને સુખ થાય એવું વિચારપૂર્વક કરો. હે વિપ્રો! ભગવાન્ **પ્રણવ** (ઓંકાર) પ્રિય છે. ભગવાનનું નામજ પ્રણવ છે, અને જે જેનું નામ તે ત્હેને પ્રિય હોય છેજ. તેમજ આપ પણ નિરંતર પ્રણવ (ઓંકાર)ની ઉપાસના કરો છો. એવું જોઇનેજ હમે **પ્ર-ણવ** (પ્ર-નવ, યાને નૂતન તાજુ અન્ન)ની પ્રાપ્તિને કાજે આપની પાસે આવ્યા છીએ, તેથી હમારી એ ઇચ્છા પૂરી કરો.

'દીક્ષિતનું અન્ન ખાવામાં કશો દોષ નથી,' એ પ્રકારે ગોપાળોએ જે કહ્યું, તેમાં તેઓએ એ બ્રાહ્મણોને પોતાનાં મહાત્મ્યનું ભાન કરાવ્યું, એમ સમજવું. કે હમે જે ગોપાળ છીએ, ત્હેમને જગતના ઇતર ગોપાળ જેવા પ્રાકૃત સમજવા નહિ. તો, ભગવદ્ વચન (વેદ) નો સાર જાણવાવાળા તથા યજ્ઞ સમૂહના અંગભૂત છીએ. અર્થાત્ એ સઘળા દેવ રૂપેજ ગોકુળમાં અવતર્યા હતા. નહિતર સામાન્ય ગોપાળ શું વિધિ નિષેધાત્મક વેદવાણીને જાણી શકે કે.?

'શ્રીકૃષ્ણને તેઓ સામાન્ય મનુષ્યજ સમજતા હતા.' વાસ્તવિક છે. મનુષ્ય પોતાના જેવોજ બીજાને સમજે છે. તે બ્રાહ્મણો પોતાને મનુષ્યજ જાણતા હતા, આત્મરૂપથી જોતા ન હતા. વર્ણ, જાતિ, આશ્રમ ઇત્યાદિનો સંબંધ દેહની સાથે છે, નહિ કે આત્માની સાથે. એ જ્ઞાન ત્હેમને નહિ હોવાથી, ત્હેમણે શ્રીકૃષ્ણને પોતાના જેવાજ ગણ્યા એમાં શું આશ્ચર્ય? પોતાની દૃષ્ટિથી પરમાત્માને જોવા એ અજ્ઞાન છે અને ત્હેમની ઇશદૃષ્ટિથી પોતાને દેખવું યાને બ્રહ્મરૂપ સમજવું એ જ્ઞાન કહેવાય છે. તે બ્રાહ્મણોમાં અજ્ઞાન હોવાથી, તેઓએ એમને પોતાની મનુષ્ય દૃષ્ટિથીજ જોયા. સારાંશમાં, જાણી લેવું કે જગતમાં સત્કર્મ કરનારા ઘણા હોય છે, યોગીપણ પુષ્કળ હોય છે, અને બ્રહ્મવાદી પણ ઘણાયે છે, પરંતુ પરમાત્માનાં સત્ય સ્વરૂપને જાણનારો

ભેદપણુ હોતો નથી, એ આમાં સ્પષ્ટ થયું. અસત્-માયિક જગતને વિષે સદ્વસ્તુ અગર સત્ય ભાષણુ કોઇને પ્રિય હોતું નથી. અર્જુનને પણુ જ્યારે પરમાત્માએ પોતાનું વિરાટ્ સ્વરૂપ બતાવી દીધું, ત્યારે ત્હેને પણુ ભય ઉપજ્યો હતો. તેજ પ્રમાણે, પરમાત્માનું સત્ય સ્વરૂપ પણ જો જોવામાં આવે, તો તે પણુ ભય ઉપજાવ્યા વગર રહે નહિ. માયિક સ્વરૂપ ઉપર જેટલો પ્રેમ હોય છે, તેટલો તેનાપર રહે નહિ. લૌકિકમાં, પરમાત્માને સારૂ અન્નકૂટનો ઉત્સાહ વગેરે કરીને પુષ્કળ રૂપીયા ખર્ચીને લોકો અનેક પકવાન્ન કરે છે, પરંતુ પરમાત્મા જો ગોવર્દ્ધનની પેઠે પોતાનું રૂપ પ્રકટ કરીને, સકલ અનાજ 'લોકોએ જે ઘણા પ્રેમ, શ્રદ્ધાભક્તિથી અર્પણુ કર્યું છે તેજ, બીજું અસમર્પિત નહિ' ખાય તો જુઓ કરનારાઓની કેટલી બધી અશ્રદ્ધા થાય તે!! જ્યાં લગી પ્રતિમાને આગળ ધરીને પોતાને પ્રસાદ મળે છે, ત્યાં સુધીજ સત્ય પ્રેમ છે. જેને માટે એક ઉદાહરણ આપવામાં આવે છે.

એક ગૃહસ્થ નાગ પંચમીનું વ્રત કરતો હતો. ત્હેણે તે દિવસે-શ્રાવણુ શુક્લ પંચમીને દિવસે-માટી વગેરે આણી અને તેની નાગની પ્રતિમા બનાવીને, સકલ પૂજા સામગ્રી પાસે લઇને તે પૂજા કરવાને બેઠો. ધૂપ, દીપ વગેરે ઉપચાર સમર્પણુ કર્યા બાદ જ્યારે નૈવેદ્ય દેખાડવા લાગ્યો, ત્યારે પાસેજ એક દર હતું, તેમાંહેથી એક મોટો નાગ નીકળ્યો. એમ સમજો કે જાણે પરમાત્માએ જ ત્હેની ભક્તિનું પારખું જોવાને માટે તેને ત્યાં મોકલ્યો હોય, એમ લાગતું હતું. તેને જોતાંવારને તે ગૃહસ્થની શી સ્થિતિ થઈ હશે, તેની કલ્પનાજ કરવી યુક્ત છે. તે ભયભીત થઇને મોટે સાદે પોકારવા લાગ્યો અને કહેવા લાગ્યો કે, અરે નાસો, નાસો. શું જોઈ રહ્યા છો? કાઠી લાવો. ઘરના માણુસોએ પૂછયું, શું થયું? શું થયું? ત્હેણે કહ્યું અરે, દેખાતું નથી શું તહમારાથી? આ જુઓ મોટો નાગ, મોટો નાગ. જલદી મારો એને નહિ તો કરડશે. આ પ્રકારે દોડાદોડ અને બોલચાલ થાય છે, એટલામાં તે નાગ ઝટ કરતો પોતાના દરમાં પેસી ગયો, કેમકે, તે જાત ઘણી ચપલ હોય છે. લોકોની ભાવનાની સ્થિતિ આ પ્રકારની હોય છે, તો ત્યાં પ્રત્યક્ષની શી શોભા?

વસ્તુતઃ મૃત્તિકાના નાગનું યાને મિથ્યા નાગનું તે પૂજન કરતો બેઠો હતો, એ ઉપરથી સત્ય નાગને માટે ત્હેનાં અંતરમાં કેટલી બધી પ્રીતિ હોવી જોઇએ અને આનંદ ઉપજતો હોવો જોઇએ? સત્ય પૂછો તો, ત્હેના પ્રકટ થતાં વારને મિથ્યા નાગને દૂધનું જે નૈવેદ્ય દેખાડતો હતો, તેજ તેની આગળ ધરી દેવાનું હતું. પરંતુ તે તો એક તરફ રહ્યું અને કાઠી લાવીને

ત્હેને મારવાનું કહેવા લાગ્યો. એ પ્રકારની લોકોની ભાવના પરમાત્મા અંતર્યામી હોવાથી જાણે છે અને સત્ય સ્વરૂપથી ગુપ્ત રહે છે. નહિ તર ત્હેમને પણ મારવાને કોઈ દોડે. કેમકે, લોકોને વિષે સત્યની રૂચિ નથી હોતી; અસત્યની અને વિપરીતની હોય છે. સત્ય વસ્તુ અગર વચન પ્રકટ થતાંજ ભય ઉપજે છે અને લોક તેની નિન્દા પણ કરે છે. પરંતુ જન્માન્તરના સંસ્કારથીજ એકાદ મનુષ્ય વિપરીત અને અસત્ વસ્તુઓથી વિરક્ત થઇને સદ્વસ્તુનાં યથાર્થ રૂપને જાણીને તેને વિષે તત્પર થાય છે. આજ દષ્ટાંતને અનુસરીને તે બ્રાહ્મણોએ પરમાત્માનાં તત્વને જાણ્યું નહિ અને નિન્દા કીધી, એમાં શું આશ્ચર્ય? દ્વાપરમાં જો આ પ્રકારની સ્થિતિ હતી, તો પછી હાલ તો કલિયુગજ ચાલી રહ્યો છે. એમાં એમજ થાય એ કહેવાની શી આવશ્યકતા?

'ગોપાળોને તે બ્રાહ્મણો પાસેથી કશો જવાબ નહિ મળવાથી તેઓ સઘળા પાછા આવ્યા, અને ત્હેમણે બધા સમાચાર ભગવાનને કહી દીધા, ત્યારે તેઓ હસવા લાગ્યા.' ભગવાને હસવાનાં નિમિત્તથી એ ધ્વનિત કર્યું કે, જે કુત્સિત પુરૂષોને મ્હારાં નામપર શ્રદ્ધા થતી નથી, તથા અતિથિ જનોને જે સંતુષ્ટ કરતા નથી, અને અન્નદાન કરવામાં જેમની વૃત્તિ થતી નથી, ત્હેમણે અગ્નિને વિષે ઘણા ઘીનો હવન કર્યો હોય, મૌન ધારણ કર્યું હોય, વેદની પુષ્કળ ગર્જના કીધી હોય, તોપણ તે કર્મ તેઓને ફલદાયી નીવડતાં નથી. અથવા ભગવાનને આશ્ચર્ય લાગવાથી તેઓ હસવા માંડયા, એમ જાણવું. શું આશ્ચર્ય? તો જુઓ! મનુષ્યનો જે વચનમાં અર્થાત્ ભાષણને વિષે દૃઢ અભ્યાસ થાય છે, તે વચન અથવા શબ્દ ત્હેને મ્હોંએથી સહજ નીકળે છે; ત્હેને કાંઇ પ્રયત્નની અપેક્ષા રહેતી નથી, એવો સર્વને અનુભવ છે પરંતુ આ બ્રાહ્મણોનાં મુખેથી **ओं** અથવા **नेति** (હા અથવા ના) એમાંહેથી એક પણ શબ્દ નીકળ્યો નહિ, તેથી **ओं** (પ્રણવ) અને **नेति नेति** (સકલ દૃશ્ય વસ્તુનો નિષેધ કરીને આત્માને દેખાડનારૂં વેદવચન) એ શબ્દોની સાથે એ લોકોને બીલકુલ પરિચય નહિ હોય, એમજ સમજવું યુક્ત છે. નાહક એઓ દંભ કરી રહેલા હોવાથી વિસ્મય ઉપજ્યો. સારાંશ, કોઈ યાચના કરે, તો 'આપું છું અગર નહીં' એમાંહેથી ગમે તે એક જવાબ ત્હેને તરતજ દઇ દેવો. નહિ તો તે પુરૂષ પરમાત્માના ઉપહાસનો વિષય થાય છે. પરમાત્માએ ઉપહાસ કર્યા બાદ જગત્ કેમ કરીને ત્હેને સન્માને? અને એજ કારણને લઇને અપકીર્તિ તથા પશ્ચાત્તાપ વેઠવાં પડે છે. તે બ્રાહ્મણોએ કશોય જવાબ દીધો નહિ, તેપરથી એ વાત જાણી લેવી. અસ્તુ!

'પરમાત્માએ તે ગોપાળોને ફરીથી બ્રાહ્મણ સ્ત્રીઓની પાસે જવાનું કહ્યું.' તેમાં તે ગોપાળોને તથા લોકોને એમ દર્શાવી આપવાનો આશય હતો કે, ભાવિકજનોના હૃદયને વિષે જેવી મ્હારા પ્રત્યે પ્રીતિ હોય છે, તેવી પ્રીતિ યોગજ્ઞ અને યજ્ઞજ્ઞ તથા બ્રહ્મજ્ઞ મનુષ્યોનાં અંતરમાં યત્ કિંચિત્ પણ હોતી નથી. મ્હારી ભક્તિને વિષેજ જેમનાં ચિત્ત આસક્ત થાય છે, તેઓને ઇતર કર્મનો અધિકાર ન હો, તોપણ તેઓ, મ્હારા ચરણકમળથી વિમુખ થઇને જેઓ પોતપોતાના અધિકારને અનુરૂપ બીજાં કર્મ કરે છે, તેઓના કરતાં શ્રેષ્ઠ છે.

'બ્રાહ્મણ સ્ત્રીઓની પાસે જઇને ગોપાળોએ હેમને પ્રણામ કર્યાં,' જે સ્ત્રીઓ સ્વયમ્જ વન્દ્ય, તેમાં પોતાની માતાનાં સમાન અને ઉત્તમ યાજ્ઞિક બ્રાહ્મણોની પત્નીઓ, તથા જેમનું શ્રીકૃષ્ણે વર્ણન કર્યું હતું, હેમને હેમણે પ્રણામ કર્યા તે યુક્તજ. ગોપાળોએ તે બ્રાહ્મણોને જે કહ્યું હતું તેજ વચન સ્ત્રીઓને કહ્યું. પરંતુ હેમણે શ્રીકૃષ્ણનાં સ્વરૂપને જાણ્યું નહિ અને સ્ત્રીઓએ જાણ્યું. કારણ કે તેઓનાં અંતઃકરણ નિર્મલ હોવાથી હેમનાં અન્તરને વિષે ભગવાનના પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થઇ હતી. અને તે બ્રાહ્મણોમાં રજોગુણની અધિકતાને લીધે મલિનતા હતી, તેથી તેઓ સ્વર્ગના ભોગોની પ્રાપ્તિને કાજે યજ્ઞ કરી રહ્યા હતા; તો પરમાત્માનું સ્વરૂપ તેઓને કેમ કરીને સમજાય, અને ભક્તિ, નિરતિશય પ્રેમ પણ કેમ કરીને ઉત્પન્ન થઇ શકે? સ્ત્રીઓએ મનમાં વિચાર કર્યો કે, યજ્ઞભોક્તા નારાયણ તો ક્ષુધાથી વ્યાકુળ થયા છે, અને આ હમારા પતિ યજ્ઞ કરતા બેઠા છે? એ કેટલું બધું આશ્ચર્ય! હેમણે પોતાના પતિઓનું કલ્યાણ થાય એવી ઇચ્છાથી પરમાત્માને સંતોષવા ખાતર મનને વિષે ઉત્સાહ ધારણ કર્યો અને ચતુર્વિધ પુરૂષાર્થ દેનારા પરમાત્માને માટે ચતુર્વિધ અન્ન પાત્રમાં ભરીને જવાને માટે તૈયાર થઇ. પતિ બંધુ આપ્ત વગેરેએ હેમને પ્રતિબંધ કર્યો હતો, તેમ છતાં પ્રહલાદે જેમ પોતાના પિતાની આજ્ઞાને માન્ય કીધી નહિ, અથવા બલીએ શુક્ર ગુરૂનું દાનપ્રતિબંધક વચન માન્યું નહિ, વિભીષણે પોતાના મોટાભાઇને તજી દીધો, કિંવા ભરતે જેમ માતાનું વચન નહિ માનીને ચૌદ વર્ષ સુધી નંદીગ્રામને વિષે નિવાસ કીધો, તેજ પ્રમાણે પરમાત્માને સંતુષ્ટ કરવા ખાતર તે બધીય સ્ત્રીઓએ પતિની આજ્ઞાને ઉથાપી અને ચાલી ગઇ. નામરૂપનો ત્યાગ કરનારાને આપ્ત, બંધુ, ગુરૂ, માતા પિતા, ઇત્યાદિકોનો ત્યાગ કરવો એ શું કઠીણ છે?

'શ્રીકૃષ્ણને જોઇને તેઓનો સંસારતાપ નિમુક્ત થયો' એમ કહ્યું તે

યથાર્થજ. ઇષ્ટ વસ્તુનાં સ્મરણથી મનુષ્યને સુખ થાય છે, પરંતુ કદાચ તેજ વસ્તુ નજરે પડે, તો અતિશય આનંદ ઉપજે છે. પરમાત્મા સકલ પ્રિય પદાર્થોના કરતાંયે અતીવ પ્રિય અને પરમાનંદને જન્માવનારા છે, તો ત્હેમને જોઇને તે સ્ત્રીઓ સાંસારિક તાપોથી છૂટી કેમ નહિ થાય? ત્હેમણે વિચાર કર્યો કે, ભલે હમને વેદનો, પ્રણવ (ઓંકાર)નો અધિકાર નહિ હોય, તથા સકલ લોક હમને હીન કહે. પરંતુ હમે તો વેદાંતર્ગત, પ્રણવાંતર્ગત પદાર્થ (પરમાત્મા)ના દર્શન કર્યાં અને નિરૂપાધિક સુખનો લાભ લીધો. ચિત્તને વિષે એક પ્રણવ (ઓંકાર)નું ચિન્તન કરીને મુની લોક પોતાના તાપનો નાશ કરે છે, તો એ સ્ત્રીઓએ જ્યારે અનંત પ્રણવના જપથી પ્રત્યક્ષ થનારા ઇશને જોયા ત્યારે તેઓના તાપની શાંતિ થઇ એમાં શું આશ્ચર્ય? અથવા **અનંત** (શેષાવતાર બલરામ)ની સાથે પ્રણવઅર્થ (શ્રીકૃષ્ણ)ને જોયા, તો ત્હેમનો સંસારતાપ **અનંત** એટલે **અન્-અંત** (નાશ થયા વિનાનો) કેમ રહે? નહિજ. તરતજ નાશ પામે એમ સમજવું.

'સકલ પ્રાણીઓનો આત્મા હુ છું,' એ પ્રકારે સ્ત્રીઓને પરમાત્માએ જે કહ્યું તે તેઓને અવ્યભિચારિણી ભક્તિનો ઉપદેશ કરવાના આશયથીજ. તેઓને પરમાત્મા હમારા આત્મા છે, એવું જ્ઞાન થયા વગર અભેદ ભક્તિ કેમ કરીને થાય? એટલા માટે સર્વાન્તર્યામી આત્મા હું છું એવો પોતાનાં યથાર્થ સ્વરૂપનો ત્હેમને બોધ કરી દીધો.

'એક વિપ્ર સ્ત્રીને ત્હેના પતિએ બાંધી રાખી હતી, જવા ન દીધી, તેથી ત્હેણે પોતાનો સ્થૂલ દેહ છોડી દીધો.' તેમાં તેનો અભિપ્રાય આવો હતો જગતમાં કોઇ પણ પોતાની ઉપર કલંક મૂકે નહિ કે બીજી બ્રાહ્મણ સ્ત્રીઓ જેમ પોતાના પતિની આજ્ઞાને ઓળંગીને **પરપુરુષ** (પરમાત્મા)ની પાસે જતી રહી, તેમ એ પણ ચાલી ગઇ. તેથી ત્હેણે પતિએ જેનું પાણિ-ગ્રહણ કર્યું હતું, જેની સાથે લગ્ન કીધાં હતાં, તે દેહને પતિની પાસે છોડીને પોતાનાં અંશ (સૂક્ષ્મ દેહ)ને લઇને તે પરમાત્માની પાસે આવી પહોંચી.

'ભગવાને ભોજન કર્યું' વાસ્તવિક રીતે જેની મુક્તિ (શાંતિ)ને ખાતર આટલો બધો યત્ન કર્યો, જેને લીધે વિપ્ર સ્ત્રીઓના ઉપર પ્રસાદ થયો, તે ક્ષુધા તો જેવીને તેવીજ રહી હતી એવું જોઇને પરમાત્માએ ભોજન કરીને તેને નિર્વાણ (શાંતિ, મોક્ષ) પદની પ્રાપ્તિ કરાવી દીધી. આ પ્રમાણે વિપ્ર પત્નીઓના ઉપર ઉપકાર કરીને પરમાત્માએ એ ભાવ પ્રદર્શિત કર્યો કે, અનેક મંત્રોની ઉપાસના કરનારા, તંત્રોક્ત રીતે આરાધના કરનારા, વેદોક્ત

સત્ર (યજ્ઞ) કરનારાને પણ હું જેટલો સુલભ નથી તેટલો મ્હારી ભકિત કરનારાઓને સુલભ થઇ પડું છું. ઋગાદિ વેદોનો અભ્યાસ કર્યાનું શું ફળ? ફ્ર ચાન્દ્રાયણાદિ અનેક વ્રતોનું અનુષ્ઠાન કરવાથી પણ શું વળ્યું? તથા યોગ, જપ, તપ, ત્યાગ-સંન્યાસ અને યજ્ઞ ઇત્યાદિ ખૂબ કરવા છતાંયે પરમાત્મા પ્રત્યે જો મનનો ભાવ નિર્મલ થયો ન હોય, તો તેનું શું ફળ મળી શકે? કશુંયે નહિ. પરંતુ એક માત્ર મનને વિષે નિર્મલ ભાવ (ભકિત, પ્રેમ) ઉત્પન્ન થાય, તો તેનાથી કૃતાર્થતા પ્રાપ્ત થશે. એને માટે પ્રમાણ વિપ્ર સ્ત્રીઓજ છે. વિપ્રસ્ત્રીઓ, શુદ્ધ ભાવથી એક વખતજ અન્ન સમર્પણ રૂપી પરમાત્માનો સત્કાર કરવાથી કૃતાર્થ થઇ, અને જેમનાં ભાગ્યનું સત્પુરૂષો પણ વર્ણન કરે, એવી યોગ્યતાએ પહોંચી, તો નિત્ય પોતાની ઇષ્ટ વસ્તુને પરમાત્માને અર્પણ કરનારા જે વ્રજવાસી લોકો, તેઓનાં ભાગ્યનું વર્ણન શેષ પણ નહિ કરી શકે, એમાં શું આશ્ચર્ય?

'સ્ત્રીઓને પતિ પુત્રાદિકોએ કાંઇ પણ દોષ દીધો નહિ, પરંતુ તેઓને જોઇને એમને ઉલટો પોતાનાં કર્મને માટે પશ્ચાત્તાપ થયો.' એ ઉપરથી જાણી લેવું કે, જ્યાં સુધી પરમાત્માની ભકિત કરનારા સત્પુરૂષોનાં દર્શન થતાં નથી, ત્યાં સુધી અજ્ઞાન દૂર થઇને પરમાત્માનાં સ્વરૂપનું યથાર્થ જ્ઞાન થતું નથી. કેમકે, તે સઘળા બ્રાહ્મણો વેદના અર્થને જાણવાવાળા હતા, તોપણ જ્યારે ત્હેમને પરમાત્માનાં દર્શન કરનારી પોતાની સ્ત્રીઓનાં દર્શન થયાં, ત્યારેજ ત્હેમની પહેલાંની દુષ્ટ બુદ્ધિ દૂર થઇને શ્રીકૃષ્ણનાં વાસ્તવિક સ્વરૂપનું ત્હેમને જ્ઞાન થયું. એ ઉપરથી, કેવળ જ્ઞાનવડેજ દુષ્ટ બુદ્ધિ નાશ પામીને ઇશ સ્વરૂપનું જ્ઞાન થાય છે, એમ કહેનારા દુરાગ્રહી છે, એમ જાણવું. કેમકે, ઉપનિષદ્ વગેરેના અર્થને જાણનારા બ્રાહ્મણોને પોતાની સ્ત્રીઓ ભકિતમતી છે એવું જોયા પછીજ અનુતાપ થયો, તથા પોતાની જાતને ત્હેમણે નિન્દી નાંખી, એ ઉપરથી ઉપર કથેલી વાત સિદ્ધ થાય છે. અનુતાપ સમાન સકલ પાપની નિવૃત્તિ કરનારૂં બીજું કાંઇ પણ પ્રાયશ્ચિત્ત કર્મ નથી. '**પશ્ચાત્તાપેન શુધ્યન્તિ**' મનુષ્યના હાથથી જે પાપ કર્મ થયું હોય, પરંતુ તેને માટે જો ત્હેને પશ્ચાત્તાપ થાય અને તે પાપ કર્મને પોતાનાં મુખેથી ઉચ્ચારીને લોકોને વિષે જો પ્રકટ કરે, તો તેનાથી ત્હેની શુદ્ધિ થાય છે. અર્થાત્ જીર્ણત્વચા (કાંચળી) જેમ સાપનો ત્યાગ કરે છે, તેવીજ રીતે પાપ પણ તે પુરૂષને છોડી દે છે, એમ મનુસ્મૃતિમાં કહ્યું છે. એ નિયમને અનુસરીને, યજ્ઞ સમયે અતિથિનાં વિમુખ થવાથી લાગેલું જે પાપ તથા શ્રીકૃષ્ણનાં યથાર્થ સ્વરૂપને જાણ્યા વગર સામાન્ય મનુષ્ય સમજીને અજ્ઞાન વડે કરેલી

ત્હેમની નિન્દાથી થનારૂં જે પાપ, તેમજ બીજાં પણ જે બધાં પાપ ત્હેમને હાથે થયાં હોય, તે બધાંયની નિવૃત્તિ, દૈવયોગથી ત્હેમને પશ્ચાત્તાપ થયો તથા પોતાનાં કર્મની નિંદા પણ ત્હેમણે કીધી, અને પરમાત્માનાં યથાર્થ સ્વરૂપનું જ્ઞાન પણ તેઓને થયું તેવડે થઈ ગઇ એમ જાણવું.

ત્હેમણે કહ્યું કે, હમારા ત્રણેય[1] જન્મને ધિક્કાર છે. હમારામાં અમર્યાદ બહુજ્ઞતા, યજ્ઞમાં કુશળતા, અખંડ વ્રતવિધિ, સભ્ય લોકોએ સ્તુતિ કરવા યોગ્ય એવો હમારો વંશ, ઇત્યાદિ સકલ ગુણસંપન્નતા હતી, પરંતુ એમાંહેના કોઈ પણ સાધને હમારા અંતરને વિષે ઉત્કૃષ્ટ ભાવ ઉપજાવીને પરમાત્માની સન્મુખ હમને પહોંચાડયા નહિ. તેથી એ બધાંયને હમે ધિક્ ધિક્ એમ કેમ નહિ કહીશું? સારાંશ, એ બધાંય સાધનોએ હમને સ્ત્રીઓ અને ગોવાળીયાના ઉપહાસનો વિષય બનાવ્યા ત્હેમને જે સમજાયું હતું, તે ધર્માધર્મનું નિરૂપણ કરનારા, વેદાંતના વક્તા અને સઘળા લોકોએ હમારી પાસેથી જ્ઞાન સંપાદન કરવું એવી જેઓની મહત્તા તેઓને અર્થાત્ હમને બ્રાહ્મણોને સમજાયું નહિ, તેથી તેઓ કેમ નહિ હસે? પૂર્વ ઋષિઓએ એમ કહ્યું છે કે, નિત્ય વેદપઠન, સ્મૃતિનો અભ્યાસ, સદાચાર બુદ્ધિ તથા કર્મ, યજ્ઞનું અનુષ્ઠાન, સત્ તથા અસત્ વસ્તુનાં ગ્રહણ તેમજ ત્યાગની બુદ્ધિ ઇત્યાદિમાંથી પ્રત્યેકને વિષે સંસાર સમુદ્રમાંહેથી તારવાનું સામર્થ્ય છે. પરંતુ એ બધાંય કોણ જાણે શાથી પોતાની મેળેજ એકાએક પ્રમાદરૂપી સિંધુને વિષે ડૂબી ગયાં તેનું હમને આશ્ચર્ય ઉપજે છે. જેમને સંતુષ્ટ કરવા ખાતર મુનીલોક આલસ્યરહિત થઇને યજ્ઞાનુષ્ઠાન કરે છે, જેમની પ્રીતિ સંપાદન કરવાના હેતુથી જપ, તપ, ધ્યાન ઇત્યાદિ કરે છે, તેઓશ્રી હમારા ભાગ્યને લીધેજ યજ્ઞનું ફળ આપવા સારૂ અંહી આવ્યા હતા, ત્હેમને હમે તિરસ્કાર્યાં, તેથી હમારા સમાન નરપશુ બીજા કોણ હશે? જેની કૃપાદૃષ્ટિથી લોક ધનસંપન્ન થઇને નાના પ્રકારના વિષયોપભોગ કરે છે અને ઉત્તમ અન્નપ્રદાનાદિ વડે અતિથિઓને સત્કારે છે, તે લક્ષ્મી જેમનાં ચરણકમળને વિષે નિરન્તર વસે છે, તેઓશ્રી (પરમાત્મા)નું હમારી પાસે અન્નને સારૂ યાચના કરવું, તે હમને મોહ પમાડવાને કાજેજ, નહિ તો બીજું શું?

સારાંશ, એ કર્મમાં બે વાત નિઃસીમ થઈ; એક પ્રભુનું વાત્સલ્ય

---

[1] બ્રાહ્મણના એક દેહને વિષે ત્રણ જન્મ થાય છે. એક માતા પિતાથી થાય છે તે; બીજો ઉપનયન (જનોઇ) સંસ્કાર અને ત્રીજો યજ્ઞ દીક્ષા. એવા ત્રણેય જન્મ પરમાત્માને નહિ જાણ્યાથી એમના વિફળ થયા હતા.

અને બીજું હમારૂં મૂર્ખત્વ. કેમકે, સ્ત્રીઓને પરમાર્થની સિદ્ધિ પતિના સંયોગથી થાય છે, પૃથકતાથી નહિ, એમ સર્વત્ર પ્રસિદ્ધ છે. પરંતુ બ્રહ્મદેવનું કર્તૃત્વ કાંઇક વિચિત્રજ છે કે એની વિરૂદ્ધમાંજ હમને પ્રમાણુ તરીકે સિદ્ધ કર્યા. એટલે કે, પુરૂષોને પરમાર્થ લાભ સ્ત્રીઓનાં અનુષંગથી થાય છે, ભિન્નતાથી નહિ, એવું કરી બતાવ્યું. હમારાં પાપ નાશ તથા ધન્યત્વ સ્ત્રીઓનાં સંબંધથી થયાં એવું જે લોક શ્રવણુ કરશે, તે તો એમજ કહેશે કે, એના કરતાં તો અ-પરિગ્રહ (સ્ત્રી રહિત) સ્થિતિ બ્હેતર છે. ચાલો, એટલું તો લોકો કહેશે કે, ફલાણા ફલાણાની સ્ત્રીઓ પરમાત્માની ભક્તિને વિષે પરાયણ થઇ ? તેથી પણુ શું આપણુને ધન્યતા ઓછી થશે ? સ્ત્રીઓને પ્રમદા જે કહે છે, તે એ નામ આજે સફલ થયું. જે પોતાની મેળેજ **પ્રમદા** (હર્ષયુક્ત) હોવાથી **વિ-પ્રમદ** (હર્ષ શૂન્ય)ને આનંદિત કીધા તે યુકતજ હતું. જેઓ પોતે જાતેજ અસંતુષ્ટ શોકાતુર હોય છે, તેઓ બીજાને સંતુષ્ટ તથા આનંદિત કેમ કરીને કરી શકશે ? (શ્લિષ્ટાર્થમાં એમ જાણવું કે) જે સ્ત્રીઓ પોતે **પ્ર-મદા** (અત્યંત મદયુક્ત) હોવા છતાંય જેમણે **વિપ્ર-મદ** (હમારો-બ્રાહ્મણોનો મદ) નષ્ટ કરી નાંખ્યો, એ કેટલું બધું આશ્ચર્ય ? મદોન્મત્ત બીજાના મદને કેમ કરીને દૂર કરી શકે ? નહિજ. પરંતુ એમણે કર્યો. તત્વાર્થમાં જાણી લેવું કે, એ સર્વ સ્ત્રીઓ પરમાત્મભક્તિના મદથી યુક્ત હતી અને ત્હેમણે ભક્તિશૂન્ય તથા દેહાદિકોનો ગર્વ કરનારા પુરૂષોનો (પોતાના પતિઓનો) ગર્વ દૂર કરી દીધો. તેઓ બધાજ **વિ-પ્ર-ચેત** (નિર્મલ ચિત્તરહિત ), તેથી **વિપ્ર-ચેત** યાને હમે બ્રાહ્મણ છીએ, એવું અભિમાન ત્હેમનાં ચિત્તમાં હતું, પરંતુ ત્હેમને તે સ્ત્રીઓએ **પ્ર-ચેત ક્લેશ** (અત્યંત માનસિક કલેશ)થી નિર્મુકત કીધા, એ પણુ વિસ્મય કરવા યોગ્ય થયું. અસ્તુ !

આ પ્રકારે પશ્ચાત્તાપ કરીને તેઓ પરમાત્માની પ્રાર્થના કરીને ક્ષમા યાચવા લાગ્યા. હે પ્રભો ! હમારે હાથે જે જે કાંઇ સત્કૃત્ય પહેલાં થયું છે, તે હમારી સ્ત્રીઓએ કર્યું છે, એમ સમજો અને ત્હેમણે જે આ ત્હમારો સત્કાર કર્યો, તે હમારા હાથથીજ થયો, એમ સમજીને હમારી રક્ષા કરો. તે વખતે ગોપાલોને હમોએ 'નહિ અગર આપીએ છીએ,' એમાંહેથી કશુંયે કહ્યું નહિ, એ વાત સત્ય છે. પરંતુ વાસ્તવિક રીતે જુઓ તો આ બંનેય કૃત્ય ત્હમારૂંજ છે કેમકે, બ્રાહ્મણ ત્હમારૂં મુખજ છે એવું તેમાં કહ્યું છે. અર્થાત્ ત્હમે જેવી રીતે મ્હોંડેથી બોલાવ્યા, તેવીજ રીતે તેઓ બોલ્યા. એકાદ વખત **દ્વિજો** (દાંતો)એ રસનાને કરડી હોય, તો તેમના ઉપર કોઈ

ક્રોધ કરતું નથી, અને તેમને પાડી નાંખતું નથી, તે પ્રમાણેજ હમારા ઉપર આપ ક્રોધ કરશો નહિ. કેમકે, હમે પણ આપનાં મુખરૂપ અંગનાં સંબંધી દ્વિજ (બ્રાહ્મણ)જ છીએ. હે ભગવન્! આપે જે ઉચ્ચ નીચ, સુંદર અસુંદર એવી અનેક પ્રકારની ક્રીડા કીધી, તેમાં ગોપાલોએ આપનો એકાદ પણ અપરાધ નહિ કર્યો હોય, એવું સંભવતું નથી. તેવીજ રીતે હમારૂં પણ આ કૃત્ય અયુક્ત છે, તથાપિ આપે સહન કરવું. કેમકે, તેઓની અને હમારી કૃતિ એક હોવાથી, આપે તો તેને સમાન જ માનવી યા જોવી જોઇએ. કારણ કે, હમે બન્ને ત્હમારાં અંગવડેજ ઉત્પન્ન થયા છીએ. (બ્રાહ્મણ મુખથી અને વૈશ્ય જાંઘ વડે. ગોપાળ વૈશ્ય કોટિમાં ઉત્પન્ન થયા હતા, તેથી બન્નેને પરમાત્માનાં અંગવડે ઉત્પન્ન થએલા કહ્યા છે.)

'કંસના ભયના માર્યા તેઓ શ્રીકૃષ્ણનાં દર્શનને કાજે ન ગયા' ત્હેમના મનમાં એમ હતું કે, કંસના શત્રુ શ્રીકૃષ્ણ છે અને મુનીલોક ત્હેમનો આશ્રય કરે છે, એ વાત તે જાણે છે; તેથી ભોગજોગે કદાચ તે પોતાને પણ અપકાર કરી બેસશે; એ હેતુ ઉત્પન્ન થયો હતો, તેથી જવા પામ્યા નહિ. પરંતુ એ કેટલું બધું આશ્ચર્યકારક છે? કેમકે, તેઓ બધાજ જાણતા હતા કે, શ્રીકૃષ્ણ અસુરનો રિપુ છે, બ્રહ્મદેવ વડે સ્તુત છે, તેમ છતાં ક્ષુદ્ર મચ્છરના જેવો જે કંસ, ત્હેની ભીતિથી ઇશ દર્શનનાં સુખનો લાભ લેવાને ન ગયા; એજ માયાનો વિલાસ સમજવો. આ અધ્યાયના તાત્પર્યમાં બે વાત સિદ્ધ થઈ એમ જાણવું. મનુષ્યોએ નિરંતર અતિથિઓને અન્ન સમર્પણ કરવું અને આનંદભેર પરમાત્માના પદનું ચિન્તન, ગાયન કરવું તેમ કર્યાથી અલભ્ય સુખ (ઇશ દર્શનાનંદ)નો લાભ થશે.

**इति श्रीमत्परमहंस· परिव्राजकाचार्य सहजानंदसरस्वतीशिष्येण दत्तात्रेयेण विरचित श्रीमद्भागवतदशमस्कंधपूर्वार्धे श्रीकृष्णलीलाभावार्थदीपिकायां प्रथमोभागः ॥ १ ॥**

**॥ श्रीगुरुदत्तात्रेयार्पणमस्तु ॥**

**॥ इतिशिवम् ॥**



# શ્રી દત્તપ્રબોધકલ્પદ્રુમ—ચતુર્થસ્કંધ.

**પ્રથમ ગુચ્છ** પુષ્પ (૧) પાદસેવનભક્તિનું માહાત્મ્ય—કૌશિક બ્રાહ્મણ વૃત્ત, માલોપંત દીરની વાર્તા (૨) શ્રીરામપદનું માહાત્મ્ય, નાગપાશબંધન વૃત્ત, સર્પકૃતનંદમાસ, તુકારામની ભક્તિ. (૩) વિષ્ણુપદ સેવનથી કૃતકૃત્યતા—કાલિદાસનો સંન્યાસ ગ્રહણ, મૂષકશેઠ બનિયા. (૪) અર્ચનભક્તિની આવશ્યકતા તથા તેનાપર અર્વાચીન લોકોના આક્ષેપનું નિરસન. (૫) પૃથુરાજાની પૂજનભક્તિ—બાણભટ્ટ અને કાલિદાસની ભેટ. (૬) અક્રૂરે કરેલી વંદન ભક્તિ—તુકારામને શિવાજીનું નિમંત્રણ, જોગાપરમાનંદ ભક્તવૃત્ત. (૭) દાસ્ય-ભક્તિ—એક તમોગુણી મનુષ્ય, સત્વવૃદ્ધિના દસ પદાર્થો. (૮) નિષ્કામ દાસ્યથી સકલાર્થ સિદ્ધિ—એક કૃપણ ગૃહસ્થ, હનુમાનની દાસ્યભક્તિ, એક દાંભિક સાધુ. **દ્વિતીય ગુચ્છ**, પુષ્પ. (૧) પરમાત્માજ સત્યમિત્ર—ગંગદત્તની સર્પ સાથે મૈત્રી, ભગુચરિત્ર. (૨) અર્જુનની સખ્ય ભક્તિ—જમાઈ એ દશમગ્રહ છે તેની વાર્તા. (૩) આત્મનિવેદન ભક્તિ—બલીરાજાનું સર્વસ્વાર્પણવૃત્ત, સુધન્વા અને વિરોચનપણવૃત્ત. ( ૪ ) સત્સંગતિમાહાત્મ્ય—(**મહાત્મા શ્રી જ્ઞાનેશ્વરચરિત્ર પ્રારંભ**)જ્ઞાનેશ્વરના પિતાનો પૂર્વ વૃત્તાંત, લગ્ન અને સંન્યાસ ગ્રહણ, ગુરૂ આજ્ઞાથી સંન્યાસ છોડી ફરી સ્ત્રી સાથે સંસાર. ( ૫ ) લોક નિંદાથી આપણી નિષ્ઠા ચલિત થવા દેવી નહિ—જ્ઞાનેશ્વરાદિનો જન્મવૃત્તાંત, નિવૃત્તિનાથને ગૈનીનાથનું દર્શન તથા ઉપદેશ, મત્સ્યેંદ્રનો પૂર્વજન્મવૃત્તાંત, ગોરક્ષોત્પત્તિ, રાવણમત્સ્યેંદ્રના પરસ્પરપ્રત્યે શાપ. (૬) સંપત્તિ અને આપત્તિમાં સંતની એકરૂપતા,—પાડાના મુખેથી વેદ પારાયણ. (૭ યોગસિદ્ધિના અલૌ-કિક ચમત્કાર—શ્રાદ્ધમાં સ્વર્ગસ્થ પિતરોને લાવવા, વિસોબા ખેચરવૃત્ત પાડાને મુક્તિ. (૮) જ્ઞાનેશ્વરાદિના અવતારની સમાપ્તિ—ચાંગદેવવૃત્ત, સચ્ચિદાનંદ બાવાનું સંજીવન, જ્ઞાનેશ્વરી નિર્માણ. સમાધિવૃત્ત. કિં. ૨—૦—૦

## હરિહરભક્તિરહસ્ય.

**(અર્થાત્ મહિમ્નનું શિવ અને વિષ્ણુપર ગુર્જર ભાષામાં અભેદાત્મક વ્યાખ્યાન.)**

આમાંઃ—પુષ્પદંત ચરિત્ર, કાલભૈરવોત્પત્તિ, કેકસીલિંગ હરણ, મદન જન્મ, ત્રિપુરાસુરવૃત્ત, વિષ્ણુનેત્રકમલાર્પણ, નામદેવની અભેદ ભક્તિ, દક્ષયજ્ઞ જૈગિષવ્યયોગીશવૃત્ત, તૃતીય નેત્રોત્પત્તિ, વિષ્ણુદ્રોહી નરહરસોની, ઇત્યાદિ ઘણા વૃત્તાંતની સાથે તાત્વિક અર્થનું દિગ્દર્શન ઠેકઠેકાણે કરેલું છે.

કિં. રૂ. ૧—૦—૦ આ બધાંનો ટપાલખર્ચ જુદો.

મળવાનું ઠેકાણું—

**શ્રીદત્તપ્રબોધકલ્પદ્રુમાલય—સુરત.**